# બુખારી શરીફ

સંપાદક :

ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :

ઈબ્રાહીમ

પ્રકાશક :

ઈસ્માઈલભાઈ ઘડિયાળી

[illegible]

[illegible]

[illegible]

ભાગ ૨૧ થી ૨૫

D

# બુખારી શરીફ (ગુજરાતી)

(ભાગ : ૨૧ થી ૨૫ નો સંપૂટ)

આવૃત્તિ : બીજી




★ પ્રકાશક ★

જનાબ ઇસ્માઈલભાઈ આઈ. ઘડિયાળી
પરીએજ





★ પ્રકાશનનો સમય ★

ઝીકઅદહ-હિજરી ૧૪૨૩ ● જાન્યુઆરી-૨૦૦૩









★ કિતાબ મેળવવાનું સ્થળ ★

જનાબ ઇસ્માઈલભાઈ આઈ. ઘડિયાળી
"બયતુલ અમન" ● શેખવાડી ● મુ. પો. પરીએજ-૩૯૨ ૦૨૧
તા. જી. ભરૂચ ● [ગુજરાત]
ફોન : (૦૨૬૪૨) ૨૮૪૩૩૯


E

## દારુલ ઈશાઅત સલાહકાર સમિતિ

"બયતુલ અમન", પરીએજ, તા. જિ. ભરૂચ.

(૧) મવ. ઇસ્માઈલ સા. મનુબરી (દા.બ.)
મુહતમિમ : દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ, કંથારીઆ.

(૨) મુફ્તી અબ્દુલ્લાહ સા. રવિદ્રવી (દા.બ.)
મુહતમિમ : જામિઅહ મઝહરે સઆદત, હાંસોટ.

(૩) મુફ્તી મુહિયુદ્દીન સા. બળોદવી (દા.બ.)
મુહતમિમ : બઝમે નુસ્રતુલ મુઅમિનીન મોગલવાડા, બરોડા.

(૪) મવ. ગુલામ મુહમ્મદ સા. વસ્તાનવી (દા.બ.)
મુહતમિમ : જામિઅહ ઈશાઅતુલ ઉલૂમ, અક્કલકુવા (મહારાષ્ટ્ર)

(૫) મવ. હસન અબ્દુલ્લાહ સા. ભડકોદ્રવી
નાઝિમ : પ્રકાશન વિભાગ, દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ, કંથારીઆ.

(૬) ઈબ્રાહીમ આદમ સા. ટંકારવી
(અનુવાદક) હાલ જિદ્દા (સઉદી અરબ)

(૭) જનાબ ઇસ્માઈલ સા. ઘડિયાળી
(પ્રકાશક) બયતુલ અમન, પરીએજ, ભરૂચ.



# દારુલ ઈશાઅત

## ★ આદર્શો અને હેતુઓ ★

(૧) ગુજરાતી ભાષામાં ઇસ્લામી સાહિત્યનું પ્રકાશન કરવું.

(૨) સમાજ ઉપયોગી પુસ્તક-પુસ્તિકાઓનું પ્રકાશન કરવું.

(૩) અરબી, ઉર્દૂ, અંગ્રેજી વગેરે ભાષાઓમાંથી ઉત્તમ પુસ્તકોનું ગુજરાતીમાં રૂપાંતર કરવું.

(૪) ગુજરાતના મુસ્લિમ લેખકો અને ભાષાંતરકારોની કૃતિઓને પ્રગટ કરી, લેખકો-ભાષાંતરકારોને યોગ્ય પુરસ્કાર આપવો.

(૫) અલ્લાહ તૌફીક આપે તો, ગુજરાતી ભાષાના ઇસ્લામી પુસ્તકોનું એક આધારભૂત વિશાળ પુસ્તકાલય ભરૂચ ખાતે સ્થાપવું.

(૬) સાહિત્ય પ્રવૃત્તિને ઉત્તેજન આપવું.

(૭) ઇસ્લામી વિચારસરણીનું સંવર્ધન કરવું.





# ✪ આભારની લાગણી ✪

અલ્લાહનો આભાર, જેણે માનવીને એવી બાબતો શીખવી, જે તે જાણતો ન હતો. રહમત અને સલામ રસૂલુલ્લાહ (સલ.) પર, જેમની મારફતે માનવીને એવા વિષયોની જાણકારી મળી, જે તે જાણતો ન હતો.

મર. હકીમ ફખ્રુદ્દીન સાહેબ મર્હૂમ, સુરત શહેર અને તેની આજુબાજુના વિસ્તારના જાણીતા હકીમ હતા. ઉચ્ચ કક્ષાના આલિમ પણ હતા. મારી તેમની સાથે પહેલી વાર મુલાકાત થઇ, ત્યારે તેમણે મારો પરિચય મેળવ્યા પછી મને કહ્યું કે, મારા સગાઓ મારફતે મેં તમારી ખૂબ તારીફ સાંભળી હતી, તે વખતે મેં તમને જોયા વગર જ તમારા વિષે અનેક વાર દુઆ કરી હતી; અલ્લાહ તઆલા તમને હદીસના વિષયની ભરપુર જાણકારી આપે. વધુમાં તેમણે મને જણાવ્યું કે, મારી પાસે ઘણી કિતાબો છે; જેનો કોઇ ઉપયોગ કરનાર નથી; જો તમારે કોઇ કિતાબનો અભ્યાસ કરવો હોય, તો મારી પાસેથી લઇ જજો.

આ વાત થયા પછી લગભગ સાત વરસ વીતી ગયાં. સુરત ખાતે હું "મુજાહિદ" પાક્ષિકના તંત્રીપદની જવાબદારી સંભાળતો હતો, ત્યારે મેં મર્હૂમ હકીમ સાહેબની મુલાકાત લીધી. મેં તેમને જણાવ્યું કે, મારો વિચાર બુખારી શરીફનું ગુજરાતી ભાષાંતર કરવાનો છે, જો તમારી પાસે બુખારી શરીફ હોય, તો મને આપવા મહેરબાની કરશો. તેમણે કહ્યું કે, જે વ્યક્તિને જે વસ્તુ પ્રત્યે મુહબ્બત હોય છે, તે અંગે તે વિચારે છે; તમને બુખારી શરીફ પ્રત્યે મુહબ્બત હતી, એટલે તમે એના ભાષાંતરનો વિચાર કર્યો.

તેમણે મને બુખારી શરીફ આપી. મેં કહ્યું કે, આ એક દળદાર ગ્રંથ છે, એટલે એનું ભાષાંતર કરતાં લાંબો સમય લાગશે, એ સમય દરમ્યાન હું એને મારી પાસે રાખીશ. તેમણે જવાબ આપ્યો કે, તમારે જ્યાં સુધી જરૂર હોય ત્યાં સુધી તમારી પાસે રાખજો. આ પુસ્તક લગભગ પાંચ વરસ કરતાં વધુ સમય સુધી મારી પાસે રહ્યું. જ્યારે હું "ઉમ્મીદ" સાપ્તાહિકનું તંત્રીપદ સંભાળતો હતો, ત્યારે આ મુબારક પુસ્તકનું ગુજરાતી રૂપાંતર પૂરું થયું.

બુખારી શરીફના ભાષાંતરના આરંભથી લઇને અંત સુધી મારા કુટુંબના

સભ્યો ઉપરાંત મારા અંગત મિત્રો પણ જાણતા ન હતા કે, મેં બુખારી શરીફ જેવા મહાન પુસ્તકના ગુજરાતી રૂપાંતરની મુશ્કેલ જવાબદારી સ્વીકારી છે. આ ભાષાંતર પૂરૂં થયા પછી, જ્યારે એના પ્રકાશન અંગે વિચાર વિમર્શ થયો, ત્યારે મિત્રોને ખબર પડી કે, બુખારી શરીફ જેવા ભવ્ય પુસ્તકને મેં ગુજરાતીમાં પરિવર્તન કર્યું છે !

મર્હૂમ હકીમ સાહેબને જ્યારે હું આ પુસ્તક પાછું આપવા માટે ગયો, ત્યારે તેમણે જણાવ્યું કે, જરૂર હોય તો હજુ રહેવા દો. મેં કહ્યું કે, હું એને ભાષાંતર કરવા માટે લઇ ગયો હતો. એ મુબારક કામ પૂરૂં થયું, એટલે તમારી અમાનત પરત કરી રહ્યો છું. તેમને ભારે નવાઇ લાગી અને ખૂબ ખુશી થઇ કે, મેં આવા વિશાળ પુસ્તકને ગુજરાતી આકાર આપ્યો છે. તેમને એ વાતનો સંતોષ થયો કે, તેમની પાસેની હદીસની કિતાબનો સુંદર સદુપયોગ થયો.

જો મર્હૂમ હકીમ સાહેબે આ પુસ્તક મને લાંબા સમય સુધી લાભ ઉઠાવવા માટે આપ્યું ન હોત, તો મને અન્ય સ્થળોએથી અરબીનું આવું મોંઘું અને દળદાર પુસ્તક મેળવતાં વાર લાગી હોત અને તેનું ગુજરાતી સ્વરૂપ, ગુજરાતી ભાષા જાણનારાઓની સામે આવતાં વાર લાગી હોત. તે વખતે મારી આર્થિક સ્થિતિ નબળી હતી. આવું દળદાર અરબી પુસ્તક ખરીદવાની મારી તાકાત ન હતી. હું અહીં તેમના પ્રત્યે આભારની લાગણી વ્યક્ત કરૂં છું.

અલ્લાહ મર્હૂમ હકીમ સાહેબને જન્નતુલ ફિરદૌસમાં ઉચ્ચ સ્થાન આપે; અલ્લાહની રહમતની છાયામાં સ્થાન આપે. ઇલ્મ અને આલિમો પ્રત્યેની તેમની ભલી અને માનભરી લાગણીનો અલ્લાહ તેમને બહેતર બદલો આપે.

**ઇબ્રાહીમ**

*જિદ્દહ, સઉદી અરબ*







# ☆ પ્રકાશકીય ☆

## હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.....

**"બુખારી શરીફ"** : એક અત્યંત આધારભુત, પ્રમાણભુત, વિશ્વસનીય, મહાનતમ્, શ્રેષ્ઠતમ્ અને ઉચ્ચતમ્ હદીષ-સંગ્રહ. બુખારી શરીફની ફઝીલત અને પ્રશસ્તિમાં જેટલું કહેવાયું અને લખાયું છે એટલું બીજા કોઇ માનવગ્રંથ વિષે કહેવાયું અને લખાયું નથી. કોઇપણ પ્રકારના ક્ષોભ-સંકોચ અને અતિશયોક્તિ વિના કહી શકાય છે કે જે મહાનતા, ખ્યાતિ અને લોકપ્રિયતા સહીહ બુખારી શરીફના ભાગે આવ્યાં છે, તે બીજી કોઇ માનવીય કૃતિને પ્રાપ્ત થઇ શક્યાં નથી. સાચી વાત અને ખરી વાસ્તવિકતા તો એ છે કે હદીષના વિષય પર લખાયેલી સઘળી મશહૂર અને મકબૂલ કિતાબોમાં સહીહ બુખારી શરીફને જે ઉચ્ચ અને મહત્તમ સ્થાન પ્રાપ્ત થયું છે, તે હદીષની બીજી કોઇ કિતાબને પ્રાપ્ત થયું નથી. ઉમ્મતના ઉલમાએ કિરામ આ વાતે સર્વ સંમત છે કે કુર્આન શરીફ પછી હદીષની બુખારી શરીફથી વધુ સહીહ અને મુઅતબર બીજી કોઇ કિતાબ પૃથ્વીના પટ પર મોજૂદ નથી. પેલી મશહૂર લોકોક્તિ : **"અસહ્હુલ કુતુબિ બા'દ કિતાબિલ્લાહિ સ્સહીહુલ બુખારી"** અકારણ પ્રચલિત થઇ ગઇ નથી; બલ્કે આ હદીષ-સંગ્રહને વ્યાપકરૂપે સાંપડેલી પ્રચંડ લોકસ્વીકૃતિ, લોકપ્રિયતા, લોકાદર અને લોકભોગ્યતાને કારણે જ બુખારી શરીફને-કિતાબુલ્લાહ પછી-હદીષને લગતી કિતાબોમાં સર્વશ્રેષ્ઠ અને સર્વાધિક સહીહ કિતાબ હોવાનું બહુમાન મળ્યું છે. આ અનન્ય, દિવ્ય, ભવ્ય અને પવિત્ર ગ્રંથ દ્રઢપણે અને અતૂટ તથા અવિચ્છેદ રીતે તેનામાં સંકળાયેલી સિહ્હત, શુદ્ધતા, ગુણવત્તા, નિર્મળતા, નિર્ભેળતા અને આધારભૂતતા જેવી અનેકવિધ ખૂબીઓ, વિશેષતાઓ અને ગુણધર્મોને કારણે જ એને **"અસહ્હુલ કુતુબ......."**નું અનુપમ, અદ્દભુત અને અદ્વિતીય બિરૂદ મળવા પામ્યું છે.

આવી વિરલ, ગરિમાવંત અને બહુમૂલ્ય કિતાબને પ્રચારવાનું અને પ્રસારવાનું સદ્દભાગ્ય મુજ જેવા અપાત્ર, અશક્ત અને અસમર્થ મનુષ્યને સાંપડયું તે બદલ અલ્લાહ તબારક વ તઆલાનો અપાર શુક્ર અદા કરૂં છું. **"ફલિલ્લા હિલ**

**હમ્દુ વ લહુ શ્શુક્રુ અલા ઝાલિક......"** એ વાતનો સ્વીકાર કરવામાં મને લગીર ખંચકાટ અને સંકોચ નથી કે જો અલ્લાહ તઆલાની તવફીક શામિલે હાલ ન રહી હોત અને અલ્લાહ તઆલાએ મને શક્તિ પ્રદાન ન કરી હોત તો આવું કઠિન અને સખત પરિશ્રમભર્યું કામ આ પ્રમાણે સરળતાપૂર્વક અને હેમખેમ પાર પડયું ન હોત. જ્યારે હું આ વિકટ અને વિશાળ કામને નિહાળું છું અને પોતાની સાંગોપાંગ કમઝોર ઝાત પર નજર કરું છું, તો મારા આશ્ચર્યનો પાર રહેતો નથી. ક્યાં મારી અલ્પતમ ઝાત અને ક્યાં આવું મુબારક અને ભારેખમ કામ !

**કહાં મૈં ઔર કહાં યહ નિકહતે ગુલ,**
**નસીમે સુબ્હ તેરી મહરબાની**

પરંતુ અલ્લાહ તઆલાના અનંત ફઝલો કરમ અને સાથી કાર્યકરોના બેમિસાલ તઆવુનથી આવા કષ્ટભર્યા પ્રકાશન કાર્યને અને નફારહિત વિતરણ કાર્યને ક્ષેમકુશળ અંજામ આપી શકાયાં, તે બદલ સ્વાભાવિક રીતે ધન્યતા, આનંદ અને હર્ષોલ્લાસની લાગણી અનુભવું છું અને બારગાહે ઈલાહીમાં શુક્ર બજાવી લાઉં છું.....**ઝાલિ-ક ફદ્લુ લ્લાહિ યુઅ્તીહી મંય્યશાઉ વલ્લાહુ ઝુલ્ફદ્લિલ અઝીમ** (આ અલ્લાહ તઆલાનો ફઝલ છે, તે જેને ચાહે આપે છે અને અલ્લાહ તઆલા મહાન ફઝલવાળો છે.) -સૂરએ જુમુઅહ : ૪

આ દળદાર અને સિમાચિહ્નરૂપ પ્રકાશન અનેક સાથીઓ અને સજ્જનોની વિવિધ પ્રકારની મહેનત અને પ્રયાસોનું પરિણામ છે. જો આ સદ્‌ગૃહસ્થોનો ઉમ્દાભર્યો સહકાર સાંપડયો ન હોત તો આ કામ આ રીતે સાંગોપાંગ પાર ઊતર્યું ન હોત. આ સૌ સજ્જનોનો નામજોગ શુક્રિયહ અદા કરવાને હું પોતાની ધાર્મિક અને નૈતિક ફરજ માનું છું : **"મલ્ લમ્ યશ્કુરિન્નાસ લમ્ યશ્કુરિલ્લાહ"**.

સૌ પ્રથમ તો હું આ ફૈઝદાયી કિતાબના **અનુવાદક મુહતરમ જનાબ હઝરત મવલાના ઇબ્રાહીમ આદમ પટેલ સા. ટંકારવી** (મ. ઝિ.)નો આ મુબારક કાર્યમાં મને નિમિત્ત બનાવવા બદલ હાર્દિક આભાર વ્યક્ત કરું છું અને એમનો ઋણ-સ્વીકાર કરું છું. જો આપે મને સદકએ જારિયહ રૂપી આ કાર્યમાં જોતર્યો ન હોત તો ફલાહે દારૈન, સઆદતે દારૈન અને સવાબે દારૈનથી મહરૂમ રહી જવા પામ્યો હોત.



હઝરત મવલાના **મુફ્તી સૈયદ મુહમ્મદ મુહિયુદ્દીન સા. બળોદવી** (મ. ઝિ.)નો હું ખૂબ જ મમ્નૂન અને મશ્કૂર છું. આપે મને અતિ પરિશ્રમ માંગી લેતી ફૂટનોટ્સ સમયસર લખી આપી પ્રકાશન પર ભારે ઉપકાર કર્યો છે.

મૂલ્યવાન અભિપ્રાયો - દુઆઈયા કલામો લખી આપવા બદલ **ગુજરાતના નામવંત ઉલમાએ કિરામો**નો પણ હું અત્યંત ઋણી અને આભારવશ છું. એમના અમૂલ્ય મંતવ્યો અને અભિપ્રાયોએ કિતાબની ગુજરાતી આવૃત્તિની શોભામાં અભિવૃદ્ધિ કરી છે.........આ અતિ પરિશ્રમપૂર્ણ અને મોટીમસ સ્કીમને લીલી ઝંડી (પરવાનગી) આપવા બદલ ''દારૂલ ઈશાઅત'' પરીએજના ટ્રસ્ટી મંડળનો અનુગ્રહિત છું.

પ્રથમ આવૃત્તિના સમાપન વેળા પરીએજ મુકામે આયોજિત ''મજલિસે ખત્મે બુખારી શરીફ''માં આમંત્રિત ગુજરાતના માનવંત ઉલમાએ કિરામ, મહેમાનગણ અને ઉપસ્થિતો માટે બેનમૂન વ્યવસ્થા અને ખિદમતો અંજામ આપવા બદલ **મદ્રસા અન્વારુલ ઈસ્લામ**ના સદર મવ. ઐયુબ સાહેબ, મજલિસ કમિટિના સર્વે સભ્યો, મદ્રસાના તમામ મુદર્રિસ સાહેબો, ગામના નવયુવાનો તેમજ વડીલો, સૌ કોઇ પ્રત્યે આ ક્ષણે હાર્દિક આભાર વ્યક્ત કરવાની તક ઝડપી લઉં છું.

વળી ''દારૂલ ઈશાઅત'' ટ્રસ્ટી મંડળના ખૂબ જ મસરૂફ છતાં બુખારી શરીફના પ્રકાશન કાર્ય સંદર્ભે જ્યારે જ્યારે જરૂર પડી ત્યારે સમય, શક્તિ અને વૈચારિક માર્ગદર્શનના ત્રિવિધ હેતુથી અત્યંત મદદરૂપ પુરવાર થનાર દારુલ ઉલૂમ-કંથારીઆ, પ્રકાશન વિભાગના **"નાઝિમ" મવલાના હસન અબ્દુલ્લાહ ભડકોદ્‌વી સા.** નો જેટલો આભાર માનું એટલો ઓછો છે. અલ્લાહ તબારક વ તઆલા એમને કલમને ઝરિયે દીનની મહાનતમ્ ખિદમતો માટે કુબૂલ ફરમાવી, બન્ને જહાનમાં બેહતરીન બદલ અતા ફરમાવે. નાચિઝની એ જ દુઆ !

સામાન્ય રીતે કોઇ પણ યોજનાને સાકાર કરવા માટે આર્થિક સહિત અનેક મુશ્કેલીઓ મૂંઝવણોનો સામનો કરવો પડતો હોય છે. દેશ-વિદેશમાં વસતા ઉદારદિલ મુસ્લિમ સખી-સજ્જનોએ ભરપૂર તઆવુન ફરમાવી આ વિકટ સમસ્યા અને મૂંઝવણને પણ દૂર કરી દીધી. મારા આવા વિશાળ દિલ મુઆવિનોનો ખૂબ

ખૂબ ઋણ-સ્વીકાર અને આભાર. ભાગ ૨૧ થી ૨૫ ના પ્રકાશનમાં એમણે આપેલો સિંહફાળો કદી વિસારી શકાય એમ નથી.

નીચેના મહાનુભાવો તરફથી પણ મને અતિ ઉષ્માભર્યો આવકાર અને હુંફાળો સહકાર સાંપડ્યો છે. આ પ્રસંગે એમને વિસારી શકાય તેમ નથી. એમના નામોની સાભાર અને સાદર નોંધ લેતાં ગદ્ગદિત થઇ જાઉં છું.

(૧) હાજી ઈકબાલ મહંમદ નાથા (પરીએજ)
(૨) હાજી ઈબ્રાહીમ આદમ મીઠા (પરીએજ)
(૩) હાજી ગુલામ મુસા બક (પરીએજ)
(૪) જનાબ ઈશાક ઈબ્રાહીમ ઘડિયાળી (વલણ)
(૫) હાજી ઈસ્માઈલ મહંમદ ભીખા (માંકણ)
(૬) હાજી ઐયુબ મુસા અલબા (કરમાડ)
(૭) હાજી દાઉદ પેટલ (પરીએજ)
(૮) હાજી યાકુબ ભુતા (ટંકારીઆ)
(૯) હાજી આદમભાઈ રોકડ (વલણ)
(૧૦) જનાબ હારૂન ઈબ્રાહીમ ઘડિયાળી (વલણ)
(૧૧) હાજી ઈકબાલ ગુલામ અકુજી (કોઠી વાંતરસા)
(૧૨) હાજી યાકુબ ઉમરજી પાટલુન (મનુબર)
(૧૩) હાજી અ. રશીદ શેખ (હાંસોટ)
(૧૪) મવલાના યાકુબ કાસિમી (મ. ઝિ.) (કાવી)
(૧૫) હાજી શબ્બીર વલી ટેલર (પરીએજ)
(૧૬) હાજી ઈસ્માઈલ મોહંમદ ઉમર (પરીએજ)
(૧૭) હાજી મુસ્તાક અ. મજીદ પટેલ (પગુથણ)
(૧૮) હાફેજી યાકુબ સુફી (પરીએજ)
(૧૯) હાજી ઈકબાલ અહમદ સુલેમાન (સહાપોર)
(૨૦) હાફેજી ઈસ્માઈલ ઈબ્રાહીમ મકન (પરીએજ)
(૨૧) જનાબ યાકુબભાઈ મલેક (ટંકારીઆ)

આ ઉપરાંત કોઈ પણ રીતે, કોઈ પણ પ્રકારે, યથાશક્તિ અને યથાતવફીક કિતાબના પ્રકાશનમાં સાથ-સહકાર પૂરો પાડનાર નામી-અનામી સહાયકો અને હિતચિંતકોનો પણ આ તકે અંતઃકરણપૂર્વક શુક્રિયહ અદા કરું છું.

**જઝાકુમુ લ્લાહુ તઆલા ફિદ્દારૈનિ ખયરા.......**

અલ્લાહ તઆલા આપણા સૌના આ સહિયારા પ્રયત્નોને શર્ફે કબૂલિયતથી નવાઝી, એને દીન-દુનિયાની કામિયાબી અને સરફરાઝીનું નિમિત્ત બનાવે, આમીન યા રબ્બલ આલમીન !


અહકર,

**ઇસ્માઇલભાઇ આઇ. ઘડિયાળી**

*"બયતુલ અમન" શેખવાડી,*

*મુ. પો. પરીએજ-૩૯૨ ૦૨૧, તા. જિ. ભરૂચ.*

*ફોન (૦૨૬૪૨) ૨૮૪૩૩૯ (R)*




# પ્રતિભાવ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**નહ્મદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ્ કરીમ.**

ઈમામ મુહમ્મદ બિન ઇસ્માઈલ બુખારી (રહિમ-હુલ્લાહુ તઆલા)ની જગવિખ્યાત કૃતિ **"સહીહ બુખારી શરીફ"**ને જે અઝમત, ખ્યાતિ, લોકઆદર અને લોકપ્રિયતા પ્રાપ્ત થયાં છે, તે કોઇ માનવીય કૃતિને અત્યાર સુધી પ્રાપ્ત થયાં નથી. હદીસની કિતાબોમાં બુખારી શરીફ જેવું ઉચ્ચ સ્થાન બીજી કોઇ કિતાબને પ્રાપ્ત થઇ શક્યું નથી; બલકે હકીકત, નક્કર સત્ય એ છે કે કિતાબુલ્લાહ પછી બુખારી શરીફથી વધુ સહીહ, આધારભૂત અને વિશ્વાસપાત્ર કોઇ કિતાબ જમીનના પટ પર મવજૂદ નથી અને નથી : **"અસહ્હુલ કુતુબિ બા'દ કિતાબિલ્લાહિ સ્સહીહુલ બુખારી."**

આવી ઉચ્ચ, મહાનતમ્ અને શ્રેષ્ઠતમ્ કિતાબને ગુજરાતી ભાષામાં રૂપાંતરિત કરવાનું સૌભાગ્ય, ગૌરવ અને શ્રેય હઝરત મવલાના ઇબ્રાહીમ પટેલ સા. ટંકારવી (ઝી.મ.)ને ફાળે ગયાં છે. જ્યારે આ બરકતવંત, ઇમાનવર્ધક અને રૂહપોષક ગ્રંથને પ્રકાશિત કરવાની સઆદત મુહતરમ જનાબ અલહાજ ઇસ્માઈલભાઇ આઇ. ઘડિયાળી સા. પરીએજીને પ્રાપ્ત થઇ છે : **"ઝાલિ-ક ફદ્લુલ્લાહિ યુઅ્તીહી મંય્યશાઉ...."** [આ અલ્લાહ તઆલાનો ફઝલ છે, તે જેને ચાહે તેને અર્પણ કરે છે]. *-સૂરએ જુમ્અહ : ૪*

**ઈં સઆદત બ-ઝોરે બાઝૂ નેસ્ત**
**તા ન બખ્શદ ખુદાએ બખ્શિન્દહ**

અર્થાત્ : *આ નેકબખ્તી બાહુબળ દ્વારા પ્રાપ્ત થઇ શકતી નથી. એ તો અલ્લાહ તઆલાના અર્પણ કરવાથી જ પ્રાપ્ત થઇ શકે છે.*

આવી ઉપયોગી અને અનુપમ કિતાબ પ્રગટ કરવા બદલ આ બંને સજ્જનોને મારા હાર્દિક મુબારકબાદ પાઠવી દુઆ ગુઝારું છું કે અલ્લાહ તઆલા એમની

આ બહુમૂલ્ય, કદ્રપાત્ર અને પ્રશંસનીય દીની-ઇલ્મી ખિદમતને શર્ફે કબૂલ અતા ફરમાવે, દારૈનમાં સરફરાઝી અને સુર્ખરૂઇનું નિમિત્ત બનાવે, આ મહાકાય યોજનામાં કોઇપણ રીતે મદદરૂપ અને સહાયરૂપ બનનારને યથાયોગ્ય બદલાથી નવાઝે અને સૌના હકમાં સદકએ જારિયહ બનાવે, આમીન યા રબ્બલ આલમીન !

**ઈં દુઆ અઝ મન વ અઝ જુમ્લા જહાં આમીન બાદ્.**

**અને અંતે...... સંસ્થાના બિરાદરો દીની–તબ્લીગી–ઇસ્લાહી સાહિત્ય સમયાંતરે પ્રકાશિત કરતા રહેવાની નેક નિય્યત ધરાવે છે. એમની આ પ્રકાશન– પ્રવૃત્તિને પ્રોત્સાહિત અને વિકસિત કરવામાં એમને દરેક રીતે બનતો બધો જ સહકાર પૂરો પાડવો સમગ્ર મુસ્લિમ બિરાદરોની દીની, મિલ્લી અને અખ્લાકી ફરજ બને છે. આશા છે કે એમની ભાવિ યોજનાઓને સાકાર કરવામાં સૌનો યથાશક્તિ, યથાતવફીક, ઉત્સાહપ્રેરક, ઉષ્માભર્યો અને ઊમળકાભર્યો સહકાર મળી જ રહેશે, ઇન્શાઅલ્લાહ.**

અહકરુલ વરા,

***(મવલાના) ઇસ્માઈલ અહમદ મનુબરી (સા., મ.ઝિ.)***

*(મુહતમિમ) : દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર, કંથારીઆ.*





## અભિપ્રાય

**મુફતી ઇસ્માઈલ વાડીવાલા**
(મુફતી : જામેઅહ હુસૈનિયહ-રાંદેર) ૬/૨૦, દારુસ્સલામ, બાબુલેન,
રાંદેર, સુરત-૩૯૫ ૦૦૫.

સલામે મસ્નૂન બાદ : મૌલાના ઇબ્રાહીમ ટંકારવી સાહબે બુખારી શરીફનો ગુજરાતી તર્જુમો કરી હદીષની કિતાબોમાં એક નવો ઉમેરો કર્યો છે. મુસલમાનો માટે સૌપ્રથમ કુર્આને હકીમ અને અહાદીષે નબવિય્યહ સલ. હિદાયત અને રાહનુમાઇનું માધ્યમ છે. તર્જુમો મોઅતબર અને ભરોષાપાત્ર છે. છપાઇ પણ ઘણી જ સુંદર છે. અગર જરૂરત મુજબ મુશ્કેલ અહાદીષની ટૂંકી તશરીહ કરવામાં આવતે તો કિતાબ ઇ.અ. વધુ ઉપયોગી રહેતે. દુઆ છે કે ખુદાપાક ગુર્જર બિરાદરો માટે મઝકૂર કિતાબને ફેઝયાબ બનાવે તથા ભાષાંતરકાર અને પ્રકાશક તથા નાની મોટી ખિદમતમાં ફાળો આપનારને ખુદાપાક દારૈનની ભલાઇઓથી નવાઝે અને સદકએ જારિયહનો સબબ બનાવે, આમીન.

*નાચીઝ*

***ઇસ્માઈલ ગુફિરલહુ***
*(મુફતી : જામેઅહ હુસૈનિયહ-રાંદેર, સુરત)*

## અભિપ્રાય

**મદની દારૂત્તરબિયત**
મુ. કરમાલી, વાયા : પાનોલી
તા. અંકલેશ્વર, જિ. ભરૂચ. ● પીન-૩૯૪ ૧૧૫

**મોહતરમ જનાબ ઇસ્માઈલભાઇ ઘડિયાળી સા.**

સલામ મસ્નૂન બાદ : ઉમ્મીદ છે કે ખેરિયતથી હશો. વધુમાં જણાવવાનું કે આપ સાહેબે રવાના કરેલ બુખારી શરીફના ૨૨ થી ૩૦ ગુજરાતી ભાગો મળ્યા. ખૂબ-ખૂબ શુક્રિયા સાથે કબૂલ કર્યું છું, જઝાકુમુલ્લાહ. આનંદદાયક વાત છે કે આપની સંસ્થા બુખારી શરીફના બધા જ ભાગો (સંપૂર્ણ બુખારી શરીફ) એક સંપુટરૂપે છપાવવાની મુબારક નેમ ધરાવે છે. દુઆ છે કે ખુદા તઆલા આ બરકતવંત કામને હેમખેમ પરિપૂર્ણ ફરમાવે અને એના ફાયદા આમ અને તામ કરે તેમજ આપના માટે તેમજ તમામ સાહિબે ખૈર માટે સદકએ જારિયહ સાબિત થાય અને કિયામત-નેગરીયતના ઝમાનામાં ખ્વલીકને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક સુન્નતો પર અમલ કરવાની નેક તૌફીક અર્પણ કરે.

*બસ એંજ, ફકત વસ્સલામ,*
*મોહતાજે દુઆ*
***અહમદ બેમાત***

 

## જામિઅહ ઈસ્લામિયહ

ડાભેલ, જિ. સુરત.

અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ ઉપર જે અગણિત અને અસંખ્ય ઉપકારો ફરમાવ્યા છે તે માંહેનો સૌથી મોટો ઉપકાર એ છે કે તેમની સલાહ અને ફલાહ માટે નુબુવ્વત તેમજ રિસાલતનો પવિત્ર અને મુબારક સિલસિલો ચાલુ ફરમાવ્યો અને જ્યારે જ્યારે માનવતાને આસમાની હિદાયતની જરૂરત પડી તેઓમાંથી જ કોઇ એક બંદાને પોતાનો નબી અને માનવતા માટે માર્ગદર્શક બનાવી પોતાની હિદાયત સાથે લોકોમાં મોકલ્યો.

નબીઓ અને રસૂલોના આગમનનો આ સિલસિલો હજારો વરસ ચાલુ રહ્યો ત્યાં સુધી કે અલ્લાહ તઆલાના અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ.) પર આ સિલસિલો પૂર્ણ કરવામાં આવ્યો અને આપના હાથે તે છેલ્લી અને સંપૂર્ણ તઅલીમ અને હિદાયત મોકલી આપવામાં આવી જે હરહંમેશ માટે કાફી થઇ રહેનારી છે.

ખુદાઇ તઅલીમ અને આદેશોની જે પુંજી અંતિમ નબી (સલ.)ના થકી દુન્યાને મળી તેના બે ભાગો છે : એક કિતાબુલ્લાહ કિંવા કુર્આન મજીદ, જે શબ્દ અને અર્થ બન્નેવમાં અલ્લાહનું કલામ છે. બીજો ભાગ આપ (સલ.)ના તે પવિત્ર ઇરશાદો અને આપ (સલ.) તરફથી આપવામાં આવેલા આદેશો અને માર્ગદર્શક કૃત્યો અને કથનો, જે આપ (સલ.) અલ્લાહ તઆલાના પયગમ્બર અને તેની કિતાબનું અર્થઘટન કરનાર તેમજ અલ્લાહ તઆલાના પ્રતિનિધિ હોવાની હેસિયતથી ઉમ્મતને આપતા હતા જેને તેના ખરા રૂપમાં સાચવીને સહાબાએ કિરામે (રદિ.) પાછળવાળાઓ સુધી પહોંચાડયા અને પાછળવાળાઓએ તેને પૂરી સનદ સાથે કિતાબોમાં કંડારી આપ્યા. આપ (સલ.)ની તે તઅલીમાત તેમજ માર્ગદર્શિકાઓના તે ભાગનું નામ હદીસ અને સુન્નત છે.

હુઝૂર રસૂલુલ્લાહ (સલ.) તો પોતાની પવિત્ર ઉમર પૂર્ણ કરી અલ્લાહ તઆલાના હુકમ મુજબ આ દુન્યાથી સિધાવી ગયા, પરંતુ હંમેશ માટે માનવતાના



માર્ગદર્શન માટે પોતે લાવેલ તઅલીમ અને હિદાયતના આ બન્નેવ ભાગો કિંવા કુર્આન અને હદીસ પોતાની પાછળ મૂકી ગયા અને આ બન્નેવની હિફાઝત માટે દરેક યુગમાં અલ્લાહ તઆલાએ એવી આંતરિક અને બાહ્ય વ્યવસ્થા ફરમાવી જે વિચારનારાઓ અને સમજનારાઓ માટે અલ્લાહ તઆલાની નિશાનીઓ પૈકી એક મોટી નિશાની અને ખાતિમુલ અંબિયા (સલ.)ના મોઅજિઝાઓ પૈકી એક જીવંત મોઅજિઝો છે.

કુદરતની આ વ્યવસ્થાઓ પૈકી એક એ પણ છે કે જે યુગમાં કિતાબ અને સુન્નતની જે પ્રકારની સેવાની જરૂરત લાગી અલ્લાહ તઆલા પોતાના કેટલાક બંદાઓના દિલોમાં તે સેવાનો વિચાર પયદા કરી તેને એમાં લગાવી આપે છે. નબવી યુગથી લઇને આજ સુધી કુર્આન અને હદીસની સેવાઓ જેવી રીતે અને જે પ્રકારે કરવામાં આવી છે અગર કોઇ આદમી ધ્યાનથી જુએ તો સ્પષ્ટરૂપે જણાઇ આવશે કે જે કંઇ થયું તે દરેક યુગની જરૂરતો માટે એક કુદરતી વ્યવસ્થા હતી અને જે બંદાઓના હાથે થઇ તેઓ એક સાધનરૂપ હતા.

ઇલ્મે હદીસ વાસ્તવમાં હુઝૂર (સલ.)ના મુબારક જીવનનો એક વિશ્વાસપાત્ર ઇતિહાસ છે. મુસલમાનોને પોતાના પયગમ્બર (સલ.)ની સાથે જે ઇશ્ક અને મુહબ્બતનો સંબંધ છે અન્ય ઉમ્મતોમાં તેની જોડ નહિ મળે. એટલા જ માટે મુસ્લિમોએ નબીએ કરીમ (સલ.)ના જીવનના દરેક પાસાને અને દરેક રેખા તેમજ બિંદુને સંપૂર્ણ સાવચેતી સહિત સાચવવાની કોશિશ કરી છે. આજે અગર કોઇ માણસ નબીએ કરીમ (સલ.)ના જીવનની પૂરી છબી અને સંપૂર્ણ નકશો જોવા ચાહે તો તેના માટે હદીસની કિતાબો કાફી છે.

લેખિત રૂપમાં હદીસે પાકને જમા કરવા તેમજ સાચવવાનો સિલસિલો વ્યક્તિગત રૂપમાં હુઝૂર (સલ.)ના મુબારક દૌરથી જ શરૂ થઇ ચુક્યો હતો, પરંતુ સરકારી દેખરેખ અને માર્ગદર્શન હેઠળ આ કામ ખલીફએ રાશિદ હઝ. ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝ (રહ.)ના યુગમાં શરૂ થયું અને વિવિધ રૂપમાં આ કામ આગળ વધતું રહ્યું. ત્યાં સુધી કે હિજરી સનની ત્રીજી સદીમાં ઇમામ અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ ઇબ્ને ઇસ્માઇલ બુખારી (રહ.)એ સનદી રૂએ માત્ર સહીહ હદીસોને કિતાબી રૂપમાં સંકલન કરવાનું બીડું ઝડપ્યું અને વરસોની કષ્ટદાયક મહેનત પછી સહીહ બુખારીના રૂપમાં ઉમ્મતને સહીહ હદીસોનો મહામૂલો

ગ્રંથ સોગાતરૂપે આપ્યો. અલ્લાહ તઆલાએ આ કિતાબને એવી મકબુલિયત આપી કે હદીસની અન્ય કોઇ કિતાબ તેની તુલનામાં ન આવી શકી અને વિવિધ જમાનાઓમાં વિવિધ મહાન ઉલમાએ કિરામે હદીસની આ કિતાબના સ્પષ્ટીકરણરૂપે મહામૂલી સેવાઓ બજાવી અને આજ સુધી આ પવિત્ર સિલસિલો વણથંભ્યો ચાલુ જ છે. દુન્યામાં બોલાતી વિવિધ ભાષાઓમાં આ કિતાબના અનુવાદો પણ થયા. આપણી ગુજરાતી ભાષા જેમાં દીનનું ખાસું એવું સાહિત્ય ભેગું થઇ ચૂક્યું છે અને દિવસો દિવસ તેમાં વધારો થઇ રહ્યો છે તેમાં આજ સુધી હદીસની આ મહામૂલી કિતાબનો ગુજરાતી અનુવાદ થયો ન હતો અને ગુજરાતી દીની સાહિત્યકારો ઉપર આ એક કર્ઝ હતું. અલ્લાહ તઆલા જઝા-એ-ખયર આપે હઝ. મવલાના ઇબ્રાહીમ આદમ પટેલ સાહબ (ઝિદ મજદ્દુહુમ)ને કે તેઓએ આ કર્ઝ ઉતારવાની કામિયાબ કોશિશ ફરમાવી ગુજરાતી દીની સાહિત્યમાં બુખારી શરીફના ગુજરાતી અનુવાદ વડે કિંમતી ઉમેરો કર્યો અને આ મુબારક ગ્રંથને પ્રકાશિત કરવાની સઆદત મોહતરમ જનાબ અલ્હાજ ઇસ્માઇલભાઇ ઘડિયાળી સાહબને પ્રાપ્ત થઇ છે. આ કિતાબ વડે ગુજરાતી દીની સાહિત્યની સેવા બદલ આ બન્નેવ સજ્જનોને મુબારકબાદી આપવા સાથે દિલથી દુઆ પણ કરૂં છું કે અલ્લાહ તઆલા તેમની આ કિંમતી કાબિલે-કદ્ર અને સરાહનીય ઇલ્મી તેમજ દીની સેવાને કબૂલિયતથી નવાઝી દુન્યા અને આખિરતની ભલાઇઓ અને બરકતોનો ઝરીયો બનાવે અને એના વડે ગુર્જર મુસ્લિમ સમાજને વધુમાં વધુ ફૈઝ અને ફાયદો પહોંચાડે.

**ઇં દુઆ અઝમન વ અઝ જુમ્લા જહાં આમીન બાદ**

(અર્થાત : મારા તરફથી આ દુઆ અને સમગ્ર વિશ્વ તરફથી તેના ઉપર આમીન હોજો.) ફકત.....

*અમલાહૂ અહમદ ખાનપુરી*

*તા. ૧૮-૬-૧૪૨૩ હિજરી*









અલહમ્દુ લિલ્લાહિલ અઅ્લા, વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિહિલ મુસ્તફા.

મુહતરમ જનાબ મવ. ઇબ્રાહીમ સાહેબની મહેનતના ફળ સ્વરૂપે બુખારી શરીફના ગુજરાતી રૂપાંતરના ભાગ ૨૧ થી ૨૫ નો નયનરમ્ય સંગ્રહ આપની નજર સામે આવી રહ્યો છે. અલ્લાહ તઆલા એમને વધુ ભવ્ય સેવાની તૌફિક આપે, અને લોકો હંમેશા એનાથી લાભ અને ફાયદો ઉઠાવતા રહે.

***(મવ. મુફ્તી) મુહમ્મદ મુહિયુદ્દીન અલ-કાસિમી બળોદવી***

*દારૂલ ફિક્હ વલ ઇફતા*

*બઝમે નરૂલ મુઅમિનીન*

*વડોદરા, ગુજરાત.*

## અભિપ્રાય

કુર્આને મજીદ દીનની અજોડ અસલ અને બુનિયાદ છે, પરંતુ તેમાં ફકત ઉસૂલોનું વર્ણન છે. કુર્આનનું વિસ્તૃત વિવરણ અને છણાવટ એ હદીસનું કાર્યક્ષેત્ર છે.

કુર્આન સાથે રસૂલ (સલ.)ને મોકલવા પાછળનું રહસ્ય એ કહી શકાય કે લોકો કુર્આને પાકને પોતાની રીતે સમજવાના બદલે રસૂલે અકરમ (સલ.)ના બયાન અને છણાવટ ઉર્ફે હદીષની રોશનીમાં સમજે. હદીષે પાકની કિતાબોમાં સૌથી વધુ પ્રમાણભૂત, આધારભૂત, સર્વશ્રેષ્ઠ અને ફૈઝવંત મહાગ્રંથ **"બુખારી શરીફ"** છે. જેનો અનુવાદ, પ્રકાશન અથવા કોઇપણ પ્રકારની ખિદમત અલ્લાહની તૌફીક જ હોઇ શકે.

**"બુખારી શરીફ"**ને ગુજરાતી ભાષામાં રૂપાંતરિત કરી તેનું પ્રકાશન કરવાના લોકોપયોગી ફર્ઝે કિફાયહની અદાયગી પર **અનુવાદક જનાબ મવ. ઇબ્રાહીમ સા. ટંકારવી, પ્રકાશક જનાબ ઇસ્માઇલ સા. ઘડિયાળી** તથા સહાયકો હાર્દિક મુબારકબાદીને પાત્ર છે.

તેમાં પણ આ બીજી આવૃત્તિ હોઇ, મકબૂલિયતની નિશાની છે. પૂરી ગુર્જર ઉમ્મત માટે અમૂલ્ય ભેટ તથા એહસાનરૂપ કાર્ય છે. ભાષાંતર પીરોવેલાં મોતી સમાન અને છપાઇ સામગ્રી આંખોને વળગે એવી છે. માશાઅલ્લાહ.

અલ્લાહપાક આ મહેનતને પૂરી ઇન્સાનિયત માટે હિદાયતનું નિમિત્ત બનાવે અને એ જ પ્રમાણે વધુથી વધુ ઉમ્મતની રેહબરી માટે કબૂલ ફરમાવે. (આમીન)

***લી. (મુફ્તી) અબ્દુલ્લાહ મઝાહિરી (સા.)***

*જામિઅહ મઝહરે સઆદત*

*દારુલ ઉલૂમ, હાંસોટ*

## ☆ અનુક્રમ ☆



# બુખારી શરીફ

સંપાદક:
ઈમામ બુખારી (રહ.)

અનુવાદક:
ઈબ્રાહીમ

ભાગ ૨૧

# બુખારી શરીફ

## ભાગ-૨૧

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## સૂરએ ફાતિહાની ફઝીલત

(૧/૫૨૫૩) હઝરત અબૂ સઈદ બિને મુઅલ્લા કહે છે કે, હું નમાઝ પઢી રહ્યો હતો, એવામાં રસૂલુલ્લાહ (સલ.)એ મને અવાજ દીધો. મેં જવાબ આપ્યો નહીં. નમાઝ પઢીને મુબારક સેવામાં હાજર થયો. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! હું નમાઝ પઢી રહ્યો હતો. એટલે હુઝૂરે પાકને જવાબ આપી શક્યો નહીં. આપે કહ્યું : શું અલ્લાહ તઆલાએ ફરમાવ્યું નથી, **ઇસ્તજીબૂ લિલ્લાહિ વ લિર્રસૂલિ ઇઝા દઆકુમ** કિંવા અલ્લાહ તઆલા અને તેના રસૂલને જવાબ આપો. જો રસૂલ તમને બોલાવે. તે પછી મારો હાથ પકડીને કહ્યું : હું તમને મસ્જિદમાંથી નીકળતા પહેલાં કુર્આનની એક સૌથી મોટી સૂરત બતાવીશ. જેથી જ્યારે અમે મસ્જિદમાંથી નીકળવાનો ઇરાદો કર્યો ત્યારે મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપે કહ્યું હતું કે, હું કુર્આનની સૌથી મોટી સૂરત તને બતાવીશ ! આપે કહ્યું : **અલહમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન** છે. એ જ 'સબ્એ મસાની' છે. એ જ કુર્આને અઝીમ છે, જે મને આપવામાં આવ્યું છે.

(૨/૫૨૫૪) હઝરત અબૂ સઈદ ખુદરી કહે છે : અમે એક સફરમાં હતા. એક જગ્યાએ ઉતર્યા. થોડી વાર પછી એક છોકરી આવી. તે કહેવા લાગી કે આ કોમના સરદારને સાપ કરડયો છે. અમારી પાસે એવો કોઈ માણસ નથી (જે એનો ઇલાજ કરે) શું તમારામાંથી કોઈ માણસ મંત્ર જાણે છે ? આ સાંભળીને એક માણસ ઉઠીને તેની સાથે થઇ ગયો. અમે તેના પર મંત્ર જાણવાનો આરોપ મૂકતા પણ ન હતા. (કિંવા અમે જાણતા હતા કે, તે મંત્ર જાણતો નથી) ખેર, તે માણસે જઈને કંઇક મંત્ર પઢયું. તે માણસ સારો થઇ ગયો. તેણે ૩૦ બકરીઓ આપવાનો હુકમ આપ્યો. અમને બધાને દૂધ પીવડાવ્યું. જ્યારે તે માણસ પાછો ફર્યો ત્યારે અમે પૂછયું, શું તમે કોઈ સારો મંત્ર જાણો છો ? તેણે કહ્યું : ના, મેં તો ફક્ત સૂરએ ફાતિહા પઢીને ફુંક મારી હતી. અમે

(૧/૫૨૫૩) ના સાત આયતો સૂરએ ફાતિહાની છે, જે નમાઝ વગેરેમાં વારંવાર પઢવામાં આવે છે.

કહ્યું : (એના હરામ અને હલાલ હોવા વિષે) કંઇ બોલો નહીં, જ્યાં સુધી કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે જઇને મસ્અલો પૂછી ન લઇએ. જ્યારે અમે મદીના આવ્યા ત્યારે હુઝૂર સામે એનો ઉલ્લેખ કર્યો, આપે કહ્યું : તને કેવી રીતે ખબર પડી કે, એ મંત્ર છે. એને વહેંચી લો અને મારો પણ એક ભાગ રાખો.

## સૂરએ બકરહની ફઝીલત

(૩/૫૨૫૫) હઝરત અબૂ મસ્ઊદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ સૂરએ બકરહની છેલ્લી બે આયતો પઢશે (તે તેના માટે પુરતી થઇ પડશે).

(૪/૫૨૫૬) હઝરત અબૂ મસ્ઊદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ સૂરએ બકરહની છેલ્લી બે આયતો કોઇ પણ રાત્રે પઢશે તે તેના માટે (બધી આફતો દૂર કરવા માટે) પુરતી થઇ પડશે.

(૫/૫૨૫૭) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને ઇદુલ ફિત્રના સદકાની દેખરેખ માટે મુકર્રર કર્યો હતો. દેખરેખ દરમ્યાન એક માણસ આવ્યો અને ખોબાઓ વડે અનાજ ભરવા લાગ્યો. મેં તેને પકડી લીધો અને કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) સામે તને રજૂ કરીશ. તે પછી હઝરત અબૂ હુરૈરાએ પૂરી હદીસ બયાન કરી અને અંતમાં કહ્યું કે, તે માણસે કહ્યું કે, જ્યારે તમે તમારા બિસ્તરા પર જાઓ ત્યારે આયતુલ કુર્સી પઢો. એના કારણે આખી રાત અલ્લાહ તઆલા તરફથી તમારી દેખરેખ થશે અને સવાર સુધી શયતાન તમારી નજીક નહીં આવે. (મેં આ વાત રસૂલુલ્લાહને કરી ત્યારે) હુઝૂરે કહ્યું : તેણે તમને સાચું કહ્યું. જો કે તે જુઠો છે. કારણ કે, તે શયતાન છે.

(૨/૫૨૫૪) નબીએ કરીમ (સલ.)એ ફરમાવ્યું કે, એ બકરીઓમાં મારો પણ ભાગ રાખો. ઇમામ નવવી (રહ.) ફરમાવે છે કે, એ બકરીઓ તો ફૂંક મારનારની માલિકીની હતી. નબીએ કરીમ (સલ.)ની એવી ઇચ્છા પણ ન હતી, પરંતુ પોતાના સહાબીઓ (સાથીઓ)ને એવું બતાવવાનો આશય હતો કે, એ લેવામાં કંઇ વાંધો નથી, એ હલાલ છે. એટલે હુઝૂરે ફરમાવ્યું કે, મારો પણ ભાગ રાખો. આ હદીસ એ વાતની દલીલ પણ છે કે, કુર્આન અથવા અલ્લાહના ઝિક્ર દ્વારા ફૂંક મારવી જાઇઝ છે, ઝાળફૂંક કરવાનું જાઇઝ છે. એ જ પ્રમાણે કુર્આન શરીફના લખાણનું મહેનતાણું અથવા કુર્આનનો હદિયો (કિંમત) લેવાનું પણ જાઇઝ છે. ઇમામ અબૂ હનીફા, ઇમામ શાફિઇ અને ઇમામ માલિક (રહ.) વગેરેનો અભિપ્રાય આ પ્રમાણે જ છે.

(૪/૫૨૫૬) સૂરએ બકરહની છેલ્લી બે આયતો પુરતી છે. એનો અર્થ એવો છે કે, માનવી અને જિન્નાત તરફથી તેને નુકસાન નહીં પહોંચે. એવો અર્થ પણ થઇ શકે કે, તહજ્જુદના બદલે પુરતી છે અથવા તહજ્જુદમાં આ બે આયતોનું પઢવું પુરતું છે.



## સૂરએ કહફની ફઝીલત

(૬/૫૨૫૮) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, એક માણસ સૂરએ કહફ પઢી રહ્યો હતો, એવામાં એક વાદળી ધીમે ધીમે નજીક આવીને તેના પર છવાઇ ગઇ. તેની નજીક જ એક ઘોડો બે રસ્સીઓ વડે બાંધેલો હતો. તે (વાદળને જોઇને) ભડકવા લાગ્યો. સવારે જ્યારે તે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયો ત્યારે હુઝૂરને એ વિષે વાત કરી. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, એ આત્મસંતોષ હતો જે કુર્આન પઢવાના કારણે તારા પર ઉતર્યો હતો.

## સૂરએ ફત્હની ફઝીલત

(૭/૫૨૫૯) હઝરત અસ્લમ કહે છે કે, એકવાર રસૂલુલ્લાહ (સલ.) એક સફરમાં રાત્રે જઇ રહ્યા હતા. હઝરત ઉમર પણ સાથે હતા. હઝરત ઉમરે હુઝૂરને કોઇ વાત પૂછી, પરંતુ આપે કોઇ જવાબ આપ્યો નહીં. હઝરત ઉમરે બીજીવાર પૂછ્યું છતાં પણ આપે જવાબ આપ્યો નહીં. ત્રીજીવાર પૂછ્યું, છતાં પણ આપે કોઇ જવાબ આપ્યો નહીં. હઝરત ઉમર (મનોમન) કહેવા લાગ્યા, ઉમર તું મરે, તેં રસૂલુલ્લાહ (સલ.)ની ત્રણવાર પૂછપરછ કરી, પરંતુ હુઝૂરે કોઇવાર તને કોઇ જવાબ આપ્યો નહીં. હઝરત ઉમર કહે છે કે, તે પછી હું મારું ઊંટ લઇને બધા લોકો કરતાં આગળ નીકળી ગયો. હું ડરવા લાગ્યો કે, ક્યાંક મારા વિષે કોઇ આયત ન ઉતરે. થોડી વાર પસાર થઇ હતી, એવામાં એક પોકારનારને મેં પોકાર કરતો સાંભળ્યો. મને ડર લાગ્યો કે, જરૂર મારા વિષે કોઇ આયત ઉતરી. છેવટે મુબારક સેવામાં હાજર થયો. સલામ કરી. હુઝૂરે કહ્યું : આજે રાત્રે મારા પર એક એવી સૂરત ઉતરી છે કે, જે દુનિયાની બધી વસ્તુઓ કરતાં મને વધારે પ્યારી છે. તે પછી હુઝૂરે **ઇન્ના ફતહના લક ફત્હ મ્મુબીના** પઢી.

## સૂરએ 'કુલ હુવ લ્લાહુ અહદ'ની ફઝીલત

(૮/૫૨૬૦) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, એક માણસે બીજા માણસને વારંવાર **કુલ હુવ લ્લાહુ અહદ** પઢતા સાંભળ્યો. સવારે તેણે હુઝૂરની સેવામાં હાજર થઇને એવી રીતે એ બનાવનો ઉલ્લેખ કર્યો, જેના પરથી લાગતું હતું કે, એ માણસ **કુલ હુવ લ્લાહુ અહદ**ના સવાબને ઓછો ગણે છે. હુઝૂરે કહ્યું : તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, એ કુર્આનના ત્રીજા ભાગ જેટલી છે.

એક રિવાયતમાં એવી રીતે આવ્યું છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં એક

માણસ સવારથી જ ઉભો થઇને **કુલ હુવ લ્લાહુ અહદ** પઢયા કરતો હતો. એનાથી વધારે કંઇ પઢતો ન હતો. જ્યારે સવાર થઇ ત્યારે એક માણસ હુઝૂરની સેવામાં હાજર થયો....

(૯/૫૨૬૧) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : શું તમારામાંથી કોઇ એક રાતમાં ત્રીજા ભાગનું કુર્આન પણ પઢી શકતો નથી ? આ ફરમાન સહાબાઓને કંઇક મુશ્કેલ લાગ્યું. તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમારામાંથી કયો માણસ આવું કરી શકે છે ? આપે કહ્યું : **અલ્લાહુલ વાહિદુ સ્સમદ** ત્રીજા ભાગનું કુર્આન છે.

## 'અઊઝુ'વાળી સૂરતોની ફઝીલત

(૧૦/૫૨૬૨) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ જ્યારે બીમાર પડતા હતા ત્યારે સૂરએ ફલક અને સૂરએ નાસ પઢીને પોતાના પર ફૂંક મારતા હતા, પરંતુ જ્યારે હુઝૂરની બીમારીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું ત્યારે હું બરકતના ખયાલથી તે સૂરતો પઢીને હુઝૂરના શરીર પર આપનો હાથ ફેરવતી હતી.

(૧૧/૫૨૬૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) દરેક રાત્રિના જ્યારે બિસ્તરા પર આવતા હતા ત્યારે બંને હથેળીઓ ભેગી કરીને **કુલ હુવ લ્લાહુ અહદ, કુલ અઊઝુ બિરબ્બિલ ફલક** અને **કુલ અઊઝુ બિરબ્બિ ન્નાસ** પઢીને તેમના પર ફૂંક મારીને શકય તે રીતે શરીર પર ફેરવતા હતા. શરૂઆત શિર, ચહેરા અને શરીરના બાહ્ય ભાગથી કરતા હતા. આ કામ ત્રણવાર કરતા હતા.

## કુર્આન પઢતી વખતે આત્મસંતોષ અને ફરિશ્તાઓ આસ્માન પરથી ઉતરે છે

(૧૨/૫૨૬૪) હઝરત ઉસૈદ ઇબ્ને હુદૈર કહે છે કે, એક રાત્રે હું સૂરએ બકરહ પઢી રહ્યો હતો. ઘોડો નજીક બાંધેલો હતો. અચાનક ઘોડો કુદવા લાગ્યો. હું ચુપ થઇ ગયો તો ઘોડો પણ થંભી ગયો. મેં ફરી પઢવાનું શરૂ કર્યું ત્યારે ઘોડો પણ ફરી કુદવા લાગ્યો. હું ફરી ચુપ થઇ ગયો ત્યારે ઘોડો પણ થંભી ગયો. ફરી પઢવાનું શરૂ કર્યું તો ઘોડો કુદવા લાગ્યો. મારો છોકરો ઘોડાની નજીક હતો. મને વિચાર આવ્યો કે, છોકરો ક્યાંક ઘોડાથી કચડાઇ ન જાય. એટલે મેં છોકરાને ખેંચી લીધો અને શિર ઉંચું કરીને આસ્માન તરફ જોયું. સવાર પડી ત્યારે હુઝૂરની સેવામાં હાજર થઇને વિગત કહી. હુઝૂરે કહ્યું : ઇબ્ને હુદૈર, પઢ. ઇબ્ને હુદૈર, પઢ. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મને વિચાર આવ્યો કે, કયાંક ઘોડો યહ્યાને



કચડી ન નાંખે. કારણ કે, યહ્યા ઘોડાની નજીક જ હતો. એ દરમ્યાન મેં આકાશ તરફ માથું ઉંચું કર્યું તો વાદળીના જેવી એક વસ્તુ દેખાઇ, જેમાં થોડાક દીપકો ઝગમગતા હતા. હું ત્યાંથી નીકળી ગયો. પછી જોઇ શકું નહીં. હુઝૂરે કહ્યું : તમે જાણો છો તે શું વસ્તુ હતી ? મેં કહ્યું : ના. આપે કહ્યું : તે ફરિશ્તાઓ હતા, જે તારો અવાજ સાંભળવા માટે નજીક આવ્યા હતા. જો તું પઢતો રહ્યો હોત તો સવારે લોકો ફરિશ્તાઓને જોઇ લેત. તે લોકોથી છુપા રહી શકયા ન હોત.

## રસૂલુલ્લાહ (સલ.)એ આ (કુર્આન)ના સિવાય જે બે પુઠાઓ વચ્ચે છે, બીજું કંઇ છોડયું નથી.

(૧૩/૫૨૬૫) અબ્દુલ અઝીઝ ઇબ્ને રૂફેઅ કહે છે : હું અને શદ્દાદ ઇબ્ને મઅકિલ હઝરત ઇબ્ને અબ્બાસ પાસે ગયા. શદ્દાદે હઝરત ઇબ્ને અબ્બાસને પૂછયું, શું રસૂલુલ્લાહે કંઇ છોડયું હતું ? તેમણે કહ્યું : હુઝૂરે આ (કુર્આન)ના સિવાય, જે બે પુઠાઓ વચ્ચે છે, બીજું કંઇ છોડયું નથી. રાવી કહે છે : પછી અમે મુહમ્મદ ઇબ્ને હનફિયાને પણ એ જ પ્રશ્ન પૂછયો. તેમણે પણ એમ જ કહ્યું કે, રસૂલુલ્લાહે આ (કુર્આન)ના સિવાય, જે બે પુઠાઓ વચ્ચે છે, બીજું કંઇ છોડયું નહીં.

## બીજા પુસ્તકો પર કુર્આનની ફઝીલત

(૧૪/૫૨૬૬) હઝરત અબૂ મૂસા અશઅરી કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે કુર્આન પઢે છે તેનું ઉદાહરણ તુરંજ જેવું છે. જેનો સ્વાદ પણ સારો છે અને ખૂશ્બૂ પણ સારી છે અને જે કુર્આન પઢતો નથી તેનું ઉદાહરણ ખજુર જેવું છે, જેનો સ્વાદ સારો છે, પરંતુ ખૂશ્બૂ નથી. જે ગુનેહગાર માણસ કુર્આન પઢે છે તે ફુલ જેવો છે, જેની ખૂશ્બૂ તો સારી છે, પરંતુ સ્વાદ કડવો છે અને જે ગુનેહગાર કુર્આન પઢતો નથી તે ઇન્દ્રીરાઇન એલ્વો (ઘણું જ કડવું ફળ, જોવામાં ખૂબસુરત) જેવો છે જેનો સ્વાદ પણ કડવો છે અને તેમાં ખૂશ્બૂ પણ નથી.

(૧૫/૫૨૬૭) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આગલી કોમોની ઉમર અને

..............................

(૧૩/૫૨૬૫) આ બે પુઠાઓની વચ્ચે જે ત્રીસ ભાગો સુરક્ષિત છે, તે સિવાય કુર્આનનો કોઇ ભાગ નથી. શીઆ મુસ્લિમોના અમુક લોકો એવું માને છે કે, કુર્આનનો એક ભાગ ગુપ્ત રાખવામાં આવ્યો છે, "જે અહલે બૈત" (રસૂલુલ્લાહ સલ.ના ખાનદાન) પાસે છે. એટલે શદ્દાદ (રહ.)એ અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ અને મુહમ્મદ બિન હનફિય્યા (રદિ.)ને પૂછ્યું કે, જેથી સત્ય વાત પ્રકાશમાં આવે. મુહમ્મદ બિન હનફિય્યા અહલે બૈતમાંથી છે.

હયાતીની મુદતની સરખામણીમાં તમારી ઉમર અને હયાતીની મુદત ફક્ત એટલી છે જેટલો કે અસ્રની નમાઝ અને મગરિબની નમાઝ વચ્ચે સમય હોય છે. તમારી સરખામણીમાં યહૂદીઓ અને ઇસાઇઓનો દાખલો એવો છે, જેમકે કોઇ માણસે થોડાક મજુરો રાખ્યા હોય અને તેણે કહી દીધું હોય કે, જે માણસ બપોર સુધી કામ કરશે તેને એક કીરાત મજુરી મળશે. આ સાંભળીને યહૂદીઓએ કામ કર્યું. પછી તેણે કહ્યું કે, જે માણસ બપોરથી અસ્ર સુધી મારૂં કામ કરશે તેને એક કીરાત મજુરી મળશે. આ સાંભળીને ઇસાઇઓએ કામ કર્યું. પછી તમે લોકોએ અસ્રથી મગરિબ સુધી બબ્બે કીરાત મજુરીથી કામ કર્યું. યહૂદીઓ અને ઇસાઇઓએ કહ્યું : અમે કામ તો વધારે કર્યું અને અમને મજુરી ઓછી મળી. મજુરી આપનારા (ખુદા)એ કહ્યું : શું મેં તમારા હિસ્સામાંથી કંઇ ઓછું કર્યું ? યહૂદીઓ અને ઇસાઇઓએ કહ્યું : ના. તેણે કહ્યું, તો પછી આ મારૂં ઇનામ છે. હું જેને ચાહું છું તેને આપું છું.

## કુર્આન પર અમલ કરવાની વસિય્યતનું વર્ણન

(૧૬/૫૨૬૮) હઝરત તલહા કહે છે : મેં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ અવફાને પૂછ્યું, શું રસૂલુલ્લાહ (સલ.)એ કંઇ વસિય્યત કરી હતી ? તેમણે કહ્યું : ના. મેં કહ્યું કે, જ્યારે હુઝૂરે કંઇ વસિય્યત કરી નહીં ત્યારે લોકોને વસિય્યતનો હુકમ કેવી રીતે મળ્યો ? તેમણે કહ્યું : હુઝૂરે કિતાબુલ્લાહ પર અમલ કરવાની વસિય્યત કરી હતી.

**હદીસ 'મન લમયતગન્ન બિલ કુર્આન'નું વર્ણન. અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અવ લમયકફિહિમ અન્ના અન્ઝલના અલયકલ કિતાબ યુત્લા અલયહિમ'** (કિવા) **તેમના માટે એ પુરતું નથી કે, અમે તમારા પર કિતાબ ઉતારી છે.**

(૧૭/૫૨૬૯) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદાએ કોઇ પયગમ્બરની કિર્અત એવી રાઝીખુશીથી સાંભળી નથી, જેવી કે, મારા સુંદર અવાજમાં કુર્આની કિર્અતને રાઝીખુશીથી સાંભળી. અબ્દુલ હમીદ કહે છે : એનાથી મુરાદ એ છે કે, હુઝૂર કુર્આનને અવાજથી પઢતા હતા.

(૧૮/૫૨૭૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ખુદાએ એટલી રાઝીખુશીથી કોઇ વસ્તુ સાંભળી નથી જેટલી કુર્આની કિર્અતને મારા ઉંચા અવાજમાં સાંભળી છે.

## કુર્આન પઢનાર માણસની સુઇર્ષા (રશ્ક) કરવાનું વર્ણન



(૧૯/૫૨૭૧) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ફક્ત બે માણસોની સુઇર્ષા કરવી જાઇઝ છે. એક તો તે માણસ જેને અલ્લાહ તઆલાએ કુર્આન આપ્યું હોય અને તે રાત્રિના સમયે તેને પઢતો હોય. બીજો તે માણસ જેને અલ્લાહ તઆલાએ માલ આપ્યો હોય અને તે રાત-દિવસ અવાર-નવાર તેની ખૈરાત કરતો હોય.

(૨૦/૫૨૭૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું કે, ફક્ત બે બાબતોમાં સુઇર્ષા કરવી જાઇઝ છે. એક તો તે માણસ જેને અલ્લાહ તઆલાએ કુર્આનનો ઇલ્મ આપ્યો હોય અને તે રાત-દિવસ અવારનવાર તેને પઢતો હોય. એ સાંભળીને તેનો પડોશી કહે કે, કાશ ! મને પણ એવો ઇલ્મ નસીબ થયો હોત જે ફલાણા માણસને નસીબ થયો છે, તો હું પણ એવો જ અમલ કરત જેવો કે એ માણસ કરે છે. બીજો એવા માણસની જેને અલ્લાહ તઆલાએ માલ આપ્યો હોય. તે એને યોગ્ય રીતે ખર્ચ કરતો હોય. બીજો માણસ એને જોઇને કહેવા લાગે કે, કાશ ! મને પણ એવો માલ મળ્યો હોત, જે એને મળ્યો છે, તો હું પણ એવો જ અમલ કરત જેવો એ કરે છે.

## હદીસ 'ખયરૂકુમ મન તઅલ્લમલ કુર્આન વ અલ્લમહુ'ની તફસીર

(૨૧/૫૨૭૩) હઝરત ઉસ્માન કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાં શ્રેષ્ઠ માણસ તે છે જે પોતે પણ કુર્આન શીખતો હોય અને બીજાઓને પણ શીખવતો હોય.

(૨૨/૫૨૭૪) હઝરત ઉસ્માન ઝુન્નૂરૈન કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું કે, તમારામાં સૌથી શ્રેષ્ઠ તે માણસ છે જેણે પોતે પણ કુર્આન શીખ્યું હોય અને બીજાઓને પણ શીખવ્યું હોય.

(૨૩/૫૨૭૫) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, એક સ્ત્રીએ પોતાની જાતનો અધિકાર રસૂલુલ્લાહ (સલ.)ને સોંપ્યો. હુઝૂરે કહ્યું : મને તો સ્ત્રીઓની ઇચ્છા નથી. એક માણસે કહ્યું કે, હુઝૂર, એની સાથે મારા નિકાહ કરાવી દો. હુઝૂરે કહ્યું : તેને કોઇ કપડું આપો. તેણે કહ્યું કે, હુઝૂર, કપડું તો મારી પાસે નથી. આપે કહ્યું કે, કંઇક તો આપો, ભલેને લોખંડની વીંટી જ હોય. તેણે મજબૂરી જાહેર કરી. આપે કહ્યું : વારૂ, તને કુર્આનનો કયો ભાગ યાદ છે ? તેણે કહ્યું : ફલાણો ફલાણો ભાગ. આપે કહ્યું : મેં તેની સાથે તારા નિકાહ એ કુર્આન શીખવવાના બદલામાં કરી દીધા, જે તને યાદ છે.

## કુર્આનને હિફ્ઝ (કંઠસ્થ) પઢવાનું વર્ણન

(૨૪/૫૨૭૬) હઝરત સહલ ઈબ્ને સઅદ કહે છે કે, એક ઓરતે મુબારક સેવામાં હાજર થઈને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું મારી જાતનો અધિકાર આપને સોંપું છું. હુઝૂરે તેના તરફ જોયું અને નીચેથી ઉંચે સુધી જોઈને પછી માથું નીચું કરી લીધું. ઓરતે જ્યારે જોયું કે, હુઝૂરે મારા વિષે કોઈ નિર્ણય કર્યો નથી ત્યારે તે બેસી ગઈ. એક સહાબીએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જો આપને એની જરૂર ન હોય તો મારા નિકાહ એની સાથે કરી દો. હુઝૂરે કહ્યું : શું તારી પાસે કંઈ માલ છે ? તેણે કહ્યું : ખુદાની કસમ ! કંઈ નથી. આપે કહ્યું : તારા ઘેર જઈને જો. બનવા જોગ છે કે, કંઈક મળી આવે. હુકમ અનુસાર તે જઈને થોડીવારમાં પાછો આવ્યો. તેણે કહ્યું : યા રસૂલલ્લાહ ! ખુદાની કસમ ! કંઈ નથી. આપે કહ્યું : શું લોખંડની વીંટી નથી ? તેણે કહ્યું : કંઈ નથી. ફકત આ તેહબંદ છે. હઝરત સહલ કહે છે કે, તેની પાસે ચાદર પણ ન હતી. માત્ર અડધી ચાદર હતી. હુઝૂરે કહ્યું કે, તેહબંદથી શું થઈ શકે, જો તું એને પહેરાવી દે તો તારા શરીર પર કંઈ ન રહે. તે માણસ આ સાંભળીને બેસી ગયો અને ઘણીવાર સુધી બેસી રહ્યો. થોડીવાર પછી તે ઉભો થયો. હુઝૂરેજ્યારે તેને પીઠ ફેરવીને જતો જોયો ત્યારે તેને બોલાવવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર તેને બોલાવવામાં આવ્યો. જ્યારે તે હાજર થયો ત્યારે હુઝૂરે કહ્યું કે, તને કુર્આનની કઈ કઈ સૂરતો યાદ છે ? તેણે કહ્યું કે, ફલાણી ફલાણી સૂરતો. તેણે ગણીને કહ્યું. હુઝૂરે કહ્યું : શું તું એને મોઢે પઢે છે ? તેણે કહ્યું કે, જી હા. આપે કહ્યું : જા, મેં તને તે કુર્આન શીખવવાના બદલામાં જે તને યાદ છે, એ ઓરતનો માલિક બનાવી દીધો.

## કુર્આનને યાદ કરવાનું અને હંમેશા પઢવાનું વર્ણન

(૨૫/૫૨૭૭) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કુર્આનના હાફિઝનું ઉદાહરણ તે માણસ જેવું છે જેની પાસે ઊંટો બાંધેલા હોય. જો એ તેમની દેખરેખ રાખશે તો તેમને પોતાના કાબુમાં રાખી શકશે અને જો ખોલીને છોડી મૂકશે તો તે ચાલ્યાં જશે.

(૨૬/૫૨૭૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, આ કેટલી ખરાબ વાત છે કે, તમારામાંથી કોઈ માણસ કહે કે, હું કુર્આનની ફલાણી ફલાણી આયતો ભૂલી ગયો, બલ્કે એમ કહેવું જોઈએ કે, મને ફલાણી ફલાણી આયતો (શયતાન તરફથી) ભુલાવી દેવામાં આવી. તમે લોકો કુર્આનને વારંવાર યાદ કરો. કારણ કે, કુર્આન લોકોના દિલોમાંથી એના કરતાં પણ જલદી નીકળી જાય છે જેટલું જલદી ઊંટ લગામમાંથી નાસી છુટે છે.

(૨૭/૫૨૭૯) ઉપરોક્ત હદીસ ઉપરોક્ત સહાબીથી રિવાયતના બીજા સિલસિલાથી પણ રિવાયત થઈ છે.

(૨૮/૫૨૮૦) હઝરત અબૂ મૂસા (અશઅરી) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કુર્આન હંમેશા પઢતા રહો. કારણ કે, તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, કુર્આન તે ઊંટો કરતાં પણ જલદી નાસી છુટનાર છે જે લગામમાંથી નીકળીને નાસી છુટે છે.

## સવારીની હાલતમાં કુર્આન પઢવાનું બયાન

(૨૯/૫૨૮૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુગફ્ફલ કહે છે : મેં જોયું કે, મક્કાના વિજયના દિવસે રસૂલુલ્લાહ (સલ.) ઊંટણી પર સવાર હતા અને સૂરએ ફત્હ પઢી રહ્યા હતા.

## બાળકોને કુર્આન શીખવવાનું બયાન

(૩૦/૫૨૮૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ની વફાત થઈ ત્યારે મારી ઉંમર દસ વરસની હતી. હું [illegible] કુર્આન પઢી શકતો હતો.

(૩૧/૫૨૮૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં જ મેં (કુર્આનનો) 'મુહકમ' ભાગ યાદ કર્યો હતો. રાવી કહે છે : મેં પૂછ્યું કે, 'મુહકમ'થી શું મુરાદ છે ? તેમણે કહ્યું : 'મુફસ્સલ' (સૂરતો).

## કુર્આનને ભૂલી જવાનું બયાન. શું એમ કહેવું જાઇઝ છે કે, હું ફલાણી ફલાણી આયતો ભૂલી ગયો અને આયત 'સનુકરિઉક ફલાતન્સા ઇલ્લા મા શાઅ લ્લાહુ'ની તફસીર

(૩૨/૫૨૮૪) હઝરત આઈશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ એક માણસને મસ્જિદમાં કુર્આન પઢતા સાંભળ્યો. આપે કહ્યું : ખુદા તે માણસ પર રહમ કરે, તેણે મને ફલાણી સૂરતની ફલાણી ફલાણી આયતો યાદ અપાવી.

(૩૩/૫૨૮૫) એક રિવાયતમાં એટલું વધુ છે કે, હુઝૂરે કહ્યું : મેં ફલાણી ફલાણી સૂરતમાં ફલાણી ફલાણી આયતો છોડી દીધી હતી. તેણે મને એમની યાદ અપાવી.

(૩૪/૫૨૮૬) હઝરત આઈશા કહે છે કે, રાત્રિના સમયે એક માણસ કુર્આન પઢી રહ્યો હતો. હુઝૂરે સાંભળીને કહ્યું : ખુદા તેના પર રહમ કરે. તેણે મને ફલાણી ફલાણી સૂરતોની ફલાણી આયતો યાદ અપાવી, જે મારાથી ભૂલાઈ ગઈ હતી.

(૩૫/૫૨૮૭) હઝરત અબ્દુલ્લાહ

ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, આ કેટલી ખરાબ વાત છે કે, કેટલાક લોકો કહે છે : હું ફલાણી ફલાણી આયતો ભૂલી ગયો. આ પ્રમાણે કહેવું જોઇએ કે, ફલાણી ફલાણી આયતો (શયતાન તરફથી) મને ભૂલાવી દેવામાં આવી.

## સૂરએ બકરહ વગેરે કહેવામાં કંઇ વાંધો નથી

(૩૬/૫૨૮૮) હઝરત અબૂ મસઊદ અનસારી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સૂરએ બકરહના અંતમાં બે આયતો છે. જે માણસ એમને રાત્રે પઢશે તે તેના માટે પુરતી છે.

(૩૭/૫૨૮૯) હઝરત ઉમર ફારૂક (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ની હયાતીમાં જ હિશામ ઇબ્ને હકીમને સૂરએ ફુરકાન પઢતા સાંભળ્યા. જ્યારે ધ્યાનથી કિર્અત સાંભળી ત્યારે ખબર પડી કે, હિશામ એવી રીતે પઢી રહ્યા હતા જેવી રીતે રસૂલુલ્લાહ (સલ.)એ મને પઢાવ્યું ન હતું. સંભવ હતો કે, હું નમાઝમાં જ તેમના પર હુમલો કરી બેસું, પરંતુ ધીરજ રાખી. જ્યારે તેમણે સલામ ફેરવી ત્યારે મેં તેમના ગળામાં ચાદર નાખીને ખેંચ્યા. મેં કહ્યું : મેં તમને જે આ સૂરત પઢતા સાંભળ્યા એ સૂરત તમને કોણે પઢાવી છે ? હિશામે કહ્યું : મને રસૂલુલ્લાહ (સલ.)એ પઢાવી છે. મેં કહ્યું : તમે જૂઠું બોલો છો, એ સૂરત રસૂલુલ્લાહ (સલ.)એ મને પણ પઢાવી છે. ત્યાર પછી હું તેમને ખેંચીને રસૂલુલ્લાહ (સલ.) પાસે લઇ આવ્યો. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં એમને સૂરએ ફુરકાન આવી રીતે પઢતા સાંભળ્યા છે, જે આપે મને પઢાવી નથી, જો કે આપે જ મને સૂરએ ફુરકાન પઢાવી છે. આપે કહ્યું : હિશામ પઢો. હિશામે એ જ રીતે તે સૂરત પઢી જે રીતે મેં સાંભળી હતી. હુઝૂરે કહ્યું કે, આ સૂરત એ રીતે જ ઉતરી છે. પછી મને કહ્યું કે, ઉમર, તમે પઢો. મેં તે કિર્અતથી પઢી જે કિર્અતથી રસૂલુલ્લાહ (સલ.)એ મને પઢાવી હતી. આપે ફરમાવ્યું : આ રીતે પણ ઉતરી છે. છેલ્લે કહ્યું : કુર્આન સાત કિર્અતો મુજબ ઉતર્યું છે. એટલે જે તમારા માટે સરળ હોય તે કિર્અતથી પઢો.

(૩૮/૫૨૯૦) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક માણસ રાત્રે મસ્જિદમાં કુર્આન પઢી રહ્યો હતો. એ સાંભળીને રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : ખુદા એના પર રહમ કરે. તેણે ફલાણી ફલાણી સૂરતોની ફલાણી ફલાણી આયતો મને યાદ અપાવી, જેમને મેં છોડી દીધી હતી.

## અક્ષરોને સાફ સાફ પઢવાનું બયાન.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ રત્તિલિલ કુર્આન તરતીલા'** કિંવા **કુર્આનને સાફ સાફ પઢો. બીજી આયતમાં છે : 'વ કુરઆનન ફરકનાહુ લિતકરઅહુ અલન્નાસિ અલા મુકસિન'** કિંવા **અમે કુર્આનને અલગ અલગ મોકલ્યું. જેથી તમે એને લોકો સામે થંભી થંભીને પઢો**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'ફરકનાહુ'નો અર્થ છે, અમે અલગ અલગ ટુકડા ટુકડા કરીને બયાન કર્યું.**

(૩૯/૫૨૯૧) અબૂ વાઇલ કહે છે : અમે એક દિવસ સવારે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) પાસે ગયા. એક માણસે કહ્યું : આજે રાત્રે મેં બધી 'મુફસ્સલ' સૂરતો પઢી નાખી. ઇબ્ને મસઊદે કહ્યું : તેં શે'રોની જેમ જલદી જલદી વિચાર્યા વગર પઢી હશે. કારણ કે, અમે કિર્અત સાંભળી છે. મને તે સમાન સૂરતો યાદ છે, જેમને રસૂલુલ્લાહ (સલ.) પઢતા રહેતા હતા. તે 'મુફસ્સલાત'માંની અઢાર સૂરતો છે અને આલે હામિમની બે સૂરતો છે.

(૪૦/૫૨૯૨) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ આયત **'લા તુહર્રિક બિહિ લિસાનક લિતઅ્જલ બિહિ'**ની તફસીર અંગે બયાન કર્યું છે કે, જ્યારે હઝરત જિબ્રઇલ (અલ.) વહી લઇને ઉતરતા હતા ત્યારે રસૂલુલ્લાહ (સલ.) જલદી જલદી જીભ અને હોઠ હલાવ્યા કરતા હતા. જેના લીધે હુઝૂરને તકલીફ પડતી હતી. તકલીફના ચિન્હો એમ પણ દેખાતાં હતાં. એ પરથી અલ્લાહ તઆલાએ તે આયત ઉતારી જે **લાઉકસિમુ બિયવમિલ કિયામતિ**માં છે. કિંવા આ આયત ઉતારી **લા તુહર્રિક બિહિ લિસાનક લિતઅ્જલ બિહિ ઇન્ન અલયના જમ્અહુ વ કુર્આનહ ફઇઝા કરઅ્નાહુ ફત્તબિઅ કુરઆનહ સુમ્મ ઇન્ન અલયના બયાનહુ** કિંવા કુર્આનને જલદી જલદી યાદ કરવા માટે જીભ હલાવો નહીં. કારણ કે, તમારા દિલમાં એને ભેગું કરવું અને પઢાવવું અમારા શિરે છે. અમે જ્યારે એને ઉતારીએ ત્યારે તમે એને ધ્યાનથી સાંભળો. પછી એ અમારા શિરે છે કે, તમારી જીભે એને બયાન કરાવીએ. ઇબ્ને અબ્બાસ કહે છે : આ હુકમ પછી જ્યારે હઝરત જિબ્રઇલ (અલ.) હુઝૂરની પાસે આવતા હતા ત્યારે આપ શિર નમાવતા અને જિબ્રઇલના ગયા પછી અલ્લાહ તઆલાના વાયદા મુજબ પઢતા હતા.

## કિર્અત વખતે અવાજ ખેંચવાનું બયાન

(૩૭/૫૨૮૯) કુર્આન વિવિધ કિર્અતો અને લહેજાઓમાં પઢવાની છુટ છે. જે અલ્લાહ તરફથી છે. જે સાત પ્રકારની કિર્અતોમાં મર્યાદિત છે.

(૪૧/૫૨૯૩) કતાદા કહે છે : મેં હઝરત અનસ ઇબ્ને માલિકને રસુલુલ્લાહ (સલ.)ની કિર્અતની હાલત પૂછી. તેમણે કહ્યું : હુઝૂર અવાજને ખૂબ ખેંચતા હતા.

(૪૨/૫૨૯૪) હઝરત કતાદા (રદિ.) કહે છે કે, હઝરત અનસ (રદિ.)ને રસુલુલ્લાહ (સલ.)ની કિર્અતની હાલત પૂછવામાં આવી ત્યારે તેમણે કહ્યું કે, હુઝૂર કિર્અતને ખૂબ ખેંચતા હતા. જેમકે હુઝૂર 'બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ' પઢતા ત્યારે 'બિસ્મિલ્લાહ' (ના લામ)ને, 'રહમાન' (ના મીમ)ને અને 'રહીમ' (ની હે)ને ખેંચતા હતા.

## છેલ્લા અક્ષરના પુનરૂચ્ચાર સાથે કુર્આન પઢવું

(૪૩/૫૨૯૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મુગફ્ફલ કહે છે : મેં જોયું કે, રસુલુલ્લાહ (સલ.) ઊંટ પર સવાર હતા. ઊંટ ચાલતું હતું અને આપ ધીમી કિર્અતથી સૂરએ ફત્હ અથવા સૂરએ ફત્હનો કંઇક ભાગ 'તરજીઅ' સાથે પઢી રહ્યા હતા.

## સુંદર અવાજમાં લહેજા (લય)થી કુર્આન પઢવું

(૪૪/૫૨૯૬) હઝરત અબૂ મૂસા કહે છે : મને હુઝૂર (સલ.)એ કહ્યું : અબૂ મૂસા તમને દાઉદ (અલ.)ની બંસરીઓમાંથી એક બંસરી આપવામાં આવી છે.

## બીજાઓ પાસે કુર્આન પઢાવીને સાંભળવાનું બયાન

(૪૫/૫૨૯૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મને કહ્યું : મારી સામે થોડુંક કુર્આન પઢો. મેં કહ્યું કે, આપ પર તો કુર્આન ઉતર્યું છે. હું આપની સામે શું પઢું. આપે કહ્યું : હું બીજાઓ પાસેથી સાંભળવાનું પસંદ કરૂં છું.

## પઢાવનાર પઢનારને એમ કહી શકે છે કે, બસ કરો

(૪૬/૫૨૯૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, મને હુઝૂર (સલ.)એ કહ્યું કે, થોડુંક કુર્આન પઢીને મને સંભળાવો. મેં કહ્યું કે, આપ પર તો કુર્આન ઉતારવામાં આવ્યું છે. પછી હું આપને શું સંભળાવું ? આપે કહ્યું, હા (પઢો) હુકમ અનુસાર મેં સૂરએ નિસાઅ પઢવાની શરૂ કરી. જ્યારે આયત **ફકૈફ ઇઝા જિઅ્ના મિન કુલ્લિ ઉમ્મતિન બિશહીદિન વ જિઅ્ના બિક હાઉલાઇ શહીદા** પર પહોંચ્યો ત્યારે હુઝૂરે કહ્યું કે, બસ કરો. મેં જ્યારે મોં ફેરવ્યું ત્યારે જોયું કે, હુઝૂરની બંને આંખોમાંથી આંસુઓ વહેતા હતાં.

## કેટલા દિવસમાં કુર્આન ખત્મ કરવામાં આવે અને આયત 'ફકરઊમા તયસ્સર મિન્હુ'નો



## શો અર્થ છે ?

(૪૭/૫૨૯૯) ઇબ્ને શુબ્રુમા કહે છે : મેં વિચાર્યું કે, માણસ માટે ઓછામાં ઓછું કેટલું કુર્આન પઢવું (નમાઝમાં) પૂરતું છે. જેમકે ત્રણ આયતો કરતાં નાની સૂરત મને મળી નહીં. એટલે હું કહું છું કે, કોઇ માણસ (નમાઝમાં) ત્રણ આયતોથી ઓછી પઢી શકતો નથી. અલ્કમા કહે છે : હું અબૂ મસઊદને કાબાનો તવાફ કરતી વખતે મળ્યો. અબૂ મસઊદે કહ્યું કે, હુઝૂરે ફરમાવ્યું છે : જે માણસ રાત્રે સૂરએ બકરહની છેલ્લી બે આયતો પઢી લે તો પૂરતી છે.

(૪૮/૫૩૦૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ કહે છે કે, મારા પિતાએ મારા નિકાહ એક શરીફ ખાનદાનની સ્ત્રી સાથે કરાવી દીધા હતા. તેઓ પોતે તેની ખબર લેતા રહેતા હતા. તેને તેના પતિની (કિવા મારી) ખબર પૂછતા રહેતા હતા. તે જવાબ આપતી હતી, તેઓ ઘણા સારા માણસ છે. જ્યારથી અમે તેમની પાસે આવ્યાં છે ત્યારથી તેમણે અમારા બિસ્તરા પર કદમ મૂકી નથી અને અમારા પરદાની તપાસ કરી નથી. જ્યારે આ વાત ખૂબ વધી ગઇ ત્યારે એક દિવસ મારા પિતાએ રસુલુલ્લાહ (સલ.)ને એ વિષે વાત કરી. હુઝૂરે કહ્યું : અમારી સાથે તેની મુલાકાત કરાવો. હુકમ અનુસાર જ્યારે હું હુઝૂરને મળ્યો ત્યારે આપે કહ્યું કે, તમે રોઝા કેવી રીતે રાખો છો ? મેં કહ્યું કે, દરરોજ. આપે કહ્યું કે, કુર્આન કેવી રીતે ખત્મ કરો છો ? મેં કહ્યું કે, દરેક રાત્રિએ. આપે કહ્યું કે, મહિનામાં ત્રણ રોઝા રાખો અને દર મહિને એક કુર્આન ખત્મ કરો. મેં કહ્યું કે, મારામાં એનાથી વધારે શકિત છે. આપે કહ્યું કે, દર અઠવાડિયે ત્રણ રોઝા રાખો. મેં કહ્યું કે, મારામાં એના કરતાં પણ વધારે શકિત છે. આપે કહ્યું કે, બે દિવસ રોઝો ન રાખો અને એક દિવસ રોઝો રાખો. મેં કહ્યું કે, મારામાં એના કરતાં પણ વધારે શકિત છે. આપે કહ્યું કે, સર્વોત્તમ રોઝો કિવા હઝરત દાઉદ (અલ.)ના રોઝાની જેમ રાખો. એક દિવસ રોઝો રાખો અને એક દિવસ ન રાખો. સાત રાતોમાં એક કુર્આન પઢો. હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, કાશ ! હુઝૂરે આપેલી આ સગવડ હું કબૂલ કરી લેત. કારણ કે, હવે હું વધારે વૃધ્ધ અને કમજોર થઇ ગયો છું. હઝરત અબ્દુલ્લાહ દિવસે ઘરવાળાંઓની સામે કુર્આનનો સાતમો ભાગ પઢી લેતા હતા. જેથી રાત્રે પઢવાનું સરળ પડે. જ્યારે તેઓ ઇચ્છતા કે, શરીરમાં કંઇક તાકાત આવે ત્યારે થોડા દિવસ સુધી રોઝા રાખતા ન હતા, પરંતુ તેની ગણતરી રાખતા હતા. પછી એટલા જ રોઝા ક્યારેક રાખી લેતા હતા. કારણ કે, તેમને એ વાત નાપસંદ હતી કે, જે વાત પર રસુલુલ્લાહ (સલ.)ની

વફાત સુધી રહ્યા હતા તેમાંથી થોડોક ભાગ છોડી દે. ઇમામ બુખારી કહે છે કે, કેટલીક રિવાયતોમાં ત્રણ દિવસ, કેટલીકમાં પાંચ દિવસ અને મોટા ભાગની રિવાયતોમાં સાત દિવસનો ઉલ્લેખ છે.

(૪૯/૫૩૦૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ કહે છે : હુઝૂર (સલ.)એ મને કહ્યું હતું કે, એક મહિનામાં એક કુર્આન પઢો. મેં કહ્યું કે, મારામાં એનાથી વધારે શક્તિ છે. છેવટે હુઝૂરે કહ્યું કે, સાત દિવસમાં એક કુર્આન પઢો. એનાથી વધારે ન પઢો.

## કુર્આન પઢતી વખતે રડવાનું બયાન

(૫૦/૫૩૦૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મને કહ્યું : થોડુંક કુર્આન મને સંભળાવો. મેં કહ્યું કે, આપ પર તો કુર્આન ઉતર્યું છે, પછી હું આપને કેવી રીતે સંભળાવું ? આપે કહ્યું : હું ઇચ્છું છું કે, બીજાઓના મુખે સાંભળું. હુકમ અનુસાર મેં સૂરએ નિસાઅ પઢી. જ્યારે આયત **ફકચ્ફ ઇઝા જિઅ્ના મિન કુલ્લિ ઉમ્મતિન બિશહીદિન વ જિઅ્ના બિક અલા હાઉલાઇ શહીદા** પર પહોંચ્યો ત્યારે કહ્યું કે, બસ કરો અથવા થોભી જાઓ. મેં જોયું કે, હુઝૂરની બંને આંખોમાંથી અશ્રુઓ ટપકી રહ્યાં છે.

(૫૧/૫૩૦૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, હુઝૂરે મને કહ્યું હતું કે, મને કુર્આન સંભળાવો. મેં કહ્યું કે, આપ પર તો કુર્આન ઉતર્યું છે અને હું આપને જ સંભળાવું ? આપે કહ્યું : હું બીજાઓના મુખે સાંભળવાનું પસંદ કરૂં છું.

## જે માણસ કુર્આનને દેખાડવા માટે પઢે અથવા રોજી કમાવાનું સાધન બનાવે અથવા ગુનાહના કામમાં એનો ઉપયોગ કરે તો એનો શું અઝાબ છે ?

(૫૨/૫૩૦૪) હઝરત અલી મુર્તઝા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) ફરમાવતા હતા કે, આખર ઝમાનામાં એક કોમ આવશે જેમની ઉમરો ઓછી અને અક્કલો અધુરી હશે. તેઓ એવી ઉત્તમ વાત વડે દલીલ કરશે જેનાથી લોકો દલીલ કરે છે, પરંતુ તેઓ ઇસ્લામમાંથી એવા નીકળી જશે જેવી રીતે કે તીર નિશાનમાંથી નીકળી જાય છે. ઇમાન તેમના ગળાની આગળ નહીં વધે. તમને તે લોકો જ્યાં મળે ત્યાં તેમને કત્લ કરી દો. કારણ કે, તેમને કત્લ કરવું તેમના કત્લ કરનાર માટે કિયામતના દિવસે સવાબનું કારણ બનશે.

(૫૩/૫૩૦૫) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાં એવી એક કોમ પેદા થશે જેમની નમાઝની સરખામણીમાં



તમને પોતાની નમાઝ અને જેમના રોઝાઓની સરખામણીમાં તમને તમારા રોઝા અને જેમના અઅમાલની સરખામણીમાં તમને તમારા અઅમાલ તુચ્છ લાગશે. તેઓ કુર્આન પઢશે, પરંતુ કુર્આન તેમના ગળાની આગળ નહીં વધે. તેઓ દીનમાંથી એવા નીકળી જશે જેમકે તીર નિશાનમાંથી નીકળી જાય છે. ન [illegible]ઢામાં લોહીનું ચિન્હ દેખાય છે ન તીરના લાકડા પર કંઇ અસર દેખાય છે અને ન પાંખ પર કંઇ અસર દેખાય છે.

(૫૪/૫૩૦૬) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે ઇમાનદાર માણસ કુર્આન પઢે છે અને તેના પર અમલ પણ કરે છે તે તુરંજ જેવો છે. જેનો સ્વાદ પણ સારો હોય છે અને ખૂશ્બૂ પણ સારી હોય છે. જે મુસલમાન કુર્આન પઢતો નથી, ફક્ત તેના પર અમલ કરે છે તે ખજૂર જેવો છે. જેનો સ્વાદ તો સારો હોય છે, પરંતુ ખુશ્બૂ હોતી નથી. જે મુનાફિક કુર્આન પઢે છે તે બાલછળ (ખુશ્બુદાર ફૂલ) જેવો છે જેની ખુશ્બૂ સારી હોય છે, સ્વાદ કડવો હોય છે. જે મુનાફિક કુર્આન પઢતો નથી તે ઇન્દીરાઇન એલ્વો જેવો હોય છે. જેનો સ્વાદ પણ કડવો છે અને વાસ પણ ખરાબ છે.

## જ્યાં સુધી તમારામાં એકતા જળવાય ત્યાં સુધી કુર્આન પઢો

(૫૫/૫૩૦૭) હઝરત જુન્દુબ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કુર્આન પઢો, જ્યાં સુધી તમારા દિલોમાં એકતા હોય અને જ્યારે (તેનો અર્થ સમજવામાં) તમારામાં મતભેદ પડે તો છોડીને ઉભા થઇ જાઓ.

(૫૬/૫૩૦૮) હઝરત જુન્દુબ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કુર્આન પઢો, જ્યાં સુધી તમારા દિલો સંમત હોય અને જ્યારે તમારામાં પરસ્પર મતભેદ ઉભા થાય તો છોડીને ઉભા થઇ જાઓ.

(૫૭/૫૩૦૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે : મેં એક માણસ પાસેથી એક આયત સાંભળી. રસુલુલ્લાહ (સલ.) પાસેથી મેં તેનાથી જુદી રીતે સાંભળી હતી. હું તેનો હાથ પકડીને હુઝૂર પાસે લઇ ગયો. આપે કહ્યું કે, તમે બંને બરાબર પઢો છો. એટલે બંને (પોત પોતાની) રીતે પઢો. કારણ કે, તમારી પહેલાંના લોકો જ્યારે મતભેદ કરવા લાગ્યા ત્યારે અલ્લાહે તેમને તબાહ કરી દીધા.

# નિકાહ

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**નિકાહ માટે પ્રોત્સાહન આપવાનું બયાન. અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફન્કિહૂ મા તાબ લકુમ**

**મિન ન્નિસાઇ' કિંવા જે સ્ત્રીઓ તમને સારી લાગે તેમની સાથે નિકાહ કરો.**

(૫૮/૫૩૧૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, ત્રણ માણસો ઉમ્મહાતુલ મુઅમિનીનના ઘરો પાસે આવ્યા અને રસૂલુલ્લાહ (સલ.)ની ઇબાદત વિષે પૂછવા લાગ્યા. જ્યારે તેમને હુઝૂરની ઇબાદતની ખબર આપવામાં આવી ત્યારે એવું લાગતું હતું કે, તેમને હુઝૂરની ઇબાદત ઓછી લાગી, પરંતુ પોતે જ કહેવા લાગ્યા કે, અમે હુઝૂરના દરજ્જે કેવી રીતે પહોંચી શકીએ છીએ. હુઝૂરના તો આગલા પાછલા ગુનાહો માફ કરી દેવામાં આવ્યા છે. એક માણસ કહેવા લાગ્યો કે, હું તો હંમેશા આખી રાત નમાઝ પઢીશ. બીજાએ કહ્યું કે, હું હંમેશા રોઝા રાખીશ. કદી છોડીશ નહીં. ત્રીજાએ કહ્યું કે, હું સ્ત્રીઓથી દૂર રહીશ. કદી નિકાહ નહીં કરૂં. એવામાં હુઝૂર પણ આવ્યા. આપે કહ્યું : તમે આવી આવી વાતો કહી હતી. ખુદાની કસમ ! હું તમારી સરખામણીમાં ખુદાથી વધારે ડરૂં છું, પરંતુ હું રોઝા પણ રાખું છું અને છોડું પણ છું. નમાઝ પણ પઢું છું અને સૂવું પણ છું. સ્ત્રીઓ સાથે નિકાહ પણ કરૂં છું. જે માણસ મારી પધ્ધતિથી મોં ફેરવશે તે મારામાંથી નથી.

(૫૯/૫૩૧૧) હઝરત ઉરવા કહે છે : હઝરત આઇશા (રદિ.)ને નીચેની આયતોનો અર્થ પૂછયો, **વ ઇન ખિફતુમ અલ્લાતુકસિતૂ ફીલ યતામા ફન્કિહૂ મા તાબ લકુમ મિન ન્નિસાઇ મસ્ના વ સુલાસ વ રૂબાઅ ફઇન ખિફતુમ અલ્લાતઅ્દિલૂ ફવાહિદતન અવ મા મલકત અયમાનુકુમ ઝાલિક અદના અલ્લાતઊલૂ** હઝરત આઇશાએ કહ્યું કે, ભાણેજ, જે યતીમ છોકરી તેના વાલીની દેખરેખ હેઠળ રહેતી હતી તે વાલી તેના માલ અને સૌંદર્યને જોઇને તેના તરફ આકર્ષાતો હતો અને રિવાજ કરતાં ઓછી મહેર પર તેની સાથે નિકાહ કરવા ઇચ્છતો હતો. આ આયતમાં મનાઇ કરવામાં આવી કે, જ્યાં સુધી વાલી આવી યતીમ છોકરીની બાબતમાં ન્યાયપૂર્વક ન વર્તે અને મહેર પણ ન આપે તો નિકાહ ન કરે. હા, બીજી ઓરતો સાથે નિકાહની રજા આપવામાં આવી.

**રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે : 'મનિસ્તતાઅ મિન્કુમુલ બાઅત ફલ્યતઝવ્વજ ફઇન્નહુ અગદ્દુ લિલ્બસરિ વ અહસનુ લિલ ફર્જિ' કિંવા તમારામાંથી જે માણસ નિકાહ અને ઘરસંસારની શક્તિ રાખતો હોય તે નિકાહ કરી લે. કારણ કે, નિકાહ નઝરને રોકનાર અને ગુપ્ત સ્થળનું સૌથી વધુ રક્ષણ કરનાર છે.**

**જે માણસ હાજતમંદ હોય તેણે પણ શું નિકાહ કરવા જોઇએ ?**

(૬૦/૫૩૧૨) હઝરત અલ્કમા કહે છે : હું હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.)ની સાથે હતો. મિનામાં હઝરત ઉસ્માન સાથે તેમની મુલાકાત થઇ. એકાંતમાં હઝરત ઉસ્માને કહ્યું કે, અબૂ અબ્દુર્રહમાન, જો તમે ઇચ્છતા હોય તો હું તમારા નિકાહ એક કુંવારી સાથે કરાવી દઉં, જે આગલા સમયની તમને યાદ અપાવે. ઇબ્ને મસઉદે જ્યારે જોયું કે, મારે જરૂરત નથી ત્યારે મારા તરફ ઇશારો કરીને કહ્યું : અલ્કમા, આ બાજુ આવો. હું તેમની પાસે ગયો. હઝરત ઇબ્ને મસઊદ હઝરત ઉસ્માનને કહી રહ્યા હતા, તમે તો અમને આ વાત હમણા કરી અને હુઝૂરે તો પહેલાં જ કહ્યું હતું કે, હે યુવાનો ! તમારામાંથી જે માણસ નિકાહ અને ઘરસંસારની શક્તિ ધરાવતો હોય તે નિકાહ કરી લે અને જે માણસમાં એની શક્તિ ન હોય તેણે રોઝા રાખવા જોઇએ. કારણ કે, રોઝો તેના માટે ખસ્સી હોવાની ગરજ સારશે.

**જે માણસ ઘરસંસારની શક્તિ ન ધરાવતો હોય તેણે રોઝો રાખવો જોઇએ**



(૬૧/૫૩૧૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, અમે બધા યુવાનો રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતા. (નિકાહની) શક્તિ ન હતી. હુઝૂરે અમને કહ્યું કે, હે યુવાનો ! તમારામાંથી જે માણસને નિકાહ કરવાની અને ઘરસંસાર ચલાવવાની શક્તિ હોય તે નિકાહ કરી લે. કારણ કે, નિકાહ નઝરનું રક્ષણ કરનાર અને ગુપ્તભાગને સુરક્ષિત રાખનાર છે. જે માણસને એની શક્તિ ન હોય તે રોઝો રાખે. કારણ કે, રોઝો તેના માટે ખસ્સી હોવા સમાન છે.

## બહુપત્નીત્વનું વર્ણન

(૬૨/૫૩૧૪) અતા કહે છે કે, અમે ઇબ્ને અબ્બાસ (રદિ.) સાથે હઝરત મયમૂનાના જનાઝામાં સરિફ સ્થળે હતા. ઇબ્ને અબ્બાસે કહ્યું કે, એ રસૂલુલ્લાહ (સલ.)નાં પત્ની છે. જ્યારે તમે એમનો જનાઝો ઉઠાવો ત્યારે હલાવો નહીં, બલ્કે ધીમે ધીમે ચાલો. રસૂલુલ્લાહ (સલ.)ની નવ પત્નીઓ હતી. હુઝૂરે આઠનો વારો મુકર્રર કર્યો હતો અને એકનો મુકર્રર કર્યો ન હતો.

(૬૩/૫૩૧૫) હઝરત અનસ (રદિ.)

(૬૧/૫૩૧૩) નિકાહ કરવાની શક્તિ ન હોવાનો અર્થ એ છે કે, પત્નીનો નાણાંકીય ખર્ચ ઉઠાવી શકતો નથી. એવા માણસને રોઝા રાખવાની છુટ છે, જેના કારણે શારીરિક શક્તિ ઘટશે, પરિણામે ગુનાહથી બચશે.

કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની નવ પત્નીઓ હતી. આપ એક રાતમાં દરેકનો ચક્કર મારતા હતા.

(૬૪/૫૩૧૬) સઇદ ઇબ્ને જુબેર કહે છે કે, હઝરત ઇબ્ને અબ્બાસે મને કહ્યું, શું તમે નિકાહ કરી લીધા ? મેં કહ્યું : ના. તેમણે કહ્યું : નિકાહ કરી લો. કારણ કે, આ ઉમ્મતમાં શ્રેષ્ઠ માણસ તે છે જેની સ્ત્રીઓ વધારે હોય.

**જે માણસ કોઇ સ્ત્રી સાથે નિકાહ કરવા માટે હિજરત કરે અથવા કોઇ નેક અમલ કરે તો તેના માટે તે જ વસ્તુ છે જેની તેણે નિય્યત કરી છે**

(૬૫/૫૩૧૭) હઝરત ઉમર ફારૂક (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અમલોનો આધાર નિય્યત પર છે. દરેક માણસ માટે તે વસ્તુ છે જેની તે નિય્યત કરે છે. એટલે જે માણસની હિજરત ખુદા અને રસૂલ માટે હોય તેની હિજરત ખુદા અને રસૂલ માટે છે. જે માણસની હિજરત દુનિયા મેળવવા માટે અથવા કોઇ સ્ત્રી સાથે નિકાહ કરવા માટે હોય તો તેની હિજરત તેના માટે છે જેની તેણે નિય્યત કરી છે.

**જે ગરીબ મુસલમાન હોય અને તેને કુર્આન કંઇક યાદ હોય તેના નિકાહ કરવાનું બયાન**

(૬૬/૫૩૧૮) હઝરત ઇબ્ને મસ્ઊદ કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે જિહાદ કરતા હતા. સ્ત્રીઓ અમારી સાથે રહેતી ન હતી. અમે મુબારક સેવામાં વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ ! શું અમે ખસ્સી ન થઇ જઇએ ? હુઝૂરે મનાઇ ફરમાવી.

**જો કોઇ માણસ પોતાના ભાઇને કહે કે, મારી બે પત્નીઓમાંથી જોઇને એકને પસંદ કરી લો. હું તમારા માટે તેને તલાક આપી દઇશ, તો એ જાઇઝ છે**

(૬૭/૫૩૧૯) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ જ્યારે મદીનામાં આવ્યા ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ તેમની અને સઅદ ઇબ્ને રબીઅ વચ્ચે ભાઇચારો કરાવી દીધો. સઅદ પાસે બે પત્નીઓ હતી. સઅદે અબ્દુર્રહમાનને કહ્યું કે, તમે મારી પત્નીઓ અને માલને અડધો અડધો વહેંચી લો. હઝરત અબ્દુર્રહમાને કહ્યું : ખુદા તમને તમારી પત્નીઓ અને માલ મુબારક કરે. મને તો બજારની જગ્યા બતાવી દો. જેથી હઝરત અબ્દુર્રહમાન બજાર ગયા અને થોડુંક પનીર અને ઘી નફામાં કમાયા. થોડા દિવસ પછી રસૂલુલ્લાહ (સલ.)એ તેમને જોયા કે તેમના શરીર પર પીળી ખૂશ્બૂની નિશાનીઓ હતી. આપે કહ્યું :



અબ્દુર્રહમાન, શું વાત છે ? અબ્દુર્રહમાને કહ્યું : મેં એક અનસારી ઓરત સાથે નિકાહ કર્યા છે. આપે કહ્યું : તો તમે મહેર શું આપી ? તેમણે કહ્યું કે, ઠળીયા જેટલું સોનું. આપે કહ્યું : વલીમો કરો, ભલેને એક જ બકરીનો હોય.

**નિકાહ ન કરવા અને ખસ્સી થવું મકરૂહ છે.**

(૬૮/૫૩૨૦) હઝરત સઅદ ઇબ્ને અબી વક્કાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઉસ્માન ઇબ્ને મઝઊનને સંપૂર્ણપણે નિકાહ ન કરવાની રજા આપી નહીં. જો આપ ઉસ્માનને રજા આપી દેત તો અમે બધા ખસ્સી થઇ જાત.

(૬૯/૫૩૨૧) હઝરત સઅદ ઇબ્ને અબી વક્કાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ વાંઢા રહેવાની રજા આપી નહીં. જો હુઝૂર વાંઢા રહેવાની રજા આપી દેત તો અમે બધા ખસ્સી થઇ જાત.

(૭૦/૫૩૨૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, અમે હુઝૂર (સલ.)ની સાથે જિહાદ કરતા હતા. અમારી પાસે દુન્યવી સામાનમાંથી કોઇ વસ્તુ ન હતી. એટલે અમે હુઝૂરને કહ્યું કે, અમે ખસ્સી ન થઇ જઇએ ? હુઝૂરે અમને એની મનાઇ કરી. પછી એવી રજા આપી કે, મુકર્રર મુદ્દત માટે સ્ત્રી સાથે નિકાહ કરી લઇએ. આ હદીસ બયાન કર્યા પછી હઝરત ઇબ્ને મસ્ઊદે આ આયત પઢી. **યા અય્યુહ લ્લઝીન આમનૂ લાતુહર્રિમૂ તય્યિબાતિ મા અહલ્લ લ્લાહુ લકુમ વ લાતઅ્તદૂ ઇન્ન લ્લાહ લાયુહિબ્બુલ મુઅતદિન** ઉેવા હે મુસલમાનો ! જે પાક વસ્તુઓ અલ્લાહ તઆલાએ તમારા માટે હલાલ કરી છે તેમને હરામ ન ઠેરવો અને હદની ઉપરવટ ન જાઓ. કારણ કે, અલ્લાહ હદની ઉપરવટ જનારાઓને પસંદ કરતો નથી.

(૭૧/૫૩૨૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : મેં મુબારક સેવામાં વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ ! હું યુવાન છું. મને મારી જાત પ્રત્યે વ્યભિચારનો ભય છે અને મારી પાસે એટલો માલ નથી કે, ઓરતો સાથે નિકાહ કરી શકું. હુઝૂર ચુપ રહ્યા. મેં બીજીવાર કહ્યું, તો પણ આપ ચુપ રહ્યા. ત્રીજીવાર કહ્યું ત્યારે પણ આપ ચૂપ રહ્યા. જ્યારે ચોથીવાર મેં કહ્યું, ત્યારે આપે કહ્યું કે, અબૂ હુરૈરા, જે કંઇ તારી સાથે બનનારૂં છે તેને લખીને કલમ સૂકાઇ ગઇ. હવે તું ખસ્સી બન અથવા એને છોડી દે. (જે કંઇ બનનારૂં છે તે તો બનીને જ રહેશે.)

**કુંવારી સ્ત્રીઓ સાથે નિકાહ**

**કરવાનું બયાન. હઝરત ઇબ્ને અબ્બાસે ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશાને કહ્યું હતું કે, રસૂલુલ્લાહ (સલ.)એ તમારા સિવાય બીજી કોઇ કુંવારી સ્ત્રી સાથે નિકાહ કર્યા ન હતા.**

(૭૨/૫૩૨૪) હઝરત આઇશા કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! બતાવો તો જો તમે એવી ખીણમાં ઉતર્યા હોય જ્યાં એક ઝાડ તો એવું હોય કે, જેના પાંદડાંઓ ચરાવી દેવામાં આવ્યાં હોય અને એક ઝાડ એવું હોય કે, જેના પાંદડાંઓ કોઇએ (પોતાના જાનવરને) ન ચરાવ્યા હોય, તો તમે તમારા ઊંટને કયું ઝાડ ચરાવશો ? આપે કહ્યું : હું તે ઝાડ ચરાવીશ જે કોઇએ ન ચરાવ્યું હોય. એનાથી હઝરત આઇશાની મુરાદ એવી હતી કે, રસૂલુલ્લાહ (સલ.)એ તેમના સિવાય બીજી કોઇ કુંવારી સ્ત્રી સાથે નિકાહ કર્યા ન હતા.

(૭૩/૫૩૨૫) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, મને બે વાર સ્વપ્નમાં બતાવવામાં આવ્યું કે, એક માણસે (ફરિશ્તાએ) તને એક રેશમી ટુકડામાં લપેટીને ઉઠાવી હતી. તે કહી રહ્યો હતો કે, આ તમારી પત્ની છે. મેં જ્યારે તેને ખોલીને જોયું તો તારી શિકલ દેખાઇ. મેં કહ્યું : જો આ સ્વપ્ન અલ્લાહના તરફથી છે તો અલ્લાહ એને પૂરૂં કરશે.

**વિધવા અથવા ત્યકતા સ્ત્રીઓ સાથે નિકાહ કરવાનું બયાન**

(૭૪/૫૩૨૬) હઝરત ઉમ્મે હબીબા (રદિ.) કહે છે કે, મને હુઝૂર (સલ.)એ કહ્યું કે, તમારી પુત્રીઓ અને બહેનોના નિકાહ કરવાનું મને કહ્યા ન કરો.

(૭૫/૫૩૨૭) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે લડાઇમાંથી પાછા આવી રહ્યા હતા. મેં મારા ધીમી ગતિએ ચાલનાર ઊંટ પર જલદી ચાલવાનો ઇરાદો કર્યો, એવામાં મારી પાછળથી એક સવાર આવ્યો અને મારા ઊંટને પોતાના ભાલા વડે સ્પર્શ કર્યો. તરત મારૂં ઊંટ એટલું ઝડપથી દોડવા લાગ્યું જેટલું તમે કદી શ્રેષ્ઠ ઊંટને દોડતું જોયું હોય. મેં જોયું તો રસૂલુલ્લાહ (સલ.) હતા. આપે કહ્યું કે, તને આટલી બધી ઉતાવળ શું છે ? મેં કહ્યું કે, મેં હજુ હમણા જ શાદી કરી છે. આપે કહ્યું : કુંવારી છે કે બિનકુંવારી ? મેં કહ્યું કે, કુંવારી નથી. આપે કહ્યું કે, તેં કુંવારી સાથે કેમ શાદી કરી નહીં કે તું તેની સાથે રમત અને તે તારી સાથે રમત. હઝરત જાબિર કહે છે કે, જ્યારે અમે મદીનામાં દાખલ થવા લાગ્યા ત્યારે હુઝૂરે કહ્યું કે, થોભો, ઇશાના સમયે દાખલ થજો. જેથી વિખરાયેલા વાળવાળી સ્ત્રી પોતાના વાળમાં કાંસકી ફેરવી લે અને જે સ્ત્રીનો પતિ ગેરહાજર હોય તે સફાઇ કરી લે.

(૭૬/૫૩૨૮) હઝરત જાબિર (રદિ.) કહે છે : મેં નિકાહ કર્યા હતા. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, તે કોની સાથે નિકાહ કર્યા છે ? મેં કહ્યું કે, પતિ કરી ચૂકેલી સ્ત્રી સાથે. આપે કહ્યું કે, કુંવારી સાથે કેમ કર્યા નહીં કે, તે તારી સાથે રમત અને તું તેની સાથે રમત.

**નાની વયની છોકરીઓની મોટી વયના પુરુષો સાથે શાદી કરવાનું બયાન**

(૭૭/૫૩૨૯) હઝરત ઉરવા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત આઇશા સાથે નિકાહ કરવાનો સંદેશ હઝરત અબૂબક્ર પાસે મોકલ્યો હતો. હઝરત અબૂબક્રે કહ્યું કે, હું તમારો ભાઇ છું. આપે કહ્યું કે, તમે મારા દીની ભાઇ



છો અને તે મારા માટે હલાલ છે.

**કેવી ઓરતો સાથે શાદી કરવી જોઇએ અને કઇ કોમની ઓરતો સાથે શાદી કરવી સારી છે ? પોતાના વીર્ય માટે કઇ સ્ત્રીની પસંદગી મુસ્તહબ છે ?**

(૭૮/૫૩૩૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, ઊંટો પર સવાર થનારી (અરબ) સ્ત્રીઓમાં કુરૈશની નેક ઓરતો સારી છે. પોતાના બાળકો પર ખૂબ મહેરબાન હોય છે. પતિના માલની સારી દેખરેખ રાખે છે.

**લોંડીઓ રાખવી અને લોંડીને આઝાદ કરીને તેની સાથે નિકાહ કરવા જાઇઝ છે.**

(૭૯/૫૩૩૧) હઝરત અબૂ મૂસા અશઅરી કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસની પાસે કોઇ લોંડી હોય અને તેને તે સારૂં શિક્ષણ આપે, સારી રીતે સંસ્કાર શીખવીને આઝાદ કરીને પોતે તેની સાથે નિકાહ કરી લે તો તેને બેવડો સવાબ મળશે. જે અહલે કિતાબ પોતાના નબી ઉપર ઇમાન લાવ્યો અને મારા ઉપર (પણ) ઇમાન લાવ્યો તેના માટે બેવડો સવાબ છે. જે ગુલામ પોતાના માલિકોનો હક્ક પણ અદા કરે અને પોતાના પાલનહારનો હક્ક પણ અદા

.............................

(૭૫/૫૩૨૭) પતિ પ્રવાસમાં હોય છે ત્યારે પત્ની ઘરમાં સામાન્ય રીતે શણગાર કરતી નથી, કામકાજમાં લાગેલી રહે છે. જો લાંબા પ્રવાસ પછી પતિ અચાનક ઘેર આવી જાય અને પત્નીને અસ્ત વ્યસ્ત અને મેલી જુએ તો કદાચ તેના દિલમાં નફરત પેદા થાય. પતિ લાંબા પ્રવાસ પછી અચાનક ઘેર આવે તો કદાચ તેને સંભોગની ઇચ્છા થાય, એટલે રાત્રે અચાનક ઘેર આવવાની મનાઇ કરી. આજના યુગમાં રેલવે વગેરેની સગવડ છે, ફોન વગેરેની વ્યવસ્થા છે, એટલે અગાઉથી ખબર આપીને રાત્રે ઘેર આવે તો વાંધો નથી.

કરે તેને પણ બેવડો સવાબ મળશે. શઅબીએ આ હદીસ બયાન કરીને સાલેહ ઈબ્ને સાલેહ હમદાનીને કહ્યું કે, તમે આ હદીસ મફત લઇ લો, જો કે પહેલાંના લોકો આનાથી નાની હદીસ માટે સવાર થઇને મદીના જતા હતા.

(૮૦/૫૩૩૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હઝરત ઈબ્રાહીમ (અલ.) ફક્ત ત્રણ જુઠ બોલ્યા હતા. એકવાર તો હઝરત ઈબ્રાહીમ (અલ.) એક ઝાલિમ બાદશાહ (ના દેશ) તરફથી પસાર થઇ રહ્યા હતા. હઝરત સારા સાથે હતાં. (તે વખતે હઝરત ઈબ્રાહીમ જુઠ બોલ્યા હતા) તે બાદશાહે હઝરત સારાને હાજિરા આપ્યાં હતાં. હઝરત સારાએ કહ્યું હતું કે, તે કાફિરની દુષ્ટ ચેષ્ટાને ખુદાએ રોકી. તેણે મને સેવાચાકરી માટે હાજિરા આપી. હઝરત અબૂ હુરૈરાએ આ હદીસ બયાન કર્યા પછી કહ્યું કે, એય આસ્માનના પાણીની ઓલાદ ! (અરબો !) તે તમારી માં હતાં.

(૮૧/૫૩૩૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબર અને મદીનાની વચ્ચે ત્રણ દિવસ પડાવ નાખ્યો. હઝરત સફિય્યાને શણગારીને આપની પાસે લાવવામાં આવ્યાં. મેં 'વલીમા'ના ખાણા માટે લોકોને બોલાવ્યા. દસ્તરખ્વાન પર ગોશ્ત રોટી મૂકવામાં આવ્યા. તેની સાથે ખજૂર, પનીર અને ઘી મેળવ્યું. આ આપનો વલીમો હતો. મુસલમાનોએ કહ્યું, શું ઉમ્મુલ મુઅમિનીન છે કે લોંડી ! લોકો કહેવા લાગ્યા કે, જો હુઝૂર પરદો કરાવે તો ઉમ્મુલ મુઅમિનીન છે અને પરદો ન કરાવે તો લોંડી છે. જેમ કે જ્યારે હુઝૂરે કૂચ કરી ત્યારે હુઝૂરે તેમના બેસવા માટે પોતાની પાછળ જગ્યા તૈયાર કરાવી અને લોકોથી પરદો કરાવવા માટે આડ કરી.

**લોંડીના આઝાદ કરવાને જ તેની નિકાહની મહેર ઠેરવવામાં આવે (તો જાઇઝ છે)**

(૮૨/૫૩૩૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત સફિય્યાને આઝાદ કરીને તે આઝાદીને જ તેમની મહેર ઠેરવી હતી.

**મુફલિસ માણસ પણ નિકાહ કરી શકે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇંય્યકૂનૂ ફુકરાઅ યુગ્નિહિમુ લ્લાહુ મિન ફદલિહિ' કિંવા જો તેઓ નાદાર હશે તો અલ્લાહ તઆલા તેમને પોતાની મહેરબાનીથી માલદાર કરી દેશે.**

(૮૨/૫૩૩૪) ઇમામ અબૂ હનીફા (રહ.)ના મત અનુસાર મહેરનું માલ હોવું જરૂરી છે. નબીએ કરીમ (સલ.)એ આઝાદ કરી દીધાં. આ આઝાદ કરવું, એ જ માલ હોવાના બરાબર છે. નબીએ કરીમ (સલ.) માટે મહેર વગર નિકાહ કરવાનું જાઇઝ હતું, એ હુઝૂર (સલ.)ની વિશેષતા હતી.



(૮૩/૫૩૩૫) હઝરત સહલ ઈબ્ને સઅદ કહે છે કે, એક ઓરત મુબારક સેવામાં હાજર થઇ. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું મારી જાતનો અધિકાર આપને સોંપું છું. હુઝૂરે તેની શરીર આકૃતિ જોઇને શિર નમાવી દીધું. ઓરતે જ્યારે જોયું કે, હુઝૂરે મારા વિષે કોઇ નિર્ણય કર્યો નહિં ત્યારે તે બેસી ગઇ. એક સહાબીએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જો આપને એની જરૂર ન હોય તો એની સાથે મારા નિકાહ કરાવી દો. હુઝૂરે કહ્યું : શું તારી પાસે કંઇક છે ? તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદાની કસમ ! કંઇ જ નથી. હુઝૂરે કહ્યું કે, ઘેર જઇને જુઓ, બનવાજોગ છે કે, કંઇ મળી આવે. હુકમ અનુસાર તે માણસ જઇને થોડીવાર પછી પાછો આવ્યો. તેણે કહ્યું : ખુદાની કસમ ! મને કંઇ જ મળ્યું નહીં. હુઝૂરે કહ્યું : ફરી જુઓ, લોખંડની એકાદ વીંટી જ મળી જાય. તે માણસ ફરી ગયો. પાછા આવીને કહ્યું : યા રસૂલલ્લાહ ! ખુદાની કસમ ! કંઇ મળ્યું નહીં. લોખંડની વીંટી પણ મળી નહીં. હા, ફક્ત આ મારી લુંગી છે. હઝરત સહલ કહે છે કે, તેની પાસે પૂરી ચાદર પણ ન હતી, બલ્કે લુંગીનો પણ અડધો ભાગ હતો. હુઝૂરે કહ્યું કે, આ લુંગીથી તમે શું કરી શકો છો ? જો પોતે પહેરી લેશો તો તેના શરીર પર કંઇ રહેશે નહીં અને તેને પહેરાવી દેશો તો તમારા શરીર પર કંઇ રહેશે નહીં. આ સાંભળીને તે માણસ બેસી ગયો. જ્યારે બેઠા બેઠા વાર લાગી ત્યારે ઉભો થઇ ગયો. રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે તેને પીઠ ફેરવીને જતાં જોયો ત્યારે કહ્યું : તેને બોલાવો. તેને બોલાવવામાં આવ્યો. જ્યારે તેને આપની પાસે લાવવામાં આવ્યો ત્યારે હુઝૂરે કહ્યું : તને કુર્આનનો કયો ભાગ યાદ છે ? તેણે કહ્યું : ફલાણી ફલાણી સૂરતો યાદ છે. તેણે ગણીને બતાવ્યું. આપે કહ્યું : તું તેને મોઢે પઢે છે ? તેણે કહ્યું : જી હા. આપે કહ્યું : જા, મેં તને તે કુર્આન શીખવવાની શરતે જે તને યાદ છે, આ ઓરતનો તને માલિક બનાવી દીધો.

**દીનદારીની દૃષ્ટિએ પણ "સમાન કુટુંબ" (કુફ્વ) હોવું ગણાય છે. અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ હુવ લ્લઝી ખલક મિનલ માઇ બશરન ફ જ અલહુ નસ્બં વ્વ સિહરન વ કાન રબ્બુક કદીરા' કિંવા તે ખુદાએ પાણીમાંથી માનવી બનાવ્યો. પછી તેને વંશ અને સુસરાલનું સગપણ આપ્યું. તારો પાલનહાર બધું કરી શકે છે.**

(૮૪/૫૩૩૬) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, અબૂ હુઝયફા બદરમાં ભાગ લેનારાઓમાંના એક હતા. તેમણે સાલિમને પુત્ર બનાવ્યો હતો. સાલિમની

સાથે પોતાની ભત્રીજી હિન્દ બિન્તે વલીદના નિકાહ કરાવ્યા હતાં. સાલિમ હકીકતમાં ગુલામ હતો, જેને એક અનસારી ઓરતે આઝાદ કર્યો હતો. જેવી રીતે કે રસૂલુલ્લાહ (સલ.)એ ઝેદને પુત્ર બનાવ્યો હતો. અંધકાર યુગમાં એવો રિવાજ હતો કે, જો કોઇ માણસ કોઇને પુત્ર બનાવી લેતો હતો તો લોકો તેને તેનો પુત્ર કહ્યા કરતા. તેના મૃત્યુ પછી એ પુત્ર તેનો વારસદાર બનતો હતો. અહીં સુધી કે, અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી; **ઉદઊહુમ લિઆબાઇહિમ....** આ આયતના ઉતરાણ પછી તેમની તેમના મૂળ પિતાઓ તરફ નિસ્બત કરવામાં આવતી હતી. જે માણસના પિતાની ખબર ન પડતી તેને આઝાદ અને દીની ભાઇ સમજવામાં આવતો હતો. હઝરત આઇશા કહે છે કે, અબૂ હુઝયફાના પત્ની સહલા બિન્તે સુહેલ હુઝૂર (સલ.) પાસે આવ્યાં. તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે સાલિમને પુત્ર માનતા હતા, પરંતુ અલ્લાહ તઆલાએ તેના વિષે જે કંઇ ઉતાર્યું છે તે આપ જાણો છો.

(૮૫/૫૩૩૭) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) દુબાઆ બિન્તે ઝુબેર પાસે ગયા. આપે કહ્યું : કદાચ તમારો હજ્જનો વિચાર છે ? દુબાઆએ કહ્યું : ખુદાની કસમ ! હું તો મને બીમાર સમજું છું. આપે કહ્યું કે, તમે હજ્જ કરો અને શરત સાથે એમ કહી દો કે, હે અલ્લાહ ! જ્યાં તું (બીમારીની ઉગ્રતાના કારણે) મને અટકાવશે ત્યાં હું ઇહરામ ખોલી નાખીશ. દુબાઆ મિકદાદ ઇબ્ને અસ્વદના પત્ની હતાં.

(૮૬/૫૩૩૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ઓરત સાથે ચાર બાબતોના કારણે નિકાહ કરવામાં આવે છે. તેના માલના કારણે, તેના સારા ખાનદાનમાંથી હોવાના કારણે, તેના સૌંદર્યના કારણે અને તેની દીનદારીના કારણે, પરંતુ તું દીનદાર ઓરતની તપાસ કર. ખુદા તારૂં ભલું કરે.

(૮૭/૫૩૩૯) હઝરત સહલ કહે છે : એક માણસ રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યો. હુઝૂરે કહ્યું : તમે આ માણસ વિષે શું કહો છો ? સહાબાએ કહ્યું કે, એ લાયક માણસ છે. જો નિકાહનો સંદેશ ક્યાંક મોકલે તો એની સાથે નિકાહ કરી દેવામાં આવે. જો ભલામણ કરે તો એની ભલામણ કબૂલ કરવામાં આવે અને જો કંઇ વાત કરે તો એની વાત સાંભળવામાં આવે. આમ કહીને હુઝૂર ચૂપ થઇ ગયા. થોડીવાર પછી એક મુફલિસ મુસલમાન પસાર થયો. હુઝૂરે કહ્યું કે, એના વિષે તમે શું કહો છો ? સહાબાઓએ કહ્યું કે, એ લાયક માણસ છે. જો એ નિકાહની વાત મોકલે તો એની સાથે નિકાહ કરી દેવામાં આવે. જો ભલામણ કરે તો એની ભલામણ કબૂલ કરવામાં આવે. જો કોઈ



વાત કહે તો એની વાત સાંભળવામાં આવે. હુઝૂરે કહ્યું કે, એવા માલદારોથી જો જમીન ભરાઇ જાય તો પણ આ માણસ બધા કરતાં સારો છે.

**માલમાં 'સમાન કુટુંબ' હોવું ગણનાપાત્ર છે, પરંતુ મુફલિસ પુરૂષનું માલદાર સ્ત્રી સાથે નિકાહ કરવું જાઇઝ છે.**

(૮૮/૫૩૪૦) હઝરત ઉરવા કહે છે : મેં હઝરત આઇશાને આયત **વ ઇન ખિફતુમ અલ્લાતુકસિતૂ ફીલ યતામા**નો અર્થ પૂછયો ત્યારે તેમણે કહ્યું : ભાણેજ, એનાથી એવી યતીમ છોકરી મુરાદ છે જે પોતાના વાલીદની દેખરેખ હેઠળ હોય. તેના માલ અને સૌંદર્યને જોઇને વાલી તેની સાથે નિકાહ કરવા ઇચ્છે, પરંતુ તેને ઓછી મહેર આપે. એટલે (આયતમાં) મનાઇ કરવામાં આવી કે, જ્યાં સુધી પૂરેપૂરી મહેર આપવામાં ન્યાયપૂર્વક કામ નહીં લો ત્યાં સુધી તેમની સાથે નિકાહ કરી શકતા નથી. હા, બીજી ઓરતો સાથે નિકાહ કરવાની રજા મળી. હઝરત આઇશા કહે છે : આના પછી લોકોએ રસૂલુલ્લાહ (સલ.)ને એક ફત્વો પૂછયો હતો. તે પરથી અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **વસ્તફ્તૂનક ફીન્નિસાઇ.... વ તર્ગબૂન અન તન્કિહૂહુન્ન** અલ્લાહ તઆલાએ એવો હુકમ ઉતાર્યો કે, યતીમ છોકરી જ્યારે માલદાર અને ખૂબસૂરત હોય છે ત્યારે તેની સાથે તેના માલ અને કુટુંબને જોઇને શાદી કરવાની ઇચ્છા રાખે છે. જેથી મહેર પણ પૂરી આપવી જોઇએ. જ્યારે માલ અને સૌંદર્યની ઉણપના કારણે ઇચ્છા થતી નથી ત્યારે તેને છોડી દે છે. તેના બદલે બીજી સ્ત્રીઓને અપનાવે છે. હઝરત આઇશા કહે છે : જેવી રીતે ઇચ્છા ન હોય ત્યારે યતીમ છોકરીને છોડી દે છે તેવી જ રીતે ઇચ્છા હોય ત્યારે પણ તેમને યતીમ છોકરી સાથે નિકાહ કરવાનો અધિકાર નથી, જ્યાં સુધી કે, તેની મહેર અંગે ન્યાયી વર્તન ન દાખવે અને તેને પૂરેપૂરો હક્ક ન ચૂકવે.

**ઓરતની નહુસતનું બયાન. અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્ન મિન અઝવાજિકુમ વ અવલાદિકુમ અદુવ્વ લલકુમ'** ઉિવા **તમારી અમુક પત્નીઓ અને ઔલાદ તમારી દુશ્મન છે.**

(૮૯/૫૩૪૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ઓરત, મકાન અને ઘોડામાં નહુસત છે.

(૯૦/૫૩૪૨) ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, લોકોએ હુઝૂર સામે નહુસતનો ઉલ્લેખ કર્યો. આપે કહ્યું : જો કોઇ વસ્તુમાં નહુસત હોય તો ઘોડો, સ્ત્રી અને

મકાનમાં છે.

(૯૧/૫૩૪૩) હઝરત સહલ ઇબ્ને સઅદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઇ વસ્તુમાં નહુસત હોય તો ઘોડો, સ્ત્રી અને મકાનમાં છે.

(૯૨/૫૩૪૪) હઝરત ઉસામા ઇબ્ને ઝેદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું કે, મેં મારા પછી પુરૂષો માટે સ્ત્રીઓથી વધારે નુકસાનકારક ફિત્નો બીજો કોઇ છોડયો નથી.

**આઝાદ સ્ત્રીનું ગુલામના નિકાહમાં હોવાનું બયાન**

(૯૩/૫૩૪૫) હઝરત આઇશા કહે છે કે, બરીરામાં શરીઅતના ત્રણ હુકમો હતા. મેં તેને આઝાદ કરી ત્યારે તેને અધિકાર આપવામાં આવ્યો (કે, પતિની સાથે રહે અથવા ન રહે) હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, વારસાનો હુકમ આઝાદ કરનાર માટે છે. એકવાર હુઝૂર (સલ.) ઘરમાં આવ્યા હતા. તે વખતે આગ પર હાંડલી હતી. આપની સામે રોટલી અને ઘરનું શાક રજુ કરવામાં આવ્યું. હુઝૂરે કહ્યું કે, મને હાંડલી દેખાતી નથી. કહેવામાં આવ્યું કે, થોડોક ગોશ્ત હતો, જે બરીરાને સદકામાં મળ્યો હતો. (તે ગોશ્ત હાંડલીમાં રંધાઇ રહ્યો છે) આપ સદકો ખાતા નથી. (એટલે સેવામાં રજુ કરવામાં આવ્યો નહીં) આપે કહ્યું : તે એના માટે સદકો છે અને અમારા માટે હદિયો (ભેટ) છે.

**ચાર સ્ત્રીઓથી વધારે સાથે નિકાહ ન કરવા જોઇએ. કારણ કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'મસ્ના વ સુલાસ વ રૂબાઅ'**

(૯૪/૫૩૪૬) અલી ઇબ્ને હુસૈન કહે છે કે, ઉપરોક્ત આયતમાં 'વાવ' 'અવ'ના અર્થમાં છે કિંવા બે અથવા ત્રણ અથવા ચાર. એવી જ રીતે આયત **ઊલી અજ્નિહતિન મસ્ના વ સુલાસ વ રૂબાઅ**માં 'વાવ' 'અવ'ના અર્થમાં છે.

(૯૫/૫૩૪૭) હઝરત આઇશા કહે છે કે, આયત **ફઇન ખિફ્તુમ અલ્લા તુકસિતૂ ફીલ યતામા**નો અર્થ એ છે કે, જે યતીમ છોકરી કોઇ માણસની પાસે હોય અને તે તેનો વાલી પણ હોય, યતીમ છોકરીનો માલ જોઇને તે તેની સાથે નિકાહ કરવા ઇચ્છતો હોય, પરંતુ તેની સાથે સારો વર્તાવ ન કરતો હોય અને તેની મહેર અંગે ઇન્સાફ ન કરતો હોય તેણે યતીમ છોકરીને છોડીને પસંદગી અનુસાર બે, ત્રણ કે ચાર સ્ત્રીઓ સાથે નિકાહ કરવા જોઇએ.

**આયત 'વ ઉમ્મહાતુકુમુ લ્લાતી અર્દઅ્નકુમ'ની તફસીર અને 'યહરમુ મિન ર્રદાઅતિ મા યહરમુ મિન ન્નસબ'નો ખુલાસો**

(૯૬/૫૩૪૮) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે : એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) મારી પાસે હતા. આપે એક માણસનો અવાજ સાંભળ્યો, જે હઝરત હફસાના ઘરમાં દાખલ થવાની રજા માંગતો હતો. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આ માણસ આપના ઘરમાં દાખલ થવાની રજા માંગે છે. હુઝૂરે હઝરત હફસાના રઝાઇ કાકા વિષે કહ્યું, એવું લાગે છે કે, એ ફલાણો માણસ છે. મેં મારા રઝાઇ કાકા વિષે કહ્યું, જો ફલાણો માણસ જીવતો હોત તો શું મારી પાસે આવી શકતો હતો ? આપે કહ્યું : હા, રઝાઅતથી પણ તે નિકાહ હરામ થઇ જાય છે જે સગપણથી હરામ થાય છે.

(૯૭/૫૩૪૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ને કહેવામાં આવ્યું કે, આપ હઝરત હમઝા (રદિ.)ની છોકરી સાથે નિકાહ કેમ કરી લેતા નથી ? આપે કહ્યું : તે મારા રઝાઇ ભાઇની પુત્રી છે.

(૯૮/૫૩૫૦) ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે હબીબા બિન્તે અબૂ સુફયાન કહે છે કે, મેં વિનંતી કરી, યા રસૂલલ્લાહ ! આપ મારી બહેન સાથે નિકાહ કરી લો. આપે કહ્યું : શું તમે એ પસંદ કરશો ? મેં કહ્યું : જી હા, હું આપની સાથે એકલી નથી, એટલે ભલાઇમાં મારી સાથે જો મારી બહેન શામિલ થઇ જાય તો હું પસંદ કરીશ. આપે કહ્યું : મારા માટે એ જાઇઝ નથી. મેં કહ્યું : અમે વાત સાંભળી છે કે, આપ અબૂ સલમાની પુત્રી સાથે નિકાહ કરવા ઇચ્છો છો. આપે કહ્યું : શું ઉમ્મે સલમા (ઉમ્મુલ મુઅમિનીન)ની પુત્રી સાથે ? મેં કહ્યું : જી હા. આપે કહ્યું : જો મારી પત્નીની પુત્રી મારા ખોળામાં ઉછેર પામી ન હોત તો પણ તે મારા માટે હલાલ ન હતી. તે તો મારા રઝાઇ ભાઇની પુત્રી છે. કારણ કે, સુવયબાએ મને અને અબૂ સલમાને દૂધ પીવડાવ્યું હતું. એટલે તમે મને તમારી પુત્રીઓ અને બહેનો સાથે નિકાહ કરવા માટે ન કહો. ઉરવા કહે છે કે, સુવયબા અબૂ લહબના લોંડી હતા. અબૂ લહબે તેમને આઝાદ કરી દીધાં. સુવયબાએ રસૂલુલ્લાહ (સલ.)ને દૂધ પીવડાવ્યું હતું. જ્યારે અબૂ લહબ મરી ગયો ત્યારે તેના ઘરમાંથી કોઇએ તેને ખરાબ હાલતમાં જોયો. તેણે પૂછ્યું કે, મૃત્યુ પછી શું થયું ? અબૂ લહબે કહ્યું : મને તમારાથી જુદા થયા પછી કંઇ આરામ મળ્યો નહીં, ફક્ત સુવયબાને આઝાદ કરવાના બદલામાં મને એટલું પાણી મળ્યું હતું, જેટલું કે, આ (અંગુઠા અને કલિમાની આંગળીના વચ્ચેના ખાડા)માં આવે છે.

**બે વરસથી મોટા બાળકને દૂધ પીવડાવવું જાઇઝ નથી. કારણ કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'હવલયનિ કામિલયનિ**

**લિમન અરાદ અંય્યુતિમ્મ રંદાઅત'.**

## દૂધ પીવડાવવાનું કેટલું પ્રમાણ હરામ છે ?

(૯૯/૫૩૫૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક માણસ મારી પાસે બેઠો હતો, એવામાં રસૂલુલ્લાહ (સલ.) આવ્યા. તેને જોઇને આપનો મુબારક ચહેરો બદલાઇ ગયો. એવું લાગતું હતું કે, હુઝૂરને તે માણસનું હોવું નાપસંદ હતું. મેં કહ્યું કે, મારો ભાઇ છે. આપે કહ્યું : જુઓ અને વિચારો કે, તમારો ભાઇ કોણ કોણ છે ? તે દૂધ પીવડાવવું ગણનાપાત્ર છે જે ભૂખ (દૂર કરવા) માટે હોય.

(૧૦૦/૫૩૫૨) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, પરદાની આયત ઉતર્યા પછી અબૂલ કુએસના ભાઇ અફલહે આવીને મારી પાસે અંદર દાખલ થવાની રજા માંગી. અફલહ મારા રઝાઇ કાકા હતા. મેં રજા આપવાનો ઇન્કાર કર્યો. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) આવ્યા ત્યારે મેં જે કંઇ કર્યું હતું તેની ખબર હુઝૂરને આપી દીધી. હુઝૂરે હુકમ આપ્યો કે, તેને રજા આપો.

## દૂધ પીવડાવનારીની ગવાહી

(૧૦૧/૫૩૫૩) હઝરત ઉકબા ઇબ્ને હારિસ કહે છે કે, મેં એક ઓરત સાથે નિકાહ કર્યાં, પરંતુ એક કાળી ઓરત આવી અને કહેવા લાગી : મેં તમને બંનેને દૂધ પીવડાવ્યું છે. મેં રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં ફલાણા માણસની પુત્રી સાથે નિકાહ કર્યા હતા, પરંતુ એક કાળી ઓરતે આવીને કહ્યું કે, મેં તમને બંનેને દૂધ પીવડાવ્યું છે, પરંતુ તે જુઠી છે. હુઝૂરે મારા તરફથી મોં ફેરવી લીધું. મેં મોંની સામે જઇને ફરી કહ્યું કે, તે જુઠી છે. આપે કહ્યું : તે ઓરત સાથે કેવી રીતે રહી શકો છો જ્યારે કે તે કહી ચુકી છે કે, મેં બંનેને દૂધ પીવડાવ્યું છે. તે ઓરતને તમારા નિકાહમાંથી અલગ કરી દો.

## કઇ ઓરતો સાથે નિકાહ હલાલ છે અને કોની સાથે હરામ છે ? અલ્લાહ તઆલા ફરમાવે છે : 'હુર્રિમત અલયકુમ ઉમ્મહાતુકુમ વ બનાતુકુમ વ અખવાતુકુમ વ અમ્માતુકુમ વ ખાલાતુકુમ વ બનાતુલ અખિ વ બનાતુલ ઉખ્તિ.....'

(૧૦૨/૫૩૫૪) હઝરત અનસ (રદિ.) કહે છે : **'મુહધન'** ઓરતોથી આઝાદ સોહાગણો મુરાદ છે. **અવ મા મલકત્ અયમાનુકુમ**થી પોતાની તે લોંડી મુરાદ છે જેના નિકાહ પોતાના ગુલામ સાથે કરાવ્યા હોય. હઝરત અનસ (રદિ.)ની દૃષ્ટિએ તે લોંડી સાથે માલિક માટે સહવાસ કરવો જાઇઝ છે.



અલ્લાહ તઆલાએ એમ પણ ફરમાવ્યું છે : **વ લા તન્કિહૂલ મુશ્રિકાતિ હત્તા યુઅ્મિન્ન** કિંવા મુશ્રિક ઓરતો જ્યાં સુધી ઇમાન ન લાવે ત્યાં સુધી તેમની સાથે નિકાહ ન કરો. ઇબ્ને અબ્બાસ કહે છે કે, ચાર સ્ત્રીઓથી વધારેનું હરામ હોવું પણ એવું જ છે જેવું કે, માં, દીકરી અને બહેનનું.

ઇબ્ને અબ્બાસે એમ પણ કહ્યું છે કે, સાત સ્ત્રીઓ વંશની રૂએ અને સાત સ્ત્રીઓ સુસરાલની સગાઇની રૂએ હરામ છે. આમ કહ્યા પછી હઝરત ઇબ્ને અબ્બાસે આયત **હુર્રિમત અલયકુમ ઉમ્મહાતુકુમ....** પઢી.

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને જઅફરે હઝરત અલીની પત્ની (લયલા) અને હઝરત અલીની પુત્રી (ઝયનબ)ને પોતાના નિકાહમાં ભેગી કરી હતી. ઇબ્ને સીરીન કહે છે કે, એમાં કંઇ વાંધો નથી. હસન બસરી પ્રથમ તો એને મકરૂહ માનતા હતા, પરંતુ પાછળથી મકરૂહ ન હોવાનું માનતા થઇ ગયા.

હઝરત હસન ઇબ્ને ઇમામ હસન ઇબ્ને અલી મુર્તઝાએ પોતાના બે કાકાઓની પુત્રીઓને એક રાત્રે (પોતાના નિકાહમાં) ભેગી કરી હતી. (કિંવા એક પુત્રી મુહમ્મદ ઇબ્ને અલીની હતી અને બીજી ઉમર ઇબ્ને અલીની) જાબિરની દૃષ્ટિએ એ કામ મકરૂહ છે. કારણ કે, એનાથી બે સ્ત્રીઓના પરસ્પરના સંબંધો તૂટી જાય છે, પરંતુ આ રીત હરામ નથી. કારણ કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : **વ ઉહિલ્લ લકુમ મા વરાઅ ઝાલિકુમ** કિંવા એ સિવાય તમારા માટે હલાલ કરવામાં આવ્યું છે.

ઇબ્ને અબ્બાસ કહે છે : જો સાળી સાથે કોઇ માણસ વ્યભિચાર કરે તો તેની પત્ની તેના માટે હરામ થઇ જતી નથી. શઅબી અને અબૂ જઅફર કહે છે કે, જે બાળક સાથે અકુદરતી કૃત્ય કર્યું હોય તેની માં સાથે નિકાહ કરી શકતો નથી. ઇબ્ને અબ્બાસ કહે છે કે, જો પોતાની પત્નીની માં સાથે વ્યભિચાર કરે તો તેની પત્ની હરામ થઇ જતી નથી, પરંતુ અબૂ નસ્ર કહે છે કે, ઇબ્ને અબ્બાસ એના હરામ હોવાનું માને છે, પરંતુ અબૂ નસ્રનું ઇબ્ને અબ્બાસ પાસેથી સાંભળવું સાબિત નથી.

ઇમ્રાન ઇબ્ને હુસેન, જાબિર ઇબ્ને ઝેદ, હસન બસરી અને બીજા કેટલાક ઇરાકવાસીઓની દૃષ્ટિએ ઓરત હરામ થઇ જાય છે.

અબૂ હુરૈરા કહે છે કે, જ્યાં સુધી સાસુ સાથે સંપૂર્ણ સંભોગ ન કરવામાં આવે ત્યાં સુધી પત્ની હરામ થતી નથી, પરંતુ ઇબ્ને મુસય્યિબ, ઉરવા અને ઝુહરી એના હરામ હોવાનું માનતા નથી. ઝુહરીની રિવાયતમાં હઝરત અલી મુર્તઝાનું પણ એ જ કથન છે, પરંતુ

એ રિવાયત મુર્સલ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ રબાઇબુકુમુ લ્લાતિ ફી હુજુરિકુમ મિન્નિસાઇકુમુ લ્લાતિ દખલ્તુમ બિહિન્ન'ની તફસીર**

ઇબ્ને અબ્બાસ કહે છે : દુખૂલ, મસીસ અને લિમાસ ત્રણેથી સંભોગ મુરાદ છે. કેટલાક લોકો કહે છે કે, પત્નીની પૌત્રીઓ અને નવાસીઓ હરામ હોવામાં પોતાની પુત્રીઓ જેમ છે. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઉમ્મે હબીબાને કહ્યું હતું કે, મને તમારી પુત્રીઓ અને બહેનો સાથે નિકાહ કરવા માટે ન કહો. એવી જ રીતે પૌત્રોની પત્નીઓ હરામ હોવામાં પુત્રોની પત્નીઓ સમાન છે.

**જો રબીબા★ છોકરી પોતાની દેખરેખ હેઠળ ન હોય તો પણ પાળેલી કહેવાય છે.**

**રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની પાળેલી પુત્રી એવા માણસને આપી હતી જે તેની દેખરેખ રાખતો હતો.**

**રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના નવાસાને પોતાનો પુત્ર કહ્યો હતો.**

.............................

★ આગળના પતિની દીકરી જેને બીજા પતિ પાસે લઇને પહોંચે અને તેની કેળવણી બીજો પતિ કરે.

(૧૦૩/૫૩૫૫) હઝરત ઉમ્મે હબીબા (રદિ.) કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપને (મારી બહેન) અબૂ સુફયાનની પુત્રીની ઇચ્છા છે ? આપે કહ્યું : હું શું કરૂં ? મેં કહ્યું કે, નિકાહ કરી લો. આપે કહ્યું : શું તમે એ પસંદ કરશો ? મેં કહ્યું કે, આપની પાસે હું એકલી તો નથી, બીજી સ્ત્રીઓની સરખામણીમાં હું મારી બહેનને જ પસંદ કરૂં છું કે, તે મારી સાથે શામિલ થઇ જાય. આપે કહ્યું : તે મારા માટે હલાલ નથી. મેં કહ્યું : મને ખબર મળી છે કે, આપે દુર્રા બિન્તે અબૂ સલમાને નિકાહનું કહેણ મોકલ્યું હતું. આપે કહ્યું : શું ઉમ્મે સલમાની પુત્રીને ? મેં કહ્યું : જી હા. આપે કહ્યું કે, જો તેને મેં પાળેલી ન હોત તો પણ તે મારા માટે હલાલ ન હતી. કારણ કે, મને અને તેના પિતાને સુવયબાએ દૂધ પીવડાવ્યું હતું. એટલે તમે મને તમારી પુત્રીઓ અને બહેનો સાથે નિકાહ કરવા માટે ન કહો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ અન તજમઉ બયનલ ઉખ્તયનિ ઇલ્લા મા કદ સલફ'** ઉિવા **બે બહેનોને નિકાહમાં એકી સાથે ભેગા કરવાને હરામ ઠેરવવામાં આવ્યું છે. હા, જે થયું તે થઇ ગયું.**

(૧૦૪/૫૩૫૬) હઝરત ઉમ્મે



હબીબા (રદિ.) કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારી બહેન ઉિવા અબૂ સુફયાનની પુત્રી સાથે નિકાહ કરી લો. આપે કહ્યું : શું તમે એને પસંદ કરશો ? મેં કહ્યું : જી હા, આપની પાસે હું એકલી તો નથી, અને ભલાઇમાં શામિલ થવા માટે બીજીઓની સરખામણીમાં મારી બહેન મને વધારે પસંદ છે. આપે કહ્યું : એ મારા માટે હલાલ નથી. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદાની કસમ ! અમને તો કહેવામાં આવ્યું છે કે, આપ દુર્રહ બિન્તે અબૂ સલમહ સાથે શાદી કરવા ઇચ્છો છો. આપે કહ્યું : શું ઉમ્મે સલમાની પુત્રી સાથે ? મેં કહ્યું કે, જી હા. આપે કહ્યું : ખુદાની કસમ ! જો તે મારા ખોળામાં ઉછરી ન હોત તો પણ તે મારા માટે હલાલ ન હતી. તે તો મારા રઝાઇ ભાઇની પુત્રી છે. મને અને અબૂ સલમાને સુવયબાએ દૂધ પીવડાવ્યું હતું. એટલે હવે તમે તમારી પુત્રીઓ અને બહેનોના મારી સાથે નિકાહ ન કરો.

**ફોઇ પર ભત્રીજીના નિકાહ ન કરવામાં આવે**

(૧૦૫/૫૩૫૭) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મનાઇ ફરમાવી છે કે, કોઇ સ્ત્રી સાથે શાદી કરીને તેની ફોઇ અથવા માસી પર કરવામાં આવે.

(૧૦૬/૫૩૫૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કોઇ સ્ત્રીને તેની ફોઇ અથવા માસી સાથે (નિકાહમાં) ભેગી કરવામાં ન આવે.

(૧૦૭/૫૩૫૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મનાઇ ફરમાવી છે કે, કોઇ ઓરત સાથે તેની ફોઇ અથવા માસી પર નિકાહ કરવામાં આવે. એટલે અમારી દષ્ટિએ પિતાની માસીનો પણ એ જ દરજ્જો છે. કારણ કે, ઉરવાએ હઝરત આઇશાનું કથન વર્ણન કર્યું છે કે, જે સગપણ વંશની રૂએ હરામ છે તે જ સગપણ રઝાઅતની રૂએ પણ હરામ સમજો.

**'નિકાહે શિગાર' કરવાની મનાઇ**

(૧૦૮/૫૩૬૦) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ 'શિગાર નિકાહ' કરવાની મનાઇ ફરમાવી. 'શિગાર' એને કહેવામાં આવે છે કે, કોઇ માણસ પોતાની પુત્રીના બીજા માણસ સાથે નિકાહ કરી દે અને તે માણસ એની સાથે પોતાની પુત્રીના નિકાહ કરી દે અને બંનેની કંઇ મહેર મુકર્રર કરવામાં ન આવે.

**શું સ્ત્રી પોતાની જાત કોઇને ભેટ આપી શકે છે ?**

(૧૦૯/૫૩૬૧) હઝરત ઉરવા કહે

છે કે, ખૌલા બિન્તે હકીમ એવી સ્ત્રીઓમાંથી હતાં જેમણે પોતાની જાત રસૂલુલ્લાહ (સલ.)ને બક્ષી દીધી હતી. હઝરત આઇશા કહેતાં હતાં કે, શું સ્ત્રીઓને શરમ આવતી નથી કે, પોતાની જાત (ના અધિકારો) રસૂલુલ્લાહ (સલ.)ને ભેટ આપી દે છે, પરંતુ જ્યારે આયત **તુરજી મન તશાઉ મિન્હુન્ન** ઉતરી ત્યારે હઝરત આઇશાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું જાણું છું કે, આપનો પાલનહાર આપની ખુશી અંગે જલદી કરે છે.

## ઇહરામની હાલતમાં નિકાહ કરવાનું બયાન

(૧૧૦/૫૩૬૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઇહરામની હાલતમાં નિકાહ કર્યા હતા.

## અંતમાં રસૂલુલ્લાહ (સલ.)એ મુત્આ કરવાની મનાઇ ફરમાવી હતી

(૧૧૧/૫૩૬૩) હઝરત અલી મુર્તઝાએ ઇબ્ને અબ્બાસને કહ્યું હતું કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરની લડાઇના દિવસે મુત્આ કરવાની અને પાળેલા ગધેડાઓનો ગોશ્ત ખાવાની મનાઇ ફરમાવી હતી.

(૧૧૨/૫૩૬૪) અબૂ જમરા કહે છે : હઝરત ઇબ્ને અબ્બાસને કોઇએ મુત્આનો હુકમ પૂછયો. ઇબ્ને અબ્બાસે રજા આપી. તે પરથી એક આઝાદ ગુલામે કહ્યું કે, એ હુકમ તો ત્યારે હતો જ્યારે પરિસ્થિતિ વણસેલી હતી અને સ્ત્રીઓની અછત હતી. ઇબ્ને અબ્બાસે કહ્યું : હા.

(૧૧૩/૫૩૬૫) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ અને સલમહ ઇબ્ને અકવઅ કહે છે કે, અમે એક લશ્કરમાં હતા, એવામાં રસૂલુલ્લાહ (સલ.)નો એલચી અમારી પાસે આવ્યો. તેણે કહ્યું કે, તમને મુત્આ કરવાની રજા મળી ગઇ છે. એટલે મુત્આ કરો. સલમહ ઇબ્ને અકવઅથી એવી પણ રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે પુરૂષ અને સ્ત્રી પરસ્પર રાજી હોય તેમનો પરસ્પરનો સહવાસ ત્રણ રાતનો છે. હવે જો તેમાં વધારો કરવા ઇચ્છે અથવા સંબંધ તોડી નાખવા માંગે તો તેમ કરી શકે છે. રાવી કહે છે : મને ખબર નથી કે, આ હુકમ ખાસ અમારા માટે હતો કે બધા માટે હતો. હઝરત અલીએ હુઝૂર (સલ.)થી રિવાયત કરી છે કે, એ મન્સૂખ છે.

.................................

(૧૧૩/૫૩૬૫) ઇસ્લામ પહેલાંના સમયમાં જ્યારે કોઇ માણસ સફરમાં જતો હતો અને કોઇ સ્થળે ત્રણ-ચાર દિવસ રોકાતો ત્યારે કોઇ સ્ત્રી સાથે એવો મામલો નક્કી કરતો કે, મારો સામાન સાચવજે. હું તારે ઘેર રોકાઇશ અને તારી સાથે શારીરિક સંબંધ બાંધીશ. નિકાહ થતો ન હતો. ઇસ્લામના શરૂઆતના તબક્કામાં આ રિવાજ બાકી હતો, પાછળથી એને હરામ ઠેરવવામાં આવ્યો. જેમ દારૂનો રિવાજ ઇસ્લામના શરૂઆતના તબક્કા સુધી ચાલુ હતો, પાછળથી એને હરામ ઠેરવવામાં આવ્યો.



## કોઇ નેક માણસ સામે સ્ત્રી પોતાની જાતને નિકાહ માટે રજુ કરી શકે છે

(૧૧૪/૫૩૬૬) સાબિત બુનાની કહે છે : હું હઝરત અનસ (રદિ.) પાસે હતો. તેમની છોકરી પણ બેઠી હતી, એવામાં હઝરત અનસે કહ્યું કે, એક ઓરત રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇ અને પોતાની જાતને રસૂલુલ્લાહ (સલ.) સામે નિકાહ માટે રજુ કરવા લાગી. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું આપને મારી જરૂર છે ? આ સાંભળીને હઝરત અનસની પુત્રીએ કહ્યું કે, કેવી બેશરમ હતી, આ કેવી ખરાબ વાત છે, આ કેવી ખરાબ વાત છે ! હઝરત અનસે કહ્યું કે, તે તારા કરતાં સારી હતી કે, તેણે હુઝૂરને દિલથી ચાહ્યા અને પોતાને રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં રજુ કરી.

(૧૧૫/૫૩૬૭) હઝરત સહલ કહે છે કે, એક ઓરતે પોતાની જાતને રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં રજુ કરી. આ જોઇને એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એની સાથે મારા નિકાહ પરણાવી દો. હુઝૂરે કહ્યું કે, તારી પાસે શું શું છે ? તેણે કહ્યું કે, હું બિલકુલ નાદાર છું. આપે કહ્યું : જઇને તપાસ કરો, લોખંડની એકાદ વીંટી મળી આવે. તે માણસ જઇને થોડીવાર પછી પાછો ફર્યો. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદાની કસમ ! મને કંઇ મળ્યું નહીં. લોખંડની વીંટી પણ મળી નહીં, પરંતુ મારી પાસે આ લુંગી છે. એ ઓરતને હું અડધી આપી શકું છું. હઝરત સહલ કહે છે કે, તેની પાસે પૂરી ચાદર ન હતી. હુઝૂરે કહ્યું કે, તારી લુંગીથી શું થઇ શકે છે, જો તું પોતે પહેરી લેશે તો તે સ્ત્રીના શરીર પર કંઇ રહેશે નહીં અને તેને પહેરાવી દેશે તો તારા શરીર પર કંઇ રહેશે નહીં. આ સાંભળીને તે માણસ બેસી ગયો. જ્યારે બેઠા બેઠા વાર લાગી ત્યારે ઉભો થયો. રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે તેને જોયો ત્યારે તેને બોલાવીને કહ્યું કે, તને કુર્આનનો કયો ભાગ યાદ છે ? તેણે થોડીક સૂરતો ગણીને બતાવી કે, ફલાણી સૂરત યાદ છે, ફલાણી સૂરત યાદ છે. હુઝૂરે કહ્યું કે, જે કુર્આન તને યાદ છે તે શીખવવાના બદલામાં અમે તને એનો માલિક બનાવી દીધો.

## કોઇ નેક માણસને પોતાની બહેન અથવા પુત્રીના નિકાહ માટે કહેવું

(૧૧૬/૫૩૬૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, જ્યારે ખુનૈસ ઇબ્ને હુઝાફા સહમી સહાબીનું મદીનામાં અવસાન થયું અને હઝરત હફસા બિન્તે ઉમર ફારૂક વિધવા બની ગયાં ત્યારે હઝરત ઉમરે હઝરત ઉસ્માનને જઇને હઝરત હફસા સાથે નિકાહ કરવા માટે

કહ્યું : હઝરત ઉસ્માને કહ્યું કે, હું વિચાર કરીને જવાબ આપીશ. ફારૂકે અઅઝમ કહે છે : હું રાહ જોતો રહ્યો. થોડા દિવસ પછી જ્યારે હઝરત ઉસ્માન સાથે મુલાકાત થઇ ત્યારે તેમણે કહ્યું : મારો વિચાર એવો છે કે, હમણા નિકાહ ન કરૂં. હઝરત ઉમર કહે છે : પછી મેં હઝરત અબૂબક્રને કહ્યું કે, જો આપની ઇચ્છા હોય તો હફસા સાથે આપના નિકાહ કરી દઉં. હઝરત અબૂબક્ર ચુપ રહ્યા, કંઇ જવાબ આપ્યો નહીં. મને ઉસ્માનના જવાબની સરખામણીમાં આવા વલણથી વધારે દુ:ખ થયું. થોડા દિવસ થોભ્યો. છેવટે રસૂલુલ્લાહ (સલ.)એ નિકાહનો સંદેશ મોકલ્યો. મેં હુઝૂર સાથે હફસાના નિકાહ કરી દીધા. તે પછી હઝરત અબૂબક્ર મને મળ્યા અને કહેવા લાગ્યા કે, કદાચ તે દિવસે તમને દુ:ખ થયું હશે. જ્યારે કે તમે હફસા સાથે નિકાહ કરવા માટે મને કહ્યું હતું અને મેં કોઇ જવાબ આપ્યો ન હતો. મેં કહ્યું : જી હા. તેમણે કહ્યું : તમારી ઇચ્છા પછી મને જવાબ આપવાથી ફકત આ બાબતે રોક્યો હતો કે, રસૂલુલ્લાહ (સલ.)એ હફસાનો ઉલ્લેખ કર્યો હતો. હું રસૂલુલ્લાહ (સલ.)નો ભેદ ખોલવા માંગતો ન હતો. હા, રસૂલુલ્લાહ (સલ.) છોડી દેત તો હું જરૂર કબૂલ કરી લેત.

(૧૧૭/૫૩૬૯) હઝરત ઉમ્મે હબીબા કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું, અમે પરસ્પર વાત કરી રહ્યાં હતાં કે, આપ દુર્રહ બિન્તે અબૂ સલમહ સાથે નિકાહ કરનાર છો ? આપે કહ્યું : શું ઉમ્મે સલમહ પર હું (દુર્રહ સાથે) નિકાહ કરી શકું છું ? જો ઉમ્મે સલમહ સાથે મેં નિકાહ ન કર્યા હોત તો પણ દુર્રહ મારા માટે હલાલ ન હતી. કારણ કે, તેના પિતા મારા રઝાઇ ભાઇ હતા.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લાજુનાહ અલયકુમ ફીમા અર્રદતુમ બિહિ મિન ખિત્બતિ ન્નિસાઇ અવ અકનન્તુમ ફી અન્ફુસિકુમ......'** ઉંવા **એમાં કંઇ વાંધો નથી કે, તમે સ્ત્રીઓને સાંકેતિક રીતે નિકાહનો સંદેશ મોકલો અથવા તમારા મનમાં છુપાવી રાખો. 'અકનન્તુમ'નો અર્થ છે તમે છુપાવી રાખ્યું. દરેક સુરક્ષિત વસ્તુને 'મકનૂન' કહેવામાં આવે છે.**

(૧૧૮/૫૩૭૦) હઝરત ઇબ્ને અબ્બાસે 'ફીમા અર્રદતુમ'ની તફસીર અંગે 'તઅરીઝ'નો એવો અર્થ વર્ણન કર્યો છે કે, કોઇ માણસ કહે કે, હું નિકાહ કરવા ચાહું છું અને કોઇ નેક ઓરત મને મળે એમ ઇચ્છું છું.

કાસિમ કહે છે : 'તઅરીઝ'ની રીત એવી છે કે, કોઇ માણસ કહે કે, હું તને ઇઝઝતની નઝરે જોઉં છું. મને તારી



ઇચ્છા છે. અલ્લાહ તઆલા ભવિષ્યમાં તારા માટે સારૂં કરશે, વગેરે.

અતા કહે છે : સંદિગ્ધ રીતે કહે, સ્પષ્ટ રીતે ન કહે, બલ્કે એવી રીતે કહે કે, મને જરૂર છે. તારે ખુશ થવું જોઇએ. ખુદાના ફઝલથી તું દરેકને પ્રિય છે. ઓરતે ફકત એટલું કહેવું જોઇએ કે, હું તમારી વાત સાંભળી રહી છું. પોતે વચન ન આપે અને તેનો વાલી પણ તેના હુકમ વગર વચન ન આપે. ઓરતે ઇદ્દતની મુદત દરમ્યાન કોઇ પુરૂષને વચન આપ્યું અને ઇદ્દતની મુદત પછી તેની સાથે નિકાહ કરી લે તો બંનેને અલગ કરવામાં આવશે નહીં.

હસન બસરી કહે છે : **લાતુવાઇદૂહુન્ન સિર્રન** હકીકતમાં વ્યભિચાર છે.

ઇબ્ને અબ્બાસ કહે છે : **હત્તા યબ્લુગલ કિતાબુ અજલહુ**થી મુરાદ એ છે કે, તેની ઇદ્દત પૂરી થઇ જાય.

## નિકાહ પહેલાં ઓરતને જોવાનું વર્ણન

(૧૧૯/૫૩૭૧) હઝરત આઇશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું હતું કે, મને સ્વપ્નમાં તારી શિકલ બતાવવામાં આવી હતી. એક ફરિશ્તો એક રેશમી કપડામાં લપેટીને તને લાવ્યા હતા. તેણે કહ્યું હતું કે, આ તમારી પત્ની છે. મેં કપડું હઠાવીને જોયું તો તારી શિકલ દેખાઇ. મેં કહ્યું : જો આ સ્વપ્ન ખુદાના તરફથી છે તો ખુદા એને પૂરૂં કરશે.

(૧૨૦/૫૩૭૨) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, એક ઓરત હુઝૂર પાસે આવી. તેણે કહ્યું : યા રસૂલલ્લાહ ! હું મારી જાત હુઝૂરને ભેટ આપવા માટે હાજર થઇ છું. હુઝૂરે તેને જોઇ અને ઉપરથી નીચે સુધી જોઇને માથું નમાવી દીધું. ઓરતે જ્યારે જોયું કે, હુઝૂરે મારા વિષે કંઇ નિર્ણય કર્યો નથી ત્યારે તે બેસી ગઇ. આ જોઇને એક સહાબીએ ઉભા થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જો આપને એની જરૂરત નથી તો મારા નિકાહ એની સાથે કરી દો. હુઝૂરે કહ્યું : તારી પાસે કોઇ વસ્તુ પણ છે ? સહાબીએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદાની કસમ ! મારી પાસે કંઇ નથી. આપે કહ્યું : ઘેર જઇને જુઓ, બનવાજોગ છે કે, કંઇ મળી આવે. હુકમ અનુસાર તે માણસ ગયો. થોડીવાર પછી પાછા આવીને તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદાની કસમ ! મને કંઇ મળ્યું નહીં. આપે કહ્યું : જુઓ, લોખંડની કોઇ વીંટી જ મળી આવે. તે માણસ ફરી ચાલ્યો ગયો. થોડીવાર પછી પાછા આવીને તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! લોખંડની વીંટી પણ મળી નહીં, બલ્કે મારી પાસે આ લુંગી છે. હઝરત સહલ કહે છે : તેની પાસે પૂરી ચાદર પણ ન હતી, બલ્કે

ચાદરનો અડધો ભાગ હતો. હુઝૂરે કહ્યું : તમે આ લુંગીથી શું કરી શકો છો, જો પોતે પહેરી લેશો તો ઓરતના શરીર પર કંઇ રહેશે નહીં અને તેને પહેરાવી દેશો તો તમારા શરીર પર કંઇ રહેશે નહીં. તે માણસ બેસી ગયો. બેઠા બેઠા જ્યારે વાર લાગી ત્યારે ઉઠીને જવા લાગ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે તેને પીઠ ફેરવીને જતા જોયો ત્યારે બોલાવવાનો હુકમ આપ્યો. તે હાજર થયો. આપે કહ્યું કે, તમને કુર્આન કેટલું યાદ છે ? તેણે સૂરતો ગણીને બતાવ્યું કે, મને ફલાણી સૂરત યાદ છે, ફલાણી સૂરત યાદ છે. હુઝૂરે કહ્યું : શું તમે એને મોઢે પઢો છો ? તેણે કહ્યું : જી હા. આપે કહ્યું : તો જે કુર્આન તમને યાદ છે તે શીખવવાના બદલામાં મેં તમને આ ઓરતના માલિક બનાવી દીધા.

**વાલીની રજા વગર નિકાહ થઇ શકતા નથી. અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇઝા તલ્લકતુમુન્નિસાઅ ફબલગ્ન અજલહુન્ન ફલાતઅદુલૂહુન્ન......'** ઉિવા **જ્યારે તમે સ્ત્રીઓને તલાક આપી દીધી અને તે પોતાની મુકર્રર મુદ્દત પૂરી કરી ચુકી તો પછી તેમને નિકાહ કરતાં ન અટકાવો. આ હુકમમાં કુંવારી અને બિનકુંવારી બંને દાખલ છે. બીજી આયતમાં છે : 'વ લાતુન્કિહૂલ મુશ્રિકીન હત્તા યુઅ્મિનૂ'** ઉિવા **જ્યાં સુધી કાફિરો ઇમાન ન લાવે ત્યાં સુધી તેમની સાથે નિકાહ ન કરાવો. અન્ય સ્થળે આવ્યું છે : 'વ અન્કિહૂલ અયામા મિન્કૂમ' તમારામાંની વિધવા સ્ત્રીઓના નિકાહ કરાવી દો.**

(૧૨૧/૫૩૭૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, અંધકાર યુગમાં નિકાહ ચાર રીતે થતા હતા. તેમાંથી નિકાહની એક રીત તો એ જ હતી જે આજકાલ છે કે, એક માણસ બીજા માણસ પાસે તેની પુત્રી અથવા સ્ત્રી વાલી સાથે નિકાહ કરવાનો સંદેશ મોકલતો હતો અને મહેર મુકર્રર કરીને તેની સાથે નિકાહ કરી દેતો હતો. બીજી રીત એ હતી કે, પુરૂષ પોતાની પત્નીને કહેતો હતો કે, જ્યારે તારૂં માસિક બંધ થઇ જાય ત્યારે ફલાણા માણસને બોલાવી લેજે અને તેની સાથે સંભોગની ઇચ્છા રાખજે. આમ કહીને પતિ બિલકુલ અલગ થઇ જતો હતો. જ્યાં સુધી તેના ગર્ભના ચિન્હો ન દેખાતાં ત્યાં સુધી તે બિલકુલ હાથ લગાડતો નહીં. જ્યારે ગર્ભના ચિન્હો દેખાવા લાગતાં ત્યારે પતિ જ્યારે ઇચ્છતો ત્યારે તેની પાસે જઇ શકતો હતો. આવું ફક્ત ઓલાદની વંશ વિષયક સજ્જનતા ખાતર કરવામાં આવતું હતું. એને 'નિકાહે ઇસ્તિબ્ઝાઅ' કહેતા હતા. નિકાહની ત્રીજી રીત એવી હતી કે, દસથી ઓછા માણસો ભેગા થતા હતા અને કોઇ એક સ્ત્રી પાસે જઇને દરેક માણસ તેની સાથે સંભોગ કરતો હતો. જ્યારે સગર્ભા થયા પછી તેને બાળક પેદા થતું અને સુવાવડને પણ થોડા દિવસ પસાર થઇ જતા ત્યારે તે સ્ત્રી તે બધા માણસોને બોલાવી મંગાવતી હતી. બધા ભેગા થઇ જતા હતા. કોઇ ગેરહાજર રહેવાની હિંમત કરતો ન હતો. જ્યારે બધા માણસો ભેગા થઇ જતા ત્યારે તે ઓરત કહેતી હતી : તમે બધા તમારી વાત જાણો છો. હવે મને બાળક થયું છે. પછી જે માણસનું તે નામ લેવા માંગતી તેનું નામ લઇને કહી દેતી કે, ફલાણા માણસ, આ તારૂં બાળક છે. બાળકનો વંશ તે માણસ સાથે મેળવી દેવામાં આવતો. તે માણસ તેનો ઇન્કાર કરવાની હિંમત કરી શકતો નહીં.

નિકાહની ચોથી રીત આ પ્રમાણે હતી કે, ઘણા માણસો એક સ્ત્રી પાસે જઇને તેની સાથે સંભોગ કરતા હતાં. સ્ત્રી કોઇ આવનારાને રોકતી ન હતી. આ સ્ત્રીઓ એવી હતી કે, પોતાના દરવાજાઓ પર નિશાની રૂપે ઝંડાઓ લગાવતી હતી. જે માણસ તેમની પાસે જવા માંગતો તે જઇ શકતો હતો. જો કોઇ સગર્ભા બની જતી અને બાળક પેદા થતું તો બધા લોકોને ભેગા કરવામાં આવતા હતા અને નિષ્ણાંતને બોલાવતા હતા. નિષ્ણાંત બાળકને જોઇને જે માણસ સાથે જોડી દેતો તે બાળક તેનું થઇ જતું હતું અને તેના છોકરા તરીકે ગણાતું. તે માણસ એનો ઇન્કાર કરી શકતો નહીં, પરંતુ જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ને અલ્લાહ તઆલાએ સાચો ધર્મ આપીને મોકલ્યા ત્યારે આપે અંધકાર યુગના બધા નિકાહોને રદ કર્યા, ફક્ત એક જ રીત બાકી રાખી, જે આજકાલ છે.

(૧૨૨/૫૩૭૪) હઝરત આઇશા કહે છે કે, આયત **વ મા યુત્લા અલયકુમ ફીલ કિતાબિ ફી યતામ ન્નિસાઇ લ્લાતિ લાતુઅ્તૂનહુન્ન મા કુતિબ લહુન્ન વ તર્ગબૂન અન તન્કિહૂહુન્ન** એવી યતીમ છોકરી વિષે ઉતરી છે જે કોઇ માણસની પાસે હોય અને તે માણસ સાથે માલમાં પણ કદાચ ભાગીદાર બની શકતી હોય. એ માણસ તે છોકરીનો સૌથી વધુ નજીકનો સગો હોય. પોતે તેની સાથે નિકાહ કરવાની ઇચ્છા ધરાવતો હોય, તેના માલના કારણે તેને રોકતો હોય. બીજા સાથે નિકાહ ન કરવા દેતો હોય, જેથી કોઇ બીજો માણસ તેની સાથે તે છોકરીના માલમાં ભાગીદાર ન બની જાય.

(૧૨૩/૫૩૭૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, જ્યારે હઝરત ખુનૈસ ઇબ્ને હુઝાફા સહમી બદરી સહાબીનું મદીનામાં અવસાન થયું અને હઝરત હફસા વિધવા બની ગયાં (ત્યારે

હઝરત ઉમરે તેમના નિકાહ કરવાનો પ્રયાસ કર્યો) જેમકે હઝરત ઉમરે કહ્યું : હું હઝરત ઉસ્માનને મળ્યો. તેમને હફસા સાથે નિકાહ કરવા માટે કહ્યું. તેમણે જવાબ આપ્યો કે, હું આ બાબત અંગે વિચાર કરી લઉં. મેં થોડા દિવસ સુધી રાહ જોઇ. થોડા દિવસ પછી તેમની મુલાકાત થઇ ત્યારે તેઓ કહેવા લાગ્યા કે, મારો વિચાર એવો છે કે, આજકાલ હું નિકાહ ન કરૂં. ત્યાર પછી હું હઝરત અબૂબક્રને મળ્યો અને તેમને કહ્યું કે, જો તમે ઇચ્છો તો હફસા સાથે આપના નિકાહ કરી દઉં.

(૧૨૪/૫૩૭૬) હઝરત મઅકિલ ઇબ્ને યસાર કહે છે કે, આયત **ફલાતઅ્દુલૂહુન્ન** મારા વિષે ઉતરી હતી. મેં મારી બહેનના એક માણસ સાથે નિકાહ કર્યા હતા. તેણે તલાક આપી. ઇદ્દતની મુદ્દત પૂરી થયા પછી તે ફરી આવ્યો અને સંદેશ આપ્યો. મેં તેને કહ્યું કે, મેં તારી સાથે નિકાહ કરી દીધા હતા. તારી ઇઝઝત કરી હતી. એને તારી પત્ની બનાવી હતી. હવે તું ફરી સંદેશ આપવા આવ્યો છે ! ખુદાની કસમ ! હવે તે કદી તારી સાથે પાછી ફરશે નહીં. તે પુરૂષ સારો માણસ હતો. ઓરત પણ તેની પાસે પાછી જવા માંગતી હતી. તે પરથી અલ્લાહ તઆલાએ આયત **ફલાતઅ્દુલૂહુન્ન** ઉતારી. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હવે તો હું કરી દઇશ. જેથી તે માણસ સાથે જ ફરી નિકાહ કરી દીધા.

## વાલી પોતે નિકાહ કરવા માંગતો હોય (તો શું હુકમ છે ?)

(૧૨૫/૫૩૭૭) મુગીરા ઇબ્ને શુઅબાએ એક ઓરતને નિકાહનો સંદેશ મોકલ્યો. તેઓ તેના સૌથી વધુ નજીકના સગા હતા. એક માણસને કહ્યું, તેણે મુગીરાના નિકાહ તે ઓરત સાથે પઢાવી દીધા.

અબ્દુર્રહમાન ઇબ્ને ઓફે ઉમ્મે હકીમ બિન્તે હારિઝને કહ્યું હતું કે, તું તારો મામલો મારા હવાલે કરે છે ? તેણે કહ્યું : હા. હઝરત અબ્દુર્રહમાને કહ્યું : મેં તારી સાથે શાદી કરી.

અતા કહે છે : વાલીએ ગવાહોની સામે ઓરતને કહેવું જોઇએ કે, મેં તારા નિકાહ મારી સાથે કરી દીધા અથવા ઓરતની બિરાદરીમાંથી કોઇ માણસને કહી દે કે, તમે મારા નિકાહ તેની સાથે કરાવી દો. સહલ કહે છે કે, એક ઓરતે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું હતું કે, હું આપને મારી જાતના અધિકારો સોંપું છું. એ પરથી એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જો આપને એની જરૂર ન હોય તો મારા નિકાહ તેની સાથે કરાવી દો.

(૧૨૬/૫૩૭૮) હઝરત આઇશાએ



આયત **વ યસ્તફતૂનક ફી ન્નિસાઇ કુલિ લ્લાહુ યુફતીકુમ ફીહિન્ન**.....ની તફસીર અંગે બયાન કર્યું છે કે, એનાથી તે યતીમ છોકરી મુરાદ છે જે પોતાના વાલીની દેખરેખ હેઠળ હોય અને તે માણસ તે છોકરીની સાથે માલમાં ભાગીદાર પણ હોય. પોતે તેની સાથે નિકાહ કરવાનું ઇચ્છતો ન હોય, જેથી તે માણસ તેની સાથે માલમાં ભાગીદાર બની જાય. એટલે ઓરતને અમસ્તી જ રોકી રાખી હોય. અલ્લાહ તઆલાએ આવા કામની મનાઇ ફરમાવી.

(૧૨૭/૫૩૭૯) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, એક વાર અમે હુઝૂર (સલ.) પાસે બેઠા હતા, એવામાં એક ઓરત હુઝૂર પાસે આવી અને પોતાને હુઝૂર માટે રજૂ કરવા લાગી. હુઝૂરે તેને નીચેથી ઉપર સુધી જોઇ અને કંઇ જવાબ આપ્યો નહીં. આ જોઇને એક સહાબીએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એની સાથે મારા નિકાહ કરી દો. આપે કહ્યું : તારી પાસે કોઇ વસ્તુ પણ છે ? તેણે કહ્યું કે, મારી પાસે કંઇ નથી. લોખંડની એક વીંટી સુધ્ધાં નથી, પરંતુ હું મારી આ ચાદર ફાડી આપું છું. અડધી તેને આપી દઉં છું અને અડધી હું લઇ લઉં છું. આપે કહ્યું : ના, શું તને કંઇ કુર્આન પણ યાદ છે ? તેણે કહ્યું : જી હા. આપે કહ્યું : તો જે કુર્આન તને યાદ છે તેના બદલામાં હું તારા નિકાહ તેની સાથે કરી દઉં છું.

**માનવી પોતાની નાની ઔલાદના નિકાહ કરી શકે છે. કારણ કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'વ લ્લાતી લમ યહિદ્દન.....' આ આયતમાં તે છોકરીઓની ઇદ્દત જેમને માસિક શરૂ થયું ન હોય પુખ્તવયની થતાં પહેલાં ત્રણ મહીના ઠેરવ્યા. (એ પરથી જણાય છે કે, પુખ્તવયની થતાં પહેલાં નિકાહ જાઇઝ છે)**

(૧૨૮/૫૩૮૦) હઝરત આઇશા કહે છે : મારી ૬ વરસની ઉંમર હતી ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ મારી સાથે નિકાહ કર્યા અને ૯ વરસની વયે મને હુઝૂરના ઘરમાં લાવવામાં આવી. ૯ વરસ હું હુઝૂરની સાથે રહી.

## પિતા પોતાની પુત્રીના નિકાહ સમયના સત્તાધીશ સાથે કરી શકે છે

**હઝરત ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હફસા સાથે નિકાહ કરવાનો સંદેશ મારી પાસે મોકલ્યો. મેં હુઝૂર સાથે તેના નિકાહ કરી દીધા**

(૧૨૯/૫૩૮૧) હઝરત આઇશા કહે છે કે, મારી વય ૬ વરસની હતી, તે વખતે રસૂલુલ્લાહ (સલ.)એ મારી સાથે નિકાહ કર્યા. ૯ વરસની વય હતી ત્યારે હુઝૂરે મારી સાથે સહવાસ કર્યો હતો.

ચાદરનો અડધો ભાગ હતો. હુઝૂરે કહ્યું : તમે આ લુંગીથી શું કરી શકો છો, જો પોતે પહેરી લેશો તો ઓરતના શરીર પર કંઇ રહેશે નહીં અને તેને પહેરાવી દેશો તો તમારા શરીર પર કંઇ રહેશે નહીં. તે માણસ બેસી ગયો. બેઠા બેઠા જ્યારે વાર લાગી ત્યારે ઉઠીને જવા લાગ્યો. રસુલુલ્લાહ (સલ.)એ જ્યારે તેને પીઠ ફેરવીને જતા જોયો ત્યારે બોલાવવાનો હુકમ આપ્યો. તે હાજર થયો. આપે કહ્યું કે, તમને કુર્આન કેટલું યાદ છે ? તેણે સૂરતો ગણીને બતાવ્યું કે, મને ફલાણી સૂરત યાદ છે, ફલાણી સૂરત યાદ છે. હુઝૂરે કહ્યું : શું તમે એને મોઢે પઢો છો ? તેણે કહ્યું : જી હા. આપે કહ્યું : તો જે કુર્આન તમને યાદ છે તે શીખવવાના બદલામાં મેં તમને આ ઓરતના માલિક બનાવી દીધા.

**વાલીની રજા વગર નિકાહ થઇ શકતા નથી. અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇઝા તલ્લકતુમુન્નિસાઅ ફબલગ્ન અજલહુન્ન ફલાતઅદુલૂહુન્ન......' કિવા જ્યારે તમે સ્ત્રીઓને તલાક આપી દીધી અને તે પોતાની મુકર્રર મુદ્દત પૂરી કરી ચુકી તો પછી તેમને નિકાહ કરતાં ન અટકાવો. આ હુકમમાં કુંવારી અને બિનકુંવારી બંને દાખલ છે. બીજી આયતમાં છે : 'વ લાતુન્કિહૂલ મુશ્રિકીન હત્તા યુઅ્મિનૂ'** કિવા **જ્યાં સુધી કાફિરો ઇમાન ન લાવે ત્યાં સુધી તેમની સાથે નિકાહ ન કરાવો. અન્ય સ્થળે આવ્યું છે : 'વ અન્કિહૂલ અયામા મિન્કૂમ' તમારામાંની વિધવા સ્ત્રીઓના નિકાહ કરાવી દો.**

(૧૨૧/૫૩૭૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, અંધકાર યુગમાં નિકાહ ચાર રીતે થતા હતા. તેમાંથી નિકાહની એક રીત તો એ જ હતી જે આજકાલ છે કે, એક માણસ બીજા માણસ પાસે તેની પુત્રી અથવા સ્ત્રી વાલી સાથે નિકાહ કરવાનો સંદેશ મોકલતો હતો અને મહેર મુકર્રર કરીને તેની સાથે નિકાહ કરી દેતો હતો. બીજી રીત એ હતી કે, પુરૂષ પોતાની પત્નીને કહેતો હતો કે, જ્યારે તારૂં માસિક બંધ થઇ જાય ત્યારે ફલાણા માણસને બોલાવી લેજે અને તેની સાથે સંભોગની ઇચ્છા રાખજે. આમ કહીને પતિ બિલકુલ અલગ થઇ જતો હતો. જ્યાં સુધી તેના ગર્ભના ચિન્હો ન દેખાતાં ત્યાં સુધી તે બિલકુલ હાથ લગાડતો નહીં. જ્યારે ગર્ભના ચિન્હો દેખાવા લાગતાં ત્યારે પતિ જ્યારે ઇચ્છતો ત્યારે તેની પાસે જઇ શકતો હતો. આવું ફક્ત ઔલાદની વંશ વિષયક સજ્જનતા ખાતર કરવામાં આવતું હતું. એને 'નિકાહે ઇસ્તિબ્ઝાઅ' કહેતા હતા. નિકાહની ત્રીજી રીત એવી હતી કે, દસથી ઓછા માણસો



ભેગા થતા હતા અને કોઇ એક સ્ત્રી પાસે જઇને દરેક માણસ તેની સાથે સંભોગ કરતો હતો. જ્યારે સગર્ભા થયા પછી તેને બાળક પેદા થતું અને સુવાવડને પણ થોડા દિવસ પસાર થઇ જતા ત્યારે તે સ્ત્રી તે બધા માણસોને બોલાવી મંગાવતી હતી. બધા ભેગા થઇ જતા હતા. કોઇ ગેરહાજર રહેવાની હિંમત કરતો ન હતો. જ્યારે બધા માણસો ભેગા થઇ જતા ત્યારે તે ઓરત કહેતી હતી : તમે બધા તમારી વાત જાણો છો. હવે મને બાળક થયું છે. પછી જે માણસનું તે નામ લેવા માંગતી તેનું નામ લઇને કહી દેતી કે, ફલાણા માણસ, આ તારૂં બાળક છે. બાળકનો વંશ તે માણસ સાથે મેળવી દેવામાં આવતો. તે માણસ તેનો ઇન્કાર કરવાની હિંમત કરી શકતો નહીં.

નિકાહની ચોથી રીત આ પ્રમાણે હતી કે, ઘણા માણસો એક સ્ત્રી પાસે જઇને તેની સાથે સંભોગ કરતા હતાં. સ્ત્રી કોઇ આવનારાને રોકતી ન હતી. આ સ્ત્રીઓ એવી હતી કે, પોતાના દરવાજાઓ પર નિશાની રૂપે ઝંડાઓ લગાવતી હતી. જે માણસ તેમની પાસે જવા માંગતો તે જઇ શકતો હતો. જો કોઇ સગર્ભા બની જતી અને બાળક પેદા થતું તો બધા લોકોને ભેગા કરવામાં આવતા હતા અને નિષ્ણાંતને બોલાવતા હતા. નિષ્ણાંત બાળકને જોઇને જે માણસ સાથે જોડી દેતો તે બાળક તેનું થઇ જતું હતું અને તેના છોકરા તરીકે ગણાતું. તે માણસ એનો ઇન્કાર કરી શકતો નહીં, પરંતુ જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ને અલ્લાહ તઆલાએ સાચો ધર્મ આપીને મોકલ્યા ત્યારે આપે અંધકાર યુગના બધા નિકાહોને રદ કર્યા, ફક્ત એક જ રીત બાકી રાખી, જે આજકાલ છે.

(૧૨૨/૫૩૭૪) હઝરત આઇશા કહે છે કે, આયત **વ મા યુત્લા અલયકુમ ફીલ કિતાબિ ફી યતામ ન્નિસાઇ લ્લાતિ લાતુઅ્તૂનહુન્ન મા કુતિબ લહુન્ન વ તર્ગબૂન અન તન્કિહૂહુન્ન** એવી યતીમ છોકરી વિષે ઉતરી છે જે કોઇ માણસની પાસે હોય અને તે માણસ સાથે માલમાં પણ કદાચ ભાગીદાર બની શકતી હોય. એ માણસ તે છોકરીનો સૌથી વધુ નજીકનો સગો હોય. પોતે તેની સાથે નિકાહ કરવાની ઇચ્છા ધરાવતો હોય, તેના માલના કારણે તેને રોકતો હોય. બીજા સાથે નિકાહ ન કરવા દેતો હોય, જેથી કોઇ બીજો માણસ તેની સાથે તે છોકરીના માલમાં ભાગીદાર ન બની જાય.

(૧૨૩/૫૩૭૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, જ્યારે હઝરત ખુનૈસ ઇબ્ને હુઝાફા સહમી બદરી સહાબીનું મદીનામાં અવસાન થયું અને હઝરત હફસા વિધવા બની ગયાં (ત્યારે

હઝરત ઉમરે તેમના નિકાહ કરવાનો પ્રયાસ કર્યો) જેમકે હઝરત ઉમરે કહ્યું : હું હઝરત ઉસ્માનને મળ્યો. તેમને હફસા સાથે નિકાહ કરવા માટે કહ્યું. તેમણે જવાબ આપ્યો કે, હું આ બાબત અંગે વિચાર કરી લઉં. મેં થોડા દિવસ સુધી રાહ જોઇ. થોડા દિવસ પછી તેમની મુલાકાત થઇ ત્યારે તેઓ કહેવા લાગ્યા કે, મારો વિચાર એવો છે કે, આજકાલ હું નિકાહ ન કરૂં. ત્યાર પછી હું હઝરત અબૂબક્રને મળ્યો અને તેમને કહ્યું કે, જો તમે ઇચ્છો તો હફસા સાથે આપના નિકાહ કરી દઉં.

(૧૨૪/૫૩૭૬) હઝરત મઅકિલ ઇબ્ને યસાર કહે છે કે, આયત **ફલાતઅ્દુલૂહુન્ન** મારા વિષે ઉતરી હતી. મેં મારી બહેનના એક માણસ સાથે નિકાહ કર્યા હતા. તેણે તલાક આપી. ઇદ્દતની મુદ્દત પૂરી થયા પછી તે ફરી આવ્યો અને સંદેશ આપ્યો. મેં તેને કહ્યું કે, મેં તારી સાથે નિકાહ કરી દીધા હતા. તારી ઇઝઝત કરી હતી. એને તારી પત્ની બનાવી હતી. હવે તું ફરી સંદેશ આપવા આવ્યો છે ! ખુદાની કસમ ! હવે તે કદી તારી સાથે પાછી ફરશે નહીં. તે પુરૂષ સારો માણસ હતો. ઓરત પણ તેની પાસે પાછી જવા માંગતી હતી. તે પરથી અલ્લાહ તઆલાએ આયત **ફલાતઅ્દુલૂહુન્ન** ઉતારી. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હવે તો હું કરી દઇશ. જેથી તે માણસ સાથે જ ફરી નિકાહ કરી દીધા.

## વાલી પોતે નિકાહ કરવા માંગતો હોય (તો શું હુકમ છે ?)

(૧૨૫/૫૩૭૭) મુગીરા ઇબ્ને શુઅબાએ એક ઓરતને નિકાહનો સંદેશ મોકલ્યો. તેઓ તેના સૌથી વધુ નજીકના સગા હતા. એક માણસને કહ્યું, તેણે મુગીરાના નિકાહ તે ઓરત સાથે પઢાવી દીધા.

અબ્દુર્રહમાન ઇબ્ને ઔફે ઉમ્મે હકીમ બિન્તે હારિઝને કહ્યું હતું કે, તું તારો મામલો મારા હવાલે કરે છે ? તેણે કહ્યું : હા. હઝરત અબ્દુર્રહમાને કહ્યું : મેં તારી સાથે શાદી કરી.

અતા કહે છે : વાલીએ ગવાહોની સામે ઓરતને કહેવું જોઇએ કે, મેં તારા નિકાહ મારી સાથે કરી દીધા અથવા ઓરતની બિરાદરીમાંથી કોઇ માણસને કહી દે કે, તમે મારા નિકાહ તેની સાથે કરાવી દો. સહલ કહે છે કે, એક ઓરતે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું હતું કે, હું આપને મારી જાતના અધિકારો સોંપું છું. એ પરથી એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જો આપને એની જરૂર ન હોય તો મારા નિકાહ તેની સાથે કરાવી દો.

(૧૨૬/૫૩૭૮) હઝરત આઇશાએ



આયત **વ યસ્તફતૂનક ફી ન્નિસાઇ કુલિ લ્લાહુ યુફતીકુમ ફીહિન્ન**.....ની તફસીર અંગે બયાન કર્યું છે કે, એનાથી તે યતીમ છોકરી મુરાદ છે જે પોતાના વાલીની દેખરેખ હેઠળ હોય અને તે માણસ તે છોકરીની સાથે માલમાં ભાગીદાર પણ હોય. પોતે તેની સાથે નિકાહ કરવાનું ઇચ્છતો ન હોય, જેથી તે માણસ તેની સાથે માલમાં ભાગીદાર બની જાય. એટલે ઓરતને અમસ્તી જ રોકી રાખી હોય. અલ્લાહ તઆલાએ આવા કામની મનાઇ ફરમાવી.

(૧૨૭/૫૩૭૯) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, એક વાર અમે હુઝૂર (સલ.) પાસે બેઠા હતા, એવામાં એક ઓરત હુઝૂર પાસે આવી અને પોતાને હુઝૂર માટે રજૂ કરવા લાગી. હુઝૂરે તેને નીચેથી ઉપર સુધી જોઇ અને કંઇ જવાબ આપ્યો નહીં. આ જોઇને એક સહાબીએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એની સાથે મારા નિકાહ કરી દો. આપે કહ્યું : તારી પાસે કોઇ વસ્તુ પણ છે ? તેણે કહ્યું કે, મારી પાસે કંઇ નથી. લોખંડની એક વીંટી સુધ્ધાં નથી, પરંતુ હું મારી આ ચાદર ફાડી આપું છું. અડધી તેને આપી દઉં છું અને અડધી હું લઇ લઉં છું. આપે કહ્યું : ના, શું તને કંઇ કુર્આન પણ યાદ છે ? તેણે કહ્યું : જી હા. આપે કહ્યું : તો જે કુર્આન તને યાદ છે તેના બદલામાં હું તારા નિકાહ તેની સાથે કરી દઉં છું.

**માનવી પોતાની નાની ઔલાદના નિકાહ કરી શકે છે. કારણ કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'વ લ્લાતી લમ યહિદ્ન.....' આ આયતમાં તે છોકરીઓની ઇદ્દત જેમને માસિક શરૂ થયું ન હોય પુખ્તવયની થતાં પહેલાં ત્રણ મહીના ઠેરવ્યા. (એ પરથી જણાય છે કે, પુખ્તવયની થતાં પહેલાં નિકાહ જાઇઝ છે)**

(૧૨૮/૫૩૮૦) હઝરત આઇશા કહે છે : મારી ૬ વરસની ઉંમર હતી ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ મારી સાથે નિકાહ કર્યા અને ૯ વરસની વયે મને હુઝૂરના ઘરમાં લાવવામાં આવી. ૯ વરસ હું હુઝૂરની સાથે રહી.

## પિતા પોતાની પુત્રીના નિકાહ સમયના સત્તાધીશ સાથે કરી શકે છે

**હઝરત ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હફસા સાથે નિકાહ કરવાનો સંદેશ મારી પાસે મોકલ્યો. મેં હુઝૂર સાથે તેના નિકાહ કરી દીધા**

(૧૨૯/૫૩૮૧) હઝરત આઇશા કહે છે કે, મારી વય ૬ વરસની હતી, તે વખતે રસૂલુલ્લાહ (સલ.)એ મારી સાથે નિકાહ કર્યા. ૯ વરસની વય હતી ત્યારે હુઝૂરે મારી સાથે સહવાસ કર્યો હતો.

હિશામ કહે છે : મને ખબર મળી છે કે, હઝરત આઇશા રસૂલુલ્લાહ (સલ.) સાથે ૯ વરસ સુધી રહ્યાં હતાં.

**બાદશાહ (દરેક મુસ્લિમનો) વાલી છે. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું : 'ઝવ્વજનાકહા બિમા મઅક મિનલ કુર્આનિ' કિંવા તે કુર્આન શીખવવાના બદલામાં જે તને યાદ છે, તારા નિકાહ તે ઓરત સાથે કરી દીધા.**

(૧૩૦/૫૩૮૨) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, એક ઓરત હુઝૂર (સલ.) પાસે આવી. તેણે કહ્યું : હું હુઝૂરને મારી જાતનો અધિકાર સોંપું છું. આમ કહીને ઘણી વાર સુધી ઉભી રહી. એક માણસે કહ્યું કે, જો આપને એની જરૂર ન હોય તો મારી સાથે એના નિકાહ કરી દો. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : મહેરમાં આપવા માટે તારી પાસે કોઇ વસ્તુ પણ છે ? તે માણસે કહ્યું કે, મારી પાસે તો આ લુંગી સિવાય બીજું કંઇ નથી. હુઝૂરે કહ્યું : જો આ લુંગી તું તેને આપી દેશે તો તું એમ જ રહી જશે,' તારી પાસે લુંગી નહીં રહે. એટલે તપાસ કર, લોખંડની એકાદ વીંટી જ મળી આવે, પરંતુ તે માણસને કંઇ મળ્યું નહીં. છેવટે હુઝૂરે કહ્યું : શું તને કંઇ કુર્આન પણ યાદ છે ? તેણે અમુક સૂરતોનું નામ લઇને કહ્યું : જી હા, ફલાણી ફલાણી સૂરતો યાદ છે. હુઝૂરે કહ્યું : તો જે કુર્આન તને યાદ છે તે (શીખવવા)ના બદલામાં અમે તારા નિકાહ તેની સાથે કરી દીધા.

**પિતા હોય કે બીજું કોઇ હોય, છોકરીની રજા વગર તેના નિકાહ કરાવી શકતા નથી, ભલે છોકરી કુંવારી હોય કે ન હોય**

(૧૩૧/૫૩૮૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, વિધવાના નિકાહ તેની સલાહ લીધા વગર થઇ શકતા નથી અને કુંવારીના નિકાહ તેની રજા લીધા વગર થઇ શકતા નથી. સહાબાઓએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! તેની રજાની રીત શું છે ? આપે કહ્યું : ચુપ રહેવું.

(૧૩૨/૫૩૮૪) હઝરત આઇશાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! કુંવારી છોકરી તો શરમાય છે. આપે કહ્યું કે, ચુપ રહેવું એ જ તેની રજા છે.

**જો કોઇ પિતા પોતાની પુત્રીના નિકાહ તેની મરજી વિરૂદ્ધ કરી દે તો નિકાહ રદ થવા પાત્ર છે**

(૧૩૩/૫૩૮૫) હઝરત ખન્સા બિન્તે ખિઝામ અનસારિય્યા કહે છે કે, હું બિનકુંવારી હતી. મારા નિકાહ મારા પિતાએ મારી મરજી વિરૂધ્ધ કર્યાં હતાં. હું રસૂલુલ્લાહ (સલ.) પાસે ગઇ. હુઝૂરે



નિકાહ રદ કરી દીધા. (તોડી નાખ્યા)

(૧૩૪/૫૩૮૬) એક રિવાયતના આ શબ્દો છે કે, એક માણસ જેનું નામ ખિઝામ હતું. તેણે પોતાની છોકરીના નિકાહ કરી દીધા હતા....

**યતીમ છોકરીના નિકાહ કરવાનું બયાન. અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇન ખિફતુમ અલ્લાતુકસિતૂ ફીલ યતામા ફન્કિહૂ મા તાબલકુમ.....' જો કોઇ માણસ વાલીને કહે કે, મારા નિકાહ ફલાણી ઓરત સાથે કરાવી દો અને વાલી થોડી વાર ચુપ રહે અથવા પૂછે કે, તમારી પાસે શું શું માલ છે ? તે જવાબ આપે કે, મારી પાસે આટલો આટલો માલ છે. બંને થોડી વાર લોભે. થોડી વાર પછી વાલી કહે : મેં તારા નિકાહ તેની સાથે કરી દીધા તો એ નિકાહ થઇ જશે.**

(૧૩૫/૫૩૮૭) હઝરત ઉરવા કહે છે : મેં હઝરત આઇશાને પૂછ્યું, અમ્મા, **વઇન ખિફતુમ અલ્લાતુકસિતૂ ફીલ યતામા**થી શું મુરાદ છે ? હઝરત આઇશાએ કહ્યું કે, ભાણેજ, એનાથી તે યતીમ છોકરી મુરાદ છે જે પોતાના વાલીની દેખરેખ હેઠળ હોય. વાલી તેનું સૌંદર્ય અને માલ જોઇને ઇચ્છા રાખે અને ચાહે કે, પોતે તેની સાથે નિકાહ કરી લે, પરંતુ મહેર ઓછી આપે, એની લોકોને મનાઇ કરવામાં આવી છે. હા, જો મહેર આપવામાં ન્યાયપૂર્વક વર્તે તો ઠીક, આ સિવાય બીજી સ્ત્રીઓ સાથે નિકાહ કરવાની રજા આપવામાં આવી છે. હઝરત આઇશા કહે છે : એ પછી લોકોએ રસૂલુલ્લાહ (સલ.)ને ફત્વો પૂછયો હતો ત્યારે અલ્લાહ તઆલાએ આયત **યસ્તફતૂનક ફી ન્નિસાઇ....** ઉતારી. આ આયતમાં એવો હુકમ ઉતાર્યો કે, યતીમ છોકરી ખૂબસૂરત અને માલદાર હોય છે ત્યારે તો વાલી તેની સાથે સગપણ કાયમ કરવા, તેની સાથે નિકાહ કરવા અને મહેર આપવાની ઇચ્છા રાખે છે અને ઓછા માલને કારણે તેની ઇચ્છા થતી નથી તો તેને છોડીને બીજી સ્ત્રીઓ સાથે નિકાહ કરે છે. એટલે જેવી રીતે નાપસંદગી વખતે છોડી દે છે તેવી જ રીતે પસંદગી વખતે પણ ન્યાયી વર્તન દાખવ્યા વગર અને પૂરી મહેર આપ્યા વગર તેની સાથે નિકાહ કરી શકતા નથી.

**જો કોઇ નિકાહ ઇચ્છનાર કોઇ સ્ત્રીના વાલીને કહે છે કે, મારા નિકાહ તે સ્ત્રી સાથે કરી દો અને તે કહી દે કે, મેં તારા નિકાહ આટલી મહેર પર તેની સાથે કરી દીધા તો નિકાહ થઇ જાય છે, ભલેને પતિને એવું ન પૂછે કે, તેં કબુલાત કરી અથવા**

### તું રાજી છે કે નહીં

(૧૩૬/૫૩૮૮) હઝરત સહલ કહે છે કે, એક ઓરત મુબારક સેવામાં હાજર થઇ અને હુઝૂરની સામે પોતાની જાત રજૂ કરી. હુઝૂરે કહ્યું : મને ઓરતોની જરૂર નથી. એ પરથી એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા નિકાહ તેની સાથે કરાવી દો. આપે કહ્યું : તારી પાસે શું માલ છે ? તેણે કહ્યું કે, માલ તો કંઇ નથી. આપે કહ્યું કે, તેને કંઇ આપી દે, ભલેને લોખંડની એક વીંટી જ હોય. તેણે કહ્યું કે, મારી પાસે તો કંઇ પણ નથી. આપે કહ્યું : તો કુર્આનનો કયો ભાગ તને આવડે છે ? તેણે કહ્યું : ફલાણો ફલાણો ભાગ. આપે કહ્યું : કુર્આનનો તે ભાગ શીખવવાના બદલામાં જે તને આવડે છે, મેં તને એનો માલિક બનાવી દીધો.

### જ્યારે કોઇનો (મુસ્લિમ) ભાઇ કોઇ ઓરત પાસે નિકાહનો સંદેશ મોકલે તો જ્યાં સુધી તે છોડી ન દે ત્યાં સુધી કોઇ બીજો માણસ નિકાહનો સંદેશ ન મોકલે

(૧૩૭/૫૩૮૯) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) એ વાતની મનાઇ કરતા હતા કે, કોઇ માણસ બીજાના વેચાતા માલ પર પોતાનો માલ વેચે અથવા કોઇ માણસ પોતાના ભાઇના નિકાહના સંદેશ પર પોતાનો સંદેશ મોકલે, જ્યાં સુધી કે, પહેલો ઇચ્છનાર છોડી ન દે અથવા તેને રજા ન આપે.

(૧૩૮/૫૩૯૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, શંકાથી બચો. કારણ કે, શંકા ભયંકર જુઠી વાત છે, કોઇના દોષો (એબો) ન શોધો. તેના તરફ તમારા કાન ન ધરો. પરસ્પર વેર અને દુશ્મની ન રાખો, બલ્કે ભાઇ-ભાઇ બની જાઓ. કોઇ માણસ પોતાના ભાઇના નિકાહના સંદેશ પર સંદેશ ન મોકલે, અહીં સુધી કે, તે નિકાહ કરી લે અથવા છોડી દે.

### કોઇના નિકાહના સંદેશને કેવી રીતે રદ કરવામાં આવે ?

(૧૩૯/૫૩૯૧) હઝરત ઉમર (રદિ.) કહે છે કે, જ્યારે હફસા વિધવા થઇ ગયાં ત્યારે હું હઝરત અબૂબક્રને મળ્યો. મેં તેમને કહ્યું કે, જો તમે ઇચ્છતા હોય તો હું તમારા નિકાહ હફસા સાથે કરી દઉં. તે પછી થોડા દિવસ સુધી હું રાહ જોતો રહ્યો, પરંતુ રસૂલુલ્લાહ (સલ.)એ નિકાહનો સંદેશ મોકલ્યો. પાછળથી જ્યારે હઝરત અબૂબક્ર સાથે મારી મુલાકાત થઇ ત્યારે તેઓ કહેવા લાગ્યા : તમે મને નિકાહ માટે જે વાત કરી હતી અને મેં તમને કંઇ જવાબ આપ્યો ન હતો તેનું કારણ એ હતું કે, મને ખબર હતી કે, રસૂલુલ્લાહ (સલ.)એ હફસાની વાત કરી હતી, પરંતુ હું



હુઝૂરના ભેદને જાહેર કરવા માંગતો ન હતો. જો હુઝૂર છોડી દેત તો હું જરૂર કબૂલ કરી લેત.

### ખુત્બો

(૧૪૦/૫૩૯૨) હઝરત ઇબ્ને ઉમર કહે છે : બે માણસો પૂર્વ દિશામાંથી આવ્યા હતા. તેઓ ખુત્બો પઢયા હતા. તે પરથી રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું કે, અમુક વાતો જાદુ (સમાન) હોય છે.

### નિકાહ અને વલીમાના પ્રસંગે દફ વગાડવાનું બયાન

(૧૪૧/૫૩૯૩) રૂબય્યિઅ બિન્તે મુઅવ્વિઝે ખાલિદ ઇબ્ને ઝકવાનને કહ્યું હતું કે, મારી મધુરજની (સુહાગ રાત) પછી રસૂલુલ્લાહ (સલ.) આવ્યા. અંદર આવીને મારા બિસ્તરા પર બેસી ગયા, જેવી રીતે તમે બેઠા છો. નાની નાની છોકરીઓ દફ વગાડવા લાગી. અમારા તે બુઝુર્ગોનો મરસિયો પઢવા લાગી જેઓ બદરના યુધ્ધમાં માર્યા ગયા હતા, એવામાં એક છોકરીએ કહ્યું : **વ ફીના નબિય્યુન યઅલમુ મા ફી ગદિન** (ને) અમારામાં એવા નબી છે જે આવતી કાલની વાતો જાણે છે. હુઝૂરે કહ્યું : એ વાત છોડી દો અને જે બોલી રહી હતી તે જ બોલો.

### આયતો 'વ આતૂ ન્નિસાઅ સદૂકાતિન નિહલતન' અને 'વ આતયતુમ ઇહદાહુન્ન કિન્તારન ફલાતઅ્ખુઝૂ મિન્હુ શયઅન' અને 'તફરિદૂ લહુન્ન'ની તફસીર અને એ વાતનું વર્ણન કે, ઓછામાં ઓછી અને વધુમાં વધુ કેટલી મહેર હોવી જોઇએ

(૧૪૨/૫૩૯૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને ઔફે એક ઓરત સાથે ખજૂરના ઠળીયા જેટલા વજનના સોનાના બદલામાં નિકાહ કર્યા હતા. રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે તેમના પર શાદીની ખુશી (ની નિશાનીઓ) જોઇ ત્યારે પૂછ્યું. અબ્દુર્રહમાને કહ્યું : હુઝૂર, મેં એક ઓરત સાથે ખજૂરના ઠળીયા જેટલા વજનના સોનાના બદલામાં નિકાહ કર્યા છે.

### કુર્આન શીખવવાના બદલામાં અને (નાણા રૂપી) મહેર વગર નિકાહ કરવાનું બયાન

(૧૪૩/૫૩૯૫) હઝરત સહલ ઇબ્ને સઅદ (રદિ.) કહે છે કે, હું બીજા લોકોની સાથે રસૂલુલ્લાહ (સલ.) પાસે હતો, એવામાં એક ઓરતે ઉભા થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું મારી જાત હુઝૂરને અર્પણ કરૂં છું. એ અંગે આપનો શું અભિપ્રાય છે ? રસૂલુલ્લાહ (સલ.)એ તેનો કંઇ જવાબ આપ્યો નહીં. ઓરતે બીજીવાર ઉભા થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! હું મારી જાત હુઝૂરને ભેટ

થઉં છું. એ અંગે આપનો શું અભિપ્રાય છે ? આમ છતાં, રસૂલુલ્લાહ (સલ.)એ તેનો કંઇ જવાબ આપ્યો નહીં. તેણે ત્રીજી વાર ઉભા થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું મારી જાત હુઝૂરને ભેટ આપું છું. એ અંગે આપનો શું અભિપ્રાય છે ? આ સાંભળીને એક માણસે ઉભા થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એની સાથે મારા નિકાહ કરાવી દો. આપે કહ્યું : તારી પાસે કંઇ વસ્તુ છે ? તેણે કહ્યું : ના. આપે કહ્યું : જઇને તપાસ કર, લોખંડની એકાદ વીંટી જ હોય. હુકમ અનુસાર તે માણસે જઇને તપાસ કરી. થોડી વાર પછી પાછા આવીને તેણે કહ્યું કે, હુઝૂર, મને કંઇ મળ્યું નહીં. લોખંડની વીંટી સુધ્ધાં મળી નહીં. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : તને કંઇ કુર્આન પણ આવડે છે ? તેણે કહ્યું કે, ફલાણી ફલાણી સૂરતો આવડે છે. આપે કહ્યું : તને જે કુર્આન આવડે છે તેના બદલામાં જ મેં તારા નિકાહ તેની સાથે કરી દીધા.

**સરસામાન અને લોખંડની વીંટીને મહેર તરીકે મુકર્રર કરવું**

(૧૪૪/૫૩૯૬) સહલ ઇબ્ને સઅદ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ તે માણસને કહ્યું હતું કે, નિકાહ કરી લે, ભલેને લોખંડની વીંટી જ (મહેરમાં) હોય.

**નિકાહની શરતોનું બયાન**

**હઝરત ઉમરે કહ્યું હતું કે, મુકર્રર શરતો અનુસાર હક્કોના નાબુદ થવાની ગુંજાઇશ છે**

(૧૪૫/૫૩૯૭) હઝરત મિસ્વર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના જમાઇ (અબૂલ આસ)નો ઉલ્લેખ કર્યો અને તેના જમાઇપણાના ખૂબ વખાણ કર્યા. આપે કહ્યું : તેણે મારી સાથે વાત કરી ત્યારે સાચી કરી અને વાયદો કર્યો ત્યારે તેને પૂરો કર્યો.

(૧૪૬/૫૩૯૮) ઉકબા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે શરતો પૂરી કરવી તમારા માટે જરૂરી છે તેમાં સૌથી વધુ પૂરી કરવાને લાયક તે શરતો છે જેના બદલામાં સ્ત્રીઓના ગુપ્ત સ્થળોને તમે તમારા માટે હલાલ કર્યા છે.

**નિકાહમાં કઇ શરતો નાજાઇઝ છે ? ઇબ્ને મસ્ઊદ કહે છે કે, ઓરત પોતાની (મુસ્લિમ) બહેનની તલાકની શરત ન કરે**

(૧૪૭/૫૩૯૯) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કોઇ ઓરત માટે એ જાઇઝ નથી કે પોતાની બહેનની તલાકની ઇચ્છા પોતાનું પ્યાલું ભરવા માટે કરે. કારણ કે, તેને એટલું જ મળશે જેટલું કે નસીબમાં છે.

**દુલ્હાને પીળી ખૂશ્બૂ લગાડવી**



(૧૪૮/૫૪૦૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યા ત્યારે તેમના પર પીળી ખૂશ્બૂના ચિન્હો હતાં. હુઝૂરે પૂછયું ત્યારે અબ્દુર્રહમાને ખબર આપી કે, મેં એક અનસારી ઓરત સાથે નિકાહ કર્યા છે. હુઝૂરે કહ્યું : તમે તેને મહેર કેટલી આપી ? અબ્દુર્રહમાને કહ્યું કે, ખજુરના ઠળીયા બરાબર સોનું. હુઝૂરે કહ્યું : વલીમો કરો, ભલેને એક બકરીનો જ હોય.

**હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઝયનબના નિકાહનો વલીમો કર્યો. નિયમ અનુસાર મુસલમાનોને પેટ ભરીને ગોશ્ત-રોટલી ખવડાવી. પછી પવિત્ર પત્નીઓના રૂમોમાં દાખલ થયા. તેમને સલામ કરી. તેમણે પણ સલામ કરી. આપ પાછા ફર્યા અને બે માણસોને (રૂમમાં વાતો કરતા) જોયા. હુઝૂર ફરી પાછા ચાલ્યા ગયા. ત્યાર પછી મને ખબર નથી કે, હુઝૂરને મેં ખબર આપી હતી અથવા બીજા કોઇએ બે માણસોના ચાલ્યા જવાની ખબર આપી હતી.**

(૧૪૮/૫૪૦૦) અબ્દુર્રહમાન બિન ઔફ (રદિ.)એ ઇરાદાપૂર્વક આ રંગ લગાડયો ન હતો, પરંતુ પત્ની સાથેના મેળાપના કારણે પત્નીના કપડાંનો કાચો રંગ તેમને લાગી ગયો હતો, એટલે હુઝૂર (સલ.) સમજ્યા કે, એમનો મેળાપ પત્ની સાથે થયો છે, એટલે નિકાહ થયા હશે. પીળી લગાડવી એ એક અણ ઇસ્લામી રિવાજ છે, જે છોડવો જોઇએ.

**દુલ્હા માટે કેવી દુઆ કરવી જોઇએ ?**

(૧૪૯/૫૪૦૧) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ પર પીળી ખૂશ્બૂના ચિન્હો જોઇને કહ્યું : આ શું છે ? અબ્દુર્રહમાને કહ્યું : મેં ખજુરના ઠળીયા બરાબર સોનું મહેર પેટે આપીને નિકાહ કર્યા છે. આપે કહ્યું : ખુદા તમને મુબારક કરે; વલીમો કરો, ભલેને એક જ બકરીનો હોય.

**દુલ્હનને દુલ્હા પાસે મોકલનારી સ્ત્રીઓ માટે દુઆની રીત અને દુલ્હા-દુલ્હનને દુઆ આપવાની રીત**

(૧૫૦/૫૪૦૨) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે મારી સાથે નિકાહ કર્યા ત્યારે મારી માં મને લાવ્યાં. તેમણે મને મકાનમાં દાખલ કરી. પછી રૂમમાં અમુક અનસારી ઓરતો આવી. તેઓ કહેવા લાગી : સારૂં થાય, મુબારક થાય, નસીબ સારૂં નીવડે.

**જિહાદમાં જતાં પહેલાં પત્ની**

### સાથે સંભોગ કરવાનું બયાન

(૧૫૧/૫૪૦૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું કે, કોઇ નબીએ પોતાની કૌમને કહ્યું કે, મારી સાથે તે માણસ ન આવે જેના નિકાહમાં કોઇ સ્ત્રી હોય. તે દિલથી સહવાસ કરવાની ઇચ્છા ધરાવતો હોય, પરંતુ સહવાસ ન કર્યો હોય.

### ૯ વરસની પત્ની સાથે સંભોગ કરવાનું બયાન

(૧૫૨/૫૪૦૪) હઝરત ઉરવા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત આઇશા સાથે એવા સમયે નિકાહ કર્યા હતા જ્યારે કે તેમની વય ૬ વરસની હતી અને સંભોગ એવા સમયે કર્યો હતો જ્યારે કે તેમની વય ૯ વરસની હતી. તેઓ તેમની સાથે ૯ વરસ રહ્યાં હતાં.

### સફરની હાલતમાં પત્ની સાથે સંભોગ કરવાનું બયાન

(૧૫૩/૫૪૦૫) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબર અને મદીના વચ્ચે ત્રણ દિવસ પડાવ નાખ્યો હતો. એ દરમ્યાન આપ હઝરત સફિય્યા સાથે સહવાસ કરતા હતા. મેં વલીમાનું ખાણું ખાવા માટે મુસલમાનોને બોલાવ્યા હતા. વલીમાના ખાણામાં ગોશ્ત-રોટલી ન હતાં, બલ્કે હુઝૂરે પ્રથમ ચામડાનું દસ્તરખ્વાન બિછાવવાનો હુકમ આપ્યો. પછી તેના પર ખજૂર, પનીર અને ઘી મૂકવામાં આવ્યું. બસ, આ જ વલીમાનું ખાણું હતું. મુસલમાનોએ પરસ્પર કહ્યું કે, હઝરત સફિય્યા ઉમ્મુલ મુઅમિનીન છે કે, લોંડી છે. કેટલાક લોકોએ કહ્યું કે, જો હુઝૂર એમને પરદો કરાવે તો ઉમ્મુલ મુઅમિનીન છે અને પરદો ન કરાવે તો લોંડી છે. હુઝૂરે જ્યારે કૂચ કરી ત્યારે હઝરત સફિય્યા માટે પોતાની પાછળ ઊંટ પર બેસવાની જગ્યા તૈયાર કરી અને પરદો ખેંચ્યો.

### સવારી અને આગ સળગાવ્યા વગર દિવસમાં પત્ની પાસે જવાનું બયાન

(૧૫૪/૫૪૦૬) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મારી સાથે નિકાહ કર્યા ત્યારે મારી માં ઘેર આવ્યાં અને મને ઘરમાં દાખલ કરી ગયાં. અચાનક ચાશ્ત (દિવસના લગભગ ૧૧)ના સમયે રસૂલુલ્લાહ (સલ.) આવ્યા અને હું ડરી ગઇ.

### ઓરતો માટે બારીક પરદો વગેરે લગાડવાનું બયાન

(૧૫૫/૫૪૦૭) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મને કહ્યું : શું તમે 'અનમાત' (બારીક સરસ રેશમી કાપડ) બનાવ્યા છે. મેં કહ્યું : 'અનમાત' અમારી પાસે ક્યાં હોય ?



આપે કહ્યું કે, ટૂંક સમયમાં તમને મળશે.

### દુલ્હનને દુલ્હા પાસે પહોંચાડનારી સ્ત્રીઓનું વર્ણન

(૧૫૬/૫૪૦૮) હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં એક સ્ત્રીને શણગારીને તેના પતિ કે જે એક અનસારી પાસે મોકલી. હુઝૂરે કહ્યું : આઇશા, તમારી પાસે મનોરંજનનું કોઇ કામ ન હતું ? અનસારીઓને તો મનોરંજનનું કામ ઘણું સારૂં લાગે છે.

### દુલ્હાને ભેટ મોકલવી

(૧૫૭/૫૪૦૯) અબૂ ઉસ્માન કહે છે કે, હઝરત અનસ (રદિ.) અમારા તરફ (બસરામાં આવેલી) બની રિફાઆની મસ્જિદમાં આવ્યા. હઝરત અનસ કહેવા લાગ્યા કે, રસૂલુલ્લાહ (સલ.)નો નિયમ હતો કે, જ્યારે ઉમ્મે સુલૈમના મકાન પાસેથી પસાર થતા હતા ત્યારે તેમની પાસે જતા હતા અને તેમને સલામ કરતા હતા. હઝરત અનસ કહે છે : જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ના નિકાહ હઝરત ઝયનબ સાથે થયા ત્યારે ઉમ્મે સુલૈમે કહ્યું : જો આપણે રસૂલુલ્લાહ (સલ.) પાસે કંઇક ભેટ સોગાદ મોકલીએ તો સારૂં. મેં કહ્યું : જે કહો છો તે કરી બતાવો. ઉમ્મે સુલૈમે ખજૂર, ઘી અને પનીર લઇને એક હાંડલીમાં તેનો હલવો બનાવ્યો અને મને આપીને રસૂલુલ્લાહ (સલ.) પાસે મોકલ્યો. હું હલવો લઇને હુઝૂરની પાસે ગયો. હુઝૂરે કહ્યું કે, એને મૂકી દે. તે પછી લોકોના નામો લઇને કહ્યું કે, તેમને બોલાવી લાવ અને જે માણસ તને મળે તેને પણ બોલાવી લાવ. મેં હુકમનું પાલન કર્યું. પાછા ફરીને મેં જોયું કે, ઘર લોકોથી ભરાયેલું છે અને રસૂલુલ્લાહ (સલ.) બંને હાથ હલવા પર મૂકીને કંઇ પઢી રહ્યા છે. પછી દસ દસ માણસોને બોલાવતા રહ્યા. તેઓ ખાતા રહ્યા. હુઝૂર તેમને કહેતા હતા : બિસ્મિલ્લાહ બોલીને દરેક માણસ પોતાની સામેથી ખાય. છેવટે બધા લોકો ધરાઇ ગયા. અમુક માણસો તો ચાલ્યા ગયા અને અમુક માણસો વાતો કરતા રહ્યા. મને ચિંતા થવા લાગી. છેવટે રસૂલુલ્લાહ (સલ.) ઉમ્મહાતુલ મુઅમિનીનના રૂમો તરફ ચાલ્યા ગયા. હું પણ હુઝૂરની પાછળ ગયો. મેં કહ્યું કે, તે લોકો ચાલ્યા ગયા. હુઝૂર પાછા ફર્યા અને રૂમમાં દાખલ થઇને પરદો લટકાવી દીધો. હું રૂમમાં રહી ગયો. હુઝૂર આ આયત પઢવા લાગ્યા : **યા અય્યુહ લ્લઝીન આમનૂ લાતદખુલૂ બુયૂત ન્નબિય્યિ ઇલ્લા અંય્યુઅઝન લકુમ ઇલા તઆમિન ગયર નાઝિરીન ઇનાહુ વ લાકિન ઇઝા દુઇતુમ ફદખુલુ ફઇઝા તઇમ્તુમ ફન્તશિરૂ વ લા મુસ્તાનિસીન લિહદીસિન ઇન્ન ઝાલિકુમ કાન**

**યુઅઝી ન્નબિસ્ય ફયસ્તહયી મિન્હુમ વ લ્લાહુ લાયસ્તહયી મિનલ હકિક.** અબૂ ઉસ્માન કહે છે કે, હઝરત અનસે રસૂલુલ્લાહ (સલ.)ની દસ વરસ સેવાચાકરી કરી હતી.

## દુલ્હન વગેરેના ઉપયોગ માટે કંઇક માંગવાનું વર્ણન

(૧૫૮/૫૪૧૦) હઝરત આઇશા કહે છે : મેં હઝરત અસ્મા પાસેથી એક હાર વાપરવા માટે લીધો હતો. તે ગુમ થઇ ગયો. રસૂલુલ્લાહ (સલ.)એ તેની શોધ માટે અમુક સહાબાઓને મોકલ્યા. એવામાં નમાઝનો સમય થઇ ગયો. લોકોએ વગર વુઝૂએ નમાઝ પઢી. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) પાસે ગયા ત્યારે એની ફરિયાદ કરી. તે વખતે તયમ્મુમની આયત ઉતરી. ઉસૈદ ઇબ્ને હુદૈરે કહ્યું : (આઇશા) અલ્લાહ તમને સારો બદલો આપે. તમારા પર કદી કોઇ એવી મુસીબત ઉતરી નહીં કે તેમાં તમારા માટે મુક્તિનો માર્ગ અને મુસલમાનો માટે બરકત ઉતરી ન હોય.

## પુરૂષ પોતાની પત્ની સાથે સંભોગ કરે તો શું પઢે ?

(૧૫૯/૫૪૧૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સાંભળો, જો કોઇ સંભોગ વખતે આ દુઆ પઢે **બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ જન્નિબની શ્શયતાન વ જન્નિબિ શ્શયતાન મા રઝકતનિ** અને આ સંભોગ વખતે પતિ પત્નીના નસીબમાં કોઇ ઔલાદ હોય તો શયતાન કદાપિ તેને નુકસાન પહોંચાડી શકશે નહીં.

## શાદીનો વલીમો કરવો સાબિત (સુન્નત) છે

(૧૬૦/૫૪૧૨) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું હતું કે, વલીમો કરો, ભલેને એક જ બકરીનો હોય.

(૧૬૧/૫૪૧૩) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના મદીનામાં આગમન વખતે હું દસ વરસનો હતો. મારી માંઓ (માં અને માસી) મને હંમેશા રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં રાખતાં હતાં. જેથી મેં દસ વરસ હુઝૂરની સેવામાં (ખિદમત) કરી. હુઝૂરના અવસાન સમયે હું વીસ વરસનો હતો. પરદાનો હુકમ જ્યારે ઉતર્યો છે તેને હું સૌથી સારી રીતે જાણું છું. પરદાનો હુકમ એવા સમયે ઉતર્યો છે જ્યારે રસૂલુલ્લાહ (સલ.) હઝરત ઝયનબ સાથે સહવાસ કરવાના હતા. હુઝૂર દુલહાના વેશમાં હતાં. આપે લોકોની દઅવત કરી હતી. અન્ય લોકો ખાણું ખાઇને ચાલ્યા ગયા, પરંતુ અમુક માણસો રસૂલુલ્લાહ (સલ.) પાસે બેસી રહ્યા. ઘણીવાર સુધી બેસી રહ્યા. છેવટે હુઝૂર પોતે ઉભા થઇ ગયા અને બહાર



નીકળ્યા. હું પણ હુઝૂરની સાથે થઇ ગયો. જેથી લોકો ચાલ્યા જાય. હુઝૂર હઝરત આઇશાના રૂમના ઉંબર સુધી પહોંચ્યા હતા, એવામાં વિચાર આવ્યો કે, તે લોકો ચાલ્યા ગયા હશે. તરત પાછા ફર્યા. હું પણ તરત પાછો ફર્યો. જ્યારે હઝરત ઝયનબના રૂમમાં દાખલ થયા ત્યારે જોયું કે, તે લોકો બેઠા છે. હજુ સુધી ઉઠયા નથી. બીજીવાર હુઝૂર પાછા ફર્યા. હું પણ સાથે પાછો ફર્યો. હઝરત આઇશાના ઉંબર સુધી પહોંચી ગયા. હુઝૂરને ફરી વિચાર આવ્યો કે, તે લોકો ચાલ્યા ગયા હશે. આમ વિચારીને ફરી પાછા આવ્યા. હું પણ સાથે પાછો આવ્યો. આપે જોયું તો બધા લોકો ચાલ્યા ગયા હતા. રસૂલુલ્લાહ (સલ.)એ તરત મારી અને પોતાની વચ્ચે પરદો નાખી દીધો અને પરદાનો હુકમ ઉતર્યો.

## વલીમો કરવો, ભલેને એક જ બકરીનો હોય

(૧૬૨/૫૪૧૪) હઝરત અનસ કહે છે કે, અબ્દુર્રહમાન ઇબ્ને ઔફે એક અનસારી ઓરત સાથે નિકાહ કર્યા હતા. હુઝૂરે તેમને પૂછયું કે, તમે કેટલી મહેર આપી ? તેમણે કહ્યું : ખજુરના ઠળિયા જેટલું સોનું. કેટલીક રિવાયતોમાં એવી વિગત છે કે, જ્યારે મુહાજિરો મદીના આવ્યા હતા ત્યારે અનસારીઓ પાસે ઉતર્યા હતા. જેમ કે અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ સઅદ ઇબ્ને રબીઅ પાસે ઉતર્યા હતા. સઅદે અબ્દુર્રહમાનને કહ્યું : હું મારો માલ અડધો વહેંચીને તમને આપી દઉં છું. તમારા માટે મારી એક પત્નીથી અલગ થઇ જાઉં છું. અબ્દુર્રહમાને કહ્યું કે, ખુદા તમને સ્ત્રીઓ અને માલ મુબારક કરે, આ પ્રમાણે કહીને અબ્દુર્રહમાન બજારમાં ગયા. ત્યાં ખરીદ-વેચાણ કર્યું અને થોડુંક પનીર અને ઘી નફામાં કમાયા અને એક ઓરત સાથે નિકાહ કરી લીધા. હુઝૂરે કહ્યું કે, વલીમો કરો, ભલેને એક જ બકરીનો હોય.

(૧૬૩/૫૪૧૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કોઇ પત્નીનો એવો વલીમો કર્યો નથી, જેવો હઝરત ઝયનબનો કર્યો હતો. હઝરત ઝયનબનો વલીમો એક બકરીનો કર્યો હતો.

(૧૬૪/૫૪૧૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત સફિય્યાને આઝાદ કરીને તેમની સાથે નિકાહ કર્યા. આઝાદીને જ તેમની મહેર ઠેરવી અને વલીમામાં હૈસ (એક પ્રકારનો હલવો) ખવડાવ્યો.

(૧૬૫/૫૪૧૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક પત્ની (ઝયનબ) સાથે સહવાસ કર્યા હતો અને મને લોકોને દઅવત આપવા માટે મોકલ્યો હતો.

**અમુક પત્નીઓનો અમુક પત્નીઓ કરતાં વધારે વલીમો કરવાનું બયાન**

(૧૬૬/૫૪૧૮) હઝરત અનસ કહે છે કે, મેં જોયું નથી કે, રસૂલુલ્લાહ (સલ.)એ કોઇ પત્નીનો એવો વલીમો કર્યો હોય જેવો હઝરત ઝયનબનો કર્યો હતો. હુઝૂરે હઝરત ઝયનબનો વલીમો એક બકરીનો કર્યો હતો.

**એક બકરીથી ઓછા ગોશ્તનો વલીમો કરવો**

(૧૬૭/૫૪૧૯) હઝરત સફિય્યા બિન્તે શૈબા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કેટલીક પત્નીઓના વલીમામાં બે મુદ જવનો આટો જ ખવડાવ્યો હતો.

**વલીમાની દઅવત અને સામાન્ય દઅવત કબૂલ કરવી સુન્નત છે. સાત દિવસ વગેરે સુધી પણ વલીમો કરવો જાઇઝ છે. રસૂલુલ્લાહ (સલ.)એ વલીમાનો સમય મુકર્રર કર્યો નથી, ન એક દિવસ ન બે દિવસ.**

(૧૬૮/૫૪૨૦) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : જો તમારામાંથી કોઇને વલીમાની દઅવતમાં બોલાવવામાં આવે તો જવું જોઇએ.

(૧૬૯/૫૪૨૧) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, કેદીઓને છોડાવો. દઅવત કરનારની દઅવત કબૂલ કરો અને બીમારની ખબર-અંતર લો.

(૧૭૦/૫૪૨૨) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમને સાત કામો કરવાનો હુકમ આપ્યો હતો અને સાત કામોની મનાઇ ફરમાવી હતી. અમને હુકમ આપ્યો હતો, બીમારની ખબર-અંતર લેવાનો, જનાઝાની સાથે જવાનો, છીંકનારની છીંકનો જવાબ આપવાનો, કસમ પૂરી કરવાનો, પીડિત (મઝલૂમ)ની મદદ કરવાનો, સલામને વ્યાપક બનાવવાનો, દઅવત કરનારની દઅવત કબૂલ કરવાનો. અમને મનાઇ ફરમાવી હતી સોનાની વીંટીઓની, ચાંદીના વાસણો વાપરવાની, રેશમના કાપડના પાથરણાં વાપરવાની અને રેશમી કાપડ વાપરવાની.

(૧૭૧/૫૪૨૩) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, અબૂ ઉસૈદ સાઇદીએ રસૂલુલ્લાહ (સલ.)ને પોતાની શાદીમાં બોલાવ્યા હતા. તે દિવસે તેમની પત્ની પોતે જ દુલહનના વેશમાં બધાની સેવા કરી રહી હતી. હઝરત સહલ કહે છે : તમને ખબર છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને તે દિવસે અબૂ ઉસૈદની પત્નીએ શું પીવડાવ્યું હતું ? થોડુંક ખજૂર રાત્રિના તેણે ભીંજાવી રાખ્યું હતું. જ્યારે હુઝૂર



ખાણું ખાઇ ચુક્યા ત્યારે તેણે તે જ પાણી હુઝૂરને પીવડાવ્યું હતું.

**જે માણસ દઅવત કબૂલ ન કરે તે ખુદા અને રસૂલનો નાફરમાન છે**

(૧૭૨/૫૪૨૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, સૌથી ખરાબ ખાણું વલીમાનું તે ખાણું છે જેમાં ધનવાનોને બોલાવવામાં આવે અને ગરીબોને બોલાવવામાં ન આવે. જે માણસ દઅવત સ્વીકારતો નથી તે ખુદા અને રસૂલની નાફરમાની કરે છે.

**બકરીનો એક પગ પણ ભેટરૂપે કબૂલ કરી લેવો જોઇએ**

(૧૭૩/૫૪૨૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો મને બકરીનો એક પગ ખાવાની દઅવત આપવામાં આવે તો હું તે કબૂલ કરી લઇશ. જો મને ભેટ રૂપે એક પગ મોકલવામાં આવે તો પણ કબૂલ કરી લઇશ.

**શાદી વગેરેમાં દઅવત કરનારની દઅવત કબૂલ કરવાનું બયાન**

(૧૭૪/૫૪૨૬) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે : જો તમને દઅવતમાં બોલાવવામાં આવે તો દઅવત કબૂલ કરો. હઝરત અબ્દુલ્લાહ શાદી વગેરેની દઅવતમાં રોઝાની હાલતમાં પણ જતા હતા.

**શાદીમાં સ્ત્રીઓ અને બાળકોના જવાનું વર્ણન**

(૧૭૫/૫૪૨૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સ્ત્રીઓ અને બાળકોને શાદીમાંથી આવતાં જોયા તો ખુશ થઇને ઉભા થઇ ગયા અને કહ્યું કે, ખુદા ગવાહ છે કે, તમે મને સૌથી વધુ વહાલાં છો.

**જો શાદીમાં કોઇ અયોગ્ય વાત જુએ તો પાછા ચાલ્યા જવું જાઇઝ છે**

(૧૭૬/૫૪૨૮) હઝરત ઇબ્ને મસઊદ (રદિ.)એ શાદીના મકાનમાં એક તસ્વીર જોઇ હતી ત્યારે પાછા ફર્યા હતા (અંદર દાખલ થયા ન હતા).

(૧૭૭/૫૪૨૯) હઝરત ઇબ્ને ઉમર (રદિ.)એ અબૂ અય્યૂબ (રદિ.)ને દઅવત આપી. અબૂ અય્યૂબે ઇબ્ને ઉમરના મકાનમાં દીવાલ પર પરદો જોયો (અને અણગમો વ્યક્ત કર્યો) ઇબ્ને ઉમરે કહ્યું : અમે ઓરતોથી લાચાર થઇ ગયા. અબૂ અય્યૂબે કહ્યું કે, બીજાઓ અંગે તો મને આ બાબતમાં ભય હતો, પરંતુ તમારા વિષે તો મને એનો ભય ન હતો. ખુદાની

કસમ ! હું તમારૂં ખાણું ખાઇશ નહીં. આમ કહીને પાછા ચાલ્યા ગયા.

(૧૭૮/૫૪૩૦) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા કહે છે : મેં એક તકિયો ખરીદયો, જેમાં તસ્વીરો બની હતી. રસૂલુલ્લાહ (સલ.)એ જોયો તો દરવાજા પર જ અટકીને ઉભા થઇ ગયા. અંદર આવ્યા નહીં. મેં મુબારક ચહેરા પર અણગમાના ચિન્હો જોઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું ખુદા અને રસૂલ સામે તૌબા કરૂં છું, મારાથી શું ભૂલ થઇ ગઇ ? આપે કહ્યું કે, આ તકિયો કેવો છે ? મેં કહ્યું કે, આપના ટેકા માટે અને બેસવા માટે મેં એને ખરીદયો છે. આપે કહ્યું : આ તસવીરો બનાવનારાઓને કિયામતના દિવસે અઝાબ આપવામાં આવશે. તેમને કહેવામાં આવશે કે, તમે જે વસ્તુઓ બનાવી છે તેમાં જીવ પણ મૂકો. જે મકાનમાં તસવીરો હોય છે તેમાં ફરિશ્તાઓ દાખલ થતા નથી.

## શાદીમાં દુલ્હનનું પરપુરૂષોની સેવા કરવાનું બયાન

(૧૭૯/૫૪૩૧) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, અબૂ ઉસૈદ સાઇદીએ શાદી કરી ત્યારે હુઝૂર (સલ.) અને સહાબાઓને આમંત્રણ આપ્યું, પરંતુ ન તો પોતે ખાણું તૈયાર કર્યું અને ન (મહેમાનો) સામે લાવીને મૂક્યું, બલ્કે તેમની પત્નીએ આ કામ કર્યું. પત્નીએ જ રાતથી પત્થરના પ્યાલામાં થોડુંક ખજૂર પલાળ્યું. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) ખાઇને પરવાર્યા ત્યારે પત્નીએ જ તેને નીચોવીને ભેટ રૂપે હુઝૂરને પીવડાવ્યું.

## વલીમામાં ખજૂરનો નીતાર અને નશાહીન શરબતનો ઉપયોગ

(૧૮૦/૫૪૩૨) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, અબૂ ઉસૈદ સાઇદીએ પોતાની શાદીમાં રસૂલુલ્લાહ (સલ.)ને દઅવત આપી. તેમની પત્ની જ દુલ્હનના વેશમાં સેવા કરી રહી હતી. હઝરત સહલે કહ્યું કે, તમે જાણો છો કે, અબૂ ઉસૈદની પત્નીએ રસૂલુલ્લાહ (સલ.) માટે શું વસ્તુ પલાળી હતી. તેમણે હુઝૂરના માટે રાતે થોડુંક ખજૂર એક પત્થરના વાસણમાં પલાળ્યું હતું.

## ઓરતો સાથે નરમ વર્તાવ કરવાનું બયાન અને 'ઓરતો પાંસળીના જેમ છે' એ હદીસનો ખુલાસો

(૧૮૧/૫૪૩૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ઓરત પાંસળીના જેમ છે. જો તમે તેને સીધી કરશો તો તોડી નાખશો અને એમ જ વાંકીને વાંકી કામમાં લાવશો તો કામમાં લાવી શકશો.

## ઓરતો વિષે વસિય્યત કરવાનું બયાન

(૧૮૨/૫૪૩૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ખુદા પર અને કિયામતના દિવસ પર ઇમાન રાખે છે તે પોતાના પાડોશીને તકલીફ ન આપે. તમે ઓરતો સાથે ભલાઇ કરવાની વસિય્યત કબૂલ કરો. કારણ કે, તેને પાંસળીમાંથી પેદા કરવામાં આવી છે. પાંસળીમાં મોટે ભાગે વાંકાપણું ઉપરના ભાગમાં હોય છે. જો તમે તેને સીધા કરવાનો ઇરાદો કરશો તો તોડી નાખશો અને એમ જ રહેવા દેશો તો વાંકી ને વાંકી જ રહેશે. એટલે તમે ઓરતો સાથે ભલાઇ કરવાની વસિય્યત કબૂલ કરો.

(૧૮૩/૫૪૩૫) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં ઓરતો સાથે (વધારે) વાતચીત કરવાથી અને તેમની સાથે વધારે મેળમિલાપ રાખવાથી દૂર રહેતા હતા. કે એવું ન બને કે, અમારા વિષે કોઇ હુકમ ઉતરે, પરંતુ જ્યારે હુઝૂરની વફાત થઇ ગઇ ત્યારે અમે ઓરતો સાથે (વધારે) વાતચીત અને વધારે મેળમિલાપ કર્યો.

## અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કૂ અન્ફુસકુમ વ અહલીકુમ નારા' કિવા તમને પોતાને અને તમારા ઘરવાળાંઓને આગથી બચાવો

(૧૮૪/૫૪૩૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંનો દરેક માણસ હાકિમ છે. દરેકને પૂછપરછ કરવામાં આવશે. બાદશાહ આખા દેશનો હાકિમ છે. એટલે તેને પૂછપરછ કરવામાં આવશે. પુરૂષ પોતાના ઘરવાળાઓનો હાકિમ છે. એટલે તેને તેના ઘરવાળાઓ વિષે પૂછપરછ કરવામાં આવશે. ઓરત પોતાના પતિના ઘરની હાકિમ છે. તેને તે વિષે પૂછપરછ કરવામાં આવશે. ગુલામ પોતાના માલિકના માલનો પહેરેગીર છે. તેને માલિકના માલ વિષે પૂછવામાં આવશે. સારાંશ કે, તમારામાંનો દરેક માણસ હાકિમ છે અને દરેક માણસને પૂછપરછ કરવામાં આવશે.

## ઘરવાળાંઓ સાથે સદ્‌વર્તાવ કરવાનું બયાન

(૧૮૫/૫૪૩૭) હઝરત આઇશા કહે છે : અગિયાર ઓરતોએ બેસીને પરસ્પર કરાર કર્યો કે, પોતાના પતિઓની ખબરો એકબીજીથી છુપાવશે નહીં. જેમ કે, એક ઓરતે કહ્યું : મારો પતિ આવો છે. જેમ કે દુબળા ઊંટનો ગોશ્ત પહાડના શિખર પર મૂકયો હોય. પહાડના શિખર પર ચઢવાનું ખૂબ મુશ્કેલ હોય. ન રસ્તો

---

(૧૮૦/૫૪૩૨) બિનમહરમ સામે પર્દા વગર આવવાની મનાઇ છે. જરૂરી હોય તો પરદામાં રહીને સેવા કરી શકે છે. આ બનાવ પર્દાના હુકમ પહેલાંનો છે. હદીસનો આશય માત્ર એ છે કે નવી દુલ્હન (નવવધુ) કામ કરી શકે છે. કામ વગર બેસી રહેવું જરૂરી નથી.

સરળ હોય કે, તેના પર ચઢવામાં આવે અને ન તાજો ગોશ્ત હોય કે તેને (ભારે પરિશ્રમથી) જઇને લઇ આવવામાં આવે. (કિંવા મારા પતિમાં ભલાઇ ઓછી છે અને તે પણ ભારે મુશ્કેલીમાં પ્રાપ્ત થાય છે.) બીજીએ કહ્યું : હું મારા પતિની ખબર જાહેર નહીં કરૂં. મને ભય છે કે, વર્ણન કરવામાં કોઇ ભાગ રહી ન જાય. જો હું તેનું વર્ણન કરીશ તો બધી એબો વર્ણન કરી નાખીશ. (કિંવા મારા પતિમાં ઘણી એબો છે. સારા કામોથી તેમને નફરત છે) ત્રીજી ઓરતે કહ્યું કે, મારો પતિ લાંબો બેડોળ છે. જો બોલું તો તલાક આપી દેશે અને ચુપ રહું તો વચ્ચે લટકી પડીશ. (કિંવા ન કપડાં આપે છે ન ખોરાક) ચોથીએ કહ્યું કે, મારો પતિ એવો છે જાણે તિહામા પ્રદેશની રાત. ન ગરમી ન ઠંડી ન ભય ન ઉદાસીનતા. પાંચમીએ કહ્યું કે, મારો પતિ ઘરમાં આવે છે ત્યારે ચિત્તાના જેમ સૂઇ રહે છે, બહાર નીકળે છે ત્યારે વાઘ બની જાય છે. વચનભંગની પૂછપરછ કરતો નથી. (કિંવા સહનશીલ, બહાદુર અને સારી આદતોવાળો છે) છઠ્ઠીએ કહ્યું કે, મારો પતિ ખાય છે તો બધું ઢીંચી જાય છે. પીએ છે તો બધું ઉતારી જાય છે. સૂએ છે તો સંકડાઇને પડી રહે છે. મારા ખિલાફમાં હાથ નાખતો નથી કે તેને હકીકત જાણવા મળે. (કિંવા બળદ છે. ખાય-પીએ છે, સૂઇ જાય છે. મારી ખબર લેતો નથી. બીમારીની હાલત વિષે પૂછતો નથી) સાતમીએ કહ્યું : મારો પતિ નામુરાદ છે, શરારતખોર છે, બેવકૂફ છે, વાત કરતાં આવડતું નથી. આખી દુનિયાના દુર્ગુણો તેનામાં છે. એવો ઝાલિમ છે કે માથું ફોડે છે અથવા હાથ તોડે છે અથવા માથું અને હાથ બંને આમળે છે. આઠમીએ કહ્યું કે, મારો પતિ સ્પર્શમાં હરણ જેવો નરમ છે. ઝર્નબ (એક પ્રકારના ઘાસ) જેવો ખૂશ્બૂદાર છે. નવમીએ કહ્યું કે, મારો પતિ લાંબા કદનો સખી છે. (મુસાફિરો માટે) તેનું ઘર નજીક છે. દસમીએ કહ્યું કે, મારા પતિનું નામ માલિક છે. ખૂબ જ ઉદાર દિલ છે. ઉંચા દરજ્જાનો છે. મારી આ પ્રશંસા કરતાં તે વધારે મહાન છે. તેના ઊંટોના ઘણા ઊંટગૃહો છે અને થોડા ગૌચરો છે. (ઊંટો ઘણી વાર મહેમાનો માટે ઝબ્હ થતાં રહે છે. એટલે ગૌચરોમાં જતાં નથી, ઊંટગૃહોમાં રહે છે.) જ્યારે ઊંટો વાજીંત્રનો અવાજ સાંભળે છે ત્યારે તેમને પોતાના ઝબ્હ થવાની ખાત્રી થઇ જાય છે. અગિયારમીએ કહ્યું કે, મારા પતિનું નામ અબૂ ઝરઅ છે. તેણે જવાહરોથી મારા બંને કાન નમાવી દીધા અને ચરબીથી મારી બંને જાંઘો ભરી દીધી. તેણે મને ખુશ કરી. એટલે હું ખૂબ મજામાં છું. તેણે મને ઘેટાં-બકરાંવાળાંઓમાં જોઇ હતી, જેઓ પહાડની તળેટીમાં રહેતા હતા, પરંતુ તેણે મને ઘોડા, ઊંટો, ખેતરો



અને ખરીઓની માલિક બનાવી દીધી. હું તેની સાથે વાત કરતી હતી ત્યારે તે મારી નાલેશી કરતો ન હતો. મારી વાત કાપતો ન હતો. સૂતી હતી ત્યારે સવાર પાડી દેતી હતી. પીતી હતી ત્યારે ધરાઇને પીતી હતી. અબૂ ઝરઅની માં પણ કેવી સારી માં છે. તેના પોટલાં મોટા મોટા અને મકાન વિશાળ છે. અબૂ ઝરઅનો છોકરો પણ કેવો સારો છોકરો છે. તેની સુવાની જગ્યા તલવારની મ્યાન જેવી છે. ઘેટાના ચાર મહિનાના બચ્ચાના આગળના એક પગથી તે ધરાઇ જાય છે. અબૂ ઝરઅની છોકરી પણ કેવી સારી છોકરી છે. પોતાના માંબાપની તાબેદાર છે. પોષાકને (પોતાના મુલાયમ શરીરથી) ભરી દેનારી છે. શોક માટે સુઇર્ષા પાત્ર છે. અબૂ ઝરઅની લૌંડી પણ કેવી સારી લોંડી છે. અમારી વાત ફેલાવતી નથી. અમારૂં ખાણું ઉચકીને લઇ જતી નથી. અમારૂં ઘર કચરાથી ભરેલું રાખતી નથી. એ જ ઓરતે કહ્યું : અબૂ ઝરઅ (એક દિવસ) એવા સમયે બહાર નીકળ્યો જ્યારે કે દૂધ વલોવવામાં આવતું હતું. તે એક ઓરતને મળ્યો, જેની સાથે તેના બે છોકરાઓ હતા. બે દિપડાઓની જેમ તેના ખોળામાં, બે દાડમો સાથે રમતા હતા. અબૂ ઝરઅએ તે ઓરત સાથે નિકાહ કરી લીધા અને મને તલાક આપી દીધી. મેં અબૂ ઝરઅ પછી એક સરદાર સાથે નિકાહ કર્યા. એ પ્રખર ઘોડેસ્વાર હતો. ભાલાબાઝ હતો. તેણે મને ઘણા જાનવરો આપ્યાં અને દરેક જાનવરનું એક એક જોડું આપ્યું. તેણે મને કહી દીધું કે, ઝરઅની માં, તું પણ ખા અને તારા સગાંઓને પણ ખવડાવ, પરંતુ જો હું તે બધી વસ્તુઓ ભેગી કરૂં જે આ પતિએ મને આપી છે તો અબૂ ઝરઅના નાના વાસણ જેટલી પણ નહીં થાય. હઝરત આઇશાએ કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું કે, હું તારા માટે એવો છું જેવો કે ઝરઅની માંના માટે ઝરઅનો પિતા હતો.

(૧૮૬/૫૪૩૮) હઝરત આઇશા કહે છે : હબસી ગુલામો પોતાના ભાલાઓ વડે ખેલ કરી રહ્યા હતા. રસૂલુલ્લાહ (સલ.) મારા માટે આડરૂપ બન્યા હતા અને હું જોઇ રહી હતી. જોતાં જોતાં હું પોતે જ ફરવા લાગી. તમે કલ્પના કરો કે, એક નાની વયની છોકરી (કેટલા શોખથી) સાંભળતી હશે.

## પિતાનું પોતાની પુત્રીને તેના પતિ અંગે નસીહત કરવાનું બયાન

(૧૮૭/૫૪૩૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ કહે છે : મને એક મુદ્દત સુધી હઝરત ઉમરને આ વાત પૂછવાની જીજ્ઞાસા રહી કે, રસૂલુલ્લાહ (સલ.)ની પત્નીઓમાં તે બે પત્નીઓ કઇ હતી જેમના વિષે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું

છે : **ઇન તતૂબા ઇલ લ્લાહિ ફકદ સગત કુલૂબુકુમા** (પરંતુ બીકના માર્યો હું પૂછી શકતો ન હતો) અહીં સુધી કે, હઝરત ઉમરે એક વાર હજ્જ કરી. મેં પણ તેમની સાથે હજ્જ કરી. (પાછા ફરતી વખતે) હઝરત ઉમર એક તરફ વળી ગયા. હું પણ તેમની સાથે વળ્યો. એક લોટો સાથે લેતો ગયો. હઝરત ઉમર હાજત કરીને આવ્યા. મેં હાથો પર પાણી નાખ્યું. હઝરત ઉમરે વુઝૂ કર્યું. તે વખતે મેં કહ્યું કે, અમીરૂલ મુઅમિનીન, રસૂલુલ્લાહ (સલ.)ની પત્નીઓમાં તે બે ઓરતો કોણ હતી જેમના વિષે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : **ઇન તતૂબા ઇલ લ્લાહિ ફકદ સગત કુલૂબુકુમા.** તેમણે કહ્યું : ઇબ્ને અબ્બાસ, નવાઇની વાત છે (કે, તમને આ વાતની પણ ખબર નથી) તે બંને આઇશા અને હફસા હતાં. તે પછી હઝરત ઉમરે હદીસ બયાન કરવાનું શરૂ કર્યું. તેમણે કહ્યું : હું અને મારો એક અનસારી પડોશી મદીનાની નજીક (પરામાં) બની ઉમય્યાના મહોલ્લામાં રહેતા હતા અને વારાફરતી રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થતા હતા. એક દિવસ તે જતો હતો અને એક દિવસ હું જતો હતો. જ્યારે હું જતો હતો ત્યારે તે દિવસે વહી વગેરે જે બનાવો બનતા હતા તેની ખબર હું તેને આપી દેતો હતો. તે જતો હતો ત્યારે તે પણ એ પ્રમાણે જ કરતો હતો. અમે કુરૈશીઓ હતા, એટલે ઓરતોના ઉપરી રહેતા હતા, પરંતુ અનસારીઓ પાસે ગયા ત્યારે જોયું કે, તેમની ઓરતો પુરૂષોની ઉપરી છે. અનસારીઓની ઓરતોને જોઇને અમારી ઓરતો પણ તેમની જ આદતો અને પધ્ધતિ અપનાવવા લાગી. એક દિવસ મારી પત્ની સામે મેં ગર્જના કરી. તેણે મને વળતો જવાબ આપ્યો. મને તેનો જવાબ ગમ્યો નહીં. તે કહેવા લાગી : તમને મારૂં જવાબ આપવું કેમ અસહ્ય લાગ્યું ? ખુદાની કસમ ! રસૂલુલ્લાહ (સલ.)ની પત્નીઓ પણ હુઝૂરને જવાબ આપે છે. કેટલીક ઓરતો તો રસૂલુલ્લાહ (સલ.)થી આખો દિવસ અલગ રહે છે. (વાત કરતી નથી) આ વાત સાંભળીને મને ડર લાગ્યો. મેં તેને કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)ની પત્નીઓમાંથી જેણે આવું કર્યું તે બરબાદ થઇ. તે પછી હું મારા બધા કપડાં પહેરીને ગયો. મેં જઇને હફસાને કહ્યું : શું તમારામાંથી કોઇ ઓરત આખો દિવસ રસૂલુલ્લાહ (સલ.)ને નારાજ રાખે છે ? હફસાએ કહ્યું : હા. મેં કહ્યું : તું બરબાદ થઇ. શું તું રસૂલુલ્લાહ (સલ.)ને નારાજ કરીને ખુદાના ક્રોધથી નિર્ભય બની શકે છે. તું તબાહ થાય. રસૂલુલ્લાહ (સલ.) પાસે વધારે ન માંગ. કોઇ વસ્તુ અંગે રસૂલુલ્લાહ (સલ.) સાથે તકરાર અને સામનો ન કર. હુઝૂર સાથે વાતચીત કરવાનું કદી બંધ ન કર. હા, જે વસ્તુની



તને જરૂર હોય તે મારી પાસે માંગી લે. તારે એ વાત ન ભૂલવી જોઇએ કે, તારી શોક (હઝરત આઇશા) રસૂલુલ્લાહ (સલ.)ની વહાલસોયી અને તારા કરતાં વધારે ખૂબસૂરત છે. હઝરત ઉમરે કહ્યું કે, તે સમયે અમે પરસ્પર ચર્ચા કરતા હતા કે, ગસ્સાનનો રાજા પોતાના ઘોડાઓને નાળ લગાડાવી રહ્યો છે, જેથી અમારી સાથે યુધ્ધ કરે. એક દિવસ મારો અનસારી મિત્ર પોતાના વારાના દિવસે ગયો અને પાછા આવીને ઇશાના સમયે મારો દરવાજો જોરજોરથી ખખડાવ્યો. તેણે અવાજ દીધો, કોઇ અહીં છે ? હું ગભરાઇને બહાર નીકળ્યો. અનસારીએ કહ્યું કે, આજે એક ભારે બનાવ બની ગયો. મેં કહ્યું : શું ગસ્સાનનો રાજા આવી પહોંચ્યો ? તે કહેવા લાગ્યો : ના, એનાથી પણ ઘણો ભયંકર બનાવ બન્યો છે. રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની પત્નીઓને તલાક આપી દીધી. આ સાંભળીને તરત મેં કહ્યું : હફસા નુકસાન અને ખોટમાં રહી. મને તો પહેલેથી જ એની શંકા હતી. તે પછી હું કપડાં પહેરીને ગયો અને ફજની નમાઝ પઢી. નમાઝ પછી રસૂલુલ્લાહ (સલ.) તો પોતાના માળ પર ચાલ્યા ગયા. જ્યાં એકાંતવાસમાં રહેતા હતા. હું હફસાના ઘેર ચાલ્યો ગયો. હફસા રડી રહી હતી. મેં કહ્યું : શા માટે રડે છે ? શું મેં તને પહેલેથી ખબરદાર કરી દીધી ન હતી ? શું તમને બધીઓને રસૂલુલ્લાહ (સલ.)એ તલાક આપી દીધી ? હફસાએ કહ્યું મને ખબર નથી. રસૂલુલ્લાહ (સલ.) પોતે સામેના આ માળ પર એકાંતવાસી બની ગયા છે. હું ત્યાંથી નીકળીને મિમ્બર પાસે ગયો. મિમ્બરની આજુબાજુ કેટલાક લોકો બેઠા હતા. જેમાંના કેટલાક માણસો રડી રહ્યા હતા. હું પણ થોડીવાર સુધી તેમની સાથે બેસી રહ્યો, પરંતુ પરેશાની વધી ગઇ ત્યારે હું તે માળ પાસે ગયો, જેમાં રસૂલુલ્લાહ (સલ.) હતા. મેં હુઝૂરના હબસી ગુલામને કહ્યું કે, હુઝૂર પાસે મારા અંદર આવવાની રજા માંગો. ગુલામે અંદર જઇને રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું, પરંતુ થોડી વાર પછી તેણે પાછા આવીને જવાબ આપ્યો કે, મેં હુઝૂરને કહ્યું હતું, પરંતુ આપે કોઇ જવાબ આપ્યો નહીં. આ સાંભળીને હું પાછો ફર્યો અને તે લોકો પાસે જઇને બેસી ગયો. જેઓ મિમ્બર પાસે બેઠા હતા, પરંતુ ફરી પરેશાની વધી ગઇ. ગુલામને જઇને કહ્યું કે, હુઝૂર પાસે ઉમરના હાજર થવાની રજા માંગો. ગુલામે અંદર જઇને થોડી વાર પછી પાછા આવીને કહ્યું કે, મેં હુઝૂરને તમારી વાતચીત કરી, પરંતુ હુઝૂર ચુપ રહ્યા. આ સાંભળીને હું પાછો ફર્યો. ફરી તે લોકો પાસે જઇને બેસી ગયો. જેઓ મિમ્બર પાસે બેઠા હતા, પરંતુ ફરી પરેશાની વધી ગઇ. ગુલામ પાસે જઇને કહ્યું : મારા હાજર થવાની હુઝૂર પાસે

રજા માંગો. ગુલામે અંદર જઇને થોડી વાર પછી પાછા આવીને કહ્યું કે, મેં તમારી વાત કરી હતી, પરંતુ હુઝૂર ચુપ રહ્યા. આ સાંભળીને પાછા ફરવા માટે મેં પીઠ ફેરવી હતી, એવામાં ગુલામે બોલાવ્યો. તેણે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ તમને રજા આપી. હું રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયો. હુઝૂર તે વખતે ખુલ્લી ચટાઇ પર ચામડાનો તકિયો મૂકીને સુતા હતા. તકિયામાં ખજુરની છાલ ભરેલી હતી. મુબારક શરીર પર ચટાઇના ચિન્હો પડી ગયાં હતાં. મેં સલામ કરીને ઉભા ઉભા જ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું આપે પત્નીઓને તલાક આપી દીધી ? હુઝૂરે મારા તરફ જોઇને કહ્યું : ના. મેં કહ્યું : અલ્લાહુ અકબર. પછી મેં ઉભા ઉભા જ રસૂલુલ્લાહ (સલ.)ને ઠંડા પાડવા માટે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જુઓ. આપણે કુરૈશીઓ હતા. ઓરતો પર છવાયેલા રહેતા હતા, પરંતુ જ્યારે મદીના આવ્યા ત્યારે જોયું કે, એ લોકો પર એમની ઓરતો છવાયેલી છે. આ સાંભળીને રસૂલુલ્લાહ (સલ.) હસ્યા. પછી મેં કહ્યું : હુઝૂર જુઓ, હું હફસા પાસે ગયો હતો. મેં તેને કહ્યું હતું કે, તારે એ વાત ન ભુલવી જોઇએ કે, તારી શોક (હઝરત આઇશા) રસૂલુલ્લાહ (સલ.)ની વહાલસોયી છે. આ સાંભળીને રસૂલુલ્લાહ (સલ.) બીજીવાર હસ્યા. હુઝૂરને બીજી વાર હસતા જોઇ હું બેસી ગયો. મેં નઝર ઉઠાવીને રૂમમાં જોયું તો કોઇ પણ વસ્તુ નયન આકર્ષક દેખાઇ નહીં. ફક્ત ત્રણ કાચા ચામડાં પડેલાં હતાં. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! દુઆ કરો કે, અલ્લાહ તઆલા આપની ઉમ્મતને પુષ્કળ રોઝી આપે. કારણ કે, ઇરાનીઓ અને રોમનો ખુદાની ઇબાદત કરતા નથી, તે છતાં તેમને પુષ્કળ રોઝી આપવામાં આવી છે. હુઝૂર તકિયાના ટેકે બેઠા હતા. આ સાંભળીને સંભાળપૂર્વક બેસી ગયા. આપે કહ્યું કે, ઇબ્ને ખત્તાબ, શું તને એ વાતમાં શંકા છે કે, આખિરતની સંપત્તિ દુનિયાની સંપત્તિ કરતાં સારી છે. એ કાફિરોની દુનિયાની ઝિન્દગીમાં આરામ અને રાહતની વસ્તુઓ જલદી આપી દેવામાં આવી છે. મેં કહ્યું કે, હુઝૂર, હું માફી માંગુ છું. હઝરત ઉમરે કહ્યું : હફસાએ આઇશા સામે જે (રસૂલુલ્લાહનું રહસ્ય) જાહેર કરી દીધું તેના કારણે હુઝૂર પોતાની પત્નીઓથી ૨૯ રાત્રિઓ માટે અલગ થઇ ગયા. હુઝૂરને ખૂબ લાગી આવ્યું હતું એટલે આપે કહ્યું હતું કે, એક મહીના સુધી હું તેમની પાસે નહીં જાઉં. જ્યારે ૨૯ રાત્રિઓ પસાર થઇ ગઇ ત્યારે સૌ પ્રથમ હઝરત આઇશા પાસે ગયા. હઝરત આઇશાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! આપે તો કસમ ખાધી હતી કે, એક મહીના સુધી અમારી પાસે નહીં આવો, જો કે હું બરાબર ગણી રહી છું કે, ૨૯ રાત્રિઓ



પછી આજે ત્રીસમાં દિવસની સવાર છે. આપે કહ્યું : મહીનો ૨૯ દિવસનો પણ હોય છે. હઝરત ઉમરે કહ્યું : તે મહીનો ૨૯ નો હતો. હઝરત આઇશા કહે છે : તે પછી અલ્લાહ તઆલાએ 'પસંદગી'ની આયત ઉતારી. સૌ પ્રથમ રસૂલુલ્લાહ (સલ.)એ મને પૂછયું. મેં હુઝૂર પર પસંદગી ઉતારી. પછી હુઝૂરે બીજી ઓરતોને અધિકાર આપ્યો અને દરેકે તે જ કહ્યું જે મેં કહ્યું હતું.

## ઓરતે પતિની રજાથી નફિલ રોઝો રાખવો જોઇએ

(૧૮૮/૫૪૪૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે ઓરતનો પતિ હાજર હોય તે તેના પતિની રજા વગર (નફિલ) રોઝો ન રાખે.

## આ જાઇઝ નથી કે ઓરત વિના કારણે પતિના બિસ્તરાથી અલગ સૂએ

(૧૮૯/૫૪૪૧) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે ઓરતને તેનો પતિ પોતાના બિસ્તરા પર બોલાવે અને તે આવવાનો ઇન્કાર કરે તો સવાર સુધી ફરિશ્તાઓ તેના પર લઅનત કરે છે.

(૧૯૦/૫૪૪૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો ઓરત પોતાના પતિનું બીછાનું છોડીને અલગ સૂએ તો જ્યાં સુધી (પતિના બીછાના પર) પાછી ન આવે ત્યાં સુધી ફરિશ્તાઓ તેના પર લઅનત કરે છે.

## સ્ત્રી પોતાના પતિના ઘરમાં તેની રજા વગર કોઇને આવવાની રજા ન આપે

(૧૯૧/૫૪૪૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો પતિ હાજર હોય તો તેની રજા વગર ઓરત માટે રોઝો રાખવો જાઇઝ નથી. પતિની રજા વગર ઓરત કોઇને ઘરમાં આવવાની રજા ન આપે. જો ઓરત પતિની રજા વગર કંઇ ખૈરાત કરે તો તેનો અડધો સવાબ પતિને પણ મળશે.

(૧૯૨/૫૪૪૪) હઝરત ઉસામા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, હું જન્નતના દરવાજા પાસે ઉભો હતો. મેં જોયું કે, તેમાં દાખલ થનારા મોટે ભાગે મોહતાજ લોકો હતા. ધનવાન વિલાસી લોકોને જન્નતમાં દાખલ થતા અટકાવવામાં આવ્યા હતા. (તેમનામાંથી) જે લોકો દોઝખી હતા તેમને દોઝખમાં લઇ જવાનો હુકમ આપવામાં આવ્યો હતો. પછી દોઝખના દરવાજા પાસે જઇને ઉભો રહ્યો ત્યારે જોયું કે, દોઝખમાં દાખલ થનારી મોટે ભાગે ઓરતો હતી.

## પતિનું નગુણા બનવું, 'અશીરથી'

**પતિ મુરાદ છે અને ભાગીદારને પણ 'અશીર' કહેવામાં આવે છે. 'અશીર' મુઆશરતમાંથી બન્યું છે**

(૧૯૩/૫૪૪૫) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં સૂર્યગ્રહણ થયું. હુઝૂરે સહાબાઓ સાથે નમાઝ પઢી. પ્રથમ હુઝૂરે સૂરએ બકરહ પઢવાના પ્રમાણમાં લાંબો કિયામ કર્યો. પછી લાંબો રૂકૂઅ કર્યો. પછી શિર ઉઠાવીને ઘણી વાર સુધી ઉભા રહ્યા, પરંતુ આ કિયામ પહેલા કિયામ કરતાં ટૂંકો હતો. પછી એક લાંબો રૂકૂઅ કર્યો, પરંતુ આ રૂકૂઅ પહેલા રૂકૂઅ કરતાં ટૂંકો હતો. તે પછી સજદો કર્યો. પછી સીધા ઉભા થઇ ગયા અને ઘણી વાર સુધી ઉભા રહ્યા, પરંતુ આ કિયામ પહેલા કિયામ કરતાં ટૂંકો હતો. પછી રૂકૂઅ કર્યો, પરંતુ પહેલા રૂકૂઅ કરતાં ટૂંકો. પછી શિર ઉઠાવીને ઘણી વાર સુધી ઉભા રહ્યા, પહેલા કિયામ કરતાં ઓછો સમય ઉભા રહ્યા. પછી એક લાંબો રૂકૂઅ કર્યો, પરંતુ પહેલા રૂકૂઅ કરતાં નાનો. પછી શિર ઉઠાવીને સજદામાં ગયા. નમાઝમાંથી પરવાર્યા ત્યારે સૂર્ય સ્વચ્છ થઇ ગયો હતો. નમાઝ પછી કહ્યું : ચંદ્ર ને સૂર્ય ખુદાની કુદરતની બે નિશાનીઓ છે. કોઇના મરવા-જીવવાથી એમને ગ્રહણ થતું નથી. એટલે તમે જ્યારે ગ્રહણ જુઓ ત્યારે અલ્લાહને યાદ કરો. સહાબાઓએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે જોયું હતું કે, આપે એ જગ્યાએ ઉભા ઉભા હાથ વડે કોઇ વસ્તુ લીધી હતી. પછી અમે જોયું કે, આપ કંઇક પાછળ હટયા ! (એનું શું કારણ ?) આપે કહ્યું કે, મેં જન્નત જોઇ હતી. તેમાંથી મેં દ્રાક્ષનો એક લૂમ તોડવાનો ઇરાદો કર્યો હતો. જો હું તે લઇ લેત તો તમે કિયામત સુધી તેને ખાયા કરત. મેં દોઝખને જોઇ ત્યારે પાછળ હટયો હતો. આજની જેમ મેં કદી કોઇ (ભયંકર) દૃશ્ય જોયું નથી. દોઝખીઓમાં મોટી સંખ્યા ઓરતોની હતી. સહાબાઓએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આવું શા માટે હતું ? આપે કહ્યું : તેમના નાશુક્રગુઝાર હોવાના કારણે. સહાબાઓએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું તેઓ ખુદાની નાશુક્રગુઝાર છે ? આપે કહ્યું : પતિની નાશુક્રગુઝાર છે, તેઓ ઉપકાર માનતી નથી. જો તમે તેમનામાંથી કોઇની ઉપર જીવનભર ઉપકાર કરો, પછી તમારા તરફથી કોઇ વાત તેમની મરજી વિરુધ્ધ થઇ જાય તો કહે છે કે, મેં તારા તરફથી કદી કોઇ ભલાઇ જોઇ નથી.

(૧૯૪/૫૪૪૬) હઝરત ઇમ્રાન કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું : મેં જન્નતમાં લટાર મારી ત્યારે જોયું કે, જન્નતમાં મોટી સંખ્યા મોહતાજ લોકોની છે અને દોઝખની લટાર મારી ત્યારે જોયું કે, તેમાં મોટી સંખ્યા ઓરતોની છે.



**પત્નીનો પણ હક્ક છે**

(૧૯૫/૫૪૪૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ મને કહ્યું કે, અબ્દુલ્લાહ, મને ખબર મળી છે કે, તું દિવસે રોઝા રાખે છે અને આખી રાત ઉભો થઇને નમાઝ પઢે છે. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! સાચું છે. આપે કહ્યું કે, આમ ન કર. રોઝો પણ રાખ અને છોડી પણ દે. નમાઝ પણ પઢ અને સૂઇ પણ જા. કારણ કે, તારા શરીરનો પણ તારા પર હક્ક છે. તારી આંખોનો પણ તારા પર હક્ક છે અને તારી પત્નીનો પણ તારા પર હક્ક છે.

**ઓરત પોતાના પતિના મકાનની મલિકા છે**

(૧૯૬/૫૪૪૮) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમારામાંનો દરેક માણસ હાકિમ છે. બાદશાહ જવાબદાર છે. પુરૂષ પોતાના ઘરવાળાંઓનો હાકિમ છે. ઓરત પોતાના પતિના ઘરની અને તેના બાળકોની હાકિમ (મલિકા) છે. સારાંશ કે, તમારામાંનો દરેક માણસ જવાબદાર હાકિમ છે. તેની રૈયતની તેને પૂછપરછ કરવામાં આવશે.

**આયત 'અર્રિજાલુ કવ્વામૂન અલન્નિસાઇ બિમા ફદ્દલ લ્લાહુ બઅ્દહુમ અલા બઅ્દિન....'ની તફસીર**

(૧૯૭/૫૪૪૯) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની પત્નીઓથી એક માસ 'ઇલા' (એકાંતવાસ) કર્યો હતો અને પોતાના એક માળ પર બેસી ગયા હતા. પછી ૨૯ દિવસ પછી માળ પરથી ઉતર્યા હતા. આપને કહેવામાં આવ્યું કે, યા રસૂલલ્લાહ ! આપે તો એક મહિનાનો ઇલા કર્યો હતો ! આપે કહ્યું : મહિનો ૨૯ નો પણ હોય છે.

**રસૂલુલ્લાહ (સલ.) પોતાની પત્નીઓને તેમના મકાનોમાં છોડીને પોતે અલગ થઇ ગયા હતા. મુઆવિયા ઇબ્ને હયદાએ આ હદીસ 'મરફૂઅ' બયાન કરી છે, પરંતુ મુઆવિયાની આ હદીસમાં એવો હુકમ પણ છે કે, ઓરતોથી અલગ થઇને ઘરમાં રહેવામાં આવે, પરંતુ પહેલી હદીસ વધારે સહીહ છે**

(૧૯૮/૫૪૫૦) હઝરત ઉમ્મે સલમહ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કસમ ખાઇ લીધી હતી કે, પોતાની અમુક પત્નીઓને ત્યાં એક મહીના સુધી નહીં જાય, પરંતુ ૨૯ દિવસ પસાર થયા પછી સવારે અથવા સાંજે તેમની પાસે ગયા. આપને

કહેવામાં આવ્યું કે, યા રસૂલલ્લાહ ! આપે તો કસમ ખાધી હતી કે, એક મહિના સુધી તેમની પાસે નહીં જાઉં ? આપે કહ્યું : મહિનો ૨૯ દિવસનો પણ હોય છે.

(૧૯૯/૫૪૫૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, એક દિવસ સવારે મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.)ની પત્નીઓ રડી રહી છે. દરેક પત્ની પાસે તેમના ઘરવાળાઓ મૌજૂદ છે. હું ત્યાંથી નીકળીને મસ્જિદમાં આવ્યો ત્યારે મેં જોયું કે, મસ્જિદ માણસોથી ભરાયેલી છે. એવામાં હઝરત ઉમર આવ્યા અને રસૂલુલ્લાહ (સલ.) પાસે જવા માટે (દાદર પર) ચઢી ગયા. કારણ કે, હુઝૂર તે વખતે પોતાના માળ પર હતા, પરંતુ હુઝૂર પાસેથી કોઇએ જવાબ ન દીધો. તેમણે (બીજીવાર) સલામ કહેવડાવી, પરંતુ રજા મળી નહીં. (ત્રીજીવાર) સલામ કહેવડાવી. છતાં પણ રજા મળી નહીં, પરંતુ થોડીવાર પછી હઝરત ઉમરને રજા મળી ગઇ. તેઓ હુઝૂર પાસે પહોંચી ગયા. તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું આપે પત્નીઓને તલાક આપી દીધી ? આપે કહ્યું : ના, બલ્કે, એક મહીના માટે મેં 'ઇલા' કર્યો છે. હુઝૂર ત્યાં ૨૯ દિવસ રહ્યા. પછી પત્નીઓ પાસે ગયા.

**ઓરતોને કેવી રીતે મારવું મકરૂહ છે. 'વદરિબૂહુન્ન દરબન ગયર મુબર્રિહિન' ઓરતોને એવી રીતે મારો કે તકલીફદાયક ન હોય**

(૨૦૦/૫૪૫૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝમઆ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંથી કોઇ માણસ એવું ન કરે કે, પત્નીને ગુલામના જેમ મારે અને દિવસના અંત ભાગમાં તેની સાથે સહવાસ કરે.

**ઓરત ગુનાહના કામમાં પતિની વાત ન માને**

(૨૦૧/૫૪૫૩) હઝરત આઇશા કહે છે કે, એક અનસારી ઓરતે પોતાની છોકરીની શાદી કરી. થોડા દિવસ પછી છોકરીના માથાના વાળ ખરી પડયા. અનસારી ઓરત હુઝૂર પાસે આવી. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એના પતિએ મને હુકમ આપ્યો છે કે, એના વાળમાં બનાવટી વાળ જોડી દઉં. આપે કહ્યું : ના, તે ઓરત પર લઅનત કરવામાં આવી છે જે બીજી ઓરતોના વાળમાં બનાવટી વાળ જોડે છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇનિ મ્રઅતુન ખાફત મિન બઅ્લિહા નુશૂઝન અવ ઇઅ્રાદન....' જો કોઇ ઓરતને પતિના તરફથી ઝુલ્મ અથવા અવગણનાનો ભય હોય**

(૨૦૨/૫૪૫૪) હઝરત આઇશા કહે છે કે, આયત **વ ઇનિ મ્રઅતુન ખાફત મિન બઅ્લિહા નુશૂઝન અવ ઇઅ્રાદન**માં તે ઓરત મુરાદ છે જેની સાથે તેનો પતિ સહવાસ કરતો નથી અને તેને તલાક આપીને બીજી ઓરત સાથે નિકાહ કરવા માંગે છે. તે ઓરત તેને કહે છે કે, મને રહેવા દો, તલાક ન આપો. હા, બીજી ઓરત સાથે નિકાહ કરી લો. હું તમને મારો ખર્ચ અને હક્ક માફ કરૂં છું. અલ્લાહ તઆલાના કથન **ફલા જુનાહ અલયહિમા અંય્યુસ્લિહા બયનહુમા સુલ્હન વ સ્સુલ્હુ ખયર**થી એ જ મુરાદ છે.

**અઝલનું વર્ણન**

(૨૦૩/૫૪૫૫) હઝરત જાબિર કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં અઝલ કરતા હતા.

(૨૦૪/૫૪૫૬) હઝરત જાબિર (રદિ.) કહે છે : અમે અઝલ કરતા હતા અને કુર્આન ઉતરતું હતું. એક રિવાયતમાં આ શબ્દો છે, અમે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં અઝલ કરતા હતા અને કુર્આન ઉતરી રહ્યું હતું.

❋ બુખારી શરીફ : ભાગ-૨૧ ❋



(૨૦૫/૫૪૫૭) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, કેટલાક કેદીઓ અમારી સાથે આવ્યા હતા. (જેમાં કેટલીક ઓરતો હતી, તેમની સાથે સંભોગ કરતી વખતે) અમે અઝલ કરતા હતા. હુઝૂરને અમે તેનો હુકમ પૂછયો. હુઝૂરે ત્રણવાર કહ્યું : શું તમે આવું કરો છો ? જો કે જે જીવ કિયામત સુધી પેદા થનાર છે તે તો પેદા થઇને રહેશે.

**સફરમાં જતી વખતે પોતાની સાથે લઇ જવા માટે પત્નીઓમાં ચિઠ્ઠી ખેંચવામાં આવશે**

(૨૦૬/૫૪૫૮) હઝરત આઇશા કહે છે કે, હુઝૂરનો એવો નિયમ હતો કે, જ્યારે ક્યાંક બહાર જતા ત્યારે પોતાની પત્નીઓ અંગે ચિઠ્ઠી ખેંચતા હતા. એક વાર ચિઠ્ઠી મારા અને હફસાના નામની નીકળી. હુઝૂર રાત્રે મારી સાથે વાતો કરતા કરતા ચાલતા હતા. (હફસા સાથે જતા ન હતા) હફસાએ મને કહ્યું : આજે રાત્રે તમે મારા ઊંટ પર સવાર થઇ જાઓ અને હું તમારા ઊંટ પર સવાર થઇ જાઉં. જેથી તમે મારા ઊંટને જુઓ અને હું તમારા ઊંટને જોઉં. મેં કહ્યું : સારૂં. (નિયમ અનુસાર) હુઝૂર મારા કાઠડા પાસે આવ્યા. તેમાં હફસા સવાર હતાં.

હુઝૂર (તેમની સાથે) ચાલતા રહ્યા અને મારાથી દૂર રહ્યા. જ્યારે બધા લોકો ઉતારા પર ઉતર્યા ત્યારે મેં મારા બંને પગ ઈઝખિર ઘાસમાં લંબાવીને કહ્યું : હે અલ્લાહ ! તું કોઈ સાપ-વીંછીને મારા પર પ્રભુત્વ આપ કે, તે મને ડંશ દે અને હું હુઝૂર સાથે કંઈ વાતચીત ન કરી શકું.

**ઓરત પોતાના વારાનો દિવસ શોકને આપી શકે છે**

(૨૦૭/૫૪૫૯) હઝરત આઈશા કહે છે કે, હઝરત સૌદાએ પોતાના વારાનો દિવસ મને આપ્યો હતો. જેથી મારા વારાના દિવસે અને હઝરત સૌદાના વારાના દિવસે રસૂલુલ્લાહ (સલ.) મારે ત્યાં આવતા હતા.

**પત્નીઓ વચ્ચે ન્યાય કરવાનું વર્ણન અને આયત 'લન તસ્તતીઊ અન તઅ્દિલૂ બયન ન્નિસાઇ....'ની તફસીર**

**બિનકુંવારી ઓરત પર કુંવારી ઓરત સાથે નિકાહ કરવાનું વર્ણન**

(૨૦૮/૫૪૬૦) હઝરત અનસ કહે છે : સુન્નત છે કે, જ્યારે કુંવારી સાથે નિકાહ કરે ત્યારે તેની પાસે (શરૂમાં) સાત દિવસ રહે. જ્યારે બિનકુંવારી સાથે નિકાહ કરે ત્યારે ત્રણ દિવસ તેની પાસે રહે.

**જો કુંવારી પર બિનકુંવારી સાથે નિકાહ કરે તો શું હુકમ છે ?**

(૨૦૯/૫૪૬૧) હઝરત અનસ કહે છે કે, સુન્નત છે કે, પુરૂષ જ્યારે બિનકુંવારી પર કુંવારી સાથે નિકાહ કરે ત્યારે તેની પાસે સાત દિવસ રહે. પછી તેનો વારો મુકર્રર કરી દે અને કુંવારી પર બિનકુંવારી સાથે નિકાહ કરે તો તેની પાસે ત્રણ દિવસ રહે. પછી તેનો વારો મુકર્રર કરી દે. અબૂ કિલાબા કહે છે : હું એમ કહી શકું છું કે, હઝરત અનસે આ હદીસ મરફૂઅ બયાન કરી છે.

**એક ગુસ્લમાં અમુક સ્ત્રીઓનો ચક્કર મારવાનું બયાન**

(૨૧૦/૫૪૬૨) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એક રાતમાં પોતાની પત્નીઓનો ચક્કર મારતા હતા. તે સમયે હુઝૂરની નવ પત્નીઓ હતી.

**પુરૂષનું દિવસે પોતાની પત્નીઓ પાસે જવું જાઇઝ છે**

(૨૧૧/૫૪૬૩) હઝરત આઈશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અસ્રની નમાઝ પઢીને પોતાની પત્નીઓ પાસે જતા હતા અને કેટલીક પત્નીઓની ખૂબ નજીક જતા હતા. એક દિવસ હઝરત હફસા પાસે ગયા અને નિયમ કરતાં વધારે થોભ્યા.

**પુરૂષ પોતાની પત્નીઓ પાસે એ વાતની રજા માગી શકે છે કે બીમારીની મુદ્દતમાં કોઇ ખાસ પત્નીને ત્યાં રહે અને ઓરતો તેને રજા આપી શકે છે**

(૨૧૨/૫૪૬૪) હઝરત આઈશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.) જીવલેણ બીમારીમાં મારા વારાની પૂછપરછ કરતા હતા. હું કાલે ક્યાં હોઈશ ? હું કાલે ક્યાં હોઈશ ? છેવટે પત્નીઓએ રજા આપી કે, આપ જ્યાં ઇચ્છો ત્યાં રહી શકો છો. હુઝૂર મારા મકાન પર આવ્યા અને મારી પાસે જ વફાત થઈ. હઝરત આઈશા કહે છે કે, મારા વારાના જ દિવસે મારા ઘરમાં હુઝૂરની વફાત થઈ. વફાત વખતે મુબારક શિર મારી છાતી અને હાંસલી વચ્ચે હતું. હુઝૂરનું થૂંક મારા થૂંક સાથે મિશ્ર થઈ ગયું હતું.

**કોઇ એક પત્ની સાથે વધારે મુહબ્બત કરવી જાઇઝ છે**

(૨૧૩/૫૪૬૫) હઝરત ઉમરે હઝરત હફસાને કહ્યું : બેટી ! તમારે તે ઓરતને જોઈને ભૂલવું જોઈએ નહીં જે પોતાના સૌંદર્ય અને રસૂલુલ્લાહ (સલ.)ની મુહબ્બત પર ગર્વ કરે છે. એનાથી હઝરત ઉમરની મુરાદ હઝરત આઈશા છે. હઝરત ઉમર કહે છે : મેં આ વાત રસૂલુલ્લાહ (સલ.)ને કરી. હુઝૂર સાંભળીને હસ્યા.

**શોક સામે ગર્વ કરવો અને નહીં મળેલી વસ્તુને મળેલી જાહેર કરવી મના છે**

(૨૧૪/૫૪૬૬) હઝરત અસ્મા કહે છે કે, એક ઓરતે રસૂલુલ્લાહ (સલ.)ને પૂછ્યું, યા રસૂલલ્લાહ ! મારી એક શોક છે, શું આ વાતમાં મારા માટે કંઈ ગુનોહ છે કે, હું મારા પતિ તરફથી એવી વસ્તુ મળી હોવાનું જાહેર કરૂં જે તેણે મને આપી નથી. હુઝૂરે કહ્યું : નહીં મળેલી વસ્તુને મળી હોવાનું જાહેર કરનાર છેતરપિંડીનો પોષાક પહેરનાર જેવો છે.

**સ્વમાન (ગૈરત)નું વર્ણન**

(૨૧૫/૫૪૬૭) હઝરત સઅદ ઈબ્ને ઉબાદાએ કહ્યું હતું કે, જો હું મારી પત્ની સાથે કોઈ પરપુરૂષને જોઈ લઉં તો તેને તલવારની ધાર વડે મારી

(૨૧૦/૫૪૬૨) એકથી વધુ પત્નીઓ સાથે શરીર-સંબંધ બાંધવો હોય તો બીજી પત્ની સાથે દેહ-સંબંધ બાંધતા પહેલાં પોતાના શરીર પર નાપાકી હોય તો તે ધોઈ નાખવી જોઈએ અને વુઝૂ કરવું મુસ્તહબ છે. દરેક વખતે ગુસ્લ કરવું જરૂરી નથી.

નાખીશ. એ પરથી રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, સઅદના સ્વમાન અંગે તમને આશ્ચર્ય થાય છે ? હું એના કરતાં વધારે સ્વમાનશીલ છું અને ખુદા મારા કરતાં વધારે સ્વમાનશીલ છે.

(૨૧૬/૫૪૬૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે : હુઝૂરે કહ્યું : ખુદાથી વધારે સ્વમાનશીલ કોઇ નથી. એટલા માટે જ ખુદાએ બેશરમીના કામોને હરામ ઠેરવ્યા છે. પોતાના વખાણ ખુદા કરતાં વધારે કોઇને પસંદ નથી.

(૨૧૭/૫૪૬૯) હઝરત આઇશા કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : એય મુહમ્મદની ઉમ્મત ! કોઇને આ વાતમાં ખુદા કરતાં વધારે સ્વમાન નથી કે, તે પોતાના ગુલામ અથવા લોંડીને વ્યભિચાર કરતા જુએ. એય મુહમ્મદની ઉમ્મત ! જે કંઇ હું જાણું છું તે જો તમે જાણતા હોત તો ઓછું હસત અને વધારે રડત.

(૨૧૮/૫૪૭૦) હઝરત અસ્મા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ખુદા કરતાં વધારે સ્વમાનવાળી કોઇ વસ્તુ નથી.

(૨૧૯/૫૪૭૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : બેશક, ખુદા સ્વમાન રાખે છે. ખુદાનું સ્વમાન એ છે કે, જો ઇમાનદાર એવું કામ કરી બેસે જે અલ્લાહ તઆલાએ હરામ ઠેરવ્યું છે તો અલ્લાહ તઆલાનું સ્વમાન હણાય છે. કિંવા ખુદા ઇચ્છતો નથી કે, મુઅમિન હરામ કામ કરે.

(૨૨૦/૫૪૭૨) હઝરત અસ્મા કહે છે કે, જે સમયે હઝરત ઝુબેરે મારી સાથે શાદી કરી હતી તે સમયે તેમની પાસે પૃથ્વી પર ન કંઇ માલ હતો ન ગુલામ ન બીજું કંઇ હતું, ફકત એક પાણી લઇ જનાર ઊંટ અને એક ઘોડો હતો. હું ઘોડાને ઘાસ નાખતી હતી. પાણી લાવતી હતી. ડોલ લેતી હતી. આટો ગુંધતી હતી, પરંતુ હું સારી રીતે રોટલી પકાવી શકતી ન હતી. એટલે મારી અનસારી પડોશણો રોટલી પકાવી દેતી હતી. કારણ કે, અમે બધી ઓરતો ઘણી નેક ઓરતો હતી. રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઝુબેરને થોડીક જમીન જાગીર રૂપે આપી હતી. ત્યાંથી હું ખજૂરના ઠળીયા માથા પર લાવતી હતી. તે જમીન અમારા ઘેરથી બે તૃત્યાંશ માઇલ દૂર હતી. નિયમ અનુસાર હું એક દિવસ આવી રહી હતી. માથા પર ખજૂરના ઠળીયા હતા, એવામાં રસૂલુલ્લાહ (સલ.) મળ્યા. તે વખતે હુઝૂરની સાથે અનસારની એક ટુકડી હતી. હુઝૂરે મારા માટે બરકતની દુઆ કરી અને મને પોતાની પાછળ બેસાડવા માટે



ઊંટણીને કહ્યું : અખ, અખ કિંવા બેસ બેસ. મને પુરૂષોની સાથે જતાં શરમ આવી અને એવો પણ વિચાર આવ્યો કે, ઝુબેર ખૂબ સ્વમાનશીલ માણસ છે. રસૂલુલ્લાહ (સલ.) પણ સમજી ગયા કે, હું શરમ અનુભવું છું. એટલે આપ ચાલ્યા ગયા. હું જઇને ઝુબેરને મળી. મેં કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) મને મળ્યા હતા. હુઝૂરની સાથે થોડાક અનસારીઓ હતા. મારા માથા પર ખજૂરના ઠળીયા હતા; હુઝૂરે મને સવારી પર બેસાડવા માટે ઊંટ બેસાડયું, પરંતુ મને શરમ આવી અને હું તમારૂં સ્વમાન પણ જાણતી હતી. હઝરત ઝુબેરે કહ્યું : ખુદાની કસમ ! તમારા માથા પર ખજૂરના ઠળીયા ઊંચકવા એ મારા માટે રસૂલુલ્લાહ (સલ.) સાથે સવાર થવા કરતાં વધારે સખ્ત છે. અસ્મા કહે છે : છેવટે હઝરત અબૂબક્રે મારી પાસે એક સેવક મોકલ્યો. જે ઘોડાની દેખભાળ કરવા લાગ્યો અને મને એ મુસીબતમાંથી છૂટકારો મળ્યો. જાણે કે, હઝરત અબૂબક્રે મને આઝાદ કરી દીધી.

(૨૨૧/૫૪૭૩) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પોતાની કોઇ પત્ની (આઇશા) પાસે હતા, એવામાં બીજી પત્ની (ઝયનબ)એ એક રકાબીમાં ખાણું મોકલ્યું. રસૂલુલ્લાહ (સલ.) જે પત્નીના ઘરમાં હતા તેમણે સેવકના હાથ પર માર્યું. રકાબી તેના હાથમાંથી પડીને તૂટી ગઇ. રસૂલુલ્લાહ (સલ.)એ રકાબીના ટુકડા ભેગા કર્યા અને તેમાં ખાણું એકત્ર કરવા લાગ્યા. આપ કહેવા લાગ્યા : તમારી માનું સ્વમાન ઘવાયું. પછી સેવકને ઉભો રાખ્યો. આપ જે પત્નીના ઘરમાં હતા તેમની પાસેથી એક સારી રકાબી લઇને તે પત્નીને મોકલી આપી, જેમની રકાબી તૂટી ગઇ હતી. જે પત્નીએ રકાબી તોડી હતી તેમના ઘરમાં તૂટેલી રકાબી મૂકી દીધી.

(૨૨૨/૫૪૭૪) હઝરત જાબિર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, હું જન્નતમાં ગયો ત્યારે એક મહેલ જોયો. મેં પૂછ્યું કે, આ કોનો છે ? (ફરિશ્તાઓએ કહ્યું :) ઉમર ઇબ્ને ખત્તાબનો. મેં તેમાં દાખલ થવાનો ઇરાદો કર્યો, પરંતુ (ઉમર) તમારા સ્વમાનથી હું પરિચિત હતો. એટલે અંદર દાખલ થયો નહીં. હઝરત ઉમરે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા માં બાપ કુરબાન, શું આપની સામે હું સ્વમાન બતાવત !

(૨૨૩/૫૪૭૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, અમે બધા રસૂલુલ્લાહ (સલ.)ની પાસે બેઠા હતા. હુઝૂરે કહ્યું : મેં ઉંઘમાં જન્નતમાં જોયું કે, એક ઓરત એક મહેલના ખૂણામાં

વુઝૂ કરી રહી હતી. મેં પૂછ્યું કે, આ કોનો મહેલ છે ? (ફરિશ્તાએ) કહ્યું : ઉમરનો. મને તેનું સ્વમાન યાદ આવ્યું. એટલે પીઠ ફેરવીને પાછો ફર્યો. મજલિસમાં હઝરત ઉમર હાજર હતા. આ સાંભળીને રડવા લાગ્યા. તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હુઝૂર સામે હું સ્વમાન બતાવત !

**ઓરતોનું સ્વમાન અને ગુસ્સાનું બયાન**

(૨૨૪/૫૪૭૬) હઝરત આઇશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું : હું જાણું છું કે, કયા સમયે તું મારાથી ખુશ છે અને કયા સમયે નારાજ છે. મેં કહ્યું કે, આપને કેવી રીતે ખબર પડે છે ? આપે કહ્યું : જ્યારે તું મારાથી ખુશ હોય છે ત્યારે (વાતચીત દરમ્યાન) કહે છે : મુહમ્મદના પરવરદિગારની કસમ છે અને નારાજ હોય છે ત્યારે કહે છે : ઇબ્રાહીમના પરવરદિગારની કસમ છે. મેં કહ્યું : બરાબર છે. હું નારાજીમાં આપનું ફકત નામ લેવાનું છોડી દઉં છું. (દિલમાં જરાય પણ આપથી નારાજગી હોતી નથી)

(૨૨૫/૫૪૭૭) હઝરત આઇશા કહે છે : મને રસૂલુલ્લાહ (સલ.)ની કોઇ પત્ની પ્રત્યે એટલી સુઇર્ષા ન થઇ જેટલી કે હઝરત ખદીજાની થઇ. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.) તેમનો ઉલ્લેખ અને વખાણ પુષ્કળ પ્રમાણમાં કરતા હતા. રસૂલુલ્લાહ (સલ.) પાસે વહી આવી હતી કે, હઝરત ખદીજાને ખુશખબરી આપી દો કે, જન્નતમાં તેમના માટે મોતીઓનું મકાન છે.

**સ્વમાન અને ન્યાયને ધ્યાનમાં રાખીને કોઇ માણસનું પોતાની પુત્રીના નુકસાનને દૂર કરવાનું બયાન**

(૨૨૬/૫૪૭૮) હઝરત મિસ્વર ઇબ્ને મખ્રમા કહે છે કે, મેં સાંભળ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) મિમ્બર પર કહી રહ્યા હતા : હિશામ ઇબ્ને મુગીરાની ઔલાદે મારી પાસે એ વાતની રજા માંગી છે કે, તેઓ પોતાની છોકરીના નિકાહ અલી ઇબ્ને અબૂ તાલિબ સાથે કરે. હું રજા આપીશ નહીં. હું રજા આપાંશ નહીં. હું રજા આપીશ નહીં. કારણ કે, ફાતિમા મારો એક ટુકડો છે. જે વસ્તુ તેને તકલીફ આપે છે તે મને પણ તકલીફ આપે છે. હા, જો અલી મારી પુત્રીને તલાક આપે અને તેની સાથે નિકાહ કરવા માગે તો કરી લે.

**(અંતિમ યુગમાં) પુરૂષો ઓછા અને સ્ત્રીઓ વધારે થઇ જશે**

(૨૨૭/૫૪૭૯) હઝરત અબૂ



મૂસાએ મરફૂઅ રિવાયત કરી છે, (અંતિમ યુગમાં) પુરૂષોના ઘટાડા અને ઓરતોના વધારાને કારણે એક એક પુરૂષની પાછળ ચાળીસ ચાળીસ ઓરતો દેખાશે અને તેનો આશ્રય શોધશે.

(૨૨૮/૫૪૮૦) હઝરત અનસે કહ્યું હતું કે, હું તમારી સામે રસૂલુલ્લાહ (સલ.)ની તે હદીસ બયાન કરૂં છું કે, મારા સિવાય બીજું કોઇ બયાન કરશે નહીં. મેં હુઝૂર પાસેથી સાંભળ્યું હતું. આપ ફરમાવતા હતા કે, કિયામતની નિશાનીઓમાંથી એક વાત એ પણ છે કે, ઇલ્મ ઉઠાવી લેવામાં આવશે. અજ્ઞાનતા, વ્યભિચાર અને શરાબખોરી વધી જશે. પુરૂષો ઓછા થઇ જશે અને ઓરતો એટલી બધી વધી જશે કે, પચાસ ઓરતોનો એક પુરૂષ સરપરસ્ત હશે.

**મહરમ સિવાય કોઇ પરપુરૂષ પારકી ઓરત પાસે એકાંતમાં ન જાય. જે ઓરતનો પતિ ગેરહાજર હોય તેની પાસે જવાની મનાઇ છે**

(૨૨૯/૫૪૮૧) હઝરત ઉકબા ઇબ્ને આમિર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ઓરતો પાસે જવાથી બચો. એક અનસારીએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું પતિના સગાંઓને ઓરત પાસે જવાની રજા છે ? આપે કહ્યું : પતિના સગાઓનું ઓરત પાસે જવું તો મોત છે.

(૨૩૦/૫૪૮૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, કોઇ પુરૂષ કોઇ સ્ત્રી પાસે એકાંતમાં તેના મહરમના સાથ વગર જાય નહીં. એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારી પત્ની હજ્જમાં ગઇ છે અને મારૂં નામ ફલાણા ફલાણા જિહાદમાં લખી લેવામાં આવ્યું છે. આપે કહ્યું : તમે પાછા જઇને તમારી પત્ની સાથે હજ્જ કરો.

**શું આ વાત જાઇઝ છે કે, કોઇ પુરૂષ પારકી સ્ત્રી સાથે લોકોની સામે એકતરફ ચાલ્યો જાય**

(૨૩૧/૫૪૮૩) હઝરત અનસ કહે છે કે, એક અનસારી ઓરત હુઝૂરની સેવામાં હાજર થઇ. હુઝૂર તેની સાથે થઇને બીજા લોકોથી અલગ થઇ ગયા. આપે કહ્યું : ખુદાની કસમ ! તમે બધા મને બીજા લોકો કરતાં વધારે પ્રિય છો.

**ઓરત બનનારા લોકો કોઇ ઓરતની પાસે જઇ શકતા નથી**

(૨૩૨/૫૪૮૪) હઝરત ઉમ્મે

સલમહ કહે છે કે, એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) મારી પાસે મોજુદ હતા. ઘરમાં એક હીજડો પણ હતો. હીજડાએ મારા ભાઇ અબ્દુલ્લાહ ઇબ્ને અબી ઉમય્યાને કહ્યું કે, જો અલ્લાહ તઆલા તમને કાલે તાઇફ પર વિજય આપશે તો હું તમને ગયલાનની પુત્રી બતાવીશ. જે (પેટ પર ચાર) કરચલીઓ નાખીને આવે છે અને પાછી ફરે છે ત્યારે આઠ કરચલીઓ સાથે પાછી ફરે છે. ચાર જમણી બાજુ અને ચાર ડાબી બાજુ. સારાંશ કે, ખૂબ જાડી છે. આ સાંભળીને હુઝૂરે કહ્યું : એ તમારી પાસે ન આવે.

## બેશક, ઓરતોનું હબસીઓ (ના ખેલ)ને જોવું જાઇઝ છે

(૨૩૩/૫૪૮૫) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને પોતાની ચાદરથી છુપાવી હતી. હું તે હબસીઓનો ખેલ જોઇ રહી હતી, જેઓ મસ્જિદમાં ખેલ કરી રહ્યા હતા. એટલે સુધી કે, (જોતાં જોતાં) હું કંટાળી ગઇ. હવે તમે વિચાર કરો કે, એક ઉગતી વયની છોકરી જે ખેલની શોખીન હોય તે કેટલીવાર સુધી ખેલ જોઇ શકે છે.

.................................

(૨૩૩/૫૪૮૫) પર્દાનો હુકમ ઉતરવા પહેલાંનો બનાવ છે.

## ઓરતનું પોતાની જરૂરિયાત માટે બહાર નીકળવાનું બયાન

(૨૩૪/૫૪૮૬) હઝરત આઇશા કહે છે કે, હઝરત સૌદા (રદિ.) રાત્રે બહાર નીકળ્યાં. હઝરત ઉમરે તેમને ઓળખી લીધા. તેમણે કહ્યું કે, સૌદા, ખુદાની કસમ ! અમારાથી તમે છુપાઇ શકતા નથી. હઝરત સૌદાએ પાછા આવીને એનો ઉલ્લેખ રસૂલુલ્લાહ (સલ.) સામે કર્યો. હુઝૂર તે વખતે મારા રૂમમાં સાંજનું ખાણું ખાઇ રહ્યા હતા. હુઝૂરના હાથમાં હાડકું હતું. તે વખતે હુઝૂર પર વહી ઉતરી. જ્યારે વહીની હાલત દૂર થઇ ત્યારે આપ કહેવા લાગ્યા : અલ્લાહ તઆલાએ તમને તમારી.જરૂરિયાત માટે નીકળવાની રજા આપી છે.

## ઓરતનું પોતાના પતિ પાસે મસ્જિદ વગેરે (સ્થળે) જવાની રજા માંગવાનું બયાન

(૨૩૫/૫૪૮૭) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જો તમારામાંથી કોઇની પત્ની મસ્જિદે જવાની રજા માગે તો તેને રોકો નહીં.

## રઝાઅતમાં સાથી હોવાના કારણે ઓરતોની પાસે જવું અને તેમને જોવું જાઇઝ છે



(૨૩૬/૫૪૮૮) હઝરત આઇશા કહે છે કે, મારા રઝાઇ કાકા આવ્યા. તેમણે મારી પાસે આવવાની રજા માંગી. મેં રસૂલુલ્લાહ (સલ.)ને પૂછયા વગર રજા આપવાનો ઇન્કાર કર્યો. એવામાં રસૂલુલ્લાહ (સલ.) પણ આવી ગયા. મેં હુઝૂરને પૂછયું. આપે કહ્યું કે, તે તારા કાકા છે. તું તેમને રજા આપી દે. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મને તો ઓરતે દૂધ પીવડાવ્યું છે, પુરૂષે દૂધ પીવડાવ્યું નથી. આપે કહ્યું : તે તારા કાકા છે. તે તારી પાસે આવી શકે છે. હઝરત આઇશાએ કહ્યું : પરદાનો હુકમ આવ્યા પછીની આ વાત છે. હઝરત આઇશાએ કહ્યું : જે સગપણ જન્મના કારણે હરામ થાય છે તે જ સગપણ રઝાઅતના કારણે હરામ થાય છે.

## કોઇ ઓરત બીજી ઓરતના શરીર સાથે શરીર લગાડીને પોતાના પતિને તેની સ્થિતિ ન કહે

(૨૩૭/૫૪૮૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, કોઇ ઓરત બીજી ઓરતના શરીર સાથે પોતાનું શરીર લગાડીને પોતાના પતિને તેની વિગત એવી રીતે ન કહે કે, જાણે તે પુરૂષ તે સ્ત્રીને જોઇ રહ્યો છે.

(૨૩૮/૫૪૯૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કોઇ ઓરત બીજી ઓરતના શરીર સાથે પોતાનું શરીર લગાડીને પોતાના પતિને વિગત એવી રીતે ન કહે કે, એવું લાગે કે, એ પુરૂષ તે સ્ત્રીને જોઇ રહ્યો છે.

## પુરૂષ કહી શકે છે કે, આજે હું મારી બધી સ્ત્રીઓનો ચક્કર મારીશ

(૨૩૯/૫૪૯૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : હઝરત સુલયમાન (અલ.)એ કહ્યું હતું કે, આજે રાત્રે હું સો ઓરતોનો ચક્કર મારીશ. દરેક ઓરતના પેટે એવો છોકરો પેદા થશે જે અલ્લાહના રસ્તામાં જિહાદ કરશે. એક ફરિશ્તાએ હઝરત સુલયમાનને કહ્યું : 'ઇન્શાઅલ્લાહ' કહો, પરંતુ હઝરત સુલયમાન (અલ.) 'ઇન્શાઅલ્લાહ' બોલ્યા નહીં, ભૂલી ગયા અને ઓરતોનો ચક્કર માર્યા, પરંતુ બધી ઓરતોમાંથી કોઇ એકને પણ બાળક જન્મ્યું નહીં. ફક્ત એક ઓરતને અડધું બાળક જન્મ્યું. હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : જો સુલયમાન (અલ.) 'ઇન્શાઅલ્લાહ' બોલત તો તેમની ઇચ્છા પૂરી થઇ જાત અને તેમનો હેતુ પૂરો થાત.

**જો પુરૂષ એક મુદ્દતની ગેરહાજરી પછી ઘેર આવે તો ઘરમાં રાત્રે ન આવે. જેથી તેમના દુર્ગુણ અને ખયાનતની તપાસ જેવું ન લાગે**

(૨૪૦/૫૪૯૨) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) આ વાતને ખરાબ ગણતા હતા કે, માનવી રાત્રિના સમયે પોતાના ઘેર (સફરમાંથી) આવે.

(૨૪૧/૫૪૯૩) હઝરત જાબિર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે તમારામાંથી કોઇ એક મુદ્દત સુધી ઘેરથી ગેરહાજર રહે ત્યારે ઘરવાળાઓ પાસે (એકાએક) રાત્રે ન પહોંચી જાય.

**✪ ભાગ–૨૧ સમાપ્ત ✪**



# બુખારી શરીફ

## ભાગ-૨૨

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

### સંતાનની ઇચ્છા

(૧/૫૪૯૪) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, એક જિહાદમાં અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતા. પાછા ફરતી વખતે હું એક ધીમી ચાલે ચાલનારા ઊંટ પર જલદી જલદી આવવા લાગ્યો. એવામાં પાછળથી એક સવાર મારા સુધી આવી પહોંચ્યો. મેં જ્યારે મોં ફેરવીને જોયું ત્યારે રસૂલુલ્લાહ (સલ.) હતા. હુઝૂરે કહ્યું : તને આટલી ઉતાવળ શા માટે છે ? મેં કહ્યું : મેં હજુ હમણા જ શાદી કરી છે. આપે કહ્યું : કુંવારી સાથે કે બિનકુંવારી સાથે ? મેં કહ્યું : બિનકુંવારી સાથે. આપે કહ્યું કે, કોઇ કુંવારી સાથે કેમ કરી નહીં કે તે તારી સાથે રમે અને તું તેની સાથે. છેવટે જ્યારે અમે મદીનાની નજીક પહોંચ્યા અને શહેરમાં દાખલ થવાનો ઇરાદો કર્યો ત્યારે હુઝૂરે કહ્યું : થોભી જાઓ, ઇશાના સમયે દાખલ થજો, જેથી વિખરાયેલા વાળવાળી સ્ત્રીઓ કાંસકી કરી લે અને તે ઓરત જેનો પતિ ગેરહાજર છે તે સફાઇ કરી લે.

(૨/૫૪૯૫) હઝરત જાબિર કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું હતું : જ્યારે તમે રાત્રે (શહેરમાં) દાખલ થાઓ ત્યારે ત્યાં સુધી ઘેર ન જાઓ જ્યાં સુધી તે ઓરત જેનો પતિ ઘેર મૌજુદ ન હતો, સફાઇ ન કરી લે અને વિખરાયેલા વાળવાળી વાળમાં કાંસકી ન કરી લે. હઝરત જાબિર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : તારા માટે સંતાન (ની ઇચ્છા) જરૂરી છે. તારા માટે સંતાન (ની ઇચ્છા) જરૂરી છે.

### જેનો પતિ ગેરહાજર હોય તે સફાઇ કરી લે અને કાંસકી કરી લે

(૩/૫૪૯૬) હઝરત જાબિર કહે છે કે, એક જિહાદમાં અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતા. પાછા ફરતી વખતે જ્યારે મદીનાની નજીક પહોંચ્યા ત્યારે હું મારા ધીમી ગતિએ ચાલનાર ઊંટ પર જલદી જલદી જવા લાગ્યો. એવામાં એક સવાર મારી પાછળથી આવ્યો અને મારા ઊંટને ભાલો માર્યો, જે તેની પાસે હતો. તરત મારૂં ઊંટ એટલું ઝડપથી ચાલવા લાગ્યું જેટલું તમે કોઇ ઊંટને જોયું હોય.

મેં જ્યારે ગરદન ફેરવીને જોયું ત્યારે રસૂલુલ્લાહ (સલ.) હતા. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારી શાદી હજુ હમણાં જ થઇ છે. આપે કહ્યું : શું તે નિકાહ કરી લીધા ? મેં કહ્યું કે, જી હા. આપે કહ્યું : કુંવારી સાથે કર્યા છે કે બિનકુંવારી સાથે ? મેં કહ્યું કે, બિનકુંવારી સાથે. આપે કહ્યું કે, કુંવારી સાથે કેમ કર્યા નહીં કે તે તારી સાથે રમત અને તું તેની સાથે રમત. છેવટે જ્યારે અમે શહેરની નજીક આવ્યા અને અંદર દાખલ થવાનો ઇરાદો કર્યો ત્યારે હુઝૂરે કહ્યું : થંભી જાઓ, રાત્રે દાખલ થજો. જેથી વિખરાયેલા વાળવાળી કાંસકી કરી લે અને જેનો પતિ ગેરહાજર છે તે સફાઇ કરી લે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : ‘વ લાયુબ્દીન ઝીનત હુન્ન ઇલ્લા લિબુઊલતિહિન્ન.....’**

(૪/૫૪૯૭) અબૂ હાઝિમ કહે છે : લોકોમાં મતભેદ પડયો કે, ઉહદની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)ના ઘાની દવા રૂપે કઇ વસ્તુ વપરાઇ હતી ? છેવટે હઝરત સહલ ઇબ્ને સઅદ સાઇદીને પૂછયું. સહલ સૌથી છેલ્લા સહાબી હતા. જે મદીનામાં બાકી રહ્યા હતા. તેઓ કહેવા લાગ્યા. આ મામલાને મારાથી વધારે જાણનાર કોઇ માણસ હવે બાકી નથી. હઝરત ફાતિમા રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક ચહેરા પરથી લોહી ધોઇ રહ્યાં હતાં અને હઝરત અલી મુર્તઝા પોતાની ઢાલમાં પાણી લાવી રહ્યા હતા. એક ચટાઇ લઇને તેને બાળીને હુઝૂરના ઘામાં ભરવામાં આવી હતી.

**આયત ‘વ લલઝીન લમ યબ્લુગૂલ હુલુમ’ની તફસીર**

(૫/૫૪૯૮) અબ્દુર્રહમાન ઇબ્ને આબિસ કહે છે કે, એક માણસે હઝરત ઇબ્ને અબ્બાસને પૂછયું, શું તમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ઇદુલ્‌ફિત્ર અથવા ઇદુલ ફિત્રની નમાઝમાં હાજર રહ્યા છો ? તેમણે કહ્યું : હા, પરંતુ જો મારી ઇઝઝત રસૂલુલ્લાહ (સલ.)ની નઝરમાં ન હોત તો હું હાજર થઇ શકત નહીં. (કિંવા હું નાનો હતો) એકવાર હુઝૂર ઇદગાહમાં ગયા હતા અને નમાઝ પઢીને આપે તકરીર કરી હતી. હઝરત ઇબ્ને અબ્બાસે એ નમાઝમાં અઝાન અને તકબીરનો ઉલ્લેખ કર્યો નહીં. પછી હુઝૂર ઓરતો તરફ ગયા. તેમને વઅઝ-નસીહત કરીને ખૈરાત કરવાનો હુકમ આપ્યો. મેં જોયું કે, ઓરતો પોતાના કાનોની બાલીઓ અને સોના ચાંદીની બંગડીઓ, વીંટીઓ તરફ હાથ લઇ જઇને બિલાલ તરફ ફેંકી રહી હતી. તે પછી નામદાર હુઝૂર (સલ.) અને હઝરત બિલાલ ઘર તરફ પાછા ફર્યા.

**એક માણસનું પોતાના સાથીને કહેવું કે, શું આજે રાત્રે તમે**



**તમારી પત્ની સાથે સહવાસ કર્યો છે અને બાપનું ગુસ્સામાં પોતાની પુત્રીની કુખમાં ગોદો મારવો**

(૬/૫૪૯૯) હઝરત આઇશા કહે છે કે, સિદ્દીકે અકબરે મારી વગોવણી કરી અને મારી કૂખમાં ગોદા મારવા લાગ્યા. હું ફક્ત એટલા માટે હિલચાલ કરી શકતી ન હતી કે, રસૂલુલ્લાહ (સલ.) સૂઇ રહ્યા હતા અને આપનું શિર મારી જાંઘ પર હતું.

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

## તલાક

**અલ્લાહ તઆલા ફરમાવે છે : ‘યા અય્યુહ ન્નબિય્યુ ઇઝા તલ્લકતુમુ ન્નિસાઅ ફતલ્લિકૂહુન્ન લિઇદ્દતિહિન્ન વ અહસૂલ ઇદ્દત’ (કિંવા હે પયગમ્બર ! જ્યારે તમે ઓરતોને તલાક આપવાનો ઇરાદો કરો ત્યારે તેમની ઇદ્દતની શરૂઆતમાં તેમને તલાક આપો અને ઇદ્દતની ગણતરી કરો. ‘અહસયનાહુ’નો અર્થ અમે તેને યાદ રાખી. તલાકનો સુન્નત તરીકો એ છે કે, બિનમાસિક (પાકીની) હાલતમાં સંભોગ કર્યા વગર તેને તલાક આપી દે. તલાક આપતી વખતે બે ગવાહો બનાવી લે**

(૭/૫૫૦૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં મારી પત્નીને માસિક (હેઝ)ની હાલતમાં તલાક આપી. હઝરત ઉમરે રસૂલુલ્લાહ (સલ.)ને એ વિષે હુકમ પૂછયો. હુઝૂરે ફરમાવ્યું કે, તેને પાછી ખેંચવાનો હુકમ આપો. તેણે ઓરતને ત્યાં સુધી રોકી રાખવી જોઇએ કે, તે પાક થઇ જાય. પછી માસિક (હેઝ) વાળી થઇ જાય. ફરી પાક થઇ જાય. હવે જો તે રાખવા માગે તો રાખે અને ન રાખવા માગે તો છોડી દે, પરંતુ સંભોગ પહેલાં એ તલાક થવી જોઇએ. બસ આ જ તે ઇદ્દત છે જે ઓરતોની તલાક માટે ખુદા તઆલાએ મુકર્રર કરી છે.

**જો ઓરતોને નાપાકી (હેઝ)ની હાલતમાં તલાક આપવામાં આવે તો તલાક થઇ જાય છે**

(૮/૫૫૦૧) હઝરત ઇબ્ને ઉમરે પોતાની પત્નીને નાપાકી (હેઝ)ની હાલતમાં તલાક આપી હતી. હઝરત ઉમરે રસૂલુલ્લાહ (સલ.)ને એ વિષે વાત કરી. હુઝૂરે કહ્યું કે, તેણે પાછી ખેંચી લેવી જોઇએ. હઝરત ઉમર કહે છે : મેં કહ્યું, શું આ તલાક ગણાશે ? આપે કહ્યું : તો શું ? એક રિવાયતમાં આટલો શબ્દ વધારે છે કે, હુઝૂરે કહ્યું : જો તે બેવકૂફ અને મુર્ખ બની જાય.

**તલાક જાઇઝ છે અને પુરૂષ**

## પોતાની પત્નીને તેની સામે તલાક આપી શકે છે

(૯/૫૫૦૨) હઝરત આઇશા કહે છે કે, જોનની પુત્રીને જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં રજૂ કરવામાં આવી અને આપે તેની સાથે સહવાસ કરવાનો ઇરાદો કર્યો ત્યારે તેણે કહ્યું કે, હું તમારાથી ખુદાની પનાહ માંગુ છું. હુઝૂરે કહ્યું કે, તેં મહાન વિભૂતીની પનાહ માંગી છે. તું તારા ઘરવાળાંઓ પાસે ચાલી જા (કિંવા તને તલાક છે).

(૧૦/૫૫૦૩) અબૂ ઉસૈદ કહે છે : અમે હુઝૂર (સલ.) સાથે બહાર નીકળીને એક બાગ તરફ ગયા, જેને શૌત કહેતા હતા. જતાં જતાં જ્યારે બાગના બંને ભાગોની વચ્ચે પહોંચ્યા ત્યારે ત્યાં જઇને બેસી ગયા. હુઝૂરે કહ્યું કે, તમે અહીં બેસો. આમ કહીને હુઝૂર અંદર ચાલ્યા ગયા. ત્યાં આપની સેવામાં જવનિયા કિંવા ઉમય્યા બિન્તે નુઅમાનને રજૂ કરવામાં આવી. એક મકાનમાં તેને ઉતારો આપવામાં આવ્યો. તેની સાથે તેની દાયણ પણ હતી. જ્યારે હુઝૂર તેની પાસે ગયા ત્યારે આપે કહ્યું કે, મને તારી જાતનો અધિકાર આપ. તેણે કહ્યું કે, શું મલિકા (મહારાણી) સામાન્ય પ્રજાને પોતાની જાતનો અધિકાર આપી શકે છે ! હુઝૂરે હાથ લંબાવ્યો, જેથી તેના દિલને આશ્વાસન આપવા માટે તેના શરીર પર મૂકે. તેણે કહ્યું કે, હું તમારાથી ખુદાની પનાહ માંગુ છું. હુઝૂરે કહ્યું : તે મોટી પનાહ માંગી. આમ કહીને હુઝૂર બહાર નીકળી ગયા. આપે કહ્યું : અબૂ ઉસૈદ, આ ઓરતને બારીક (પાતળું) એક જોડ કપડાં આપીને એના ઘરવાળાંઓ પાસે પહોંચાડી દો.

એક રિવાયતમાં આ શબ્દો છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ શરાહીલની પુત્રી સાથે નિકાહ કર્યા હતા. જ્યારે તેને મુબારક સેવામાં રજૂ કરવામાં આવી ત્યારે આપે તેના તરફ હાથ લંબાવ્યો. તેને આ વાત પસંદ પડી નહીં. હુઝૂરે અબૂ ઉસૈદને હુકમ આપ્યો કે, એનો સામાન વ્યવસ્થિત કરો અને બારીક (પાતળું) એક જોડ કપડાં આપો.

(૧૧/૫૫૦૪) હઝરત સહલ ઇબ્ને સઅદે પણ આ રિવાયત બયાન કરી છે.

(૧૨/૫૫૦૫) યુનુસ ઇબ્ને જુબૈરે હઝરત ઇબ્ને ઉમરને પૂછ્યું કે, જો કોઇ માસિક (હેઝ)ની હાલતમાં પોતાની પત્નીને તલાક આપી દે તો શું હુકમ છે ? ઇબ્ને ઉમરે કહ્યું : તમે ઇબ્ને ઉમરને ઓળખો છો, તેણે પણ પોતાની પત્નીને માસિક (હેઝ)ના દિવસોમાં તલાક આપી દીધી હતી. હઝરત ઉમરે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇને એ વિષે વાત કરી હતી ત્યારે હુઝૂરે કહ્યું હતું કે, તેણે પાછી ખેંચી લેવી જોઇએ. જ્યારે



ઓરત પાક થઇ જાય અને તે તલાક દેવા ઇચ્છે તો તે વખતે તલાક આપે. હઝરત ઉમરે કહ્યું : આ તલાક ગણવામાં આવશે ? હુઝૂરે કહ્યું : જુઓ, જો તે લાચાર બની જાય અને બેવકૂફ બની જાય.

## ત્રણ તલાકો જાઇઝ છે. કારણ કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'અત્તલાકુ મર્રતાનિ ફઇમ્સાકુન બિમઅ્રૂફિન અવ તસ્રીહુન બિઇહસાન' કિંવા રજઇ તલાક બે વાર છે. તે પછી નિયમ મુજબ રાખે અથવા સારી રીતે આઝાદ કરી દે

(૧૩/૫૫૦૬) જે બીમાર પોતાની પત્નીને તલાક આપી દે તેના વિષે ઇબ્ને ઝુબૈર કહે છે : 'તલાકે બાઇન'વાળી ઓરત મારી વારસદાર બની શકતી નથી. ઇમામ શઅબી કહે છે કે, વારસદાર બને છે.

ઇબ્ને શુબ્રુમાએ (શઅબીને) કહ્યું હતું (કે જે ઓરતને બીમાર બીમારીની હાલતમાં તલાક આપી દે અને ઇદ્દત પૂરી થતા પહેલાં તે મરી જાય તો ઓરત વારસદાર બની શકતી નથી. કારણ કે,) જુઓ, જો તે ઓરત ઇદ્દત પૂરી થયા પછી કોઇ બીજા માણસ સાથે નિકાહ કરે અને બીજો પતિ મરી જાય (તો શું એ ઓરત બંને પતિઓના વારસાની વારસદાર બનશે ?) આ સાંભળીને શઅબીએ પોતાના કથનમાંથી પીછેહઠ કરી.

(૧૪/૫૫૦૭) ઉવયમિર અજલાનીએ આસિમ પાસે જઇને કહ્યું કે, જો કોઇ માણસ પોતાની પત્ની સાથે કોઇ પરપુરૂષને જુએ તો કત્લ કરી દે કે નહીં ? તમે તેને કત્લ કરવાનો હુકમ આપશો કે નહીં ? રસૂલુલ્લાહ (સલ.)ને મારા માટે આ મસ્અલો પૂછો. આસિમે હુઝૂરને આ મસ્અલો પૂછયો, પરંતુ હુઝૂર એનાથી નાખૂશ થયા અને આ કૃત્યને એબ સમાન ગણ્યો. જ્યારે હુઝૂર પાસેથી આસિમે (આ પ્રકારની વાત) સાંભળી ત્યારે તેમને પણ ખેદ થયો. તેઓ પાછા ફર્યા ત્યારે ઉવયમિરે પૂછ્યું, આસિમ, રસૂલુલ્લાહ (સલ.)એ શું કહ્યું : આસિમે જવાબ આપ્યો, તમારો સવાલ સારો ન હતો. જે મસ્અલો તમે પૂછયો હતો તે હુઝૂરને ગમ્યો નહીં. આ સાંભળીને ઉવયમિરે કહ્યું : ખુદાની કસમ ! હું તો પૂછયા વગર નહીં રહું. તે પછી ઉવયમિર રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા. હુઝૂર તે વખતે લોકોની વચ્ચે બેઠા હતા. ઉવયમિરે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! બતાવો કે, જો કોઇ માણસ પોતાની પત્ની સાથે કોઇ પરપુરૂષને જુએ તો શું તેને કત્લ કરી દે અથવા શું કરે ? જો તે કત્લ કરી દેશે તો શું આપ તેને કત્લ કરી દેશો ? હુઝૂરે કહ્યું : તારા અને તારી પત્ની વિષે વહી ઉતરી છે. તું જઇને તારી

પત્નીને બોલાવી લાવ. હઝરત સહલ કહે છે કે, હું લોકોની સાથે હતો, એવામાં બંને પુરૂષ અને સ્ત્રીએ રસૂલુલ્લાહ (સલ.) સામે પરસ્પર લિઆન કર્યું. જ્યારે બંને લિઆનમાંથી પરવાર્યા ત્યારે ઉવયમિરે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જો હવે હું એને રાખીશ તો ખૂબ ટીકાપાત્ર બનીશ. આમ કહીને ઉવયમિરે રસૂલુલ્લાહ (સલ.)નો હુકમ મળતા પહેલાં તે ઓરતને ત્રણ તલાક આપી દીધી. ઝુહરી કહે છે : એ બંનેનું કાર્ય લિઆન કરનારાઓની પ્રથા રૂપ બની ગયું હતું.

(૧૫/૫૫૦૮) હઝરત આઇશા કહે છે કે, રિફાઆ કુર્ઝીની પત્ની રસૂલુલ્લાહ (સલ.) પાસે આવી. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! રિફાઆએ મને તલાક આપી દીધી હતી. તેણે તલાકે બાઇન આપી હતી. મેં ત્યાર પછી અબ્દુર્રહમાન

.................................

(૧૪/૫૫૦૭) ત્રણ તલાક આપી દીધી. લિઆનમાં લિઆનથી જ જુદાઇ થઇ જાય છે. તેમાં તલાક દેવાની જરૂર રહેતી નથી, પરંતુ જ્યારે પતિએ એકી સાથે ત્રણ તલાક આપી દીધી, ત્યારે નબીએ કરીમ (સલ.)એ તે માણસને એમ કહ્યું નહીં કે, ત્રણ તલાક એકી સાથે પડતી નથી, પછી ત્રણ તલાક બોલવાનો શું અર્થ ? એ પરથી સાબિત થાય છે કે, **"ત્રણ તલાક"** બોલવાથી ત્રણ તલાક થાય છે. ચારેય ઇમામોનું આ જ મંતવ્ય છે. બીજી હદીસોમાં ત્રણ તલાક થવાની ચોખવટ છે. આગળ આવતી ૧૬ નંબરની હદીસમાં ત્રણ તલાક થવાનું સ્પષ્ટ રીતે જણાય છે.

ઇબ્ને ઝબીર કુર્ઝી સાથે નિકાહ કરી લીધા, પરંતુ તેની પાસે કાપડના પુમળા સિવાય કંઇ નથી. હુઝૂરે કહ્યું કે, કદાચ તું ઇચ્છે છે કે, બીજી વાર રૂફાઆ પાસે પાછી ચાલી જાય. તું એવું કરી શકતી નથી, જ્યાં સુધી તે તારી મીઠાશ અને તું તેની મીઠાશ ચાખી ન લે.

(૧૬/૫૫૦૯) હઝરત આઇશા કહે છે કે, એક માણસે પોતાની પત્નીને ત્રણ તલાક આપી દીધી. ઓરતે બીજા પતિ સાથે નિકાહ કરી લીધા, પરંતુ તેણે પણ તલાક આપી દીધી. રસૂલુલ્લાહ (સલ.)ને મસ્અલો પૂછવામાં આવ્યો કે, શું તે પહેલા પતિ માટે હલાલ છે ? હુઝૂરે કહ્યું : ના, જ્યાં સુધી પહેલાની જેમ બીજો પતિ પણ તેની મીઠાશ ચાખી ન લે.

**પોતાની પત્નીઓને તલાક આપવાનો અધિકાર આપવાનું બયાન**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કુલ લિઅઝવાજિક ઇન કુન્તુન્ન તુરિદનલ હયાત દુન્યા વ ઝિનતહા ફતઆલૈન ઉમત્તિઅ્કુન્ન વ ઉસર્રિહકુન્ન સરાહન જમીલા'** ઉવા **હે નબી ! તમારી પત્નીઓને કહી દો કે, જો તમે ભૌતિક સુખ-સગવડ ઇચ્છતી હોય તો આવો, હું તમને સામાન આપી દઉં અને સારી**



**રીતે તમને વિદાય કરૂં**

(૧૭/૫૫૧૦) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને જ્યારે ઓરતોને અધિકાર આપવાનો હુકમ આવ્યો ત્યારે હુઝૂરે સૌપ્રથમ મારાથી શરૂઆત કરી. આપે કહ્યું : હું તને એક વાત કહું છું, પરંતુ તમારે તમારા માં-બાપની સલાહ મંત્રણા વગર જલદીથી જવાબ ન આપવો જોઇએ. હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જાણતા હતા કે, મારા માં-બાપ મને કદાપિ હુઝૂરને છોડવાની સલાહ આપશે નહીં. તે પછી હુઝૂરે કહ્યું : અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : **'યા અય્યુહ ન્નબિય્યુ કુલ લિઅઝવાજિ ઇન કુન્તુન્ન તુરિદનલ હયાત દુન્યા....'** મેં કહ્યું : એના માટે હું માં-બાપની શું સલાહ લઉં. હું તો ખુદા, રસૂલ અને આખિરતના ઘરને પસંદ કરૂં છું. હઝરત આઇશા કહે છે કે, તે પછી રસૂલુલ્લાહ (સલ.)ની બધી પત્નીઓએ એવું જ કહ્યું જેવું મેં કહ્યું હતું.

(૧૮/૫૫૧૧) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમને (તલાકનો) અધિકાર આપ્યો, પરંતુ અમે ખુદા અને તેના રસૂલને પસંદ કર્યા. જો કે અમારા પર એની (તલાક તરીકે) કંઇ ગણતરી કરવામાં આવી નહીં.

(૧૯/૫૫૧૨) મસ્રૂક કહે છે : મેં હઝરત આઇશાને (તલાકના) અધિકારનો મસ્અલો પૂછયો. તેમણે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)એ અમને અધિકાર આપ્યો હતો, તો શું તેનાથી તલાક થઇ ગઇ હતી ? મસ્રૂક કહે છે : જ્યારે પત્ની મને પસંદ કરી લે તો પછી મને પરવા નથી, મેં તેને એકવાર અધિકાર આપ્યો હોય કે સો વાર.

**જો કોઇ માણસ પોતાની પત્નીને કહે : મેં તને અલગ કરી દીધી અથવા છોડી દીધી અથવા તું આઝાદ છે અથવા તારી સાથે કંઇ સંબંધ નથી અથવા એ પ્રકારના બીજા કોઇ શબ્દો બોલે, જેનાથી તલાક મુરાદ હોય શકે તો નિય્યત પર આધાર છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : 'વ સર્રિહૂહુન્ન સરાહન જમીલા' તેમને સારી રીતે વિદાય કરો. બીજી જગ્યાએ છે : 'ઉસર્રિહકુન્ન સરાહન જમીલા' હું તમને સારી રીતે વિદાય કરૂં**

**બીજી એક આયતમાં છે : 'ફઇમ્સાકુન બિમઅ્રૂફિન અવ તસ્રીહુન બિઇહસાન'** ઉવા **નિયમ અનુસાર રાખવું અથવા સારી રીતે આઝાદ કરવું. અન્ય જગ્યાએ છે : 'અવ ફારિકૂહુન્ન બિમઅરૂફિન' અથવા તેમને**

નિયમ અનુસાર અલગ કરી દો

હઝરત આઇશાનું કથન છે કે, હુઝૂરને એ વાતની જાણ હતી કે, મારા માં-બાપ હુઝૂરને છોડવાની સલાહ નહીં આપે. જે માણસે પોતાની પત્નીને કહ્યું કે, 'તું મારા પર હરામ છે' તો હસન બસરી કહે છે કે તેની નિય્યત પ્રમાણે હુકમ થશે. આલિમો કહે છે કે, જ્યારે ત્રણ તલાકો આપી દીધી ત્યારે ઓરત પુરૂષ માટે હરામ થઇ જાય છે. આલિમો એને 'હરામ બિત્તલાક' અથવા 'હરામ બિલ ફિરાક' કહે છે. હા, આ કથન તે માણસના કથન જેવું નથી જે ખોરાકને પોતાના માટે હરામ ઠેરવી લે છે. કારણ કે, હલાલ ખોરાકને હરામ કહેવામાં આવતો નથી અને તલાક પામેલ ઓરતને હરામ કહેવામાં આવે છે. ખુદા તઆલાએ તે ઓરતોનો હુકમ બયાન કર્યો છે જેને ત્રણ તલાકો આપવામાં આવી હોય કે, પહેલા પતિ માટે એ ત્યાં સુધી હલાલ થઇ શકતી નથી જ્યાં સુધી બીજા પતિ સાથે નિકાહ ન કરી લે

નાફિઅ કહે છે કે, ઇબ્ને ઉમરને તે ઓરતનો હુકમ પૂછવામાં આવ્યો જેને ત્રણ તલાકો આપવામાં આવી હોય. તેમણે કહ્યું : જો એક અથવા બે તલાક હોત તો રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું કે, તારા માટે પાછું ખેંચવું જાઇઝ હતું, પરંતુ જ્યારે તેં ત્રણ તલાક આપી દીધી ત્યારે તે ઓરત તારા માટે હરામ થઇ ગઇ. અહીં સુધી કે, બીજા કોઇ માણસ સાથે નિકાહ કરે

(૨૦/૫૫૧૩) હઝરત આઇશા કહે છે કે, એક માણસે પોતાની પત્નીને તલાક આપી. ઓરતે બીજા માણસ સાથે નિકાહ કરી લીધા. તે કાપડના પુમળા જેવો હતો. ઓરતની ઇચ્છા અનુસાર સફળતા મળતી ન હતી. એટલે થોડા દિવસ પછી તેણે પણ તલાક આપી દીધી. ઓરત રસૂલુલ્લાહ (સલ.) પાસે આવી. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા પતિએ મને તલાક આપી દીધી ત્યારે મેં બીજા પતિ સાથે નિકાહ કરી લીધા. તે કપડાના પુમળા જેવો હતો. ફકત એકવાર મારી સાથે સંભોગ કરી શક્યો, પરંતુ હેતુમાં સફળ થઇ શક્યો નહીં. શું હું મારા પ્રથમ પતિ માટે હલાલ થઇ શકું છું ? રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : તું પ્રથમ પતિ માટે હલાલ થઇ શકતી નથી જ્યાં સુધી તે બીજો પતિ તારી મીઠાશ અને તું તેની મીઠાશ ચાખી ન લે.



## આયત 'લિમ તુહર્રિમુ મા અહલ્લ લ્લાહુ લક'ની તફસીર

(૨૧/૫૫૧૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, જો કોઇ માણસ પોતાની પત્નીને (પોતાના માટે) હરામ કરી લે તો કંઇ (વાંધો) નહીં. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું હતું કે, તમારે રસૂલુલ્લાહ (સલ.)ની સારી ચાલ ચાલવાની છે.

(૨૨/૫૫૧૫) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) હઝરત ઝયનબની પાસે થોભતા હતા. ત્યાં મધ પીયા કરતા હતા. મેં અને હફસાએ પરસ્પર નક્કી કર્યું કે, આપણામાંથી જેની પાસે રસૂલુલ્લાહ (સલ.) આવે તે હુઝૂરને કહે કે, આપે મગાફિર (એક પ્રકારનો ગુંદર) ખાધો છે. અમને મગાફિરની ગંધ આવે છે. જેમ કે અમારામાંથી એકની પાસે જ્યારે રસૂલુલ્લાહ (સલ.) આવ્યા ત્યારે કરાર અનુસાર તેણે કહ્યું : હુઝૂરે મગાફિર ખાધો છે. હુઝૂરે કહ્યું કે, મગાફિર તો નહીં, બલ્કે ઝયનબ પાસે મેં મધ પીધું હતું. હવે બીજીવાર કદાપિ એવું નહીં કરું. એ વખતે આ આયત ઉતરી : **'યા અય્યુહ ન્નબિય્યુ લિમ તુહર્રિમુ મા અહલ્લ લ્લાહુ લક....ઇન તતૂબા ઇલ લ્લાહિ.'** 'તતૂબા'માં આઇશા અને હફસાને સંબોધન છે અને **'વ ઇઝ અસર્રં ન્નબિય્યુ ઇલા બઅ્દિ અઝવાજિહિ'**થી હુઝૂર (સલ.)નું તે કથન મુરાદ છે જે આપે કહ્યું હતું કે, મેં મધ પીધું છે. ઇમામ બુખારી કહે છે કે, મગાફિર ગુંદર જેવી એક વસ્તુ હોય છે જે એવા ઝાડોમાં પેદા થાય છે જેમને ઊંટ ચરે છે. તેમાં કંઇક મીઠાશ પણ હોય છે. અરબી મહાવરામાં બોલવામાં આવે છે **અગફર રિમ્સુ** ઉિવા રિમ્સમાં ગુંદર આવી ગયો. મગાફિરનું એકવચન મુગફૂર છે. તેને મગાસીર પણ કહેવામાં આવે છે.

(૨૩/૫૫૧૬) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મધ અને હલવો પસંદ કરતા હતા. અસ્રની નમાઝ પઢીને જ્યારે પાછા ફરતા ત્યારે પત્નીઓ પાસે જતા અને કોઇ પત્ની સાથે 'સહવાસ' કરતા હતા. એનાથી સંભોગ મુરાદ નથી. એક વાર હફસા બિન્તે ઉમર પાસે આપ ગયા અને ત્યાં નિયમ કરતાં વધારે થોભ્યા. મને ઇર્ષા થઇ. લોકોને જ્યારે એનું કારણ પૂછ્યું ત્યારે ખબર પડી કે, હઝરત હફસાને તેમની બિરાદરીના કોઇ માણસે ભેટ રૂપે મધની કુપ્પી મોકલાવી હતી. હફસાએ તેમાંથી શરબત બનાવીને રસૂલુલ્લાહ (સલ.)ને પીવડાવ્યું હતું. મેં કહ્યું કે, ખુદાની કસમ ! અમે હુઝૂરને અટકાવવાની કોઇ યુક્તિ કરીશું. જેમ કે મેં સૌદાને કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) ટૂંક સમયમાં તમારી પાસે આવશે. જ્યારે તમારી પાસે આવે

ત્યારે તમે કહેજો કે, આપે મગાફિર ખાધો છે. રસુલુલ્લાહ (સલ.) કહેશે : ના. તમે કહેજો કે, તો પછી આ ગંધ કેવી આવી રહી છે. નાછુટકે હુઝૂર કહી દેશે કે, હફસાએ મને મધનું શરબત પીવડાવ્યું છે. તમે કહેજો કે, મધમાખીઓએ ઉર્ફુત નામે ઝાડનો રસ પીધો હશે. હું પણ એમ જ કહીશ, સફિય્યા તમે પણ એમ જ કહેજો. હઝરત સૌદાનું વર્ણન છે કે, થોડીવાર પછી રસૂલુલ્લાહ (સલ.) દરવાજા પર આવીને ઉભા રહ્યા. તમારા ભયથી મને વિચાર આવ્યો કે, હુઝૂરને અવાજ દઇને તે જ વાત કહું જે તમે મને કહી હતી, પરંતુ હુઝૂર પોતે જ મારી નજીક આવ્યા. મેં કહ્યું : યા રસુલલ્લાહ ! આપે 'મગાફિર' ખાધો છે. આપે કહ્યું : ના. મેં કહ્યું : તો પછી આ ગંધ કેવી છે જે હું અનુભવી રહી છું ? આપે કહ્યું : હફસાએ મને શરબત પીવડાવ્યું હતું. મેં કહ્યું : તો એ મધમાખીઓએ ઉર્ફુત નામે ઝાડનો રસ ચુસ્યો હશે. હઝરત આઇશા કહે છે કે, જ્યારે રસુલુલ્લાહ (સલ.) ચક્કર મારીને મારી પાસે આવ્યા ત્યારે મેં તે જ વાત કહી. સફિય્યા પાસે ગયા ત્યારે તેમણે પણ તે જ વાત કહી. પછી હુઝૂર જ્યારે ચક્કર મારીને હફસા પાસે ગયા અને હફસાએ શરબત પીવા માટે કહ્યું ત્યારે આપે કહ્યું કે, મને એની જરૂર નથી. હઝરત આઇશા કહે છે : સૌદાએ કહ્યું : ખુદાની કસમ ! આપણે હુઝૂરને શરબતથી વંચિત રાખ્યા. મેં કહ્યું કે, ચુપ રહો.

## નિકાહ પહેલાં તલાક થઇ શકતી નથી

અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યા અય્યુહ લ્લઝીન આમનૂ ઇઝા નકહતુમુલ મુઅમિનાતિ સુમ્મ તલ્લકતુમૂહુન્ન મિન કબ્લિ અન તમસ્સૂહુન્ન ફમા લકુમ અલયહિન્ન મિન ઇદ્દતિન તઅ્તદ્દૂનહા ફમત્તિઊહુન્ન વ સર્રિહૂહુન્ન સરાહન જમીલા' ઉવા હે મુસલમાનો ! જ્યારે તમે મુસલમાન ઓરતો સાથે નિકાહ કરો અને સંભોગ પહેલાં તમે તેમને છોડી દો તો તે ઓરતો પર ઇદ્દત નથી કે તમે તેને ગણો છો, બલ્કે તેમને સામાન આપીને સારી રીતે વિદાય કરો

ઇબ્ને અબ્બાસ કહે છે : અલ્લાહ તઆલાએ તલાકને નિકાહ પછી ઠેરવી છે. હઝરત અલી, સઇદ ઇબ્ને મુસય્યિબ, ઉરવા, અબૂબક ઇબ્ને અબ્દુર્રહમાન, ઉબૈદુલ્લાહ ઇબ્ને અબ્દુલ્લાહ ઇબ્ને ઉત્બહ, અબાન ઇબ્ને ઉસ્માન, અલી ઇબ્ને હુસૈન, શુરૈહ, સઇદ ઇબ્ને જુબેર, કાસિમ, સાલિમ, તાઉસ, હસન બસરી, ઇકરિમા, અતા, આમિર ઇબ્ને સઅદ, જાબિર ઇબ્ને ઝૈદ, નાફિઅ ઇબ્ને જુબૈર,



મુહમ્મદ ઇબ્ને કઅબ, સુલયમાન ઇબ્ને યસાર, મુજાહિદ, કાસિમ ઇબ્ને અબ્દુર્રહમાન, અમ્ર ઇબ્ને હકિમ અને શઅબી કહે છે કે, નિકાહ પહેલાં તલાક થતી નથી

જો કોઇના ઝુલ્મના કારણે કોઇએ પોતાની પત્નીને કહી દીધું કે, આ મારી બહેન છે તો કંઇ વાંધો નથી, તલાક નહીં પડે. કારણ કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, હઝરત ઇબ્રાહીમ (અલ.)એ સારા વિષે કહ્યું હતું કે, આ મારી બહેન છે. હઝરત ઇબ્રાહીમનું આ કથન દીનની દ્રષ્ટિએ હતું

કોઇના પૂરી રાખવા અથવા મજબૂર કરવાના કારણે તલાક આપવી, નશો કરેલ માણસની તલાક, પાગલની તલાક, એ બંનેની તલાકનો હુકમ, ગલતીથી અથવા ભૂલથી તલાક આપવી, શિર્ક વગેરે કરવું, આ બધું સ્વીકારપાત્ર નથી. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે : અમલોનો આધાર નિય્યત પર છે. દરેક માણસ માટે તે જ છે જેની તેણે નિય્યત કરી હોય

શઅબીએ (ઉપરોક્ત કથનના સમર્થનમાં) આ આયત પઢી : 'રબ્બના લાતુઆખિઝના ઇન નસીના અવ અખ્તઅ્ના' ઉવા હે પરવરદિગાર ! જો અમે ભૂલચૂક કરીએ તો અમને શિક્ષા ન કરતો

જે માણસના દિમાગમાં વસવસો હોય તેનો ઇકરાર સ્વીકારપાત્ર ઠરશે નહીં

જે માણસે રસૂલુલ્લાહ (સલ.)ની સામે પોતે વ્યભિચારનો સ્વીકાર કર્યો હતો તેને હુઝૂરે કહ્યું હતું, શું તું પાગલ છે ?

હઝરત અલીએ જઇને હુઝૂર (સલ.)ને કહ્યું હતું કે, હમઝાએ મારા બંને ઊંટોના પડખાં ચીરી નાખ્યા. હુઝૂર હઝરત હમઝાને વગોવવા લાગ્યા, પરંતુ હમઝા નશામાં ચકચૂર હતા. આંખો લાલ થઇ રહી હતી. તેઓ કહેવા લાગ્યા : તમે લોકો તો મારા પિતાના ગુલામ છો. રસૂલુલ્લાહ (સલ.) જ્યારે સમજી ગયા કે, હમઝા નશામાં ચકચૂર છે ત્યારે બહાર નીકળી ગયા. અમે પણ હુઝૂરની સાથે નીકળી ગયા

હઝરત ઉસ્માનનું કથન છે કે, પાગલ અને નશો કરેલ માનવીની તલાક માન્ય રાખવામાં આવશે નહીં

**ઇબ્ને અબ્બાસ કહે છે : બહેરી બુદ્ધિવાળાની અને તે માનવીની તલાક જાઇઝ નથી જેના પર બળજબરી કરવામાં આવી હોય**

**ઉકબા ઇબ્ને આમિર કહે છે : જે માણસના મગજમાં વસવસો હોય તેની તલાક જાઇઝ નથી**

**અતા કહે છે કે, જો કોઇ માણસ શરૂઆતમાં તલાકનો શબ્દ મોંમાથી કાઢે તો પણ તેને શરત સાથે સાંકળવાનો હક છે. નાફિઅ કહે છે કે, જો કોઇએ પોતાની પત્નીને એમ કહ્યું કે, જો તે બહાર નીકળે તો તેને તલાકે બાઇન છે. આ મસ્અલા અંગે ઇબ્ને ઉમર કહે છે : જો તે બહાર નીકળશે તો તલાકે બાઇન પડશે, નહીં તો નહીં પડે**

**ઝુહરી કહે છે કે, જો કોઇએ કહ્યું કે, જો મેં ફલાણું ફલાણું કામ ન કર્યું તો મારી પત્નીને ત્રણ તલાક છે. એનાથી તેની વાતનો હેતુ અને દિલની નિય્યત તેને પૂછવામાં આવશે કે, આ શરતરૂપી વાક્યથી શું મુરાદ છે ? હવે જો તે પોતાની મુરાદ કોઇ ખાસ મુદ્દતને ઠેરવે અને જાહેર કરી દે કે, કસમ ખાતી વખતે મારી આ નિય્યત હતી તો તેની દીનદારી અને ઇમાન પર છોડી દેવામાં આવશે અને તેનું સમર્થન કરવામાં આવશે**

**ઇબ્રાહીમ નખઇ કહે છે કે, જો કોઇએ પોતાની પત્નીને કહ્યું કે, મને તારી જરૂર નથી તો એ વાતનો આધાર તેની નિય્યત પર છે. દરેક કોમની તલાક તેમની પોતાની ભાષામાં હોય છે**

**કતાદા કહે છે કે, જો કોઇએ પત્નીને કહ્યું કે, જો તું સગર્ભા બની જાય તો તને ત્રણ તલાક છે તો તેણે દરેક પાક (માસિકહીન) અવસ્થામાં એકવાર તેની સાથે સહવાસ કરવો જોઇએ. આ દરમ્યાન જો ગર્ભ માલૂમ પડે તો તલાકે બાઇન થઇ જશે**

**હસન બસરી કહે છે કે, જો પત્નીને કહ્યું કે, તારા પિયરમાં ચાલી જા તો તેનો આધાર તેની નિય્યત પર છે**

**ઇબ્ને અબ્બાસ કહે છે : જરૂરત વખતે તલાક જાઇઝ છે અને ગુલામ આઝાદ કરવાનો હેતુ ખુદાને ખુશ કરવું છે**

**ઝુહરી કહે છે કે, જો પત્નીને કહ્યું કે, તું મારી પત્ની નથી તો નિય્યત પર આધાર છે. જો**



**તલાકની નિય્યત કરી છે તો નિય્યત પ્રમાણે અમલ થશે**

**હઝરત અલી કહે છે : તમને ખબર નથી કે, ત્રણ માણસોને કાયદો લાગુ પડતો નથી. સારો થતા પહેલાં પાગલને, પુખ્ત વયનો થાય તે પહેલાંના બાળકને, જાગે તે પહેલાં સૂતેલા માણસને**

**હઝરત અલી કહે છે : કમજોર બુદ્ધિવાળા સિવાય બધાની તલાક જાઇઝ છે**

(૨૪/૫૫૧૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મારી ઉમ્મત જ્યાં સુધી (હાથ પગથી) અમલ ન કરે અથવા મોંથી વાત ન કરે ત્યાં સુધી અલ્લાહ તઆલાએ મનના વિચારોને તેના માટે માફ કર્યા છે. કતાદા કહે છે : જો પોતાના મનમાં તલાક આપી દે તો તલાક પડશે નહીં.

(૨૫/૫૫૧૮) હઝરત જાબિર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મસ્જિદમાં હતા, એવામાં અસ્લમ કબીલાનો એક માણસ આવ્યો. તેણે કહ્યું કે, મેં વ્યભિચાર કર્યો છે. હુઝૂરે તેના તરફથી મોં ફેરવી લીધું. તે તે તરફ ગયો જે તરફ હુઝૂરે મોં ફેરવ્યું હતું. તેણે ચાર વાર કસમ ખાઇને ઇકરાર કર્યો. હુઝૂરે કહ્યું : શું તું પાગલ છે, શું તારી શાદી થઇ ગઇ છે ? તેણે કહ્યું : જી હા. હુઝૂરે તેને ઇદગાહમાં પ્રાણઘાતક પત્થરમાર કરવાનો હુકમ આપ્યો. જ્યારે તેને પત્થરો વાગ્યા ત્યારે તે નાઠો અને પથરાળ ભૂમિ પર જઇને પડયો. ત્યાં જ તેને મારી નાખવામાં આવ્યો.

(૨૬/૫૫૧૯) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મસ્જિદમાં હતા, એવામાં અસ્લમ કબીલાનો એક માણસ આવ્યો. તેણે જોરથી કહ્યું : યા રસૂલલ્લાહ ! બદનસીબે (મેં) વ્યભિચાર કર્યો છે. હુઝૂરે તેના તરફથી મોં ફેરવી લીધું. તે માણસ હટીને તે બાજુ સામે ગયો અને તે જ વાત કહી. હુઝૂરે મોં ફેરવી લીધું. છેવટે ચોથી વાર જ્યારે તે હટીને સામે આવ્યો અને ચાર વાર કસમ ખાઇને ઇકરાર કર્યો ત્યારે રસૂલે પાક (સલ.)એ તેને બોલાવીને કહ્યું : શું તું પાગલ છે ? તેણે કહ્યું : ના. આપે કહ્યું : તો એને લઇ જઇને પ્રાણઘાતક પત્થરમાર મારો. તે માણસ પરિણિત હતો. હઝરત જાબિર કહે છે કે, પત્થર મારનારાઓમાં હું પણ હતો. અમે બધાએ મદીનામાં ઇદગાહમાં તેને પત્થરમાર માર્યો. જ્યારે તેને પત્થર વાગ્યા ત્યારે નાઠો. અહીં સુધી કે, અમે તેને પથરાળ ભૂમિમાં પકડીને એટલા પત્થરો માર્યા કે તે મરી ગયો.

(૨૪/૫૫૧૭) દારૂના નશામાં જો પતિએ તલાક આપી દીધી તો ઇમામ અબૂ હનીફા (રહ.)ના મત અનુસાર ચેતવણી અને સજા રૂપે તલાક થઇ જાય છે.

**ખુલા કરવાનું બયાન**

**ખુલામાં તલાક કેવી રીતે થાય છે. ખુદા તઆલા ફરમાવે છે : 'વ લાયહિલ્લુ લકુમ અન તઅ્ખુઝૂ મિમ્મા આતયતુમૂહુન્ન શયઅન'** (કિંવા **તમે જે કંઇ તે ઓરતોને આપ્યું તેમાંથી કંઇ પણ લેવું તમારા માટે હલાલ નથી**

**હઝરત ઉમરે બાદશાહ વગર પણ ખુલો જાઇઝ રાખ્યો છે. હઝરત ઉસ્માને ખુલાના બદલામાં આ દોરા સિવાય જેનાથી માથાના વાળ બાંધવામાં આવે છે, દરેક વસ્તુ લેવાનું જાઇઝ રાખ્યું છે**

**તાઉસે આયત 'ઇલ્લા અંય્યખાફા અલ્લાયુકીમા હુદૂદલ્લાહિ'નો એવો અર્થ વર્ણન કર્યો છે કે, જે કંઇ સદ્‌વર્તાવ અને સહવાસના હક્કો અલ્લાહ તઆલાએ એકબીજા પર ફર્ઝ કર્યા છે. જો પતિ પત્નીને એવો ભય હોય કે તેઓ એ ફર્ઝો અદા કરી શકશે નહીં (તો ખુલા કરવો જાઇઝ છે). સદ્‌વર્તાવ ન દાખવવાનો અર્થ એવો નથી કે ઓરત પુરૂષને કહે કે, હું તારા કારણે જનાબતનું ગુસલ નહીં કરૂં, એ જાહિલોનું સૂત્ર છે**

(૨૭/૫૫૨૦) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, સાબિત ઇબ્ને કૈસની પત્ની મુબારક સેવામાં હાજર થઇ. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું સદ્‌વર્તાવ અને દીનદારીની દૃષ્ટિએ સાબિતની ટીકા કરી શકતી નથી, પરંતુ હું ઇસ્લામની હાલતમાં કુફ્રને ખરાબ સમજું છું. હુઝૂરે કહ્યું : શું તું તેને તેનો બાગ પાછો આપી દેશે ? તેણે કહ્યું : જી હા. હુઝૂરે (સાબિતને) કહ્યું : બાગ લઇ લો અને એને તલાક આપીને છુટી કરી દો.

(૨૮/૫૫૨૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયની બહેન-સાબિત ઇબ્ને કૈસની પત્ની રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇ. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું સદ્‌ગુણો અને દીનદારીની દૃષ્ટિએ સાબિતને વગોવતી નથી, પરંતુ મારામાં તેની સાથે રહેવાની શક્તિ નથી. હુઝૂરે કહ્યું : શું તું તે બાગ પાછો આપી દેશે ? તેણે કહ્યું : જી હા. જેથી તેણે બાગ પાછો આપી દીધો અને હુઝૂરે તલાક આપવાનો હુકમ આપ્યો.

(૨૯/૫૫૨૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, સાબિત ઇબ્ને કૈસની પત્નીએ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું સાબિતને તેની દીનદારી અને સદ્‌ગુણોની દૃષ્ટિએ વગોવતી નથી, પરંતુ મને કુફ્રનો ભય છે. હુઝૂરે કહ્યું : તું તેનો બાગ પાછો આપી દે. તેણે કહ્યું કે, બહું સારૂં. તે ઓરતે બાગ પાછો આપી દીધો. હુઝૂરે સાબિતને તલાક આપવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર સાબિતે તે ઓરતને છુટી કરી દીધી.

(૩૦/૫૫૨૩) હઝરત ઇકરિમાએ તે ઓરતનું નામ જમીલા વર્ણન કર્યું છે.

**પતિ-પત્ની વચ્ચે પરસ્પર મનભેદ અને મતભેદનું વર્ણન**

**શું જરૂરત સમયે હાકિમ ખુલા કરવાની સલાહ આપી શકે છે ? અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'વ ઇન ખિફતુમ શિકાક બયનિહિમા ફબ્અસૂ હકમમ્ મિન અહલિહિ....'**

(૩૧/૫૫૨૪) હઝરત મિસ્વર ઇબ્ને મખ્રમા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : બની મુગીરાએ મારી પાસે અલીના નિકાહની રજા માંગી હતી, પરંતુ હું રજા આપીશ નહીં.

**લોંડીને ફકત વેચવાથી તલાક થઇ જતી નથી**

(૩૨/૫૫૨૫) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશાએ કહ્યું : બરીરામાં ત્રણ વસ્તુઓ હતી. એક વસ્તુ તો એ હતી કે, તેને આઝાદ કરવામાં આવી. પતિની સાથે રહેવા-ન રહેવાનો તેને અધિકાર આપવામાં આવ્યો હતો. (બીજી એ કે) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે : વારસાનો માલ તે માણસનો જ છે જે આઝાદ કરે અને (ત્રીજું એ કે) રસૂલુલ્લાહ (સલ.) એક દિવસ અંદર આવ્યા. હાંડલીમાં ગોશ્તનો ઉભરો આવી રહ્યો હતો, પરંતુ હુઝૂરની સામે રોટલી અને ઘરનું સાધારણ શાક મૂકવામાં આવ્યું. હુઝૂરે કહ્યું : જે હાંડલીમાં ગોશ્ત હતો તે હું જોતો નથી. કહેવામાં આવ્યું કે, જી હા, વાત એમ છે કે, તે ગોશ્ત બરીરાને સદકામાં મળ્યો હતો અને આપ સદકો ખાતા નથી. આપે કહ્યું : તેના માટે સદકો છે અને અમારા માટે તોહફો છે.

**જે લોંડી ગુલામના નિકાહમાં હોય (અને તેને આઝાદ કરવામાં આવે તો) તેને અધિકાર છે. તે ચાહે તો ગુલામની સાથે રહે અથવા ન રહે**

(૩૩/૫૫૨૬) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : મેં તેને (બરીરાના પતિને) ગુલામ જોયો હતો.

(૩૪/૫૫૨૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, તે મુગીરા હતો. જે ફલાણા કબીલાનો ગુલામ હતો. (કિંવા

(૨૭/૫૫૨૦) અહીં કુફ્રનો અર્થ નગુણાપણું તથા શુક્ર અદા ન કરવો, એમ થાય છે. નબીએ કરીમ (સલ.)નું ફરમાન છે કે, સ્ત્રીઓ મોટા ભાગે જહન્નમમાં જશે. કારણ કે, તેઓ પતિ સાથે નગુણાપણાનો વર્તાવ કરે છે. પતિનો આભાર માનતી નથી.

બરીરાનો પતિ) મારી નજર સામે હજુ સુધી તે વાત છે કે, મુગીરા બરીરાની પાછળ મદીનાની શેરીઓમાં પાગલ જેવો રડતો ફરતો હતો.

(૩૫/૫૫૨૮) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, બરીરાનો પતિ હબસી ગુલામ હતો, જેનું નામ મુગીરા હતું. તે ફલાણા કબીલાનો ગુલામ હતો. મારી નજર સામે હજુ સુધી તે દશ્ય છે કે, મુગીરા બરીરાની પાછળ મદીનાની શેરીઓમાં પાગલ જેવો ફરતો હતો.

**રસૂલુલ્લાહ (સલ.)નું બરીરા સામે તેના પતિની ભલામણ કરવાનું બયાન**

(૩૬/૫૫૨૯) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, બરીરાનો પતિ ગુલામ હતો, જેનું નામ મુગીરા હતું. મારી નઝર સામે હજુ સુધી તે દશ્ય છે કે, મુગીરા બરીરાની પાછળ પાગલ જેવો રડતો ફરતો હતો. તેની દાઢી પર તેના આંસુઓ વહેતાં હતાં. આ જોઇને રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અબ્બાસને કહ્યું કે, તમને નવાઇ લાગતી નથી કે, મુગીરાને બરીરા પ્રત્યે કેટલી મુહબ્બત છે અને બરીરાને મુગીરા પ્રત્યે કેટલી નફરત છે. પાછી હુઝૂરે (બરીરાને) કહ્યું કે, જો તું તેની પાસે પાછી ચાલી જાત તો સારૂં હતું. બરીરાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું આપ મને એનો હુકમ આપો છો ? હુઝૂરે કહ્યું : આ ફકત ભલામણ છે. બરીરાએ કહ્યું : તો મને એની જરૂર નથી.

(૩૭/૫૫૩૦) હઝરત આઇશા કહે છે : મેં બરીરાને ખરીદવાનો ઇરાદો કર્યો, પરંતુ તેના માલિકોએ વારસા-હક્ક અકબંધ રાખ્યા વગર વેચવાનો ઇન્કાર કર્યો. મેં રસૂલુલ્લાહ (સલ.)ને એ અંગે વાત કરી. હુઝૂરે કહ્યું : તમે એને ખરીદીને આઝાદ કરી દો. કારણ કે, વારસા હક્ક તે જ માણસનો છે જે આઝાદ કરે. હુઝૂર સામે થોડોક ગોશ્ત મૂકવામાં આવ્યો અને કહેવામાં આવ્યું કે, આ ગોશ્ત બરીરાને સદકામાં મળ્યો હતો. આપે કહ્યું : તેના માટે સદકો છે અને અમારા માટે તોહફો છે.

(૩૮/૫૫૩૧) શુઅબાએ (ઉપરોક્ત રિવાયતમાં) એટલું વધારે બયાન કર્યું છે કે, (આઝાદ કર્યા પછી) બરીરાને પતિ સાથે રહેવા અથવા ન રહેવાનો અધિકાર આપવામાં આવ્યો હતો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે ! 'વ લાતન્કિહૂલ મુશ્રિકાતિ હત્તા યુઅ્મિન્ન વ લઅમતુ મ્મુઅમિનતુન ખયરૂ મ્મિમ્મુશ્રિકતિન વ લવ અઅ્જબત્કુમ' [illegible] મુશ્રિક ઓરતો સાથે જ્યાં સુધી તેઓ મુસલમાન ન થઇ જાય ત્યાં સુધી નિકાહ ન કરો.**



**ઇમાનદાર લૌંડી કાફિર લૌંડી કરતાં સારી છે, ભલેને કાફિર લૌંડી તમને સારી લાગે**

(૩૯/૫૫૩૨) નાફિઅ કહે છે કે, જ્યારે હઝરત ઇબ્ને ઉમરને ઇસાઇ અથવા યહૂદી ઓરત સાથે નિકાહ કરવાનો હુકમ પૂછવામાં આવતો તો તેઓ કહેતા હતા કે, અલ્લાહ તઆલાએ મુશ્રિક ઓરતો સાથે નિકાહ કરવાનું હરામ ઠેરવ્યું છે. હું એનાથી વધારે બીજી કોઇ વસ્તુને શિર્ક સમજતો નથી કે કોઇ ઓરત હઝરત ઇસાને કહે કે, તે મારો પાલનહાર છે. જો કે ઇસા ખુદાના બંદાઓમાંથી એક બંદા હતા.

**મુસલમાન થયા પછી કાફિર ઓરતો સાથે નિકાહ કરવાનું બયાન અને તેમની ઇદ્દતની વિગત**

(૪૦/૫૫૩૩) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અને મુસલમાનો માટે મુશ્રિકોના બે પ્રકાર હતા. એક તો હરબીઓ હતા. રસૂલુલ્લાહ (સલ.) તેમની સાથે લડતા હતા. તેઓ હુઝૂર સામે લડતા હતા. બીજો પ્રકાર કરાર કરનારાઓનો હતો કે ન તો હુઝૂર તેમની સાથે લડતા હતા અને ન તેઓ હુઝૂર સાથે લડતા હતા. એવો નિયમ હતો કે, જો કોઇ ઓરત હરબીઓને છોડીને વતન ત્યાગીને આવતી હતી તો જ્યાં સુધી તેને એક માસિક (હેઝ) આવતું ન હતું ત્યાં સુધી તેને નિકાહનો સંદેશ મોકલવામાં આવતો ન હતો. જ્યારે તે પાક થઇ જતી ત્યારે તેના માટે કોઇની સાથે નિકાહ કરવાનું હલાલ થઇ જતું. હવે જો નિકાહ પહેલાં તેનો પતિ પણ હિજરત કરીને ચાલ્યો આવતો તો ઓરતને તેની પાસે પાછી મોકલી દેવામાં આવતી હતી. જો કોઇ લૌંડી કે ગુલામ હિજરત કરીને આવતાં હતાં ત્યારે (દારૂલ ઇસ્લામમાં આવીને) તેઓ આઝાદ થતાં હતાં. જે હક્કો બીજા મુહાજિરોના હતા તે જ તેમના પણ રહેતા હતા. તે પછી ઇબ્ને અબ્બાસે કરાર કરનારાઓનો તેવો જ ઉલ્લેખ કર્યો જેવો મુજાહિદે કર્યો છે કે જો કરાર કરવાવાળા મુશ્રિકોની કોઇ લૌંડી કે ગુલામ હિજરત કરીને આવતાં હતાં તો તેમને પાછા આપવામાં આવતાં ન હતાં, બલ્કે તેમની કીમત ચુકવવામાં આવતી હતી. ઇબ્ને અબ્બાસ કહે છે કે, કુરૈબા બિન્તે અબૂ ઉમય્યા હઝરત ઉમર ઇબ્ને ખત્તાબના નિકાહમાં હતાં. હઝરત ઉમરે તેમને તલાક આપી દીધી. તેમણે મુઆવિયા ઇબ્ને અબૂ સુફયાન સાથે નિકાહ કર્યા. ઇયાઝ ઇબ્ને અનમ ફિહરીના નિકાહમાં ઉમ્મુલ હકમ બિન્તે અબૂ સુફયાન હતાં. ઇયાઝે તેમને તલાક આપી દીધી. અબ્દુલ્લાહ ઇબ્ને ઉસ્માન સકફીએ તેમની સાથે નિકાહ કરી લીધા.

**જો કોઇ મુશ્રિક અથવા ઇસાઇ**

**ઓરત કોઇ ઝિમ્મી અથવા હરબી કાફિરના નિકાહમાં હોય અને મુસલમાન થઇ જાય તો શું હુકમ છે ?**

(૪૧/૫૫૩૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, જો ઇસાઇ ઓરત પોતાના પતિથી એક પળ વહેલી મુસલમાન થઇ જાય તો તે પતિ માટે હરામ થઇ જાય છે.

(૪૨/૫૫૩૫) અતાને પૂછવામાં આવ્યું કે, જો કરાર કરનાર ઓરતોમાંથી કોઇ ઓરત મુસલમાન થઇ જાય, પછી તેની ઇદ્દતની અંદર જ તેનો પતિ મુસલમાન થઇ જાય તો તે પૂર્વવત તેની પત્ની રહેશે કે નહીં ? અતાએ કહ્યું : નહીં રહે. હા, જો ઓરત ઇચ્છે તો તેના પતિ સાથે નવા નિકાહ મુકર્રર થયેલી મહેર પ્રમાણે થઇ શકે છે.

(૪૩/૫૫૩૬) મુજાહિદનું કથન છે કે, જો પતિ ઓરતની ઇદ્દતની અંદર જ મુસલમાન થઇ જાય તો તેની સાથે નિકાહ કરી શકે છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : **લા હુન્ન હિલ્લુ લ્લહુમ વ લા હુમ યહિલ્લૂન લહુન્ન** ઉિવા ન એ ઓરતો તે પુરૂષો માટે હલાલ છે ન તો પુરૂષો એ ઓરતો માટે.

(૪૪/૫૫૩૭) કતાદા કહે છે કે, જો પારસી પતિ-પત્ની સાથે મુસલમાન થાય તો તે પૂર્વવત પોતાના નિકાહ પર કાયમ રહેશે અને જો કોઇ એકબીજા કરતાં પહેલાં મુસલમાન થઇ જાય અને બીજો મુસલમાન થવાનો ઇન્કાર કરે તો ઓરત બાઇન (અલગ) થઇ જશે. પછી કોઇ કારણ નથી કે, ઓરત પર પુરૂષનું પ્રભુત્વ કાયમ રહી શકે.

(૪૫/૫૫૩૮) ઇબ્ને જુરૈજ કહે છે : મેં અતાને કહ્યું કે, જો કોઇ મુશ્રિક ઓરત મુસલમાન થઇને મુસલમાનોમાં આવી જાય તો તેના (કાફિર) પતિને કંઇક વળતર આપવામાં આવશે ? કારણ કે, અલ્લાહ તઆલા ફરમાવે છે : **વ આતૂહુમ મા અન્ફિકૂ** ઉિવા તેમનો ખર્ચ આપી દો. અતાએ કહ્યું : ના, આ હુકમ ફકત રસૂલુલ્લાહ (સલ.) અને કરાર કરનારા કાફિરો વચ્ચે હતો.

(૪૬/૫૫૩૯) મુજાહિદ કહે છે : આ હુકમ તે સુલેહમાં હતો જે રસૂલુલ્લાહ (સલ.) અને મક્કાના કુરૈશીઓ વચ્ચે થઇ હતી.

(૪૭/૫૫૪૦) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા કહે છે કે, મુસ્લિમ ઓરતો જ્યારે વતન છોડીને રસૂલુલ્લાહ (સલ.) પાસે આવતી હતી ત્યારે ખુદાના હુકમ અનુસાર હુઝૂર તેમની કસોટી કરતા હતા. કારણ કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : **યા અય્યુહ લ્લઝીન આમનૂ ઇઝા જાઅકુમુલ**



**મુઅમિનાતુ મુહાજિરાતિન ફમ્તહિનૂહુન્ન....** જેમકે જ્યારે ઓરતો મોંથી ઇકરાર કરી લેતી ત્યારે હુઝૂર તેમને કહેતા કે, જુઓ, મેં તમારી બયઅત લઇ લીધી. હઝરત આઇશા કહે છે : ખુદાની કસમ ! કદી રસૂલુલ્લાહ (સલ.)ના હાથે કોઇ સ્ત્રીના હાથને બયઅત લેતી વખતે સ્પર્શ કર્યો નથી, બલ્કે હુઝૂર તેમની મૌખિક બયઅત લેતા હતા. ખુદાની કસમ ! રસૂલુલ્લાહ (સલ.) ઓરતોની તે બાબતોમાં જ બયઅત લેતા હતા જેના વચન લેવાનો અલ્લાહ તઆલાએ હુઝૂરને હુકમ આપ્યો હતો. જ્યારે હુઝૂર તેમની બયઅત લઇ લેતા ત્યારે તેમને કહેતા કે, મેં તમારી બયઅત લઇ લીધી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લિલ્લઝીન યુઅ્લૂન મિન નિસાઇહિમ તરબ્બુસુ અરબઅતિ અશ્હુરિન..... સમીઉન અલીમ'** ઉિવા **જે લોકો પોતાની ઓરતો સાથે ઇલા કરે છે તેમણે ચાર માસ સુધી રાહ જોવાની છે**

(૪૮/૫૫૪૧) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની પત્નીઓ સાથે ઇલા કર્યો હતો. તે સમયે આપનો પગ દુખતો હતો. એટલે આપ માળ પર ૨૯ દિવસ રહ્યા. પછી ઉતર્યા. સહાબાએ કહ્યું કે, હુઝૂરે તો એક મહીનાની કસમ ખાધી હતી. આપે કહ્યું : મહીનો ૨૯ દિવસનો પણ હોય છે.

(૪૯/૫૫૪૨) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, જે ઇલાનો અલ્લાહ તઆલાએ ઉલ્લેખ કર્યો છે તેમાં કોઇપણ માણસ માટે નિયમ અનુસાર રાખવા અથવા તલાકનો નિર્ણય કરવા સિવાય બીજું કંઇ જાઇઝ નથી. ખુદા તઆલાએ આ જ હુકમ આપ્યો છે. જ્યારે ચાર મહીના વીતી જાય ત્યારે ઇલા કરનારને માહિતગાર કરવાની જરૂર છે અથવા ઇલા કરનારે થોભવું જોઇએ, અહીં સુધી કે તલાક આપી દે. તલાક આપ્યા વગર તલાક પડતી નથી.

**જો કોઇ માણસ ગુમ થઇ જાય તો તેના સ્ત્રી-બાળકો અને માલનો શું હુકમ છે ?**

(૫૦/૫૫૪૩) ઇબ્ને મુસય્યિબ કહે છે : જે માણસ લડાઇના મેદાનમાં ગુમ થઇ જાય તો તેની પત્નીએ એક વરસ સુધી રાહ જોવી જોઇએ.

(૫૧/૫૫૪૪) ઇબ્ને મસઊદે એક લોંડી ખરીદી. તેનો માલિક (કીમત લીધા વગર) ગાયબ થઇ ગયો. ઇબ્ને મસઊદ એક વરસ સુધી તેની તપાસ કરતા રહ્યા. જ્યારે તે ન મળ્યો ત્યારે એક એક બબ્બે દિરહમ ગરીબોને આપવાના શરૂ કર્યા. તેમણે કહ્યું કે, હે અલ્લાહ ! આ ફલાણા

(૫૦/૫૫૪૩) જો કોઇ માણસ ગુમ થઇ જાય તો તેની પત્ની તથા માલ અંગેનો ચુકાદો ઇસ્લામી અદાલત અથવા શરઇ પંચાયત આપશે. આવો કેસ શરઇ પંચાયતમાં મૂકવામાં આવે.

માણસ તરફથી છે. જો તે આવી ગયો તો એ મારા માટે થઇ જશે. તેનો હક્ક અદા કરવાનો મારા શિરે રહેશે. પછી કહ્યું : તમે લોકો પણ મળેલી વસ્તુનો ઉપયોગ આ રીતે કરો. ઇબ્ને અબ્બાસનું પણ આ જ કથન છે.

(૫૨/૫૫૪૫) ઝુહરી કહે છે કે, જે કેદીની કેદ પકડાવાની જગ્યાની ખબર હોય તો તેની પત્ની નિકાહ કરી શકતી નથી અને તેનો માલ વહેંચી શકાતો નથી. પછી જ્યારે તેની બિલકુલ ખબર ન પડે ત્યારે તેનો હુકમ ગુમ થયેલા માણસના હુકમ જેવો છે.

(૫૩/૫૫૪૬) યઝીદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને ગુમ થયેલ બકરીઓનો હુકમ પૂછવામાં આવ્યો. આપે કહ્યું કે, તેમને પકડી લો. કારણ કે, તે ક્યાં તો તમારા કામમાં આવશે અથવા તમારા ભાઇના અથવા વરૂના. ગુમ થયેલા ઊંટોનો હુકમ પૂછવામાં આવ્યો ત્યારે હુઝૂર રોષે ભરાયા. ગાલ લાલ થઇ ગયા. આપે કહ્યું : તને તેમની શું પડી છે ? તેમની પાસે તેમના પગરખાં અને તેમની મશક છે. પાણી પીતાં રહેશે અને ઝાડી ખાતા રહેશે. અહીં સુધી કે તેમનો માલિક તેમને શોધી કાઢશે. હુઝૂરને પડેલી વસ્તુનો હુકમ પૂછવામાં આવ્યો ત્યારે આપે કહ્યું કે, તેના બંધન અને થેલીને બરાબર ઓળખી લો અને એક વરસ સુધી તેની જાહેરાત કરો. જો એ દરમ્યાન તેનો કોઇ ઓળખનાર આવી જાય (તો આપી દો) નહીં તો તમારા માલ સાથે મેળવી દો.

**ઝિહારનું વર્ણન. (પોતાની પત્નીને કહેવું કે, તારી પીઠ મારી માંની પીઠ સમાન છે, એ ઝિહાર કહેવાય છે) અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કદ સમિઅ લ્લાહુ કવ્લ લ્લતિ તુજાદિલુક ફી ઝવજિહા.....ફમ લ્લમ યસ્તતિઅ ફઇત્આમુ સિત્તીન મિસ્કીનન' ઇમામ માલિક કહે છે : ઝુહરીને ગુલામના ઝિહાર કરવાનો હુકમ પૂછવામાં આવ્યો. તેમણે કહ્યું : ગુલામનો ઝિહાર આઝાદ માણસના જેવો છે. માલિક કહે છે, તો ગુલામના શિરે બે મહીનાના રોઝા રહેશે**

**હસન બસરી કહે છે કે, આઝાદ અને ગુલામનું આઝાદ સ્ત્રી અને લોંડી સાથે ઝિહાર કરવું બરાબર છે (એમાં કંઇ ફરક નથી)**

**ઇકરિમા કહે છે કે, જો લોંડી સાથે ઝિહાર કરશે તો તે ગણાશે નહીં. તે જ ઝિહાર ગણનાપાત્ર છે જે પત્નીઓ સાથે કરવામાં આવે**

**ઇમામ બુખારી કહે છે : 'લિમા**



**કાલૂ' એ 'ફીમા કાલૂ' અને 'ફી નકદિ મા કાલૂ'ના અર્થમાં વપરાય છે**

**તલાકમાં ઇશારો કરવાનું વર્ણન અને કેટલાક બીજા હુકમોની વિગત**

**હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : આંખોમાંથી આંસુઓ વહેવડાવવાના કારણે અલ્લાહ તઆલા અઝાબ નહીં આપે, બલ્કે એના (મોઢેથી બોલવા) પર અઝાબ આપશે**

**કઅબ ઇબ્ને માલિક કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મારા તરફ ઇશારો કર્યો હતો કિંવા અડધું (લેણું) વસૂલ કરી લે**

**હઝરત અસ્મા કહે છે કે, સૂર્યગ્રહણ વખતે રસૂલુલ્લાહ (સલ.) નમાઝ પઢી રહ્યા હતા. હઝરત આઇશા પણ નમાઝમાં હતાં. મેં આઇશાને કહ્યું કે, આ લોકોને શું થઇ ગયું છે ? હઝરત આઇશાએ પોતાના માથાથી સૂર્ય તરફ ઇશારો કર્યો. મેં કહ્યું : શું (આકાશમાં) કંઇ નવું બન્યું ? હઝરત આઇશાએ શિરથી ઇશારો કર્યો કિંવા હા. હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મુબારક હાથથી હઝરત અબૂબક્ર તરફ ઇશારો કર્યો હતો કે, આગળ વધો.**

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હાથના ઇશારાથી બતાવ્યું હતું કે, કંઇ વાંધો નહીં**

**અબૂ કતાદા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઇહરામ બાંધનારાઓને શિકાર વિષે પૂછયું હતું, શું તમારામાંથી કોઇએ એને હુમલો કરવા માટે કહ્યું હતું અથવા ઇશારો કર્યો હતો ? સહાબાઓએ કહ્યું : ના. આપે કહ્યું : તો ખાઓ**

(૫૪/૫૫૪૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઊંટ પર સવાર થઇને કઅબાનો તવાફ કર્યો હતો. જ્યારે આપ રૂકનની પાસે જતા હતા ત્યારે ઇશારો કરતા હતા અને તકબીર બોલતા હતા. હઝરત ઝયનબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ નેવુંની ગાંઠ વાળીને કહ્યું કે, યાજૂજ માજૂજની દીવાલમાં આટલું (કાણું) ખુલી ગયું છે.

(૫૫/૫૫૪૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, જુમ્આમાં એક પળ એવી છે કે, જે મુસલમાન નમાઝમાં ઉભો થઇને તે પળે ખુદા પાસે ભલાઇની દુઆ કરે છે

તો ખુદા તેને આપે છે. હુઝૂરે આ પ્રમાણે કહેતી વખતે મુબારક હાથથી ઇશારો કર્યો. આંગળીઓના ટેરવાઓને વચ્ચેની આંગળી અને નાની આંગળીની વચ્ચે રાખીને બતાવ્યું. અમે કહ્યું કે, હુઝૂર તે પળનું નાનકડાપણું વર્ણવી રહ્યા હતા.

(૫૬/૫૫૪૯) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં એક યહૂદીએ એક છોકરી પર અત્યાચાર કર્યો. તેની જણસ લઇ લીધી અને માથું કચડી નાંખ્યું. છોકરીના વારસદારો તેને લઇને રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા. છોકરીમાં થોડોક શ્વાસ બાકી હતો. જીભ બંધ થઇ ગઇ હતી. હુઝૂરે તેને કહ્યું કે, તને કોણે કત્લ કરી ? હુઝૂરે એક માણસનું નામ લઇને પૂછ્યું કે, શું તેણે મારી છે ? છોકરીએ માથાના ઇશારાથી કહ્યું કે, ના. હુઝૂરે બીજા માણસનું નામ લઇને કહ્યું : શું તેણે કત્લ કરી છે ? છોકરીએ ઇશારાથી કહ્યું કે, ના. હુઝૂરે મૂળ કત્લ કરનારનું નામ લઇને કહ્યું : શું તેણે કત્લ કરી છે ? છોકરીએ ઇશારાથી કહ્યું : હા. હુઝૂરે હુકમ આપ્યો. બે પત્થર વચ્ચે મૂકીને તેનું માથું કચડી નાંખવામાં આવ્યું.

(૫૭/૫૫૫૦) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પૂર્વ તરફ ઇશારો કરીને ફરમાવ્યું કે, આ બાજુથી તોફાન જાગશે.

(૫૮/૫૫૫૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ અવફા કહે છે : અમે એક સફરમાં રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતા. સૂર્યાસ્ત થયો ત્યારે હુઝૂરે એક માણસને કહ્યું, તમે ઉતરીને મારા માટે સત્તૂ બનાવો. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! સાંજ પડવા દો. હુઝૂરે ફરી કહ્યું કે, ઉતરીને સત્તૂ બનાવો. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! સાંજ તો થવા દો, હજુ તો સામે દિવસ છે. હુઝૂરે ફરી કહ્યું કે, ઉતરીને સત્તૂ બનાવો. ત્રીજી વખતે તે માણસે ઉતરીને સત્તૂ બનાવ્યું. હુઝૂરે પીને પૂર્વ તરફ હાથના ઇશારાથી કહ્યું : જ્યારે તમે આ બાજુથી રાત્રિને આવતાં જુઓ ત્યારે રોઝદારે રોઝો ખોલી નાખવો જોઇએ.

(૫૯/૫૫૫૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : બિલાલની અઝાનથી તમારામાંનો કોઇ સહરી ખાતાં અટકી જાય નહીં. કારણ કે, બિલાલ રાત્રે અઝાન આપે છે. જેથી જે માણસ તહજ્જુદ પઢી રહ્યો હોય તે આરામ કરી લે. અઝાન દેવાથી આ તરફ ઇશારો કરવાનો આશય નથી. ફિવા ફજ્ર અથવા સવારનો આશય નથી.

(૬૦/૫૫૫૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કંજૂસ અને સખીનું ઉદાહરણ એવા બે માણસો જેવું છે જેમણે છાતીની નીચેથી

❋ બુખારી શરીફ : ભાગ-૨૨ ❋


લઇને હાંસલીની પાંસળી સુધી બે કુર્તીઓ પહેરી હોય. સખી જ્યારે ખેરાત કરે છે ત્યારે કુર્તો તેના શરીર પર લાંબો પહોળો થઇ જાય છે. અહીં સુધી કે, તેના પગની આંગળીઓના ટેરવા ઢાંકી દે છે અને પગલાં પર ઘસડાતો જાય છે. કંજૂસ જ્યારે ખેરાત કરવાનો ઇરાદો કરે છે ત્યારે બખ્તરની દરેક કડી પોતાની જગ્યાએ રહી જાય છે, તે હટતી નથી. તેને ખોલવા માટે તે ખૂબ પ્રયાસ કરે છે, પરંતુ તે ખુલતી નથી. તે પોતાની આંગળીથી પોતાના ગળા તરફ ઇશારો કરે છે.

## **લિઆન કરવાનું વર્ણન**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લ્લઝીન યરમૂન અઝવાજહુમ વ લમ યકુ લ્લહુમ શુહદાઉ ઇલ્લા અન્ફુસુહુમ....'** ફિવા **જે લોકો પોતાની પત્નીઓ પર વ્યભિચારનો આક્ષેપ મૂકે છે અને તેમના પોતાના સિવાય તેમની પાસે ગવાહ ન હોય....**

**જો કોઇ ગુંગો માણસ પોતાની પત્ની પર વ્યભિચારનો આરોપ લખાણથી અથવા હાથના ઇશારાથી અથવા આંખ અને માથા વગેરેના ઇશારાથી મૂકે તો તેનો હુકમ મોંથી બોલનારા જેવો છે. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ તમામ ફર્ઝોમાં ઇશારાને જાઇઝ ઠેરવ્યો છે. કેટલાક આલિમોનો એ જ મત છે અને કેટલાક હિજાઝવાસીઓ પણ એ જ મત ધરાવે છે**

**અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'ફઅશારત ઇલયહિ કાલૂ કય્ફ નુકલ્લિમુ મન કાન ફીલ મહદિ સબિય્યા' મરયમ (અલ.)એ હઝરત ઇસા તરફ ઇશારો કર્યો. લોકોએ કહ્યું : અમે તે માણસ સાથે કેવી રીતે વાતચીત કરીએ જે પારણામાં બાળક છે**

**ઝહહાક કહે છે : 'રમ્ઝ'નો અર્થ ઇશારો થાય છે. કેટલાક લોકો કહે છે : જો ગુંગો ઇશારા**

.............................

(૬૦/૫૫૫૩) ઇમામ બુખારી (રહ.) અહીં એવું કહેવા માંગે છે કે, ઇશારો શરીઅતના હુકમોમાં મુઅતબર (ગણનાપાત્ર) છે. એટલે જો કોઇ ગુંગો માણસ ઇશારાથી પત્નીને તલાક આપી દે તો તલાક થઇ જાય છે, એવી રીતે ગુંગો માણસ ઇશારાથી પત્ની પર વ્યભિચારનો આરોપ મૂકે તો તેનો ફેંસલો પણ લિઆન દ્વારા થશે. ઇમામ અબૂ હનીફા (રહ.)નો મત છે કે, ગુંગાના ઇશારાથી તલાક તો થઇ શકે છે, પરંતુ ગુંગાના ઇશારાથી પત્ની પર આરોપ પુરવાર ન થઇ શકે. કારણ કે, વ્યભિચારના આરોપમાં લિઆનની જરૂર પડે છે. કારણ કે, લિઆનમાં પતિ-પત્ની બંનેએ પાંચ પાંચ કસમો ખાવાની હોય છે અને બંનેમાંથી જે જૂઠ બોલતું હોય તેના પર લાનત કરવાની હોય છે. આ અંગે વધુ ખુલાસો ફિકહની કિતાબોમાં મળશે.

**વગેરેથી વ્યભિચારનો આરોપ મૂકે તો તેના પર ન 'હદ' (શરઇ શિક્ષા) ફટકારવામાં આવશે ન તેને લિઆનનો હુકમ થશે, પરંતુ એ જ લોકો એવો અભિપ્રાય ધરાવે છે કે, જો ગુંગો માણસ લખાણ અથવા હાથના ઇશારા અથવા આંખ અને માથાના ઇશારાથી તલાક આપે તો જાઇઝ છે, જો કે તલાક અને તહોમત (આરોપ)માં કંઇ ફરક નથી. હવે જો ઉપરોક્ત અભિપ્રાય ધરાવનાર એવો મત ધરાવે છે કે, તહોમત વાત (મોઢેથી બોલ્યા) વગર બીજી કોઇ રીતે થતી નથી તો તેમને કહેવામાં આવશે કે, તલાક પણ એવી જ રીતે શબ્દો વગર બીજી રીતે ન થવી જોઇએ, નહીં તો તલાક અને તહોમત બંને રદ છે**

**ગુલામને આઝાદ કરવાનો પણ એ જ હુકમ છે. એવી જ રીતે બહેરો માણસ લિઆન કરશે**

**શઅબી અને કતાદા કહે છે : જો પત્નીને કહ્યું કે, 'અન્તિ તાલિકુન' અને આંગળીઓથી ઇશારો પણ કર્યો તો એ જ ઇશારો કરવાથી તલાકે બાઇન થઇ જશે. ઇબ્રાહીમનો પણ આ જ મત છે કે, જો ગુંગાએ પોતાના હાથથી તલાકનામું લખ્યું તો તલાક જરૂર થઇ જશે**

**હમ્માદ કહે છે : જો ગુંગો અને બહેરો પોતાના માથાથી ઇશારો કરે તો જાઇઝ છે**

(૬૧/૫૫૫૪) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે : રસૂલે પાક (સલ.)એ કહ્યું : શું હું તમને અનસારીઓનું શ્રેષ્ઠ ઘર બતાવું ? સહાબાઓએ કહ્યું : બતાવો. આપે કહ્યું : બની નજ્જારનું છે. તેમના પછી તે લોકો છે જે તેમની પડોશમાં રહે છે કિંવા અબ્દે અશ્હલની ઔલાદ. તેમના પછી તે લોકો છે જે તેમની પડોશમાં રહે છે કિંવા હારિસની ઔલાદ. પછી તે લોકો છે જેઓ તેમની પડોશમાં વસે છે કિંવા સાઇદાની ઔલાદ. તે પછી હુઝૂરે મુઠ્ઠી બંધ કરીને ખોલી અને એવો ઇશારો કર્યો કે, જાણે કોઇ કંઇ ફેંકે છે. પછી આપે કહ્યું : અનસારીઓના બધા ઘરોમાં ભલાઇ અને ખૂબી છે.

(૬૨/૫૫૫૫) હઝરત સહલ ઇબ્ને સઅદ સાઇદી સહાબી કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ કલિમાની આંગળીને વચ્ચેની આંગળી સાથે કરીને કહ્યું કે, હું અને કિયામત એવા પેદા થયાં છે કે, જાણે આ (આંગળી) તેની બરાબર છે.

(૬૩/૫૫૫૬) હઝરત ઇબ્ને ઉમર



કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું : મહીનો આટલો, આટલો અને આટલો હોય છે કિંવા ૩૦ દિવસનો. પછી કહ્યું કે, આટલો, આટલો અને આટલો પણ હોય છે કિંવા ૨૯ દિવસનો. સારાંશ એ છે કે, મહીનો કદી ત્રીસ દિવસનો હોય છે અને કદી ઓગણત્રીસ દિવસનો.

(૬૪/૫૫૫૭) હઝરત અબૂ મસઊદ કહે છે : હુઝૂરે મુબારક હાથથી યમન તરફ ઇશારો કરીને બે વાર કહ્યું : ઇમાન તો ત્યાં છે. સાંભળો, કઠોરતા અને પાષાણ હૃદયતા તે લોકોમાં છે જેઓ ઊંટોની પૂંછડીઓ પાસે (ઉભા રહીને) બરાડે છે. એ લોકો ત્યાંના વતનીઓ છે જ્યાં શયતાનના બે શીંગડાં નીકળે છે કિંવા રબીઆ અને મુદર કબીલો.

(૬૫/૫૫૫૮) હઝરત સહલ કહે છે : હુઝૂરે કલિમાની આંગળી અને વચ્ચેની આંગળી કંઇક ખોલીને કહ્યું : હું અને યતીમને ઉછેરનાર જન્નતમાં આ પ્રમાણે હોઇશું.

**જો કોઇ માણસ ઇશારાથી છોકરાનો ઇન્કાર કરે તો શું હુકમ છે ?**

(૬૬/૫૫૫૯) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, એક માણસે મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારે ત્યાં કાળો છોકરો પેદા થયો છે. (હું ગોરો છું) હુઝૂરે કહ્યું : શું તારી પાસે ઊંટો છે ? તેણે કહ્યું : જી હા. આપે કહ્યું : તેમનો કેવો રંગ છે ? તેણે કહ્યું : લાલ છે. આપે કહ્યું : તેમાં કોઇ માટી જેવા રંગનું પણ છે ? તેણે કહ્યું : જી હા. આપે કહ્યું : તો એ ક્યાંથી આવ્યું ? તેણે કહ્યું : કોઇ (અસલની) નસે પોતાના તરફ ખેંચી લીધું હશે. આપે કહ્યું : તો કદાચ તારા એ છોકરાને પણ અસલની નસે પોતાના તરફ ખેંચી લીધું હશે (કિંવા બાપદાદામાં કોઇ કાળું થઇ ગયું હશે).

**લિઆન કરનારને કસમ આપવાનું વર્ણન**

(૬૭/૫૫૬૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, એક અનસારીએ પોતાની પત્ની પર વ્યભિચારનો આરોપ મૂક્યો. હુઝૂરે બંનેને કસમ ખવડાવીને છુટા કરી દીધાં.

**પ્રથમ પુરૂષ લિઆન કરે**

(૬૮/૫૫૬૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હિલાલ ઇબ્ને ઉમય્યાએ પોતાની પત્ની પર વ્યભિચારનો આરોપ મૂક્યો. તેમણે આવીને કસમ ખાધી. તે વખતે હુઝૂર કહી રહ્યા હતા, ખુદા સારી રીતે જાણે છે કે, તમારામાંથી એક માણસ જુઠો છે, તો શું તમારામાંથી કોઇ પોતાના શબ્દો પાછા ખેંચી શકે છે ? એ પછી ઓરતે ઉભા થઇને કસમ ખાધી.

## લિઆન કરવું અને લિઆન પછી તલાક આપવાનું બયાન

(૬૯/૫૫૬૨) હઝરત સહલ ઇબ્ને સઅદ સાઇદી કહે છે : ઉવયમિર અજલાનીએ આસિમ ઇબ્ને અદી અનસારી પાસે જઇને કહ્યું : આસિમ, જુઓ, જો કોઇ માણસ પોતાની પત્ની પાસે કોઇ માણસને જુએ તો શું તેને કત્લ કરી દે કે નહીં ? જો તે કત્લ કરી દેશે તો શું તમે (બદલામાં) તેને કત્લ કરી દેશો ? તમે જરા રસૂલુલ્લાહ (સલ.)ને મારા માટે આ મસ્અલો પૂછી લો. આસિમે રસૂલુલ્લાહ (સલ.)ને આ મસ્અલો પૂછયો. હુઝૂરે આ બાબતને નાપસંદ કરી અને એને એબ ગણી. આસિમને આવા વલણથી દુ:ખ થયું. તે પાછા ઘેર આવ્યા તો ઉવયમિરે આસિમ પાસે જઇને કહ્યું : આસિમ, રસૂલુલ્લાહ (સલ.)એ તમને શું કહ્યું ? આસિમે જવાબ આપ્યો, તમે મારા માટે કોઇ સારી વાત કરી નહીં. તમે જે મસ્અલો પૂછયો હતો તે હુઝૂરને નાપસંદ પડયો. ઉવયમિરે કહ્યું : ખુદાની કસમ ! હું તો પૂછયા વગર નહીં રહું. આમ કહીને ઉવયમિર હુઝૂરની સેવામાં હાજર થયા. હુઝૂર (સલ.) તે વખતે લોકોની વચ્ચે બેઠા હતા. ઉવયમિરે કહ્યું : યા રસૂલલ્લાહ ! બતાવો, જો કોઇ માણસ પોતાની પત્ની પાસે કોઇ પરપુરૂષને જુએ તો શું તેને કત્લ કરી દે કે નહીં ? જો તે કત્લ કરી દે તો શું આપ તેને કત્લ કરી દેશો ? રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : તારી અને તારી પત્ની વિષે અલ્લાહ તઆલાએ ચુકાદો ઉતાર્યો છે. તું જઇને તેને લઇ આવ. હઝરત સહલ કહે છે : હું લોકોની સાથે રસૂલુલ્લાહ (સલ.)ની પાસે હતો, એવામાં બંનેએ પરસ્પર લિઆન કર્યું. જ્યારે બંને લિઆન કરીને પરવાર્યાં ત્યારે ઉવયમિરે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હવે જો હું એને રાખીશ તો જુઠો ઠરીશ. આમ કહીને રસૂલુલ્લાહ (સલ.)નો હુકમ મળતાં પહેલાં તેને ત્રણ તલાક આપી દીધી. ઝુહરી કહે છે : લિઆન કરનારાઓ માટે આ જ પધ્ધતિ ચાલુ થઇ ગઇ.

## લિઆન મસ્જિદમાં કરવામાં આવે

(૭૦/૫૫૬૩) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, એક અનસારીએ મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! બતાવો કે, જો કોઇ માણસ પોતાની પત્ની સાથે કોઇ પરપુરૂષને જુએ તો શું તેને કત્લ કરી દે કે નહીં ? અલ્લાહ તઆલાએ તેના પર લિઆન કરવાનો તે હુકમ ઉતાર્યો જે કુર્આનમાં આવેલ છે. હુઝૂરે ફરમાવ્યું : તારી અને તારી પત્નીના ચુકાદાની પધ્ધતિ અલ્લાહ તઆલાએ ઉતારી છે. સહલ કહે છે : હું હાજર હતો, એવામાં બંનેએ મસ્જિદમાં લિઆન કર્યું. જ્યારે લિઆનમાંથી પરવાર્યા ત્યારે



પુરૂષે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હવે જો હું તેને રાખીશ તો જુઠો ઠરીશ. જેથી તરત રસૂલુલ્લાહ (સલ.) સામે તે ઓરતને છુટી કરી. હુઝૂરે કહ્યું : બસ આ બંને લિઆન કરનાર વચ્ચે જુદાઇ છે. ઝુહરી કહે છે : ત્યાર પછી એ રિવાજ થઇ ગયો કે, લિઆન કરનારાઓ વચ્ચે જુદાઇ કરી દેવામાં આવે.

તે ઓરત સગર્ભા બની અને તેના પુત્રને તેની માંના નામ સાથે બોલાવવામાં આવતો હતો. ઝુહરી કહે છે : પછી એ બાબત સુન્નત બની ગઇ કે, ઓરત તે બાળકની અને બાળક તે ઓરતની ખુદાએ ઠેરવેલ ફર્ઝ અનુસાર વારસદાર બને છે.

કેટલીક રિવાયતોમાં એટલું વધુ છે કે, હુઝૂરે ફરમાવ્યું છે કે, જો લાલ રંગનો છોકરો ઠીંગણા કદ ખૂબસુરત પીળા રંગની જેમ પેદા થાય તો મારા ખયાલ મુજબ તે ઓરત સાચી છે અને પુરૂષે તેના પર તહોમત મૂકી છે અને છોકરો કાળી આંખોવાળો અને જાડી પિંડલીઓવાળો પેદા થાય તો મારા ખયાલ મુજબ તે પુરૂષ સાચો છે, પરંતુ છોકરો તેનાથી પણ ખરાબ શિકલનો પેદા થયો.

## હદીસ 'લવ કુન્તુ રાજિમન બિગયરિ બય્યિનતિન'ની વિગત

(૭૧/૫૫૬૪) હઝરત ઇબ્ને અબ્બાસે રસૂલુલ્લાહ (સલ.) સામે લિઆન કરવાનો ઉલ્લેખ કર્યો. આસિમ ઇબ્ને અદીએ પણ એ અંગે કંઇક કહ્યું : જ્યારે આસિમ પાછા ફર્યા ત્યારે તેમની કોમનો એક માણસ તેમની પાસે કંઇક ફરિયાદ કરવા આવ્યો. તે કહેવા લાગ્યો કે, મેં પત્ની સાથે પરપુરૂષને જોયો છે. આસિમ કહેવા લાગ્યા : મેં રસૂલુલ્લાહ (સલ.) સામે લિઆન વિષે કંઇક કહ્યું હતું. એટલે એમાં જ સંડોવાયો. છેવટે આસિમ તે માણસને લઇને રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યા. તે માણસે પોતાની પત્નીની જે વાત જોઇ હતી તે કહી કે, એ માણસ પીળા રંગનો, પાતળો અને લાંબા વાળવાળો હતો અને જે માણસ પર વ્યભિચારનો આરોપ મૂકયો હતો તે માણસ જાડી પિંડલીઓવાળો લાલ રંગનો જાડો માણસ હતો. હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! તું બતાવ. જ્યારે છોકરો પેદા થયો ત્યારે તે જ માણસની શિકલનો હતો, જેના પર સ્ત્રીના પતિએ વ્યભિચારનો આરોપ મૂકયો હતો. છેવટે રસૂલુલ્લાહ (સલ.)એ બંને વચ્ચે લિઆન કરાવ્યું. જે મજલિસમાં તે ઓરત હાજર હતી તે મજલિસમાં એક માણસે હઝરત ઇબ્ને અબ્બાસને કહ્યું કે, આ તે જ ઓરત છે જેના વિષે રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું કે, જો હું સાક્ષીઓ વગર કોઇને પ્રાણઘાતક પત્થરમાર કરત તો આ ઓરતને કરત. હઝરત ઇબ્ને અબ્બાસે જવાબ આપ્યો : ના, તે ઓરત એવી હતી જે ઇસ્લામમાં

વ્યભિચાર જાહેર કરતી હતી.

**જે ઓરત સાથે લિઆન કરવામાં આવે તેની મહેરનું વર્ણન**

(૭૨/૫૫૬૫) સઈદ ઈબ્ને જુબેર કહે છે : મેં ઈબ્ને ઉમરને કહ્યું કે, જો કોઈ માણસ પોતાની પત્ની પર વ્યભિચારનો આરોપ મૂકે તો શું હુકમ છે ? ઈબ્ને ઉમરે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ અજલાન કબીલાના બે માણસો વચ્ચે જુદાઈ કરાવી દીધી હતી. આપે કહ્યું કે, ખુદા સારી રીતે જાણે છે કે, તમારામાંથી એક જૂઠું છે, તો શું તમારામાંથી કોઈ પોતાની વાત પાછી ખેંચી લે છે ? પરંતુ બંનેએ પોતાની વાત પાછી ખેંચવાનો ઈન્કાર કર્યો. હુઝૂરે ફરી કહ્યું : ખુદા સારી રીતે જાણે છે કે, તમારામાંથી કોઈ ન કોઈ જૂઠું છે. તો શું તમારામાંથી કોઈ તૌબા કરે છે ? છતાં પણ બંનેએ ઈન્કાર કર્યો. છેવટે હુઝૂરે બંને વચ્ચે જુદાઈ કરાવી દીધી. કેટલીક રિવાયતોમાં એટલું વધુ છે કે, તે માણસે કહ્યું કે, મારા માલ (મહેર)નું શું થશે ? એક માણસે જવાબ આપ્યો : તમને માલ મળી શકતો નથી. કારણ કે, જો તમે સાચા છો તો તમે તેની સાથે સંભોગ કરી ચુક્યા છો અને જૂઠા હોય તો તો સાથે જ મળી શકતો નથી.

**લિઆન કરનારાઓને એવું કહેવું જાઇઝ છે કે, બેશક, તમારામાંથી એક માણસ જુઠો છે, તો શું તમારામાંથી કોઇ તૌબા કરે છે ?**

(૭૩/૫૫૬૬) સઈદ ઈબ્ને જુબેર કહે છે : મેં ઈબ્ને ઉમરને લિઆન કરનારાઓનો હુકમ પૂછ્યો. ઈબ્ને ઉમરે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ બંને લિઆન કરનારાઓને કહ્યું હતું કે, તમારો હિસાબ તો અલ્લાહ તઆલા પાસે છે. તમારા બંનેમાંથી એક જૂઠ બોલે છે. (પતિને કહ્યું) હવે તમે એના પર કાબુ મેળવી શકો તેમ નથી. પતિએ કહ્યું કે, મારો માલ અપાવી દો. આપે કહ્યું : માલ તમારો નથી. જો તમે સાચું કહ્યું છે તો તમે સંભોગ કરી ચુક્યા છો અને જો જૂઠું કહ્યું છે તો માલ મળવો વધારે મુશ્કેલ છે. કેટલીક રિવાયતોમાં એટલું વધુ આવ્યું છે કે, હુઝૂરે કહ્યું : તમારામાંથી એક માણસ જરૂર જૂઠો છે. તેને ખુદા સારી રીતે જાણે છે. તો શું તમારામાંથી કોઈ પોતાના શબ્દો પાછા ખેંચી શકે છે ? આ વાત હુઝૂરે ત્રણવાર કહી હતી.

**લિઆન કરનારાઓમાં જુદાઇ કરાવી દેવાનું બયાન**

(૭૪/૫૫૬૭) હઝરત ઈબ્ને ઉમર કહે છે કે, એક માણસે પોતાની પત્ની પર વ્યભિચારનો આરોપ મૂક્યો. રસૂલુલ્લાહ (સલ.)એ બંનેને કસમ આપી અને જુદાઈ કરાવી દીધી.



(૭૫/૫૫૬૮) હઝરત ઈબ્ને ઉમર કહે છે કે, એક અનસારી પુરૂષ અને તેની સ્ત્રી વચ્ચે રસૂલુલ્લાહ (સલ.)એ લિઆન કરાવ્યું અને જુદાઈ કરાવી દીધી.

**જે ઓરત સાથે લિઆન કરવામાં આવે તેનું બાળક તેની પાસે રાખવામાં આવે**

(૭૬/૫૫૬૯) હઝરત ઈબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક પુરૂષ અને તેની ઓરત વચ્ચે લિઆન કરાવ્યું. પુરૂષે છોકરાનો ઈન્કાર કર્યો. રસૂલુલ્લાહ (સલ.)એ બંને વચ્ચે જુદાઈ કરાવી દીધી અને છોકરાને ઓરત સાથે કરી દીધો.

(૭૭/૫૫૭૦) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.) સામે બે લિઆન કરાવનારાઓની વાત નીકળી. આસિમ ઈબ્ને અદીએ પણ એ દરમ્યાન કંઈ વાત કહી. પછી પાછા ફરીને ઘેર આવ્યા ત્યારે તેમની કોમના એક માણસે આવીને કહ્યું : મેં મારી ઓરત સાથે એક માણસને જોયો છે. આસિમે કહ્યું : મેં આ બાબતમાં કંઈક વાત કરી હતી એટલે એ જ બનાવમાં સપડાયો. છેવટે આસિમ તે માણસને લઈને રસૂલુલ્લાહ (સલ.)ની પાસે આવ્યા. તે માણસે પોતાની પત્નીની તે વાત કહી જેમાં પત્નીને જોઈ હતી. એ માણસ પીળા રંગનો, પાતળો અને લાંબા વાળવાળો હતો અને જે માણસ પર પત્ની સાથે વ્યભિચાર કરવાનો આરોપ મૂક્યો હતો તે માણસ ઘઉંવર્ણો, જાડી પિંડલીઓ-વાળો, ભરાવદાર અને વાંકડીયા વાળવાળો હતો. હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! (સત્ય) જાહેર કરી દે. જ્યારે બાળક પેદા થયું ત્યારે તે માણસની શિકલનું હતું જેના પર તે ઓરતના પતિએ વ્યભિચારનો આરોપ મૂક્યો હતો. રસૂલુલ્લાહ (સલ.)એ પતિ-પત્ની વચ્ચે લિઆન કરાવ્યું. આ સાંભળીને એક માણસે ઈબ્ને અબ્બાસને તે જ મજલિસમાં કહ્યું : શું આ તે જ ઓરત છે જેના વિષે રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું કે, જો હું સાક્ષીઓ વગર કોઈ ઓરતને પ્રાણઘાતક પત્થરમાર કરત તો આ ઓરતને કરત. ઈબ્ને અબ્બાસે કહ્યું : ના, તે ઓરત તો ઈસ્લામમાં વ્યભિચારની ચેષ્ટા કરતી હતી.

**જો કોઇ માણસ ત્રણ તલાક આપે અને ઓરત ઇદ્દત પછી બીજા કોઇ સાથે નિકાહ કરી લે, પરંતુ બીજા પતિએ સંભોગ ન કર્યો હોય તો શું હુકમ છે ?**

(૭૮/૫૫૭૧) હઝરત આઈશા કહે છે કે, રિફાઆ કુર્ઝીએ એક ઓરત સાથે નિકાહ કર્યા. થોડાક દિવસ પછી તલાક આપી દીધી. ઓરતે બીજા માણસ સાથે નિકાહ કરી લીધા, પરંતુ પછી મુબારક

સેવામાં હાજર થઇને તેણે કહ્યું કે, તે સંભોગ કરતો નથી અને તેની પાસે કપડાના પુમળા સિવાય બીજું કંઇ નથી. હુઝૂરે કહ્યું : ના, જ્યાં સુધી તું તેની મીઠાશ અને તે તારી મીઠાશ ચાખી ન લે.

**આયત 'વ લ્લાઇ યઇસ્ન મિનલ મહીદિ મિન નિસાઇકુમ ઇનિ ર્તબ્તુમ'ની તફસીર**

**મુજાહિદ કહે છે કે, જો તમને એ ખબર ન હોય કે તે ઓરતોને માસિક આવે છે કે નહીં અથવા વૃધ્ધાવસ્થાના કારણે જેમને માસિક આવવાનું બંધ થઇ ગયું હોય અથવા જે હજુ પુખ્ત વયની ન હોય તે બધીઓની ઇદ્દત ત્રણ મહીના છે**

**આયત 'ઊલાતુલ અહમાલિ અજલુહુન્ન અંય્યદઅ્ન હમલહુન્ન'ની તફસીર**

(૭૯/૫૫૭૨) હઝરત ઉમ્મે સલમહ કહે છે કે, અસ્લમ કબીલાની એક ઓરત જેનું નામ સુબૈઆ હતું, તે સગર્ભા હતી, એવામાં તેના પતિનું અવસાન થયું. અબૂસ્સનાબિલે તેની પાસે નિકાહનો સંદેશ મોકલ્યો. તેણે નિકાહ કરવાનો ઇન્કાર કર્યો. તે પોતે (મનોમન) કહેવા લાગી કે, તારા માટે ખુદાની કસમ ! તેની સાથે નિકાહ કરવાનું ત્યાં સુધી જાઇઝ નથી કે, જ્યાં સુધી બંને મુદ્દતોમાંથી લાંબી મુદ્દત પસાર ન થઇ જાય. લગભગ દસ જ દિવસ વીત્યા હતા કે, ગર્ભ પડી ગયો. તે હુઝૂર પાસે આવી. હુઝૂરે કહ્યું : હવે તું નિકાહ કરી લે.

(૮૦/૫૫૭૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદે હઝરત ઝેદ ઇબ્ને અરકમને લખ્યું કે, તમે સુબૈઆ અસ્લમિય્યાને પૂછો. રસૂલુલ્લાહ (સલ.)એ તેને શું ફત્વો આપ્યો હતો ? સુબૈઆએ કહ્યું કે, હુઝૂરે મને ફત્વો આપ્યો હતો કે, સુવાવડ પછી નિકાહ કરી શકું છું.

(૮૧/૫૫૭૪) મિસ્વર ઇબ્ને મખ્રમા કહે છે કે, સુબૈઆ અસ્લમિય્યાના પેટે પતિના અવસાનના અમુક દિવસ પછી બાળક પેદા થયું. તે હુઝૂર પાસે આવી અને નિકાહની રજા માગી. હુઝૂરે તેને રજા આપી અને તેણે નિકાહ કર્યા.

**આયત 'વલ મુતલ્લકાતુ યતરબ્બસ્ન બિઅન્ફુસિહિન્ન સલાસત કુરૂઇન'ની તફસીર**

**ઇબ્રાહીમ નખઇ કહે છે : જે માણસે ઇદ્દતમાં નિકાહ કર્યા અને ઓરતને તેની પાસે આવીને ત્રણ માસિક (હેઝ) આવ્યા તો ઓરત પહેલા પતિથી બાઇન થઇ જશે અને બીજા પતિના હિસાબમાં તે ગણવામાં આવશે નહીં**



**ઝુહરી કહે છે કે, બીજા પતિના હિસાબમાં તેને ગણવામાં આવશે. ઝુહરીનું કથન સુફયાનને પસંદ છે**

**મઅ્મર કહે છે કે, જ્યારે ઓરતનો માસિકનો સમય નજીક આવે ત્યારે અરબીમાં કહેવામાં આવે છે 'અકરઅતિલ મર્અતુ' અને 'તુહર'નો સમય નજીક આવે ત્યારે પણ એમ જ કહેવામાં આવે છે. જો ઓરતના પેટમાં ગર્ભ ન રહે તો કહેવામાં આવે છે : 'મા કરઅત બિસલન કતુ'**

**ફાતિમા બિન્તે કૈસનો કિસ્સો અને આયત 'વ ત્ત કૂ લ્લાહ રબ્બકુમ લા તુખ્રિજૂહુન્ન મિન બુયૂતિહિન્ન....'ની તફસીર**

(૮૨/૫૫૭૫) કાસિમ ઇબ્ને મુહમ્મદ અને સુલયમાન ઇબ્ને યસાર કહે છે કે, યહ્યા ઇબ્ને સઇદ ઇબ્ને આસે અબ્દુર્રહમાન ઇબ્ને હકમની પુત્રીને તલાક આપી. તે વખતે મદીનાનો ગવર્નર મરવાન હતો. અબ્દુર્રહમાન પોતાની પુત્રીને લઇ ગયા. ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આઇશાએ મરવાન પાસે સંદેશો મોકલ્યો કે, ખુદાથી ડરો અને ઓરતને તેના ઘેર પાછી મોકલી આપો. એક રિવાયતમાં આવ્યું છે કે, મરવાને એવો જવાબ આપ્યો હતો કે, અબ્દુર્રહમાને મારી વાત માની નહીં. બીજી રિવાયતમાં છે કે, મરવાને હઝરત આઇશાને જવાબ કહેવડાવ્યો કે, શું તમને ફાતિમા બિન્તે કૈસની હાલતની ખબર નથી ? હઝરત આઇશાએ કહ્યું : ફાતિમાની વાત ન કરવી એ જ તારા માટે લાભદાયક છે. મરવાને કહ્યું કે, જો તમારા માટે ફાતિમાના બનાવમાં એવું અર્થઘટન કરવાની જોગવાઇ છે કે, તેની અને તેના પતિની વચ્ચે કંકાસ હતો તો એ બંને વચ્ચે પણ કંકાસ છે.

(૮૩/૫૫૭૬) હઝરત આઇશાએ કહ્યું હતું : ફાતિમાને શું થઇ ગયું છે ? તે ખુદાથી કેમ ડરતી નથી ? હઝરત આઇશાનો હેતુ એ છે કે, ફાતિમા એવું શા માટે કહે છે કે, તલાક પામેલ ઓરત માટે ન રહેવાનું મકાન જરૂરી છે, ન ખાવા-પીવાનો ખર્ચ.

(૮૪/૫૫૭૭) હઝરત ઉરવા ઇબ્ને ઝુબેરે હઝરત આઇશાને કહ્યું હતું : જુઓ, હકમની પુત્રીને તેના પતિએ તલાકે બાઇન આપી દીધી છે અને તે નીકળીને ચાલી ગઇ છે. હઝરત આઇશાએ કહ્યું : તેણે ખોટું કર્યું. હઝરત ઉરવાએ કહ્યું : શું તમે ફાતિમાની વાત સાંભળી નથી ? હઝરત આઇશાએ કહ્યું : ખબરદાર ! તેના માટે આ વાતનો ઉલ્લેખ કરવાનું સારૂં નથી.

**તલાક પામેલ ઓરતને જો પતિના**

**ઘરમાં એ વાતનો ભય હોય કે, કોઇ વગર રજાએ ઘુસી આવશે અથવા તો પોતે પોતાના ઘર-વાળાંઓને વગોવતી હોય તો પતિના ઘરમાંથી નીકળીને ચાલ્યા જવું જાઇઝ છે**

(૮૫/૫૫૭૮) હઝરત ઉરવા કહે છે કે, હઝરત આઇશાએ ભારે રોષ વ્યકત કરતાં કહ્યું કે, ફાતિમા એક વેરાન મકાનમાં હતી. તેના એક ભાગના પડી જવાનો ભય હતી. એટલે રસૂલુલ્લાહ (સલ.)એ તેને રજા આપી હતી.

**આયત 'લાયહિલ્લુ લહુન્ન અંય્યકતુમ્ન મા ખલક લ્લાહુ ફી અરહામિહિન્ન'ની તફસીર.** ઉંવા **ઓરતો માટે હલાલ નથી કે, જે ગર્ભ અથવા માસિક અલ્લાહ તઆલાએ તેમના ગર્ભાશયમાં પેદા કર્યુ છે તેને છુપાવે**

(૮૬/૫૫૭૯) હઝરત આઇશા કહે છે કે, (હજ્જતુલ વદાઅ પછી) જ્યારે રસૂલુલ્લાહે (મક્કાથી) રવાના થવાનો ઇરાદો કર્યો ત્યારે જોયું કે, હઝરત સફિય્યા પોતાના તંબુના દરવાજા પાસે ઉદાસ ઉભાં છે. આપે કહ્યું : માથું મુંડન થએલ તો આપણને જરૂર જતાં અટકાવશે. શું તેં કુરબાનીના દિવસે તવાફે ઝિયારત કર્યો હતો ? હઝરત સફિય્યાએ કહ્યું કે, જી હા. આપે કહ્યું : તો પછી ચાલ્યા કર.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ બુઊલતુહુન્ન અહક્કુ બિરદ્દિહિન્ન'** ઉંવા **તેમના પતિ ઇદ્દતની અંદર તેમને પાછા લેવાના વધારે અધિકારી છે. જો ઓરતને એક અથવા બે તલાક આપી હોય તો કેવી રીતે પાછી ખેંચવામાં આવે ?**

(૮૭/૫૫૮૦) હસન કહે છે કે, મઅકલ ઇબ્ને યસારની બહેન એક માણસના નિકાહમાં હતી. તેણે તલાક આપી દીધી અને એનાથી જુદો થઇ ગયો. અહીં સુધી કે, જ્યારે ઇદ્દત પસાર થઇ ગઇ ત્યારે પતિએ બીજીવાર સંદેશ મોકલ્યો. મઅકલને આ વાતથી સ્વમાનની દ્રષ્ટિએ ખૂબ ગુસ્સો આવ્યો. તેઓ કહેવા લાગ્યા : તેણે પ્રથમ તો છોડી દીધી, જો કે તે પાછી ખેંચી શકતો હતો. હવે ફરી સંદેશ મોકલી રહ્યો છે. જેથી મઅકલ પોતાની બહેન અને તેના પતિ વચ્ચે અવરોધ રૂપ બની ગયા. તે વખતે અલ્લાહ તઆલાએ **વ ઇઝા તલ્લકતુમુ ન્નિસાઅ ફબલગ્ન અજલહુન્ન ફલાતઅદુલૂહુન્ન અંય્યન્કિહ્ન અઝવાજહુન્ન....** ઉતારી ઉંવા જ્યારે તમે ઓરતોને તલાક આપી દો અને તે પોતાની ઇદ્દતની મુદ્દત સુધી પહોંચી જાય તો તેમને તેમના



પતિઓ સાથે નિકાહ કરતાં ન અટકાવો. રસૂલુલ્લાહ (સલ.)એ તેમને બોલાવીને તેમની સામે ઉપરોક્ત આયત પઢી. મઅકલે સ્વમાન છોડીને અલ્લાહનો હુકમ માની લીધો.

(૮૮/૫૫૮૧) નાફિઅ કહે છે કે, ઇબ્ને ઉમરે માસિક (હેઝ)ની હાલતમાં પોતાની પત્નીને એક તલાક આપી દીધી. રસૂલુલ્લાહ (સલ.)એ તેમને હુકમ આપ્યો કે, પાછી ખેંચી લે અને ત્યાં સુધી રોકી રાખે કે, તે પાક થઇ જાય. પછી બીજીવાર તેને માસિક આવે. પછી તે માસિકમાંથી પણ પાક થઇ જાય. હવે જો તલાક દેવાનો ઇરાદો હોય તો સંભોગ કર્યા વગર 'તુહર'ની હાલતમાં તેને તલાક આપી દે. આ જ તે ઇદ્દત છે જે અલ્લાહ તઆલાએ ઓરતોની તલાક માટે મુકર્રર કરી છે. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરને જ્યારે આ મસ્અલો પૂછવામાં આવતો ત્યારે તે કહેતા કે, જો તમે તેને ત્રણ તલાકો આપી દીધી તો તે તમારા માટે હરામ થઇ ગઇ, અહીં સુધી કે બીજા કોઇ સાથે નિકાહ કરે. કેટલીક રિવાયતોમાં ઇબ્ને ઉમરની આટલી વાત વધારે છે કે, જો એક અથવા બે વાર તમે તેને તલાક આપી દો તો પાછી ખેંચવાનો હક્ક બાકી છે. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને એનો હુકમ આપ્યો હતો.

**માસિકવાળી ઓરત (ની તલાક)ને પાછી ખેંચવી જાઇઝ છે**

(૮૯/૫૫૮૨) યુનુસ ઇબ્ને જુબેર કહે છે : મેં ઇબ્ને ઉમરને (માસિકવાળી ઓરતની તલાક અંગે) પૂછયું. તેમણે કહ્યું : ઇબ્ને ઉમરે (પોતે) પણ માસિકની હાલતમાં પોતાની પત્નીને તલાક આપી દીધી હતી. હઝરત ઉમરે રસૂલુલ્લાહ (સલ.)ને એનો હુકમ પૂછયો હતો. હુઝૂરે હુકમ આપ્યો હતો કે, તે પાછી ખેંચી લે. પછી ઇદ્દત શરૂ થતા પહેલાં તલાક આપે. હઝરત ઉમરે કહ્યું કે, મેં હુઝૂરને પૂછયું, તો શું આ તલાકથી ઇદ્દત ગણાશે ? આપે કહ્યું : જો તે લાચાર બની જાય અથવા બેવકૂફ બની જાય (તો શું થઇ શકે).

**જે ઓરતનો પતિ મરી જાય તે ચાર માસ ને દસ દિવસ શોક પાળે. ઝુહરી કહે છે : જે યુવતીનો પતિ મરી ગયો હોય તેના માટે હું ખુશ્બુ લગાડવાનું જાઇઝ સમજતો નથી. કારણ કે, તેના માટે ઇદ્દત જરૂરી છે**

(૯૦/૫૫૮૩) ઝેનબ બિન્તે અબૂ સલમાએ નીચેની ત્રણ હદીસો બયાન કરી છે. ઝેનબ કહે છે કે, જ્યારે ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે હબીબાના પિતા અબૂ સુફયાન ઇબ્ને હરબનું અવસાન થયું ત્યારે હું તેમની પાસે ગઇ. તેમણે એક મિશ્ર ખુશ્બુ મંગાવી. તેમાંથી થોડીક

ખુશ્બુ તો છોકરીને લગાડી. પછી પોતાના બંને ગાલ પર લગાડી. ત્યાર પછી કહ્યું : ખુદાની કસમ ! મને ખુશ્બુની જરૂર નથી, પરંતુ મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, જે ઓરતનું ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન હોય તેના માટે જાઇઝ નથી કે, કોઇ મય્યિત માટે ત્રણ રાતથી વધારે શોક પાળે. હા, પતિ માટે જ માસ ને દસ દિવસ શોક પાળવો જોઇએ. ઝેનબ બિન્તે અબૂ સલમા કહે છે : ત્યાર પછી જ્યારે ઉમ્મુલ મુઅમિનીન ઝેનબ બિન્તે જહશના ભાઇનું અવસાન થયું ત્યારે હું તેમની પાસે ગઇ. તેમણે પણ ખુશ્બુ મંગાવીને લગાડી. તેમણે કહ્યું : ખુદાની કસમ ! મને ખુશ્બુની જરૂર નથી, પરંતુ મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે, આપ ફરમાવતા હતા કે, જે ઓરતનું ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન હોય તેના માટે જાઇઝ નથી કે, કોઇ મય્યિત માટે ત્રણ રાતથી વધારે શોક પાળે. હા, પતિ માટે ચાર માસ ને દસ દિવસનો શોક પાળવો જોઇએ. ઝેનબ બિન્તે અબૂ સલમા કહે છે કે, હઝરત ઉમ્મે સલમા કહેતાં હતાં કે, એક ઓરતે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા જમાઇનું અવસાન થઇ ગયું અને એની (વિધવાની) આંખો દુખે છે. શું અમે તેને સુરમો લગાડી શકીએ છીએ ? હુઝૂરે બે કે ત્રણવાર કહ્યું : ના. પછી કહ્યું : એ ઇદ્દત ચાર માસ ને દસ દિવસની છે અને અંધકાર યુગમાં તમારો નિયમ હતો કે, વરસના અંતે લીંડીઓ ફેંકતી હતી. હુમૈદ કહે છે કે, મેં ઝેનબને પૂછ્યું કે, આ લીંડીઓ ફેંકવાનો શું અર્થ છે ? ઝેનબે જવાબ આપ્યો : કુફ્રના સમયમાં રિવાજ હતો કે, જ્યારે કોઇ ઓરતનો પતિ મરી જતો ત્યારે તે સાંકડા અને તુટેલા મકાનમાં ઇદ્દત વીતાવવા બેસતી હતી. તે ઘણા જ ખરાબ કપડાં પહેરતી અને ખુશ્બુ લગાડતી ન હતી. જ્યારે એવી જ રીતે એક વરસ પસાર થઇ જતું ત્યારે કોઇ જાનવર ગધેડો, બકરી અથવા કોઇ પક્ષી લાવવામાં આવતું હતું. ઓરત પોતાના શરીરને તે લગાડતી હતી. તે જાનવર તરત મરી જતું હતું. પછી તે ઓરત ઘરમાંથી નીકળતી હતી. તેના હાથમાં થોડીક લીંડીઓ આપવામાં આવતી હતી. તે પોતાના માથા પરથી નીચેની તરફ તે લીંડીઓ ફેંકતી હતી. ત્યાર પછી તે જે ખુશ્બુ ઇચ્છતી તે લગાડતી હતી.

**શું શોક પાળનારી ઓરત માટે સુરમો લગાડવો જાઇઝ છે ?**

(૯૧/૫૫૮૪) હઝરત ઉમ્મે સલમા કહે છે : એક ઓરતના પતિનું અવસાન થયું. લોકોને તેની આંખોની ચિંતા થઇ. એટલે રસૂલુલ્લાહ (સલ.) પાસે જઇને સુરમો લગાડવાની રજા માંગી. હુઝૂરે કહ્યું : તે સુરમો ન લગાડે. (અંધકાર



યુગમાં) તમારામાંની કેટલીક ઓરતો શોક પાળવા માટે પોતાના સૌથી ખરાબ કપડાં અથવા સૌથી ખરાબ ઘરમાં બેસતી હતી. જ્યારે એક વરસ થઇ જતું અને કુતરો પસાર થતો તો તેને લીંડીઓ ફેંકીને મારતી હતી. તે ઓરત સુરમો લગાડી શકતી ન હતી, જ્યાં સુધી કે ચાર માસ ને દસ દિવસ પસાર ન થઇ જાય.

(૯૨/૫૫૮૫) ઝેનબ બિન્તે અબૂ સલમા કહે છે કે, ઉમ્મે હબીબા બયાન કરતાં હતાં કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જે મુસલમાન ઓરતનું ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન હોય તેણે કોઇ મય્યિતનો ત્રણ દિવસથી વધારે શોક ન પાળવો જોઇએ. હા, પતિ માટે ચાર માસ ને દસ દિવસ શોક પાળે.

(૯૩/૫૫૮૬) હઝરત ઉમ્મે અતિય્યા કહે છે કે, પતિ સિવાય બીજા કોઇના માટે અમને ત્રણ દિવસથી વધારે શોક પાળવાની મનાઇ કરવામાં આવી હતી.

**શોક પાળનારી ઓરત માટે માસિકમાંથી પાક થતી વખતે ઊદ ખૂશ્બુનો ઉપયોગ જાઇઝ છે**

(૯૪/૫૫૮૭) હઝરત ઉમ્મે અતિય્યા કહે છે : અમને મનાઇ કરવામાં આવતી હતી કે, કોઇ મય્યિતના માટે ત્રણ રાતથી વધારે શોક કરીએ. હા, પતિ માટે ચાર માસ ને દસ દિવસનો શોક પાળવાનો હુકમ હતો. અમે સુરમો પણ લગાડી શકતાં ન હતાં. ખુશ્બુ પણ લગાડી શકતાં ન હતાં અને અસ્બ (યમનની રંગીન ચાદર) સિવાય બીજું કોઇ રંગેલું કપડું પણ પહેરી શકતા ન હતા. અમને રજા આપવામાં આવી હતી કે, માસિકમાંથી પાક થયા પછી જો કોઇ ગુસ્લ કરે તો કંઇક અંશે કુસ્તે ઝફાર વાપરી શકાતી હતી. અમને જનાઝા પાછળ જવાની મનાઇ કરવામાં આવી હતી.

**શોક પાળનારી ઓરત અસ્બ વાપરી શકે છે**

(૯૫/૫૫૮૮) હઝરત ઉમ્મે અતિય્યા કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જે ઓરતનું ઇમાન અલ્લાહ અને કિયામતના દિવસ પર હોય તે પતિ સિવાય બીજા કોઇના માટે ત્રણ દિવસથી વધારે શોક ન પાળે. સુરમો ન લગાડે અને અસ્બ સિવાય બીજું કોઇ રંગીન કપડું ન પહેરે. ઉમ્મે અતિય્યાથી એવી પણ રિવાયત છે કે, હુઝૂરે (ઉપરોક્ત કામોની) મનાઇ ફરમાવી છે અને એમ પણ કહ્યું છે કે, ખુશ્બુ પણ ન લગાડે. હા, જ્યારે પાકીનો સમય નઝદીક હોય અને પાક થઇ જાય ત્યારે ઊદ ખુશ્બુનો ઉપયોગ કરી શકે છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લ્લઝીન યુતવફ્ફવ્ન મિન્કુમ**

**વ યઝરૂન અઝવાજં સ્યતરબ્બસ્ન બિઅન્ફુસિહિન્ન અરબઅત અશ્હુરિં વ્વ અશ્રન'** ડિવા જે **લોકો તમારામાંથી મરી જાય અને પત્નીઓ મૂકી જાય, તેમની પત્નીઓ ચાર માસ ને દસ દિવસ થોભે**

(૯૬/૫૫૮૯) ઉપરોક્ત આયતની તફસીર અંગે મુજાહિદ કહે છે કે, આ ઇદ્દત યોગ્ય હતી. ઓરત એ મુદ્દત પતિના ઘરવાળાંઓ પાસે પસાર કરતી હતી. ત્યાર પછી અલ્લાહ તઆલાએ નીચેની આયત ઉતારી : **'વ લ્લઝીન યુતવફફવ્ન મિન્કુમ વ યઝરૂન અઝવાજં વ્વસિય્યત લિઅઝવાજિહિમ મતાઅન ઇલલ હવલિ ગયૃર ઇખ્રાજિન ફઇન ખરજ્ન ફલાજુનાહ અલયકુમ ફીમા ફઅલ્ન ફી અન્ફુસિહિન્ન મિમ્મઅ્રૂફિન'** ડિવા તમારામાંથી જે લોકો મરી જાય અને પત્નીઓ મૂકી જાય, તેમના પર પોતાની પત્નીઓ માટે એક વરસના ખર્ચની વસિય્યત કરવી જરૂરી છે. તેમને (ઘરમાંથી) કાઢવી ન જોઇએ. જો તે પોતે નીકળી જાય તો તેમનું કૃત્ય, જે નિયમ અનુસાર તેમણે કર્યું હોય તેનો તમારા પર કોઇ ગુનોહ નથી. મુજાહિદ કહે છે : (ઉપરોક્ત આયતમાં) અલ્લાહ તઆલાએ વરસના બાકીના ભાગ ડિવા સાત માસ ને વીસ દિવસને વસિય્યત ઠેરવ્યા છે. તે ઓરત વસિય્યતની અંદર ચાહે તો રહે અને ચાહે તો ચાલી જાય. કારણ કે, **ગયૃર ઇખ્રાજિન ફઇન ખરજ્ન ફલાજુનાહ અલયકુમ** પરથી એવું જ લાગે છે. જાણે કે, મુજાહિદના ખયાલ મુજબ ઇદ્દત નિયમ અનુસાર જરૂરી છે અને બાકીના સાત માસ ને વીસ દિવસનો ઓરતને અધિકાર છે.

ઇબ્ને અબ્બાસ કહે છે કે, આ આયતે ઇદ્દત પતિના ઘરમાં પસાર કરવાના હુકમને મન્સૂખ કર્યો. હવે ઓરતને હક છે કે, જ્યાં ચાહે ત્યાં ઇદ્દતના દિવસો પસાર કરે. અતા કહે છે કે, શબ્દ **ગયૃર ઇખ્રાજ** પરથી એવું લાગે છે કે, જો ઓરત ઇચ્છે તો પતિના ઘરવાળાંઓ સાથે રહે અને પોતાની વસિય્યતની મુદ્દતમાં ચાહે તો રહે અને ચાહે તો ચાલી જાય. કારણ કે, એના પછી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે; **ફલા જુનાહ અલયકુમ ફીમા ફઅલ્ન ફી અન્ફુસિહિન્ન** અતા કહે છે કે, વારસાના હુકમથી રહેવાનો હુકમ રદ થયો. હવે ઓરત જ્યાં ઇચ્છે ત્યાં ઇદ્દત પસાર કરી શકે છે. તેના માટે રહેવાનું મકાન જરૂરી નથી.

(૯૭/૫૫૯૦) ઝેનબ બિન્તે ઉમ્મે સલમા કહે છે કે, જ્યારે હઝરત ઉમ્મે હબીબા પાસે તેમના પિતાના અવસાનની ખબર આવી ત્યારે તેમણે ખુશ્બુ મંગાવીને બંને બાંયો પર લગાડી. તેમણે કહ્યું : મને ખુશ્બુની જરૂર ન હતી. જો મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી આ ખબર સાંભળી ન હોત કે, જે ઓરતનું ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન હોય તેના માટે કોઇ મય્યિત પર ત્રણ દિવસથી વધારે શોક કરવો જાઇઝ નથી. હા, પતિ માટે ચાર માસ ને દસ દિવસ શોક કરે.

**ફાસિદ નિકાહ અને હરામખોર ઓરતની મહેરનું બયાન**

**હસન બસરી કહે છે કે, જો અજાણપણે મહરમ ઓરત સાથે નિકાહ કરી લે તો બંને વચ્ચે જુદાઇ કરાવી દેવામાં આવશે. ઓરતે જે કંઇ લીધું હશે તે તેનું જ રહેશે, પરંતુ વધારે માલ લઇ શકશે નહીં. હસન બસરીનું છેલ્લું કથન એ છે કે, મહરમ ઓરતની મહેર આપવી જરૂરી છે**

(૯૮/૫૫૯૧) હઝરત અબૂ મસઊદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કુતરાની કીમત, જ્યોતિષની મજૂરી અને હરામખોર ઓરતના મહેનતાણાની મનાઇ ફરમાવી છે.

(૯૯/૫૫૯૨) હઝરત અબૂ જુહૈફા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ગુડનાર ગુડાવનાર, વ્યાજ લેનાર અને વ્યાજ દેનાર પર લઅનત મોકલી છે. કુતરાની કીમત અને હરામખોર ઓરતના મહેનતાણાની મનાઇ ફરમાવી છે અને તસ્વીર બનાવનારાઓ પર લઅનત કરી છે.

(૧૦૦/૫૫૯૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ લોંડીઓની ખર્ચીની મનાઇ ફરમાવી છે.

**જે ઓરત સાથે સંભોગ કરવામાં આવ્યો હોય તેની મહેર શું હોવી જોઇએ ? સંભોગ કોને કહેવામાં આવે છે ? જો સંભોગ કર્યા પહેલાં તલાક આપી દેવામાં આવે તો શું હુકમ છે ?**

(૧૦૧/૫૫૯૪) સઇદ ઇબ્ને જુબેર કહે છે : મેં ઇબ્ને ઉમરને કહ્યું કે, જો કોઇ માણસ પોતાની પત્ની પર વ્યભિચારનો આરોપ મૂકે તો શું હુકમ છે ? તેમણે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)એ બે અજલાનીઓમાં તો જુદાઇ કરાવી દીધી હતી. આપે કહ્યું કે, ખુદા જાણે છે કે, તમારા બેમાંથી એક જૂઠું બોલે છે, તો શું તમારા બેમાંથી કોઇ તૌબા કરે છે ? પરંતુ બંનેએ ઇન્કાર કર્યો. હુઝૂરે ફરી કહ્યું : ખુદા જાણે છે કે, તમારા બેમાંથી એક જૂઠું છે, તો શું તમારા બેમાંથી કોઇ પોતાની વાત પાછી ખેંચી શકે છે ? પરંતુ બંનેએ ઇન્કાર કર્યો. છેવટે રસૂલુલ્લાહ (સલ.)એ બંને વચ્ચે જુદાઇ કરાવી દીધી. કેટલીક રિવાયતોમાં ઉપરોક્ત હદીસ અંગે

(૧૦૮/૫૯૦૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂરે (સલ.)એ ફરમાવ્યું કે, શ્રેષ્ઠ ખૈરાત તે છે જે માલદાર થયા પછી હોય અને તેને આપવાનું શરૂ કરો જેનું ભરણપોષણ તમારા પર જરૂરી છે.

**માનવી પોતાના ઘરવાળાંઓ માટે એક વરસનો ખર્ચ ભેગો કરીને રાખી શકે છે કે નહીં અને સ્ત્રી-બાળકોને કેટલું કેટલું આપવું જોઇએ ?**

(૧૦૯/૫૯૦૨) હઝરત ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) બની નઝીરના ખજૂરીઓના બાગને વેચીને પોતાના ઘરવાળાઓ માટે એક વરસનો ખર્ચ ભેગો કરીને રાખતા હતા.

(૧૧૦/૫૯૦૩) ઝુહરી કહે છે : માલિક ઇબ્ને ઔસ અને મુહમ્મદ ઇબ્ને જુબૈરે મને હદીસનો એક ભાગ કહ્યો હતો. મેં માલિક ઇબ્ને ઔસ પાસે જઇને (પૂરી) હદીસ પૂછી. માલિકે કહ્યું કે, એક દિવસ હું હઝરત ઉમર પાસે ગયો. એવામાં તેમનો ચોકીદાર યરફા આવ્યો. તે કહેવા લાગ્યો : ઉસ્માન, અબ્દુર્રહમાન, ઝુબૈર અને સઅદ અંદર આવવાની રજા માંગે છે. શું તેમના માટે હુકમ છે ? હઝરત ઉમરે કહ્યું : હા. ચોકીદારે તેમને રજા આપી અને ઉપર્યુક્ત સજ્જનો અંદર આવીને સલામ કરીને બેસી ગયા. થોડીવાર પછી યરફા આવ્યો. તેણે કહ્યું : શું અલી અને અબ્બાસને અંદર આવવાની રજા છે ? હઝરત ઉમરે કહ્યું : હા. ચોકીદારે બંને સજ્જનોને રજા આપી. બંને અંદર આવીને સલામ કરીને બેસી ગયા. હઝરત અબ્બાસે કહ્યું : અમીરૂલ મુઅમિનીન, મારો અને એમનો નિકાલ લાવો. હઝરત ઉસ્માન અને બીજા હાજરજનોએ પણ કહ્યું : અમીરૂલ મુઅમિનીન, એમનો નિકાલ લાવો અને એકને બીજાના ઝઘડાઓમાંથી છુટકારો આપો. હઝરત ઉમરે કહ્યું : ઉતાવળ ન કરો. હું તમને તે ખુદાની કસમ આપીને પૂછું છું જેના હુકમથી જમીન અને આસ્માન કાયમ છે. શું તમને ખબર છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું, અમારો કોઇ વારસદાર નથી. અમે જે કંઇ વારસો છોડીએ તે ખૈરાત છે. હાજર રહેલાઓએ જવાબ આપ્યો : આ પ્રમાણે કહ્યું તો હતું. એ પછી હઝરત ઉમરે હઝરત અલી અને અબ્બાસ તરફ મોં કર્યું અને કહ્યું : હું તમને બંનેને ખુદાની કસમ આપું છું, શું તમે જાણો છો કે, રસૂલુલ્લાહ (સલ.)એ આ પ્રમાણે કહ્યું છે ? બંને સદ્‌ગૃહસ્થોએ કહ્યું : આપ (સલ.)એ ફરમાવ્યું તો હતું. હઝરત ઉમરે કહ્યું : તો હું તમારી સામે એની વિગત કહું છું. કારણ એ હતું કે, અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને વિશિષ્ઠ રીતે આ માલ આપ્યો. આપના સિવાય બીજા કોઇને આપ્યો નહીં. અલ્લાહ તઆલાએ



ફરમાવ્યું છે : **વ મા અફાઅ લ્લાહુ અલા રસૂલિહિ....** એટલે આ માલ ફક્ત રસૂલુલ્લાહ (સલ.)નો હતો, પરંતુ ખુદાની કસમ ! રસૂલુલ્લાહ (સલ.)એ તમારા વગર ફક્ત પોતાના માટે તે માલ રાખ્યો નહીં, બલ્કે તમને પણ આપ્યો અને તમારી વચ્ચે એની વહેંચણી કરી. અહીં સુધી કે, તેમાંથી આ ભાગ બાકી રહ્યો. રસૂલુલ્લાહ (સલ.) એ માલમાંથી પોતાના ઘરવાળાંઓનો આખા વરસનો ખર્ચ આપતા હતા. જે કંઇ બચતું હતું તેને એવી રીતે ખર્ચ કરતા હતા જેવી રીતે અલ્લાહનો બીજો માલ ખર્ચ થતો હતો. રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની ઝિન્દગીમાં એના પર જ અમલ કર્યો હતો. હું તમને ખુદાની કસમ આપીને પૂછું છું, શું તમને એની ખબર છે ? હાજરજનોએ કહ્યું કે, જી હા. હઝરત ઉમરે હઝરત અલી મુર્તઝા અને હઝરત અબ્બાસને કહ્યું કે, હું તમને ખુદાની કસમ આપીને પૂછું છું, શું તમને પણ એની ખબર છે ? બંને સજ્જનોએ કહ્યું કે, જી હા. હઝરત ઉમરે કહ્યું કે, ત્યાર પછી જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ની વફાત થઇ ત્યારે હઝરત અબૂબક્રે કહ્યું કે, હું રસૂલુલ્લાહ (સલ.)નો ખલીફા છું. એટલે હઝરત અબૂબક્રે તે માલનો કબ્ઝો લીધો. જેવી રીતે રસૂલુલ્લાહ (સલ.)એ વ્યવસ્થા કરી હતી તેવી જ અબૂબક્રે વ્યવસ્થા કરી. તે પછી હઝરત અલી અને હઝરત અબ્બાસ તરફ મોં ફેરવીને કહ્યું : તે વખતે તમારા બંને સદ્‌ગૃહસ્થોનો એવો ખયાલ હતો કે, અબૂબક્ર આવા આવા છે. ખુદા જાણે છે કે, અબૂબક્ર આ બાબતમાં સાચા, નેક, સમજદાર અને પ્રમાણિક હતા. પછી જ્યારે હઝરત અબૂબક્રની વફાત થઇ ત્યારે મેં કહ્યું : હું રસૂલુલ્લાહ અને હઝરત અબૂબક્રનો ખલીફા છું. એટલે મેં બે વરસ સુધી એનો કબ્ઝો લીધો અને જેવી રીતે હુઝૂર (સલ.) અને હઝરત અબૂબક્ર (રદિ.) વ્યવસ્થા કરતા હતા તેવી જ વ્યવસ્થા હું કરતો રહ્યો. પછી તમે બંને મારી પાસે એકમત અને એકમન થઇને આવ્યા. અબ્બાસ, તમે તમારા ભત્રીજાના વારસાના દાવેદાર થઇને આવ્યા હતા અને એ (અલી) મારી પાસે પોતાની પત્નીનો વારસો માગતા હતા. મેં તમને બંનેને કહ્યું હતું કે, જો તમારી ઇચ્છા હોય તો હું તમને એ શરતે આપું છું કે, તમે ખુદાના વચનનો હવાલો આપીને કહો કે, અમે એ અંગે તે જ વ્યવસ્થા કરીશું જે રસૂલુલ્લાહ (સલ.)એ કરી હતી અને અબૂબક્રે કરી હતી અને જે મેં ખિલાફતના પ્રારંભમાં કરી છે, નહીં તો મારી સાથે એ અંગે વાતચીત ન કરો. તે બંનેએ કહ્યું કે, એ શરતે જ તમે અમને એ માલ આપો. મેં તમને ઉપરોક્ત શરતે માલ આપ્યો. હું તમને ખુદાની કસમ આપીને પૂછું છું, શું એ જ શરતે મેં તમને આપ્યો હતો ? હાજર રહેલાઓએ કહ્યું કે, જી

હા. હઝરત ઉમરે હઝરત અલી અને હઝરત અબ્બાસ તરફ મોં કરીને કહ્યું કે, હું તમને બંનેને ખુદાની કસમ આપીને પૂછું છું કે, શું એ શરતે જ મેં તમને આપ્યો હતો ? બંને સજ્જનોએ કહ્યું કે, બેશક. હઝરત ઉમરે કહ્યું : હવે તમે મારી પાસે એ સિવાય બીજો કોઇ ચુકાદો ઇચ્છો છો ? તે ખુદાની કસમ જેના હુકમથી જમીન અને આસ્માન કાયમ છે, હું એ સિવાય બીજો કોઇ ચુકાદો નહીં આપું. અહીં સુધી કે, કિયામત આવી જાય. જો તમે બંને એવી શક્તિ ન ધરાવતા હોય તો માલ મારા હવાલે કરી દો. હું તમારા તરફથી કામ કરીશ.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વલ વાલિદાતુ યુર્દિઅ્‌ન અવલાદહુન્‍ન હવલય્‌નિ કામિલય્‌નિ લિમન અરાદ અંય્‌યુતિમ્મ ર્રદાઅત....' બીજી આયત છે : 'વ હમ્લુહુ વ ફિસાલુહુ સલાસૂન શહરન' ત્રીજી જગ્યાએ છે : 'વ ઇન તઆસરતુમ ફસતરદિઉ લહુ ઉખ્રા લિયુન્ફિક ઝૂસઅતિમ્ મિન સઅતિહિ.....'**

**ઝુહરી કહે છે કે, અલ્લાહ તઆલાએ મનાઇ ફરમાવી છે કે, કોઇ માં પોતાના બાળકને નુકસાન પહોંચાડે. નુકસાન પહોંચાડવાની રીત એ છે કે, માં કહે કે, હું દૂધ પીવડાવતી નથી. જો કે બાળકને ખોરાક આપવા માટે માં જ શ્રેષ્ઠ છે. માં જ બાળક પર ખૂબ મહેરબાન અને દયાળુ હોય છે. એટલે જ્યારે બાળકનો પિતા બાળક તરફથી એની માંને એવો હક આપે જે અલ્લાહે તેના પર ફર્ઝ કર્યો છે તો પછી માંને ઇન્કાર કરવાનો અધિકાર નથી અને ન પિતાને એવો હક છે કે, બાળકના કારણે તેની માંને નુકસાન પહોંચાડે અને બીજી ઓરત પાસે દૂધ પીવડાવવા માટે માંને દૂધ પીવડાવવાની મનાઇ કરે. ખુલાસો એ છે કે, જો માં-બાપ ખુશીથી દૂધ પીવડાવવા માગે તો કંઇ વાંધો નથી અને જો બાળકનું દૂધ છોડાવવા માગે તો તેમાં પણ કંઇ વાંધો નથી, એ શરતે કે, એ દૂધ છોડાવવાનું પરસ્પરની સલાહ-મંત્રણા અને રાજીખૂશીથી હોય**

## જો પતિ ગાયબ હોય તો તેના સ્ત્રી-બાળકોનો ખર્ચ ક્યાંથી કરવામાં આવે ?

(૧૧૧/૫૬૦૪) હઝરત આઇશા કહે છે કે, હિન્દ બિન્તે ઉત્બાએ આવીને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અબૂ સુફયાન કંજૂસ માણસ છે. જો હું તેના માલમાંથી (ચોરીને) મારા બાળકોને ખવડાવું તો મને કોઇ ગુનોહ થશે ? હુઝૂરે કહ્યું : ના, પરંતુ નિયમ અનુસાર થવું જોઇએ.

(૧૧૨/૫૬૦૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો ઓરત પોતાના પતિની કમાઇમાંથી તેના હુકમ વગર કંઇ ખૈરાત કરશે તો ખૈરાત કરવાનો અડધો સવાબ તેને (પતિને) પણ મળશે.

## પતિના ઘરમાં પત્નીનું કામ કરવું

(૧૧૩/૫૬૦૬) હઝરત અલી મુર્તઝા કહે છે કે, હઝરત ફાતિમાના હાથોમાં ઘંટીના કારણે નિશાનીઓ પડી હતી. તે એની ફરિયાદ કરવા રસૂલુલ્લાહ (સલ.)ની પાસે ગયાં. કારણ કે, તેમને ખબર મળી હતી કે, થોડીક લોંડીઓ અને ગુલામો આવ્યાં છે, પરંતુ હઝરત ફાતિમાની રસૂલુલ્લાહ (સલ.) સાથે મુલાકાત ન થઇ. તેમણે હઝરત આઇશાને એ અંગે વાત કરી. જ્યારે હુઝૂર આવ્યા ત્યારે હઝરત આઇશાએ હુઝૂરને કહ્યું. હુઝૂર અમારી પાસે આવ્યા. તે વખતે અમે અમારા બિછાનાઓ પર સૂઇ ગયાં હતાં. (હુઝૂરને જોઇને) અમે ઉઠવાનો ઇરાદો કર્યો, પરંતુ આપે કહ્યું : તમારી જગ્યા પર રહો અને પોતે આવીને મારી અને હઝરત ફાતિમાની વચ્ચે બેસી ગયા. અહીં સુધી કે, હુઝૂરના કદમોની ઠંડક મેં મારા પેટ પર અનુભવી. પછી આપે કહ્યું : હું તમને એવી વાત બતાવું છું જે તમારી માંગણી કરતાં સારી છે. જ્યારે બિછાના પર જાઓ ત્યારે ૩૩ વાર સુબ્હાનલ્લાહ, ૩૩ વાર અલ્હમ્દુલિલ્લાહ અને ૩૪ વાર અલ્લાહુ અકબર પઢો, એ જ તમારા માટે સેવક (નોકર) કરતાં સારૂં છે.

## ઓરત માટે સેવકનું વર્ણન

(૧૧૪/૫૬૦૭) હઝરત અલી મુર્તઝા કહે છે કે, હઝરત ફાતિમા એક સેવક માગવા માટે રસૂલુલ્લાહ (સલ.) પાસે ગયાં. હુઝૂરે કહ્યું : હું તમને એવી વાત બતાવું છું જે તમારા માટે સેવક કરતાં સારી છે. સૂતી વખતે ૩૩ વાર ખુદાની તસ્બીહ, ૩૩ વાર ખુદાની હમ્દ અને ૩૪ વાર અલ્લાહની મહાનતા બયાન કરો. ઉપરોક્ત રિવાયત બયાન કર્યા પછી સુફયાને કહ્યું કે, હુઝૂરે ત્રણેમાંથી એકના વિષે ૩૪ વાર પઢવા માટે કહ્યું હતું. હઝરત અલી કહે છે : હુઝૂરના ફરમાન પછી મેં કદી એનો ત્યાગ કર્યો નથી. તેમને પૂછવામાં આવ્યું કે, સિફ્ફીનની લડાઇની રાત્રે પણ તમે છોડયું નથી ? તેમણે કહ્યું : સિફ્ફીનની લડાઇની રાત્રે પણ છોડયું નથી.

## ઘરના પુરૂષનું પોતે ઘરવાળાં-ઓની સેવા કરવાનું બયાન

(૧૧૫/૫૬૦૮) હઝરત અસ્વદ ઇબ્ને યઝીદ કહે છે : મેં હઝરત આઇશાને પૂછ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) ઘરમાં શું શું કરતા હતા ? તેમણે કહ્યું કે, ઘરવાળાંઓની સેવામાં રહેતા હતા અને અઝાન સાંભળીને બહાર જતા હતા.

**જો પુરૂષ ખર્ચ ન આપે તો ઓરત માટે જાઇઝ છે કે, તેને ખબર કર્યા વગર નિયમ અનુસાર એટલો ખર્ચ લઇ લે જે તેના બાળકો માટે પુરતો હોય**

(૧૧૬/૫૬૦૯) હઝરત આઇશા કહે છે કે, હિન્દ બિન્તે ઉત્બાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અબૂ સુફયાન કંજુસ માણસ છે. મને એટલું આપતા નથી કે, મારા અને મારા બાળકો માટે પુરતું થઇ પડે. આ સિવાય બીજો કોઇ ઉપાય નથી કે, તેમની જાણ બહાર હું કંઇક લઇ લઉં. હુઝૂરે કહ્યું કે, એટલું લઇ લો જેટલું કે, નિયમ અનુસાર તમારા અને તમારી ઔલાદના માટે પુરતું થઇ પડે.

**ઓરતે પોતાના પતિના માલની દેખરેખ રાખવી જોઇએ**

(૧૧૭/૫૬૧૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ઊંટો પર સવાર થનારી (અરબ) ઓરતોમાં સૌથી શ્રેષ્ઠ ઓરતો કુરૈશની છે. પોતાના નાના બાળકો પર ખૂબ મહેરબાન હોય છે અને પતિના માલની સારી દેખરેખ રાખે છે.

**ઓરતને પ્રણાલિકા મુજબ પહેરવેશ આપવો જોઇએ**

(૧૧૮/૫૬૧૧) હઝરત અલી કહે છે કે, હુઝૂર (સલ.) પાસે એક રેશમી (કપડાંની) જોડ લાવવામાં આવી. હુઝૂરે મને આપી. મેં પોતે પહેરી લીધી, પરંતુ મુબારક ચહેરા પર ગુસ્સાના ચિહ્નો જોઇને મેં તેને ફાડીને મારી ઓરતોમાં વહેંચી દીધી.

**પતિની ઔલાદના ઉછેરમાં સ્ત્રીએ પુરૂષને મદદ કરવી જોઇએ**

(૧૧૯/૫૬૧૨) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે : મારા પિતા મરતી વખતે સાત કે નવ છોકરીઓ મૂકી ગયા હતા. એટલે મેં એક બિનકુંવારી સ્ત્રી સાથે નિકાહ કર્યા. હુઝૂરે કહ્યું : જાબિર, શું તેં નિકાહ કરી લીધા ? મેં કહ્યું : જી હા. આપે કહ્યું : કુંવારી સાથે કે બિનકુંવારી સાથે ? મેં કહ્યું : બિનકુંવારી સાથે. આપે કહ્યું : કોઇ કુંવારી સાથે કેમ કર્યા નહીં કે, તું તેની સાથે રમત અને તે તારી સાથે રમત. તું તેની સાથે હસત અને તે તારી સાથે હસત. મેં કહ્યું : હુઝૂર, મારા પિતા અવસાન વખતે અમુક છોકરીઓ મૂકી ગયા હતા. મને ઠીક



લાગ્યું નહીં કે, તેમના જેવી બીજી એક છોકરી લઇ આવું. એટલે મેં બિનકુંવારી સ્ત્રી સાથે નિકાહ કર્યા. જેથી તેમનું વડીલપણું જાળવે અને તેમને કાબુમાં રાખે. આપે કહ્યું : ખુદા મુબારક કરે.

**ગરીબ માણસ પોતાના ઘરવાળાંઓને જ ખૈરાત કરે**

(૧૨૦/૫૬૧૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, એક માણસે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું બરબાદ થઇ ગયો. આપે કહ્યું : કેમ, શું થયું ? તેણે કહ્યું કે, મેં રમઝાનમાં પત્ની સાથે સંભોગ કર્યો. આપે કહ્યું : એક ગુલામ આઝાદ કરો. તેણે કહ્યું : મારી પાસે તો નથી. આપે કહ્યું : તો બે મહીનાના સળંગ રોઝા રાખો. તેણે કહ્યું કે, મારામાં એની શક્તિ નથી. આપે કહ્યું : તો સાઠ મિસ્કીનોને ખાણું ખવડાવો. તેણે કહ્યું કે, એ મારી પાસે નથી. એવામાં હુઝૂરની પાસે એક ગુણ આવી, જેમાં ખજુર ભરેલું હતું. આપે કહ્યું : મસ્અલો પૂછનાર ક્યાં છે ? તેણે કહ્યું કે, હું હાજર છું. આપે કહ્યું : આ ખૈરાત કરી દે. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું મારાથી વધારે મોહતાજ માણસને ? તે ખુદાની કસમ છે જેણે આપને સાચો ધર્મ આપીને મોકલ્યા છે, મદીનાની બંને પથરાળ ભૂમિઓ વચ્ચે મારાથી વધારે મોહતાજ કોઇ ઘર નથી. હુઝૂર આ સાંભળીને હસ્યા. જેથી મુબારક દાંત દેખાયા પછી આપે કહ્યું : તો હવે તમે જ ખાઇ લો.

**જે બાળકનો પિતા મરી ગયો તેને દૂધ પીવડાવવાનું મહેનતાણું વારસદારના શિરે છે. શું દૂધ પીવડાવવાનો હક માં પર છે અને આયત 'દરબ લ્લાહુ મસલ રંજુલયૂનિ અહદુહુમા અબ્કમુ લાયકદિરૂ અલા શયઇન વ હુવ કલ્લુન અલા મવલાહુ'ની તફસીર**

(૧૨૧/૫૬૧૪) હઝરત ઉમ્મે સલમા કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જો હું અબૂ સલમાના છોકરાઓ માટે કંઇક ખર્ચ કરૂં તો મને કંઇ સવાબ મળશે ? કારણ કે, હું તેમને એમ તો છોડી શકતી નથી. તે મારી ઔલાદ છે. આપે કહ્યું : હા, જો તમે તેમના માટે ખર્ચ કરશો તો તમને તેનો સવાબ મળશે.

(૧૨૨/૫૬૧૫) હઝરત આઇશા કહે છે : હિન્દે મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અબૂ સુફયાન કંજુસ માણસ છે. જો હું તેમના માલમાંથી આટલો માલ લઇ લઉં જે મારા માટે પુરતો હોય તો શું મને કંઇ ગુનોહ થશે ? આપે કહ્યું કે, નિયમ અનુસાર લઇ લો.

**હદીસ 'મન તરક કલ્લન અવ દિયાઅન ફઇલય્ય'ની તફસીર**

(૧૨૩/પ૬૧૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની પાસે જ્યારે કોઇ દેવાદાર માણસનો જનાઝો લાવવામાં આવતો તો આપ પૂછતા હતા કે, તેણે પોતાનું દેવું ચુકવવા જેટલો માલ છોડયો છે ? હવે જો કહેવામાં આવતું કે, દેવું ચુકવવા જેટલો તેણે માલ છોડયો છે, તો આપ તેની નમાઝ પઢતા, નહીં તો મુસલમાનોને કહી દેતા કે, તમે તમારા માણસની નમાઝ પઢો, પરંતુ જ્યારે અલ્લાહ તઆલાએ હુઝૂરને વિજયો નસીબ કર્યા ત્યારે આપે કહ્યું : હું મુસલમાનોની સાથે તેમની જાત કરતાં પણ વધારે નજીકનો સંબંધ ધરાવનાર છું. એટલે જે મુસલમાનનું અવસાન થઇ જાય અને તે કંઇ દેવું મૂકીને મરે તો તે દેવું ચુકવવાની જવાબદારી મારી છે અને જે માણસ કંઇ માલ મૂકી જાય તે તેના વારસદારો માટે છે.

**દૂધ પીવડાવનારીઓ આઝાદ ઓરતો વગેરેમાંથી હોવી જોઇએ**

(૧૨૪/પ૬૧૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે હબીબા કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપ મારી બહેન સાથે, જે અબૂ સુફયાનની પુત્રી છે, નિકાહ કરી લો. આપે કહ્યું : શું તમે એ પસંદ કરશો ? મેં કહ્યું : જી હા. આપ મારી એકલીના માટે તો નથી અને મારી સાથે ભાગીદાર બનવા માટે અન્યોની સરખામણીમાં મારી બહેન જ સારી છે. આપે કહ્યું : તે મારા માટે હલાલ નથી. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદાની કસમ ! અમે તો પરસ્પર વાતચીત કરી રહ્યાં હતાં કે, આપ અબૂ સલમાની છોકરી દુર્રા સાથે નિકાહ કરો છો. આપે કહ્યું : શું ઉમ્મે સલમાની પુત્રી સાથે ? મેં કહ્યું : જી હા. આપે કહ્યું : ખુદાની કસમ ! જો તે મારા ખોળામાં ઉછરી ન હોત તો પણ તે મારા માટે હલાલ નથી. કારણ કે, તે મારા રઝાઇ ભાઇની પુત્રી છે. મને અને અબૂ સલમાને સુવયબાએ દૂધ પીવડાવ્યું હતું. હવે તમે મને તમારી પુત્રીઓ અને બહેનો સાથે નિકાહ કરવા માટે ન કહેશો. હઝરત ઉરવા કહે છે : સુવયબાને અબૂ લહબે આઝાદ કરી હતી.

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**ખાનપાનના નિયમો**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કુલૂ મિન તય્યિબાતિ મા રઝકનાકુમ' અને 'કુલૂ મિન તય્યિબાતિ મા કસબ્તુમ' અને 'કુલૂ મિન તય્યિબાતિ વ અ્મલૂ સાલિહા'**

(૧૨૫/પ૬૧૮) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું : ભૂખ્યાને ખાણું ખવડાવો. બીમારની ખબર લો અને કેદીને છોડાવો.



(૧૨૬/પ૬૧૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ના ઘર-વાળાંઓએ હુઝૂરના અવસાન સુધી કદી ત્રણ દિવસ (સળંગ) પેટ ભરીને ખાધું નથી. હઝરત અબૂ હુરૈરા કહે છે કે, મને ખૂબ ભૂખ લાગી હતી, એવામાં હું હઝરત ઉમરને મળ્યો. તેમને કુર્આનની કોઇ આયત સંભળાવવા માટે કહ્યું : હઝરત ઉમર ઘરમાં દાખલ થયા અને આયત ખોલીને બયાન કરી. ત્યાર પછી હું (ઉઠીને) થોડે જ દૂર ગયો હતો કે ભૂખની તકલીફના કારણે ઉંધા મોંએ પડયો. થોડી જ વારે જ્યારે મોં ઉઠાવીને જોયું ત્યારે રસૂલુલ્લાહ (સલ.) મારા માથા પાસે ઉભા હતા. આપ ફરમાવી રહ્યા હતા : અબૂ હુરૈરા ! મેં કહ્યું : જી હુઝૂર ! હાજર છું. આપે મારો હાથ પકડીને ઉભો કર્યો અને મારી સ્થિતિ પારખી ગયા. ઘેર લાવીને દૂધનો એક પ્યાલો આપવાનો હુકમ કર્યો. મેં પ્યાલો ભરીને દૂધ પીધું. હુઝૂરે કહ્યું કે, અબૂ હુરૈરા, હજુ પીઓ. મેં બીજીવાર પીધું. હુઝૂરે કહ્યું : અબૂ હુરૈરા, હજુ પીઓ. મે ત્રીજીવાર પીધું. અહીં સુધી કે, મારૂં પેટ ટાઇટ થઇ ગયું અને તીરની પાંખ જેવું થઇ ગયું. ત્યાર પછી હું હઝરત ઉમરને મળ્યો અને તેમને મારા બનાવની વાત કરીને કહ્યું કે, ઉમર, તમારા કરતાં સારા માણસને એ બાબતનો નિકાલ લાવનાર બનાવ્યો. ખુદાની કસમ ! મેં તમને કુર્આનની આયત પઢવા માટે કહ્યું હતું, જો કે હું તમારા કરતા વધારે સારી રીતે એ આયતને પઢી શકતો હતો. હઝરત ઉમરે કહ્યું : ખુદાની કસમ ! તમને મારા ઘરમાં લઇ જવા અને ખાણું ખવડાવવું મારા માટે લાલ ઊંટો કરતાં પણ વધારે સારૂં હતું.

**ખાણા પર બિસ્મિલ્લાહ બોલવાનું બયાન અને જમણા હાથે ખાવાનો હુકમ**

(૧૨૭/પ૬૨૦) ઉમર ઇબ્ને અબૂ સલમા કહે છે : હું બાળક હતો અને રસૂલુલ્લાહ (સલ.)ની દેખરેખ હેઠળ હતો. ખાતી વખતે મારો હાથ રકાબીમાં ઘુમ્યા કરતો હતો. (ટિંકા ધરાતો ન હતો) રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, છોકરા, બિસ્મિલ્લાહ પઢીને જમણા હાથે ખાઓ અને તમારી સામેથી ખાઓ. જેથી તે સમયથી મારી ખાવાની રીત આ પ્રમાણે થઇ ગઇ.

**પોતાની સામેથી ખાવાનું બયાન**

**હઝરત અનસની રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ખાતા પહેલાં ખુદાનું નામ લો. દરેક માણસ પોતાની સામેથી ખાય**

(૧૨૮/૫૬૨૧) હઝરત ઉમર ઇબ્ને અબૂ સલમા કહે છે કે, એક દિવસ મેં રસૂલુલ્લાહ (સલ.) સામે ખાણું ખાધું. હું રકાબીની ચારે તરફથી ખાવા લાગ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, તમારી સામેથી ખાઓ.

(૧૨૯/૫૬૨૨) હઝરત ઉમર ઇબ્ને અબૂ સલમા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : બિસ્મિલ્લાહ કરો અને પોતાની સામેથી ખાઓ.

## જો સાથે ખાનારો ખરાબ ન સમજે તો પ્યાલાની ચારે બાજુએ શોધવું જાઇઝ છે

(૧૩૦/૫૬૨૩) હઝરત અનસ કહે છે કે, એક દરજીએ રસૂલુલ્લાહ (સલ.)ને દઅવત આપી. હું પણ હુઝૂરની સાથે ગયો. મેં જોયું કે, પ્યાલાની કોર પાસે હુઝૂર દૂધી શોધતા હતા. તે દિવસથી જ મને પણ દૂધી પ્રત્યે મુહબ્બત જાગી.

## જમણા હાથે ખાણું ખાવાનું બયાન

(૧૩૧/૫૬૨૪) હઝરત ઉમર ઇબ્ને અબૂ સલમા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું હતું : તમારા જમણા હાથે ખાઓ.

(૧૩૨/૫૬૨૫) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) શક્ય તેટલી હદે વુઝૂ કરવામાં, જોડા પહેરવામાં અને કાંસકી કરવામાં જમણા હાથનો ઉપયોગ કરતા હતા.

## ધરાઇને ખાવાનું બયાન

(૧૩૩/૫૬૨૬) હઝરત અનસ કહે છે કે, અબૂ તલહાએ ઉમ્મે સુલૈમને કહ્યું હતું કે, મેં રસૂલુલ્લાહ (સલ.)નો અવાજ સાંભળ્યો ત્યારે કમજોર લાગતો હતો. જેના પરથી હું સમજી ગયો કે, હુઝૂરને ભૂખ લાગી છે. શું તમારી પાસે કંઇ છે ? ઉમ્મે સુલૈમે જવની અમુક રોટલીઓ કાઢી અને પોતાની ઓઢણી કાઢીને તેના એક છેડામાં રોટલીઓ બાંધીને કપડાની નીચે છુપાવી દીધી અને કપડાનો થોડો ભાગ ચાદર રૂપે મારા પર નાખીને રસૂલુલ્લાહ (સલ.) પાસે મોકલી. મેં રસૂલુલ્લાહ (સલ.)ને મસ્જિદમાં જોયા. આપની સાથે બીજા લોકો પણ બેઠા હતા. હું તેમની પાસે જઇને ઉભો થઇ ગયો. હુઝૂરે કહ્યું : તને અબૂ તલહાએ મોકલ્યો છે ? મેં કહ્યું : જી હા. હુઝૂરે હાજર રહેલાઓને કહ્યું : ઉઠો. જેથી રસૂલુલ્લાહ (અને બીજા લોકો) ચાલતા થયા. હું બધાની આગળ આગળ જઇ રહ્યો હતો. અહીં સુધી કે, હું અબૂ તલહા પાસે પહોંચી ગયો. અબૂ તલહા કહેવા લાગ્યા : ઉમ્મે સુલૈમ, રસૂલુલ્લાહ (સલ.) લોકોને સાથે લઇને આવ્યા અને આપણી પાસે એટલું ખાણું નથી કે તેમના માટે પુરતું થઇ પડે. ઉમ્મે સુલૈમે કહ્યું : ખુદા અને



તેના રસૂલ જ સારી રીતે જાણે છે. અબૂ તલહા રસૂલુલ્લાહ (સલ.)ની સામે ગયા અને હુઝૂરને સાથે લઇને ઘરમાં દાખલ થયા. હુઝૂરે કહ્યું : ઉમ્મે સુલૈમ, તમારી પાસે શું છે ? ઉમ્મે સુલૈમ તે જ રૂમાલ લઇ આવ્યાં. રસૂલુલ્લાહ (સલ.)એ રોટલીઓ તોડવાનો હુકમ આપ્યો. ઉમ્મે સુલૈમે ચામડાની થેલીમાંથી કોઇ વસ્તુ નીચોવીને શાક જેવું બનાવ્યું. ત્યાર પછી રસૂલુલ્લાહ (સલ.)ને જે પઢવાનું હતું તે પઢયા. આપે કહ્યું : દસ માણસોને (ખાવાની) રજા આપો. હુકમ અનુસાર દસ માણસોને રજા આપી. જ્યારે તેઓ ખાઇને ધરાઇને ચાલ્યા ગયા ત્યારે હુઝૂરે કહ્યું : (બીજા) દસને બોલાવો. હુકમ અનુસાર બીજા દસને બોલાવ્યા. તેઓ પણ ધરાઇને ચાલ્યા ગયા ત્યારે હુઝૂરે કહ્યું : બીજા દસને બોલાવો. છેવટે બધા માણસો ખાઇને ધરાઇ ગયા. તે વખતે એ લોકોની સંખ્યા એંસીની હતી.

(૧૩૪/૫૬૨૭) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને અબૂબક્ર કહે છે : એકવાર અમે બધા રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ૧૩૦ માણસો હતા, એવામાં હુઝૂરે કહ્યું : તમારામાંથી કોઇની પાસે કંઇ ખાવાનું છે ? સંજોગવશાત એક માણસ પાસે લગભગ એક સાઅ આટો હતો. હુકમ અનુસાર તેને ગુંદવામાં આવ્યો. એવામાં એક કાફિર વિખરાયેલા વાળવાળો લાંબા કદનો બકરીઓ હાંકતો આવ્યો. હુઝૂરે કહ્યું : શું વેચશો કે ભેટ આપશો ? તેણે કહ્યું : ના, વેચીશ. હુઝૂરે તેની પાસેથી એક બકરી ખરીદી. હુકમ અનુસાર તેને તૈયાર કરવામાં આવી. રસૂલુલ્લાહ (સલ.)એ કલેજી અલગ ભુંજવાનો હુકમ આપ્યો. ખુદાની કસમ ! ૧૩૦ માણસોમાંથી કોઇ માણસ એવો ન હતો જેને રસૂલુલ્લાહ (સલ.)એ કલેજીનો કોઇ ટુકડો ન આપ્યો હોય. જે હાજર હતો તેને આપ્યો અને જે ગેરહાજર હતો તેના માટે અલગ મૂકી દીધો. ત્યાર પછી હુઝૂરે તેને બે પ્યાલામાં નાંખ્યો અને અમે બધાએ ધરાઇને ખાધો. બંને પ્યાલાઓમાં થોડોક વધ્યો. જે મેં ઉંચકીને ઊંટ પર મૂકી દીધો.

(૧૩૫/૫૬૨૮) હઝરત આઇશા કહે છે : જ્યારે અમે બે કાળી વસ્તુઓ ઉિવા ખજૂર અને પાણી પેટ ભરીને ખાધું ત્યારે હુઝૂરની વફાત થઇ.

## અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લય્સ અલલ અઅ્‌રજિ હરજુન વ લા અલલ અઅ્‌મા હરજુન.' બધા માણસોનું સાથે મળીને ખાણું ખાવાનું બયાન અને બધાનું થોડો થોડો ખર્ચ કાઢીને એકત્ર કરવાનું જાઇઝ હોવું

(૧૩૬/૫૬૨૯) હઝરત સુવૈદ ઇબ્ને નુઅમાન કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ખૈબર ગયા. 'સહબા' નામે જગ્યાએ હતા, એવામાં રસૂલુલ્લાહ (સલ.)એ ખાણું મંગાવ્યું, પરંતુ સત્તૂ સિવાય બીજું કંઇ રજૂ કરવામાં આવ્યું નહીં. અમે તેના જ નાના ટુકડા કર્યા અને ખાધું. પછી હુઝૂરે પાણી મંગાવ્યું. હુઝૂરે પોતે પણ કુલ્લી કરી અને અમે પણ કુલ્લીઓ કરી. તે પછી હુઝૂરે (નવું) વુઝૂ કર્યા વગર અમને મગરિબની નમાઝ પઢાવી.

**ચપાતીનું વર્ણન અને ખ્વાન તથા દસ્તરખ્વાન પર ખાવાનો હુકમ**

(૧૩૭/૫૬૩૦) હઝરત કતાદા કહે છે : અમે હઝરત અનસ પાસે હતા. તેમનો રસોઇઓ-બબરચી પણ હતો, એવામાં તેમણે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)એ વફાતની ઘડી સુધી કદી ચપાતી, રોટલી અને બકરીનો ભુંજેલો ગોશ્ત ખાધો નથી.

(૧૩૮/૫૬૩૧) હઝરત અનસ કહે છે : મારી જાણ મુજબ રસૂલુલ્લાહ (સલ.)એ કદી તશ્તરીમાં (ચોક્કસ પ્રકારની ઇરાની પ્લેટમાં) ખાધું નથી. ન જ ચપાતી, રોટલી ખાધી અને ન કદી ખ્વાન (ભોજન માટે વપરાતી ઇરાની સાધન) પર ખાધું. લોકોએ હઝરત કતાદાને પૂછ્યું, પછી લોકો કેવી રીતે ખાતા હતા ? તેમણે કહ્યું કે, દસ્તરખ્વાન પર મૂકીને.

(૧૩૯/૫૬૩૨) હઝરત અનસ કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત સફિય્યા સાથે એકાંતવાસ કર્યો ત્યારે હુઝૂરના વલીમાનું ખાણું ખાવા માટે મેં મુસલમાનોને બોલાવ્યા. ચામડાનું દસ્તરખ્વાન બીછાવવામાં આવ્યું. રસૂલે પાક (સલ.)એ તેના પર ખજુર, પનીર અને ઘી મૂકાવ્યું. હઝરત અનસથી એક રિવાયત એવી પણ છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત સફિય્યા સાથે એકાંતવાસ કર્યા પછી 'હૈસ' (એક પ્રકારનો હલવો) તૈયાર કરીને ચામડાના દસ્તરખ્વાન પર મૂકાવ્યો હતો.

(૧૪૦/૫૬૩૩) વહબ ઇબ્ને કૈસાન કહે છે : સીરિયાવાળા ઇબ્ને ઝુબેરને ખિસ્યાણા પાડવા માટે બે કમરબંધ-વાળીનો પુત્ર કહેતા હતા. હઝરત અસ્મા (જેમનો ઇલ્કાબ બે કમરબંધવાળી હતો)એ એક દિવસ તેમને કહ્યું કે, બેટા, તું જાણે છે કે, બે કમરબંધ શું હતાં ? વાત એમ હતી કે, મારૂં એક કમરબંધ હતું. મેં તેને ફાડીને બે ટુકડા કર્યા. એક ટુકડાથી રસૂલુલ્લાહ (સલ.)ની મશકનું મોં બાંધ્યું અને બીજા ટુકડાથી આપના દસ્તરખ્વાનને બાંધ્યું. વહબ ઇબ્ને કૈસાન કહે છે : એ પછી જ્યારે સીરિયાવાળાઓ હઝરત ઇબ્ને ઝુબેરને ખિસ્યાણા પાડવા માટે બે કમરબંધવાળીનો પુત્ર કહેતા હતા ત્યારે ઇબ્ને ઝુબેર કહેતા હતા : હા, ખુદાની કસમ ! એ અવાજ ખરાબી જાહેર કરવા માટે છે, પરંતુ મારા પરથી એ ખિસ્યાણાપણું દૂર થનારૂં છે.

(૧૪૧/૫૬૩૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, ઉમ્મે હુફૈદે કંઇક ઘી, પનીર અને ઘોનો ગોશ્ત રસૂલુલ્લાહ (સલ.) પાસે મોકલ્યો. આપે એ બધી વસ્તુઓ મંગાવી. એ બધી વસ્તુઓ આપના દસ્તરખ્વાન પર ખાવામાં આવી, પરંતુ ઘોના ગોશ્ત પ્રત્યે અણગમો દાખવીને ખાધો નહીં. જો એ વસ્તુઓ હરામ હોત તો રસૂલુલ્લાહ (સલ.)ના દસ્તરખ્વાન પર ન ખાવામાં આવત અને આપ તેને ખાવાનો હુકમ ન આપત.

**સત્તૂનું વર્ણન**

(૧૪૨/૫૬૩૫) હઝરત સુવૈદ ઇબ્ને નુઅમાન કહે છે કે, બધા લોકો રસૂલુલ્લાહ (સલ.)ની સાથે સહબા સ્થળે હતા, એવામાં નમાઝનો વખત થઇ ગયો. હુઝૂરે ખાવાનું મંગાવ્યું, પરંતુ સત્તૂ સિવાય કંઇ મળ્યું નહીં. હુઝૂરે તેના જ ફાકા માર્યા. બીજા લોકોએ પણ ફાકયું. પછી પાણી મંગાવીને આપે પણ કુલ્લી કરી અને બીજા લોકોએ પણ કુલ્લી કરી. તે પછી (નવું) વુઝૂ કર્યા વગર હુઝૂરે નમાઝ પઢી અને અમે પણ નમાઝ પઢી. 'સહબા' સ્થળ ખૈબરથી સોળ માઇલના અંતરે છે.

**જ્યાં સુધી હુઝૂરની સામે ખાણાનું નામ લેવામાં આવતું નહીં અને આપને એવી ખબર ન પડતી કે એ શું ખાણું છે ત્યાં સુધી આપ તેને ખાતા ન હતા**

(૧૪૩/૫૬૩૬) હઝરત સયફુલ્લાહ ખાલિદ ઇબ્ને વલીદ બયાન કરે છે કે, હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે મારી માસી ઉમ્મુલ મુઅમિનીન હઝરત મયમૂના (રદિ.) પાસે ગયો. રસૂલુલ્લાહ (સલ.)એ તેમની પાસે એક ભુંજેલી ઘો જોઇ, જે તેમની બહેન હુફૈદા બિન્તે હારિસ નજદથી લાવ્યાં હતાં. હઝરત મયમૂનાએ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં ઘો રજૂ કરી. આપનો નિયમ હતો કે, જ્યાં સુધી ખાણાનો પ્રકાર અને નામ આપની સામે બયાન કરવામાં આવતું ન હતું ત્યાં સુધી આપ તેના તરફ હાથ લંબાવતા ન હતા, પરંતુ આ વખતે હુઝૂરે ઘો તરફ હાથ લંબાવ્યો. હાજર રહેલી ઓરતોમાંથી એક ઓરતે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)ને બતાવો કે, તમે હુઝૂરની સામે શું વસ્તુ રજૂ કરી છે ? યા રસૂલલ્લાહ ! એ ઘો

(૧૩૮/૫૬૩૧) નબીએ કરીમ (સલ.)ના દસ્તરખ્વાન પર માત્ર એક શાક રહેતું હતું. વિવિધ વાનગીઓ અથવા નિતનવા ખાણાં રહેતા ન હતાં.

છે. આ સાંભળતાં જ રસૂલુલ્લાહ (સલ.)એ તરત હાથ ખેંચી લીધો. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! શું ઘો હરામ છે ? આપે કહ્યું : ના, પરંતુ મારી કોમ (કુરૈશ)ની ધરતી પર એ પેદા થતી ન હતી એટલે મને સૂગ ચડે છે. છેવટે મેં તેને મારા તરફ ખેંચીને ખાધી. રસૂલુલ્લાહ (સલ.) મારા તરફ જોતા રહ્યા.

**એક માણસનું ખાણું બે માણસ માટે પુરતું થઇ પડે છે**

(૧૪૪/૫૬૩૭) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : બે માણસોનું ખાણું ત્રણ માણસો માટે અને ત્રણનું ખાણું ચારના માટે પુરતું છે.

**મુઅમિન એક આંતરડામાં ખાય છે**

(૧૪૫/૫૬૩૮) નાફિઅ કહે છે કે, હઝરત ઇબ્ને ઉમર ત્યાં સુધી ખાતા ન હતા જ્યાં સુધી પોતાની સાથે કોઇ મિસ્કીનને ખવડાવતા ન હતા. એક દિવસ ખાણું ખવડાવવા માટે હું તેમની પાસે એક માણસને લઇ ગયો. તે માણસે ખૂબ ખાધું. ઇબ્ને ઉમરે કહ્યું : નાફિઅ, ફરી એને મારી પાસે લાવશો નહીં. મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે, આપ ફરમાવતા હતા કે, મુઅમિન એક આંતરડામાં અને કાફિર સાત આંતરડાઓમાં ખાય છે.

**મુઅમિન એક આંતરડામાં ખાય છે. હઝરત અબૂ હુરૈરાથી એ અંગે રિવાયત છે**

(૧૪૬/૫૬૩૯) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મુઅમિન એક આંતરડામાં ખાય છે અને કાફિર સાત આંતરડાઓમાં ખાય છે.

(૧૪૭/૫૬૪૦) હઝરત ઇબ્ને ઉમર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : કાફિર સાત આંતરડાઓમાં ખાય છે અને મારૂં અલ્લાહ અને તેના રસૂલ પર ઇમાન છે.

(૧૪૮/૫૬૪૧) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મુસલમાન એક આંતરડામાં અને કાફિર સાત આંતરડાઓમાં ખાય છે.

(૧૪૯/૫૬૪૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, એક માણસ ખૂબ ખાતો હતો. મુસલમાન થયા પછી થોડું ખાવા લાગ્યો.

(૧૪૩/૫૬૩૬) ઇમામ અઅઝમ (રહ.)ના મત અનુસાર ઘો ખાવાની મનાઇ છે. અબૂ દાવુદ (રહ.)ની રિવાયતમાં એની મનાઇ છે. એટલે પહેલાં આપેલી પરવાનગી રદ ગણાશે.

(૧૪૫/૫૬૩૮) મુઅમિનની શાન અને કલા એ છે કે, તે થોડું ખાય. કારણ કે, તેનું જીવન આખિરત માટે છે. તે જીવવા માટે ખાય છે.



હુઝૂર (સલ.)ને તેની વાત કરવામાં આવી. આપે કહ્યું : મુઅમિન એક આંતરડામાં ખાય છે અને કાફિર સાત આંતરડાઓમાં ખાય છે.

**ટેકો લગાડીને ખાવાનું બયાન**

(૧૫૦/૫૬૪૩) હઝરત અબૂ જુહૈફા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : હું ટેકો લગાડીને ખાતો નથી.

(૧૫૧/૫૬૪૪) હઝરત અબૂ જુહૈફા કહે છે કે, હું રસૂલુલ્લાહ (સલ.)ની પાસે હતો, એવામાં હુઝૂરે એક માણસને, જે આપની પાસે હતો, કહ્યું હતું કે, હું ટેકો લગાડીને ખાતો નથી.

**ગોશ્તને ભુંજવાનું બયાન**

**અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'ફજાઅ બિઇજલિન હનીઝ' તે ભુંજેલો વાછરડો લઇને આવ્યો**

(૧૫૨/૫૬૪૫) હઝરત ખાલિદ ઇબ્ને વલીદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં એક ભુંજેલી ઘો રજૂ કરવામાં આવી. આપે તેને ખાવા માટે હાથ લંબાવ્યો. આપને કહેવામાં આવ્યું કે, એ ઘો છે. તરત હુઝૂરે હાથ ખેંચી લીધો. મેં પૂછ્યું, શું એ હરામ છે ? આપે કહ્યું : ના, પરંતુ મારી કોમની જમીનમાં એ પેદા થતી નથી. મને એનાથી સૂગ ચડે છે. પછી મેં તેને ખાધી. રસૂલુલ્લાહ (સલ.) જોઇ રહ્યા હતા.

**ખઝીરા નદ્ર કહે છે : 'ખઝીરા' ખજુરમાંથી અને 'હરીરા' દૂધમાંથી બને છે**

(૧૫૩/૫૬૪૬) હઝરત ઇત્બાન ઇબ્ને માલિક સહાબી બદરી અનસારી કહે છે : મેં મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું અંધ થઇ ગયો છું અને મારી કોમને નમાઝ પઢાવું છું, પરંતુ જ્યારે વરસાદ પડે છે અને મારી અને તેમની વચ્ચેનું નાળું વહે છે તો હું તેમની મસ્જિદમાં જઇ શકતો નથી અને તેમને નમાઝ પઢાવી શકતો નથી. એટલે હું ઇચ્છું છું કે, આપ આવીને મારા ઘરમાં નમાઝ પઢો. જેથી હું તેને નમાઝની જગ્યા મુકર્રર કરી લઉં. હુઝૂરે કહ્યું : ઇન્શાઅલ્લાહ હું એવું કરીશ. ઇત્બાન કહે છે : બીજા દિવસે રસૂલુલ્લાહ (સલ.) હઝરત અબૂબક્રને સાથે લઇને દિવસ ચઢતા આવ્યા અને અંદર આવવાની રજા માંગી. મેં રજા આપી. હુઝૂર અંદર આવ્યા અને બેઠા વગર મને કહ્યું : તમે મારી પાસે ક્યાં નમાઝ પઢાવવા માંગો છો ? મેં ઘરના એક ખૂણા તરફ ઇશારો કર્યો. હુઝૂરે ઉભા થઇને અલ્લાહુ અકબર કહ્યું : અમે, પાછળ સફ બનાવી. હુઝૂરે બે રકઅત પઢીને સલામ ફેરવી. અમે હુઝૂરના માટે 'ખઝીરા' તૈયાર કર્યો હતો. તે ખાવા માટે આપને રોકી રાખ્યા. ત્યાર પછી ઘણા મહોલ્લા-વાસીઓ મારા ઘરમાં ભેગા થઇ ગયા.

તેમનામાંથી એક માણસે કહ્યું કે, માલિક ઈબ્ને દુખયશિન ક્યાં છે ? બીજાએ કહ્યું કે, તે મુનાફિક છે. ખુદા અને ખુદાના રસૂલ સાથે તેને મુહબ્બત નથી. હુઝૂરે કહ્યું કે, આ પ્રમાણે ન બોલો. શું તમને ખબર નથી કે, તેણે માત્ર અલ્લાહની ખુશી મેળવવા માટે **'લા ઇલાહ ઇલ્લ લ્લાહ'** કહ્યું છે. તેણે કહ્યું કે, ખુદા અને ખુદાના રસૂલ વધુ જાણે છે, પરંતુ અમે જોઈએ છીએ કે, તેનું વલણ અને ભલી લાગણી મુનાફિકો માટે છે. આપે કહ્યું કે, જે માણસ અલ્લાહને રાજી રાખવા માટે 'લા ઈલાહ ઈલ્લ લ્લાહ' કહે છે તેના પર અલ્લાહ તઆલાએ દોઝખ હરામ કરી દીધી છે.

## પનીરનું વર્ણન

(૧૫૪/૫૬૪૭) હઝરત અનસ કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત સફિય્યા સાથે એકાંતવાસ કર્યો ત્યારે હુઝૂરે દસ્તરખ્વાન પર ખજૂર, પનીર અને ઘી મૂકાવ્યું હતું.

(૧૫૫/૫૬૪૮) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે કે, મારી માસી (હઝરત મયમૂના)એ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં થોડીક ઘી, પનીર અને દૂધ રજૂ કર્યું. હુઝૂરના દસ્તરખ્વાન પર ઘી મૂકવામાં આવી. જો એ હરામ હોત તો તે આપના દસ્તરખ્વાન પર ન મૂકવામાં આવત. હુઝૂરે દૂધ પીધું અને પનીર ખાધી.

(૧૫૬/૫૬૪૯) હઝરત સહલ ઈબ્ને સઅદ કહે છે : અમે જુમ્આના દિવસે ખુશ થતા હતા. કારણ કે, જુમ્આના દિવસે એક વૃધ્ધા રતાળુના મૂળ લઈને એક હાંડલીમાં નાખીને જવના થોડાક દાણા તેમાં મેળવીને રાંધતી હતી. અમે નમાઝ પઢીને તેની મુલાકાતે જતા હતા. તે ઉપરોક્ત ખાણું અમારી સામે લાવતી હતી. એ જ કારણે અમે જુમ્આના દિવસે ખુશ થતા હતા. જુમ્આના દિવસે અમે નમાઝ પછી જ ખાણું ખાતા હતા. નમાઝ પછી જ કયલૂલા કરતા હતા. ખુદાની કસમ ! તેમાં ન ચરબી રહેતી હતી ન ચીકાશ.

## ખેંચીને ગોશ્ત ખાવાનું વર્ણન

(૧૫૭/૫૬૫૦) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બકરીના ખભાનો ગોશ્ત ખેંચીને ખાધો. પછી નવું વુઝૂ કર્યા વગર ઉભા થઈને નમાઝ પઢી.

(૧૫૮/૫૬૫૧) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ગોશ્તવાળું હાડકું હાંડલીમાંથી કાઢીને તેનો ગોશ્ત ખેંચીને ખાધો. પછી (નવું) વુઝૂ કર્યા વગર નમાઝ પઢી.

## હાથ (આગળના પગ)નો ગોશ્ત દાંતો વડે ખેંચીને ખાવાનું વર્ણન

(૧૫૯/૫૬૫૨) હઝરત અબૂ કતાદા



કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે મક્કા તરફ ગયા હતા. એક દિવસ હું બીજા સહાબાઓની સાથે મક્કાના રસ્તામાં એક પડાવ પર બેઠો હતો. રસૂલુલ્લાહ (સલ.) અમારા કરતાં આગળ ઉતર્યા હતા. બીજા સહાબીઓ ઈહરામની હાલતમાં હતા, ફક્ત મારો જ ઈહરામ ન હતો, એવામાં લોકોની નજર એક જંગલી ગધેડા પર પડી. હું કામમાં મશ્ગૂલ હતો. જોડો સીવી રહ્યો હતો. લોકોએ મને એની ખબર આપી નહીં, પરંતુ તેમની ઈચ્છા એવી જ હતી કે, હું જોઈ લઉં. થોડીવાર પછી મેં ગરદન ફેરવીને જોયું તો જંગલી ગધેડો દેખાયો. મેં તરત ઉઠીને ઘોડા પર સાજ મૂક્યું અને સવાર થઈ ગયો, પરંતુ કોરડો અને ભાલો ભૂલી ગયો. સાથીઓને જ્યારે મેં કહ્યું કે, મને કોરડો અને ભાલો આપો ત્યારે તેમણે કહ્યું કે, ખુદાની કસમ ! અમે તેનો શિકાર કરવામાં તને કંઈ મદદ નહીં કરીએ. એથી મને ગુસ્સો આવ્યો. મેં પોતે ઉતરીને બંને વસ્તુઓ લઈને સવાર થઈને જંગલી ગધેડા પર હુમલો કર્યો અને તેને ઘાયલ કરી દીધો. જ્યારે તેને લઈને આવ્યો ત્યારે તે મરી ગયો હતો. બધા લોકો તેના પર તુટી પડયા અને ખાવા લાગ્યા, પરંતુ ખાધા પછી તેમને શંકા જાગી કે, ઈહરામની હાલતમાં તેનું ખાવું જાઈઝ હતું કે નહીં. છેવટે અમે ત્યાંથી નીકળ્યા. મેં આગળનો એક પગ અલગ રાખ્યો. રસૂલુલ્લાહ (સલ.) પાસે જઈને એ અંગે હુકમ પૂછયો. આપે કહ્યું : શું તમારી પાસે તેમાંનું કંઈક છે ? મેં તે જ આગળનો પગ હુઝૂરને આપ્યો. આપે દાંતો વડે ખેંચીને તે ખાધો, જો કે તે વખતે આપ ઈહરામની હાલતમાં હતા.

## છરી વડે ગોશ્ત કાપવાનું બયાન

(૧૬૦/૫૬૫૩) હઝરત અમ્ર ઈબ્ને ઉમય્યા કહે છે : મેં જોયું કે, હુઝૂરના મુબારક હાથમાં બકરીનો ખભો હતો. આપ તેને (છરી વડે) કાપી રહ્યા હતા. એવામાં હુઝૂરને નમાઝ માટે બોલાવવામાં આવ્યા. આપે તે ખભાને અને છરીને, જેનાથી ખભો કાપી રહ્યા હતા, ફેંકી દીધાં અને (નવું) વુઝૂ કર્યા વગર ઉભા થઈને નમાઝ પઢી.

## રસૂલુલ્લાહ (સલ.)એ કોઇ ખાણાને કદી બુરૂ ગણ્યું નથી

(૧૬૧/૫૬૫૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ કદી કોઈ ખાણાને ખરાબ કહ્યું નથી. જો હુઝૂરને પસંદ પડતું તો ખાઈ લેતા હતા અને પસંદ ન પડતું તો છોડી દેતા હતા.

## જવને ફુંકવાનું વર્ણન

(૧૬૨/૫૬૫૫) અબૂ હાઝિમ કહે છે : મેં હઝરત સહલને પૂછ્યું, શું તમે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં મેદાની રોટલી જોઈ હતી ? તેમણે કહ્યું : ના. મેં

કહ્યું કે, તમે જવને દળાવ્યા પછી ચાળવાનું પસંદ કરતા હતા ? તેમણે કહ્યું : ના, બલ્કે અમે તેને ફુંકતા હતા.

## રસૂલુલ્લાહ (સલ.) અને સહાબાઓ શું ખાતા હતા ?

(૧૬૩/૫૬૫૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, એક દિવસ રસૂલુલ્લાહ (સલ.)એ સહાબાઓને ખજૂર વહેંચ્યું. દરેક માણસને સાત ખજૂરો આપી. મને સાત આપી. તેમાં એક ખરાબ ખજૂર હતું, પરંતુ તેના કરતા વધારે પસંદ મને બીજું કોઈ ખજૂર ન હતું. કારણ કે, તે ચાવવામાં સખ્ત હતું.

(૧૬૪/૫૬૫૭) હઝરત સઅદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હું સાતમો માણસ હતો. અમારી પાસે બાવળના પાંદડાંઓ સિવાય બીજું કંઈ ખાવાનું ન હતું. પરિસ્થિતિ એટલે સુધી વણસી ગઈ હતી કે, અમારામાંથી કેટલાકને એવી હાજત થતી હતી, જેવી કે બકરીને થાય છે. હવે બની અસદ મને ઈસ્લામના હુકમો અંગે ઠપકારે છે. (તેઓ કહે છે કે, આ પ્રમાણે નમાઝ ખોટી છે. આ ઈસ્લામનો હુકમ નથી.) જો તેમની વાત સાચી હોય તો મારી મહેનત બેકાર ગઈ અને હું નુકસાનમાં રહ્યો.

(૧૬૫/૫૬૫૮) અબૂ હાઝિમ કહે છે : મેં સહલ ઈબ્ને સઅદને પૂછ્યું, શું રસૂલુલ્લાહ (સલ.)એ મેદાની રોટલી (કદી) ખાધી હતી ? તેમણે કહ્યું : જ્યારથી રસૂલુલ્લાહ (સલ.)ને ખુદાએ પયગમ્બર બનાવીને મોકલ્યા ત્યારથી લઈને અવસાનની ઘડી સુધી હુઝૂરે મેદાને જોયો પણ નથી. મેં કહ્યું : શું રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં તમારી પાસે ચાળણીઓ હતી ? તેમણે કહ્યું : જ્યારથી ખુદાએ રસૂલુલ્લાહ (સલ.)ને પયગમ્બર બનાવીને મોકલ્યા ત્યારથી લઈને વફાતની ઘડી સુધી આપે કદી ચાળણી જોઈ નથી. મેં કહ્યું : તો પછી તમે ચાળ્યા વગર જવ કેવી રીતે ખાતા હતા ? તેમણે કહ્યું : અમે જવને દળીને ફુંક મારતા હતા. જે કંઈ ઉડી જતું તે ઉડી જતું હતું અને જે બાકી રહેતું હતું તેને અમે ગુંદીને પકાવીને ખાતા હતા.

(૧૬૬/૫૬૫૯) હઝરત અબૂ હુરૈરા એક કોમ પાસેથી પસાર થયા. જેમની પાસે ભુંજેલી બકરી મૂકેલી હતી. લોકોએ તેમને ખાવા માટે કહ્યું. સઈદે ખાવાનો ઈન્કાર કર્યો. તેમણે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.) દુનિયામાંથી ચાલ્યા ગયા. તેમણે જવની રોટલી પણ (કદી) ધરાઈને ખાધી નથી.

(૧૬૭/૫૬૬૦) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કદી 'ખુવાન' પર ખાધું નથી અને ન તશ્તરીમાં (ઈરાની પ્લેટમાં) ખાધું. ન જ આપના માટે કદી



ચપાટી પકાવવામાં આવી. કતાદાને પૂછવામાં આવ્યું કે, પછી લોકો કેવી રીતે ખાતા હતા ? તેમણે કહ્યું કે, દસ્તરખ્વાન પર ખાતા હતા.

(૧૬૮/૫૬૬૧) હઝરત આઈશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારથી મદીનામાં આવ્યા ત્યારથી આપના ઘરવાળાંઓએ કદી સળંગ ત્રણ દિવસ સુધી ઘઉંની રોટલી ધરાઈને ખાધી નથી. અહીં સુધી કે, હુઝૂરની વફાત થઈ ગઈ.

## દૂધ, લોટ અને મધ મેળવીને હલવો બનાવવાનું બયાન

(૧૬૯/૫૬૬૨) હઝરત ઉરવા કહે છે કે, જ્યારે હઝરત આઈશાના ઘર-વાળાંઓમાંથી કોઈનું અવસાન થઈ જતું, ઓરતો ભેગી થતી અને (દફનવિધિ પછી) બધી ચાલી જતી, ફક્ત ઘરવાળાંઓ અને ખાસ ખાસ લોકો રહી જતા હતા ત્યારે હઝરત આઈશા એક હાંડલીમાં દૂધ અને લોટનો પાતળો હલવો બનાવતાં. પછી 'સરીદ' તૈયાર કરીને ઉપરોક્ત હલવો તેના પર નાખતાં હતાં અને કહેતાં હતાં : ખાઓ. મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે, આપ કહેતા હતા કે, 'તલબીના' (દૂધ અને લોટનો પાતળો હલવો) બીમારના દિલને રાહત આપે છે અને ગમને કંઈક અંશે દૂર કરે છે.

## 'સરીદ'નું વર્ણન (સરીદ સુપ-રસામાં ભીંજવેલી રોટલીને કહેવામાં આવે છે)

(૧૭૦/૫૬૬૩) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : પુરૂષોમાં ઘણા મહાન લોકો થઈ ગયા છે અને સ્ત્રીઓમાં મરયમ બિન્તે ઈમ્રાન અને ફિરઓનની પત્ની આસિયા સિવાય બીજી કોઈ મહાન ઓરત થઈ નથી. આઈશાની ફઝીલત બીજી ઓરતો પર એવી છે જેમકે 'સરીદ'ની ફઝીલત બીજા ખાણાઓ પર છે.

(૧૭૧/૫૬૬૪) હઝરત અનસ કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : આઈશાની ફઝીલત ઓરતો પર એવી છે જેમકે સરીદની ફઝીલત બીજી વાનગી પર છે.

(૧૭૨/૫૬૬૫) હઝરત અનસ કહે છે કે, એક વાર હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હુઝૂરના એક દરજી ગુલામના ઘેર ગયો. દરજીએ હુઝૂરની સામે એક પ્યાલો લાવીને મૂક્યો. જેમાં સરીદ હતું. પ્યાલો

(૧૬૮/૫૬૬૧) અલ્લાહના સિવાય બીજા કોઈના નામ પર જાનવર ઝબહ કરવું શિર્ક છે. જો કોઈ માણસ પોતાનો પ્રથમ પગાર, પ્રથમ નફો અથવા જાનવર બરકતની નિય્યતે અલ્લાહના રસ્તામાં આપી દે તો તેની ગુંજાઈશ છે. આશા છે કે, તેમાં બરકત થાય, પરંતુ તેને કોઈ મહીના અથવા દિવસ સાથે જોડી દેવી ન જોઈએ.

મૂકીને તે પોતાના કામમાં પરોવાઇ ગયો. મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) પ્યાલામાં દૂધીના ટુકડા શોધી રહ્યા હતા. હું પણ શોધીને દૂધીના ટુકડા હુઝૂર સામે મૂકવા લાગ્યો. તે વખતથી આજ દિન સુધી હું દૂધીને દિલથી પસંદ કરૂં છું.

**ભૂંજેલું અને ખભાના ગોશ્તનું વર્ણન**

(૧૭૩/૫૬૬૬) હઝરત કતાદા કહે છે : અમે હઝરત અનસની પાસે ગયા હતા. તે વખતે તેમનો બબરચી ઉભો હતો. હઝરત અનસે કહ્યું : ખાઓ, પરંતુ હું જાણતો નથી કે, રસૂલુલ્લાહ (સલ.)એ વફાતના સમય સુધી ચપાટી જોઇ હોય અથવા કદી પોતાની આંખથી બકરીનું બચ્ચું જોયું હોય.

(૧૭૪/૫૬૬૭) હઝરત અમ્ર ઇબ્ને ઉમય્યા કહે છે : મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) બકરીના ખભાનો ગોશ્ત કાપી રહ્યા હતા. એવામાં આપને નમાઝ માટે બોલાવવામાં આવ્યા. આપ છરી ફેંકીને ઉભા થઇ ગયા અને (નવું) વુઝૂ કર્યા વગર નમાઝ પઢી લીધી.

**આગળના બુઝુર્ગો પોતાના મકાનોમાં અને સફર માટે ખોરાક, ગોશ્ત વગેરે એકત્ર કરતા હતા**

(૧૭૫/૫૬૬૮) હઝરત આઇશા અને હઝરત અસ્મા કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.)ના સફર માટે ખાણું તૈયાર કર્યું હતું.

(૧૭૬/૫૬૬૯) હઝરત આબિસ કહે છે : મેં હઝરત આઇશાને પૂછ્યું, શું રસૂલુલ્લાહ (સલ.)એ કુરબાનીનો ગોશ્ત ત્રણ દિવસ કરતાં વધારે રાખવાની મનાઇ ફરમાવી છે ? તેમણે કહ્યું : હુઝૂરે આ હુકમ ફક્ત તે વરસે આપ્યો હતો જે વરસે લોકો ભૂખ્યા હતા. હુઝૂરની ઇચ્છા હતી કે, માલદાર માણસો ગરીબોને ખાણું ખવડાવે. (તે સમયે) અમે બકરીના પગ અલગ સાચવીને મૂકતા હતાં અને પંદર દિવસ પછી તે ખાતાં હતાં. કોઇએ કહ્યું કે, તમારા માટે એવી શું મજબૂરી હતી ? હઝરત આઇશા હસ્યાં. તેમણે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)ના ઘરવાળા-ઓએ હુઝૂરની વફાત સુધી ઘઉંની રોટલી શાક સાથે ત્રણ દિવસ સળંગ પેટ ભરીને ખાધી નથી.

(૧૭૭/૫૬૭૦) હઝરત જાબિર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં અમે મદીના સુધી પહોંચવા માટે કુરબાનીનો ગોશ્ત રાખી મૂકતા હતા.

**'હૈસ'નું વર્ણન (ખજુર, પનીર અને ઘી મેળવીને હલવો બનાવવામાં આવતો હતો તેને 'હીસ' કહેતા હતા**



(૧૭૮/૫૬૭૧) હઝરત અનસ ઇબ્ને માલિકનું બયાન છે કે, રસૂલે પાક (સલ.)એ અબૂ તલહાને કહ્યું કે, મારૂં કામકાજ કરવા માટે કોઇ છોકરો શોધો. અબૂ તલહા મને પોતાની પાછળ સવારી પર બેસાડીને લઇ ગયા. હું રસૂલુલ્લાહ (સલ.)ની ખિદમત-સેવા કરવા લાગ્યો. હુઝૂર જે જગ્યાએ (સવારી પરથી) ઉતરતા હતા ત્યારે હું સાંભળતો હતો કે, આપ ઘણી વાર આ પ્રમાણે દુઆ કરતા હતા કે, એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું પરેશાની અને ગમથી, શારીરિક કમજોરી અને શરીરની સુસ્તીથી, કંજુસાઇ અને હતાશાથી, દેવાના ભાર અને લોકોની ઉપરાણીથી. હઝરત અનસ કહે છે : હું હુઝૂરની સેવા કરતો રહ્યો. અહીં સુધી કે, જ્યારે અમે ખૈબરથી પાછા ફરવા તૈયાર થયા અને રસૂલુલ્લાહ (સલ.) હઝરત સફિય્યા બિન્તે હુયયને લઇને આવ્યા. કારણ કે, હુઝૂરે હઝરત સફિય્યાને ખાસ પોતાના માટે રાખ્યા હતાં. મેં જોયું હતું કે, રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની પાછળ હઝરત સફિય્યા માટે પોતાની ચાદરનો ઘેરાવ કર્યો હતો. તેમને પોતાની પાછળ (ઊંટ પર) સવાર કર્યા હતાં. જ્યારે અમે સહબા સ્થળે પહોંચ્યા ત્યારે હુઝૂરે હૈસ તૈયાર કરાવીને ચામડાના દસ્તરખ્વાન પર મૂકાવ્યું. મને લોકોને બોલાવવા માટે માટે મોકલ્યો. મેં થોડાક માણસોને બોલાવ્યા. બધાએ આવીને ખાણું ખાધું. આ ખાણું હકીકતમાં હુઝૂરના એકાંતવાસનું હતું. ત્યાર પછી ત્યાંથી રવાના થયા. જ્યારે ઉહદ પહાડ સામે આવ્યો ત્યારે કહ્યું : આ પહાડને અમારી સાથે મુહબ્બત છે અને અમને એની સાથે મુહબ્બત છે. ત્યાર પછી મદીનાની બિલકુલ નજીક પહોંચી ગયા ત્યારે આપે કહ્યું : એય અલ્લાહ ! જેવી રીતે હઝરત ઇબ્રાહીમે મક્કાને હરમ ઠેરવ્યું તેવી રીતે હું એના બંને પહાડોની વચ્ચેના ભાગને હરમ ઠેરવું છું. એય અલ્લાહ ! મદીનાવાળાઓના 'મુદ' અને 'સાઅ'માં બરકત આપ.

**ચાંદીના વાસણમાં ખાવા (ની મનાઇ)**

(૧૭૯/૫૬૭૨) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને અબૂ લયલા (અને બીજા સહાબા) હઝરત હુઝયફાની પાસે હતા, એવામાં હઝરત હુઝયફાએ પાણી માંગ્યું. એક પારસીએ તેમને આપ્યું. જ્યારે તેમના હાથમાં પ્યાલો આપ્યો ત્યારે હઝરત હુઝયફાએ પ્યાલો ફેંકી દીધો. તેમણે કહ્યું કે, જો મેં બે-એક વાર મનાઇ ન કરી હોત કે હું સોના-ચાંદીના વાસણમાં પાણી પીતો નથી તો પ્યાલાને ન ફેંકત. મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, આપ કહેતા હતા કે, રેશમ અને જાડું રેશમ ન પહેરો. સોના-ચાંદીના વાસણોમાં પાણી ન પીઓ. સોના-ચાંદીના

પ્યાલાઓમાં ન ખાઓ. કારણ કે, એ સામાન દુનિયામાં કાફિરો માટે છે અને આખિરતમાં તમારા માટે છે.

## વાનગીનું વર્ણન

(૧૮૦/૫૬૭૩) હઝરત અબૂ મૂસા અશઅરી કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : કુર્આન પઢનાર મુસલમાન તુરંજ જેવો છે, જેનો સ્વાદ પણ સારો હોય છે અને ખૂશ્બૂ પણ સારી હોય છે. કુર્આન ન પઢનાર મુસલમાન ખજૂર જેવો છે, જેનો સ્વાદ તો સારો હોય છે અને ખૂશ્બૂ નથી હોતી અને કુર્આન ન પઢનાર મુનાફિક હન્ઝલ જેવો છે, જેનો સ્વાદ કડવો હોય છે અને ખૂશ્બૂ નથી હોતી. કુર્આન પઢનાર મુનાફિક એલ્વો (થોરયો) જેવો છે જેનો સ્વાદ કડવો હોય છે અને ખૂશ્બૂ સારી હોય છે.

(૧૮૧/૫૬૭૪) હઝરત અનસ કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, આઇશાની ફઝીલત ઓરતો પર એવી છે જેમ કે સરીદની ફઝીલત બીજા ખાણાઓ પર છે.

(૧૮૨/૫૬૭૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : સફર અઝાબનો એક ટુકડો છે. જે તમારામાંથી કેટલાકને સૂતાં અને ખાતાં અટકાવે છે. એટલે માણસ જે કામ અર્થે જ્યાં ગયો છે ત્યાંથી પોતાની જરૂરત પૂરી કરીને પરવારે ત્યારે તરત પોતાના ઘેર પાછો ફરે.

## શાક

(૧૮૩/૫૬૭૬) કાસિમ ઇબ્ને મુહમ્મદે બયાન કર્યું હતું કે, બરીરામાં ત્રણ વાતો હતી. (જેનાથી શરીઅતના ત્રણ હુકમો જાણવા મળ્યા.) હઝરત આઇશાએ તેને ખરીદીને આઝાદ કરવાનો ઇરાદો કર્યો હોય, પરંતુ તેના માલિકોએ કહ્યું હતું કે, વારસાનો હક્ક અમારા માટે રહેશે. હઝરત આઇશાએ રસૂલુલ્લાહ (સલ.)ને એ વાત કરી. આપે કહ્યું : જો તમે ચાહો તો એનો સ્વીકાર કરી શકો છો. કારણ કે, વારસો તો ગમે તે પ્રકારે આઝાદ કરનારનો જ હક્ક છે. બરીરાને આઝાદ કરવામાં આવી ત્યારે તેને અધિકાર આપવામાં આવ્યો કે, ચાહે તારા પતિની પાસે રહે અથવા તેને છોડી દે. રસૂલુલ્લાહ (સલ.) એક દિવસ હઝરત આઇશાના ઘેર ગયા. આગ પર એક હાંડલી મૂકેલી હતી, જેમાં ઉભરો ચઢી રહ્યો હતો. હુઝૂરે ખાવાનું મંગાવ્યું, પરંતુ આપની સામે રોટલી અને ઘરનું શાક રજૂ કરવામાં આવ્યું. તેમણે કહ્યું કે, ગોશ્ત મને દેખાતો નથી. લોકોએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ગોશ્ત છે, પરંતુ તે બરીરાને સદકામાં મળ્યો છે. તેણે અમને હદયામાં આપ્યો છે. આપે કહ્યું : તે એના માટે સદકો છે અને અમારા માટે હદિયો છે.

## હલવા અને મધનું વર્ણન



(૧૮૪/૫૬૭૭) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) હલવો અને મધ પસંદ કરતા હતા.

(૧૮૫/૫૬૭૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હું મારૂં પેટ ભરવા માટે રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ રહેતો હતો. તે સમય એવો હતો કે, મને ખાવા માટે ખમીરી રોટલી અને પહેરવા માટે રેશમી પોષાક મળતો ન હતો અને ન ફલાણો પુરૂષ અને ફલાણી સ્ત્રી મારી સેવા કરતાં હતાં. હું મારૂં પેટ પત્થરના ટુકડાઓ સાથે લગાડી દેતો હતો અને કેટલાક લોકોને કહેતો હતો કે, મને કુર્આનની આયત સંભળાવો, જો કે તે આયત મને સારી રીતે યાદ હતી. એનાથી માત્ર એટલો આશય હતો કે, તે મને પોતાની સાથે લઇ જઇને ખાણું ખવડાવે. મિસ્કીનો માટે સૌથી શ્રેષ્ઠ માણસ હઝરત જઅફર ઇબ્ને અબૂ તાલિબ હતા. અમને પોતાની સાથે લઇ જતા હતા અને જે કંઇ તેમના ઘરમાં હોય તે અમને ખવડાવતા હતા. અહીં સુધી કે, (કોઇ વાર) ખાલી ઉક્કા (મધ-ઘીથી ભરેલું વાસણ) કાઢીને મૂકી દેતા હતા અને ફાડીને અમને આપી દેતા હતા. તેમાં જે કંઇ હોય તે અમે ચાટતા હતા.

## દૂધીનું વર્ણન

(૧૮૬/૫૬૭૯) હઝરત અનસ કહે છે કે, એકવાર રસૂલુલ્લાહ (સલ.) પોતાના આઝાદ કરેલ ગુલામ જે દરજી હતો તેને ત્યાં ગયા. હુઝૂરની સેવામાં દૂધી રજૂ કરવામાં આવી. આપ તેને ખાવા લાગ્યા. જેથી જ્યારથી મેં રસૂલુલ્લાહ (સલ.)ને દૂધી ખાતા જોયા છે ત્યારથી હું પણ દૂધીને પસંદ કરૂં છું.

## શું માણસ પોતાના ભાઇઓ (ની દઅવત) માટે શ્રેષ્ઠ વાનગી તૈયાર કરી શકે છે ?

(૧૮૭/૫૬૮૦) હઝરત અબૂ મસઊદ અનસારી કહે છે કે, એક અનસારી હતો જેનું નામ અબૂ શુએબ હતું. તેનો એક ગુલામ કસાઇ હતો. અબૂ શુએબે પોતાના ગુલામને કહ્યું : હું રસૂલુલ્લાહ (સલ.)ને ચાર માણસો સાથે દઅવત આપવા માંગું છું. તમે વાનગીઓ તૈયાર કરો. જેમ કે તેણે હુઝૂરને ચાર માણસો સાથે દઅવત આપી, પરંતુ તેમની સાથે વધુ એક માણસ થઇ ગયો. રસૂલુલ્લાહે અબૂ શુએબને કહ્યું કે, તમે અમને પાંચ માણસોને દઅવત આપી હતી. જેમાં પાંચમો હું છું. આ માણસ અમારી સાથે આવ્યો છે. જો તમે ઇચ્છો તો એને પણ રજા આપો અને ન ઇચ્છો તો ન આપો. અબૂ શુએબે કહ્યું : કેમ નહીં, મેં તેને રજા આપી.

## જો કોઇ કોઇને દઅવત આપે અને પછી પોતે પોતાના કામમાં લાગી જાય તો શું હુકમ છે ?

(૧૮૮/૫૬૮૧) હઝરત અનસ કહે છે : હું બાળક હતો. રસૂલુલ્લાહ (સલ.)ની સાથે જતો હતો. (એક દિવસ) હુઝૂર પોતાના ગુલામ, જે દરજી હતો, તેને ત્યાં ગયા. તે માણસ પ્યાલો લાવ્યો. જેમાં કંઇક ખાવાનું હતું. તેના ઉપર દૂધી હતી. રસૂલુલ્લાહ (ખાતી વખતે પ્યાલામાં) દૂધી શોધવા લાગ્યા. મેં આ જોઇને દૂધી શોધીને હુઝૂરની સામે એકત્ર કરવાનું શરૂ કર્યું. તે ગુલામ પોતાના કામમાં લાગી ગયો હતો. હઝરત અનસ કહે છે : જ્યારથી મેં રસૂલુલ્લાહ (સલ.)ને ઉપરોક્ત અમલ કરતા જોયા છે ત્યારથી હું દૂધી પસંદ કરૂં છું.

## સુપ રસાનું વર્ણન

(૧૮૯/૫૬૮૨) હઝરત અનસ કહે છે કે, એક દરજીએ ખાણું તૈયાર કર્યું અને રસૂલુલ્લાહ (સલ.)ને દઅવત આપી. હું પણ હુઝૂરની સાથે ગયો. હુઝૂરની સામે જવની રોટલી, દૂધીવાળો રસો અને ગોશ્ત રજૂ કરવામાં આવ્યો. મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) પ્યાલામાં ચારે તરફ દૂધી શોધી રહ્યા હતા. તે જ દિવસથી હું દૂધી પસંદ કરવા લાગ્યો છું.

## સૂકા ગોશ્તનું વર્ણન

(૧૯૦/૫૬૮૩) હઝરત અનસ કહે છે : મેં જોયું કે, જ્યારે હુઝૂરની સેવામાં દૂધી અને સૂકો ગોશ્ત નાખેલો રસો રજૂ કરવામાં આવ્યો ત્યારે આપ દૂધીને શોધીને ખાવા લાગ્યા.

(૧૯૧/૫૬૮૪) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ (કુરબાનીનો ગોશ્ત ત્રણ દિવસથી વધારે એકત્ર કરવાની) તે વરસે મનાઇ કરી હતી, જ્યારે કે લોકો ભૂખે મરી રહ્યા હતા. આપ ઇચ્છતા હતા કે, માલદાર માણસો ગરીબોને ખવડાવે. અમે બકરીના પાયા સાચવી રાખતા હતા અને પંદર દિવસ પછી તેને ખાતા હતા. મુહમ્મદના ઘર-વાળાંઓએ ઘઉંની રોટલી શાક સાથે ત્રણ દિવસ (સળંગ) પેટ ભરીને ખાધી નથી.

## દસ્તરખ્વાન પર સાથીની સામે કોઇ ખાણું ધરવાનું બયાન

**ઇબ્ને મુબારકનું કથન છે : જો કોઇ કોઇને એક દસ્તરખ્વાન પર કંઇક ખાણું આપે તો કંઇ વાંધો નથી. હા, એક દસ્તરખ્વાનને ઉંચકીને બીજા દસ્તરખ્વાન પર ન મૂકે**

(૧૯૨/૫૬૮૫) હઝરત અનસ કહે છે : એક દરજીએ કંઇક ખાવાનું તૈયાર કર્યું અને રસૂલુલ્લાહ (સલ.)ને દઅવત આપી. હું પણ દઅવતમાં હુઝૂરની સાથે ગયો. દરજીએ રસૂલુલ્લાહ (સલ.)ની સામે જવની રોટલી, દૂધી અને સૂકો ગોશ્ત નાખેલો રસો રજૂ કર્યો. મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) પ્યાલામાં ચારે તરફ



દૂધી શોધી રહ્યા હતા. હું હુઝૂરની સામે દૂધી ભેગી કરવા લાગ્યો અને તે જ દિવસથી દૂધી પસંદ કરવા લાગ્યો.

## ચીભડા સાથે તાજુ ખજુર ખાવાનું બયાન

(૧૯૩/૫૬૮૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝઅફર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ચીભડા સાથે તાજુ ખજુર ખાતા હતા.

## સૂકા રદ્દી ખજુરનું વર્ણન

(૧૯૪/૫૬૮૭) અબૂ ઉસ્માન કહે છે : હું હઝરત અબૂ હુરૈરાની પાસે સાત દિવસ મહેમાન રહ્યો. હઝરત અબૂ હુરૈરા, તેમના પત્ની અને તેમના સેવક વારા ફરતી એક તૃત્યાંશ રાત્રિ સુધી નમાઝ પઢતા હતા. એક માણસ નમાઝ પઢીને બીજાને જગાડતો હતો. હઝરત અબૂ હુરૈરા કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)એ સહાબાને સાત સાત ખજુરો વહેંચી. જેમાંથી એક સૂકી રદ્દી હતી.

(૧૯૫/૫૬૮૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમને ખારેકો વહેંચી. મારા ભાગ પાંચ ખારેકો આવી. ચાર સારી અને એક સૂકી રદ્દી. આ રદ્દી સૂકી ખારેક મારી દાઢમાં ખૂબ સખ્ત લાગી.

## તાજુ ખજુર અને ખારેકનું વર્ણન

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ હુઝ્ઝી ઇલયકિ બિજિઝઇ ન્નખ્લતિ તુસાકિત અલયકિ રૂતબન જનિય્યા' ડિવા ખજુરની ડાળી હલાવ જેથી તારી ઉપર તાજુ ખજુર પડે**

(૧૯૬/૫૬૮૯) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની વફાત થઇ ત્યારે અમે બે કાળી વસ્તુઓ ડિવા ખારેક અને પાણીથી તૃપ્ત થયાં.

(૧૯૭/૫૬૯૦) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, મદીનામાં એક યહૂદી હતો, જે ખજુરની ફસલ કાપવાના વાયદે મને કર્ઝ આપતો હતો. હઝરત જાબિરની જમીન રૂમાના રસ્તા પર હતી. હઝરત જાબિર કહે છે : એક દિવસ હું (કર્ઝ ચુકવ્યા વગર) બેસી રહ્યો. તે વરસ ખાલી ગયું. ખજુર કાપવાના સમયે તે યહૂદી મારી પાસે આવ્યો, પરંતુ મેં કંઇ કાપ્યું ન હતું. તેને આવતા વરસ સુધી મહેતલ આપવા માટે કહ્યું : તેણે ઇન્કાર કર્યો. રસૂલુલ્લાહ (સલ.)ને પણ એની ખબર પડી. હુઝૂરે સહાબાને કહ્યું : ચાલો, યહૂદી પાસે જાબિર માટે મહેતલ માંગીએ. જેથી બધા સદ્‌ગૃહસ્થો મારી ખજુરાવાડીમાં આવ્યા. રસૂલુલ્લાહ (સલ.) યહૂદી સાથે વાતચીત કરવા લાગ્યા. યહૂદી એમ જ કહેતો રહ્યો કે, અબૂલ કાસિમ, હું મહેતલ નહીં આપું.

હુઝૂરે જ્યારે આવી હાલત જોઇ ત્યારે ઉઠીને ખજુરાવાડીનો એક ચક્કર માર્યો. પછી પાછા ફરીને યહૂદીને કહ્યું, પરંતુ યહૂદીએ ઇન્કાર કર્યો. મેં ઉઠીને થોડુંક તાજું ખજુર હુઝૂર સામે મૂક્યું. હુઝૂરે તે ખાધું, પછી કહ્યું : જાબિર, તારૂં છાપરૂં ક્યાં છે. મેં બતાવ્યું : આપે કહ્યું : મારા માટે એ બીછાવી દે. મેં બિસ્તરો બીછાવી દીધો. આપ અંદર જઇને સૂઇ ગયા. આપ જાગ્યા ત્યારે મેં એક મુઠ્ઠી બીજું ખજુર આપ્યું. તેમાંથી આપે થોડુંક ખાધું. પછી ઉઠીને યહૂદીને કહ્યું. તેણે ફરી ઇન્કાર કર્યો. હુઝૂર બીજીવાર તે ખજુરમાં જઇને ઉભા રહ્યા, જે ઝાડી પર હતું. તે પછી કહ્યું : જઇને મેવો તોડી લે અને કર્ઝ ચુકવ. પછી પોતે અલગ ઉભા થઇ ગયા. મેં ખજુર કાપીને કર્ઝ ચુકવ્યું. તેટલું જ ખજુર બાકી પણ રહ્યું. મેં જઇને હુઝૂરને ખુશખબરી સંભળાવી. આપે કહ્યું કે, હું પોતે ગવાહી આપું છું કે, હું અલ્લાહનો રસૂલ છું. બુખારી કહે છે : 'અર્શ' અને 'ઉરૈશ'નો અર્થ છે બુનિયાદ અને બાંધકામ. ઇબ્ને અબ્બાસે 'મઅ્રૂશાતુન'ની તફસીર અંગે બયાન કર્યું છે કે, દ્રાક્ષ વગેરેના વેલાઓ જે છાપરા વગેરે પર ચઢાવવામાં આવે છે. 'ઉરૂશિહા'નો અર્થ છે એની બુનિયાદ અને બાંધકામ.

## ખજુરનો ગર્ભ ખાવાનું બયાન

(૧૯૮/૫૬૯૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.)ની પાસે બેઠા હતા, એવામાં હુઝૂરની સેવામાં ખજુરનો ગર્ભ રજુ કરવામાં આવ્યો. હુઝૂરે કહ્યું કે, ઝાડોમાં એક ઝાડ એવું છે, જેની બરકત મુસલમાનની બરકત જેવી છે. મને વિચાર આવ્યો કે, હુઝૂરની મુરાદ ખજુરનું ઝાડ છે. મને થયું કે, કહી દઉં કે તે ખજુરનું ઝાડ છે, પરંતુ ગરદન ફેરવીને જોયું તો ખબર પડી કે, દસ માણસોમાં હું સૌથી નાનો છું. એટલે ચુપ રહ્યો. થોડીવાર પછી હુઝૂરે કહ્યું કે, તે ખજુરનું ઝાડ છે.

## અજવા ખજુરનું વર્ણન (મદીનાનું શ્રેષ્ઠ ખજુર)

(૧૯૯/૫૬૯૨) હઝરત સઅદ ઇબ્ને અબી વક્કાસ કહે છે : હુઝૂરે કહ્યું : જે માણસ દરરોજ સવારે સાત 'અજવા' ખજુર ખાશે તેને તે દિવસે ન કોઇ ઝેર અસર કરશે, ન જાદુ.

## બબ્બે ખજુર સાથે મેળવીને ખાવાનું બયાન

(૨૦૦/૫૬૯૩) જબલા ઇબ્ને સુહૈમ કહે છે કે, એક વરસ અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેરના શાસનકાળમાં દુકાળ પડયો. અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર અમારું મુકર્રર કરેલું ખજુર આપતા હતા. અમે ખજુર ખાતા હોય ત્યારે અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર અમારી પાસેથી પસાર થતા અને કહેતા



કે, બબ્બે ખજુર સાથે મેળવીને ન ખાઓ. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ બબ્બે ખજુર સાથે મેળવીને ખાવાની મનાઇ ફરમાવી છે. પછી કહેતા : હા, જો માણસ પોતાના ભાઇને રજા આપે તો ઠીક. શુઅબા કહે છે : રજાવાળું વાક્ય ઇબ્ને ઉમરનું છે (રસૂલુલ્લાહનું ફરમાન નથી).

## ખજુરના ઝાડની બરકત

(૨૦૧/૫૬૯૪) ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઝાડોમાં એક ઝાડ એવું છે જેની બરકત મુસલમાનની બરકત જેવી હોય છે. તે ખજુરનું ઝાડ છે.

## ચીભડાનું વર્ણન

(૨૦૨/૫૬૯૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને જઅફર કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને ચીભડા સાથે તાજું ખજુર ખાતા જોયા.

## બે રંગ અથવા બે વાનગીઓને મેળવીને ખાવાનું બયાન

(૨૦૩/૫૬૯૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને જઅફર કહે છે કે, મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) ચીભડા સાથે તાજું ખજુર મેળવીને ખાઇ રહ્યા હતા.

## મહેમાનોની દસ દસની ટુકડીને ખાવા માટે બોલાવવી અને દસ દસ માણસોનું ખાવા માટે બેસવું

(૨૦૪/૫૬૯૭) હઝરત અનસ કહે છે કે, મારી માં ઉમ્મે સુલૈમે એક મુદ જવ લઇને તેનો જાડો આટો કિંવા દળિયો બનાવીને 'ખતીફા' (એક પ્રકારનું ખાણું) તૈયાર કર્યું. તેમાં (ઘીની) કુપ્પી નીચોવી. પછી મને રસૂલુલ્લાહ (સલ.) પાસે મોકલ્યો. હું સેવામાં હાજર થયો. હુઝૂર સહાબાઓની વચ્ચે બેઠા હતા. મેં હુઝૂરને દઅવત આપી. આપે કહ્યું : શું આ લોકોની પણ છે જે મારી સાથે છે ? મેં પાછા આવીને કહ્યું કે, હુઝૂર પૂછે છે કે, જે લોકો મારી સાથે છે શું તેમની પણ દઅવત છે ? અબૂ તલહા આ સાંભળીને તરત બહાર નીકળ્યા. તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ઉમ્મે સુલૈમે થોડીક વસ્તુ તૈયાર કરી છે. હુઝૂર અંદર આવ્યા. ખાવાનું સામે મૂકવામાં આવ્યું. આપે કહ્યું : દસ દસ માણસોને અંદર મારી પાસે બોલાવો. હુકમ અનુસાર (દસ માણસો) અંદર આવ્યા અને ખાણું ખાઇને ધરાઇ ગયા ત્યારે હુઝૂરે કહ્યું : બીજા દસને બોલાવો. હઝરત અનસે આ પ્રમાણે ૪૦ માણસો ગણ્યા. ત્યાર પછી હુઝૂરે પોતે ખાધું અને ઉભા થઇ ગયા. હું ખાણાને જોવા લાગ્યો કે, કંઇ ઓછું પણ થયું છે કે નહીં ?

## લસણ અને અમુક લીલોતરી મકરૂહ છે

(૨૦૫/૫૬૯૮) અબ્દુલ અઝીઝ કહે

છે : મેં હઝરત અનસને પૂછયું, તમે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી લસણ વિષે શું સાંભળ્યું છે ? આપે કહ્યું : જે માણસે લસણ ખાધું હોય તે અમારી મસ્જિદ પાસે ન આવે.

(૨૦૬/૫૬૯૯) હઝરત જાબિર કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું : જે માણસે લસણ અથવા કાંદા ખાધા હોય તે અમારી મસ્જિદથી દૂર રહે.

**પીલૂડીના ફળોનું વર્ણન**

(૨૦૭/૫૭૦૦) હઝરત જાબિર કહે છે કે, અમે હુઝૂરની સાથે 'મર્રઝઝુહરાન'માં પીલુડીના ફળો તોડી રહ્યા હતા. હુઝૂરે કહ્યું : તમારે કાળાં તોડવા જોઇતાં હતાં. તે ઘણા સારા હોય છે. પૂછવામાં આવ્યું કે, શું આપ બકરીઓ ચરાવતા હતા ? આપે કહ્યું : હા, દરેક નબીએ બકરીઓ ચરાવી છે.

**ખાધા પછી કોગળા કરવા**

(૨૦૮/૫૭૦૧) હઝરત સુવૈદ ઇબ્ને નુઅમાન કહે છે : અમે હુઝૂરની સાથે ખૈબર ગયા હતા. (પાછા ફરતી વખતે) જ્યારે સહબા સ્થળે પહોંચ્યા ત્યારે આપે ખાવાનું મંગાવ્યું, પરંતુ ફક્ત સત્તૂ રજૂ કરવામાં આવ્યું. અમે સત્તૂ જ ખાધું. ખાધા પછી આપે કુલ્લી કરી. અમે પણ કુલ્લીઓ કરી. પછી આપ નમાઝ માટે ઉભા થયા. અમુક રિવાયતોમાં આ પ્રમાણે શબ્દો છે કે, અમે સત્તૂ ફાક્યું અને ખાધું. પછી હુઝૂરે પાણી મંગાવીને કુલ્લી કરી. અમે પણ કુલ્લી કરી. હુઝૂરે (નવું) વુઝૂ કર્યા વગર અમને મગરિબની નમાઝ પઢાવી.

**રૂમાલથી સાફ કરતા પહેલા આંગળીઓ ચાટવા અને ચુસવાનું બયાન**

(૨૦૯/૫૭૦૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હુઝૂરે કહ્યું : જ્યારે તમારામાંથી કોઇ ખાણું ખાઇ ચૂકે તો હાથ સાફ કરતાં પહેલાં તેને ચાટી લે.

**રૂમાલનું વર્ણન**

(૨૧૦/૫૭૦૩) હઝરત સઇદે હઝરત જાબિરને આગ વડે રાંધવામાં આવેલી વસ્તુ ખાધા પછી વુઝૂ કરવાનો હુકમ પૂછયો. હઝરત જાબિરે કહ્યું કે, વુઝૂ જરૂરી નથી. કારણ કે, પ્રથમ તો અમને એવું ખાણું ઓછું મળતું હતું અને કદી મળતું હતું ત્યારે રૂમાલ અમારી પાસે ન હતા. હથેળીઓ, કાંડાઓ અને પગો સાથે હાથ પૂછી લેતા હતા. અને (નવું) વુઝૂ કર્યા વગર નમાઝ પઢી લેતા હતા.

**ખાઇ રહ્યા પછી શું બોલવું જોઇએ ?**

(૨૧૧/૫૭૦૪) હઝરત અબૂ ઉમામહ કહે છે કે, જ્યારે હુઝૂરની સામેથી દસ્તરખ્વાન ઉંચકી લેવામાં આવતું



હતું ત્યારે આપ કહેતા હતા : **અલ્હમ્દુ લિલ્લાહિ હમ્દન કસીરન તય્યિબન મુબારકન ફીહિ ગયર મુકફિય્યિન વ લા મુવદ્દિઇન વ લા મુસ્તગનિન અન્હુ રબ્બના** ખુદાનો શુક્ર છે ખૂબ સાફ, સ્વચ્છ અને બરકતપૂર્ણ. એવો શુક્ર નહીં, જે એકવાર પુરતો થઇ પડે અને છોડી દેવામાં આવે અને તેની કોઇ જરૂરત ન રહે.

(૨૧૨/૫૭૦૫) હઝરત અબૂ ઉમામહ કહે છે કે, જ્યારે હુઝૂર ખાઇ લેતા ત્યારે પઢતા : **અલ્હમ્દુ લિલ્લાહિ લ્લઝી કફાના વ અરવાના ગયર મકફિય્યિન વ લા મકફૂરિન** ક્યારેક આ પ્રમાણે પઢતા : **લકલ હમ્દુ રબ્બના ગયર મકફિય્યિન વ લા મુવદ્દિઇન વ લા મુસ્તગનિન અન્હૂ રબ્બના**

**સેવક (નોકર) સાથે ખાવાનું બયાન**

(૨૧૩/૫૭૦૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો તમારામાંથી કોઇની પાસે તેનો નોકર ખાવાનું લાવે અને તેને પોતાની સાથે ન બેસાડવા માગે તો ઓછામાં ઓછા એક-બે કોળિયા તેને ખવડાવે. કારણ કે, નોકર જ ખાણું રાંધવામાં અને તેની ગરમીમાં રહ્યો છે.

**ખાણું ખાઇને શુક્ર કરનાર સબ્ર કરનાર રોઝાદાર જેવો છે. આ રિવાયત હઝરત અબૂ હુરૈરાએ મરફૂઅ બયાન કરી છે**

**જો કોઇને ખાણું ખાવા બોલાવવામાં આવે અને તે બીજા માણસને કહે કે, આ માણસ પણ મારી સાથે છે તો જાઇઝ છે**

(૨૧૪/૫૭૦૭) હઝરત અનસ કહે છે કે, જો તમે કોઇ મુસલમાનની પાસે જાઓ અને તહોમત પાત્ર ન હોય તો તમે તેનું ખાણું ખાઓ અને તેનું પાણી પીઓ.

(૨૧૫/૫૭૦૮) હઝરત અબૂ મસઊદ અનસારી કહે છે કે, એક અનસારી હતો. જેની કુન્નિયત અબૂ શુએબ હતી. તેનો એક કસાઇ ગુલામ હતો. અબૂ શુએબ રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યો. હુઝૂર તે વખતે સહાબાઓની વચ્ચે બેઠા હતા. મુબારક ચહેરા પર ભૂખના ચિન્હો દેખાતાં હતાં. અબૂ શુએબે તરત પોતાના ગુલામ પાસે જઇને કહ્યું : એટલું ખાવાનું બનાવો જે પાંચ માણસો માટે પૂરતું હોય. બનવાજોગ છે કે, હું રસૂલુલ્લાહ (સલ.)ને દઅવત આપું. રસૂલુલ્લાહ (સલ.) પાંચમા માણસ હશે. ગુલામે થોડુંક ખાણું તૈયાર કર્યું. અબૂ શુએબે મુબારક સેવામાં હાજર થઇને દઅવત આપી. જે સદ્‌ગૃહસ્થોને

છે : મેં હઝરત અનસને પૂછ્યું, તમે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી લસણ વિષે શું સાંભળ્યું છે ? આપે કહ્યું : જે માણસે લસણ ખાધું હોય તે અમારી મસ્જિદ પાસે ન આવે.

(૨૦૬/૫૬૯૯) હઝરત જાબિર કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું : જે માણસે લસણ અથવા કાંદા ખાધા હોય તે અમારી મસ્જિદથી દૂર રહે.

**પીલૂડીના ફળોનું વર્ણન**

(૨૦૭/૫૭૦૦) હઝરત જાબિર કહે છે કે, અમે હુઝૂરની સાથે 'મર્રઝ્ઝુહરાન'માં પીલુડીના ફળો તોડી રહ્યા હતા. હુઝૂરે કહ્યું : તમારે કાળાં તોડવા જોઇતાં હતાં. તે ઘણા સારા હોય છે. પૂછવામાં આવ્યું કે, શું આપ બકરીઓ ચરાવતા હતા ? આપે કહ્યું : હા, દરેક નબીએ બકરીઓ ચરાવી છે.

**ખાધા પછી કોગળા કરવા**

(૨૦૮/૫૭૦૧) હઝરત સુવૈદ ઇબ્ને નુઅમાન કહે છે : અમે હુઝૂરની સાથે ખૈબર ગયા હતા. (પાછા ફરતી વખતે) જ્યારે સહબા સ્થળે પહોંચ્યા ત્યારે આપે ખાવાનું મંગાવ્યું, પરંતુ ફક્ત સત્તૂ રજૂ કરવામાં આવ્યું. અમે સત્તૂ જ ખાધું. ખાધા પછી આપે કુલ્લી કરી. અમે પણ કુલ્લીઓ કરી. પછી આપ નમાઝ માટે ઉભા થયા. અમુક રિવાયતોમાં આ પ્રમાણે શબ્દો છે કે, અમે સત્તૂ ફાક્યું અને ખાધું. પછી હુઝૂરે પાણી મંગાવીને કુલ્લી કરી. અમે પણ કુલ્લી કરી. હુઝૂરે (નવું) વુઝૂ કર્યા વગર અમને મગરિબની નમાઝ પઢાવી.

**રૂમાલથી સાફ કરતા પહેલા આંગળીઓ ચાટવા અને ચુસવાનું બયાન**

(૨૦૯/૫૭૦૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હુઝૂરે કહ્યું : જ્યારે તમારામાંથી કોઇ ખાણું ખાઇ ચૂકે તો હાથ સાફ કરતાં પહેલાં તેને ચાટી લે.

**રૂમાલનું વર્ણન**

(૨૧૦/૫૭૦૩) હઝરત સઇદે હઝરત જાબિરને આગ વડે રાંધવામાં આવેલી વસ્તુ ખાધા પછી વુઝૂ કરવાનો હુકમ પૂછયો. હઝરત જાબિરે કહ્યું કે, વુઝૂ જરૂરી નથી. કારણ કે, પ્રથમ તો અમને એવું ખાણું ઓછું મળતું હતું અને કદી મળતું હતું ત્યારે રૂમાલ અમારી પાસે ન હતા. હથેળીઓ, કાંડાઓ અને પગો સાથે હાથ પૂછી લેતા હતા. અને (નવું) વુઝૂ કર્યા વગર નમાઝ પઢી લેતા હતા.

**ખાઇ રહ્યા પછી શું બોલવું જોઇએ ?**

(૨૧૧/૫૭૦૪) હઝરત અબૂ ઉમામહ કહે છે કે, જ્યારે હુઝૂરની સામેથી દસ્તરખ્વાન ઉચકી લેવામાં આવતું



હતું ત્યારે આપ કહેતા હતા : **અલ્હમ્દુ લિલ્લાહિ હમ્દન કસીરન તય્યિબન મુબારકન ફીહિ ગયર મુકફિય્યિન વ લા મુવદ્દઇન વ લા મુસ્તગનિન અન્હુ રબ્બના** ખુદાનો શુક્ર છે ખૂબ સાફ, સ્વચ્છ અને બરકતપૂર્ણ. એવો શુક્ર નહીં, જે એકવાર પુરતો થઇ પડે અને છોડી દેવામાં આવે અને તેની કોઇ જરૂરત ન રહે.

(૨૧૨/૫૭૦૫) હઝરત અબૂ ઉમામહ કહે છે કે, જ્યારે હુઝૂર ખાઇ લેતા ત્યારે પઢતા : **અલ્હમ્દુ લિલ્લાહિ લ્લઝી કફાના વ અરવાના ગયર મકફિય્યિન વ લા મકફૂરિન** ક્યારેક આ પ્રમાણે પઢતા : **લકલ હમ્દુ રબ્બના ગયર મકફિય્યિન વ લા મુવદ્દઇન વ લા મુસ્તગનિન અન્હૂ રબ્બના**

**સેવક (નોકર) સાથે ખાવાનું બયાન**

(૨૧૩/૫૭૦૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો તમારામાંથી કોઇની પાસે તેનો નોકર ખાવાનું લાવે અને તેને પોતાની સાથે ન બેસાડવા માગે તો ઓછામાં ઓછા એક-બે કોળિયા તેને ખવડાવે. કારણ કે, નોકર જ ખાણું રાંધવામાં અને તેની ગરમીમાં રહ્યો છે.

**ખાણું ખાઇને શુક્ર કરનાર સબ્ર કરનાર રોઝાદાર જેવો છે. આ રિવાયત હઝરત અબૂ હુરૈરાએ મરફૂઅ બયાન કરી છે**

**જો કોઇને ખાણું ખાવા બોલાવવામાં આવે અને તે બીજા માણસને કહે કે, આ માણસ પણ મારી સાથે છે તો જાઇઝ છે**

(૨૧૪/૫૭૦૭) હઝરત અનસ કહે છે કે, જો તમે કોઇ મુસલમાનની પાસે જાઓ અને તહોમત પાત્ર ન હોય તો તમે તેનું ખાણું ખાઓ અને તેનું પાણી પીઓ.

(૨૧૫/૫૭૦૮) હઝરત અબૂ મસઊદ અનસારી કહે છે કે, એક અનસારી હતો. જેની કુન્નિયત અબૂ શુએબ હતી. તેનો એક કસાઇ ગુલામ હતો. અબૂ શુએબ રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યો. હુઝૂર તે વખતે સહાબાઓની વચ્ચે બેઠા હતા. મુબારક ચહેરા પર ભૂખના ચિન્હો દેખાતાં હતાં. અબૂ શુએબે તરત પોતાના ગુલામ પાસે જઇને કહ્યું : એટલું ખાવાનું બનાવો જે પાંચ માણસો માટે પૂરતું હોય. બનવાજોગ છે કે, હું રસૂલુલ્લાહ (સલ.)ને દઅવત આપું. રસૂલુલ્લાહ (સલ.) પાંચમા માણસ હશે. ગુલામે થોડુંક ખાણું તૈયાર કર્યું. અબૂ શુએબે મુબારક સેવામાં હાજર થઇને દઅવત આપી. જે સદ્ગૃહસ્થોને

દઅવત આપવામાં આવી હતી તેમની સાથે બીજો એક માણસ પણ થઇ ગયો. હુઝૂરે કહ્યું : અબૂ શુએબ, એક માણસ અમારી સાથે ચાલ્યો આવ્યો છે. જો તમે ઇચ્છો તો તેને રજા આપો અને ન ઇચ્છો તો ન રજા આપો. અબૂ શુએબે કહ્યું : ના, હું રજા આપું છું હુઝૂર.

## જો ઇશાની નમાઝની તૈયારી હોય અને ખાવાનું પણ તૈયાર હોય તો ખાધા પહેલાં નમાઝ ન પઢે

(૨૧૬/૫૭૦૯) હઝરત અમ્ર ઇબ્ને ઉમય્યા કહે છે : મેં જોયું છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના હાથમાં બકરીનો ખભો હતો. આપ તેને કાપી રહ્યા હતા. એવામાં આપને નમાઝ માટે બોલાવવામાં આવ્યા. આપે ખભો અને તે છરી જેનાથી કાપી રહ્યા હતા તે ફેંકી દીધી અને નવું વુઝૂ કર્યા વગર નમાઝ માટે ઉભા થઇ ગયા.

(૨૧૭/૫૭૧૦) હઝરત અનસ કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું કે, જ્યારે સાંજનું ખાણું તૈયાર હોય અને નમાઝની તકબીર થાય તો પ્રથમ સાંજનું ખાણું ખાઇ લો. નાફિઅ કહે છે કે, એકવાર હઝરત ઇબ્ને ઉમર સાંજનું ખાણું ખાઇ રહ્યા હતા અને ઇમામની કિર્અત પણ સાંભળી રહ્યા હતા.

(૨૧૮/૫૭૧૧) હઝરત આઇશા કહે છે કે, જ્યારે નમાઝની તકબીર થાય અને સાંજનું ખાણું પણ તૈયાર હોય તો પ્રથમ ખાણું ખાઇ લો.

## અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફઇઝા તઇમ્તુમ ફન્તશિરૂ'

(૨૧૯/૫૭૧૨) હઝરત અનસ કહેતા હતા : હું પરદાના હુકમની સૌથી વધુ જાણકાર છું. ઉબય ઇબ્ને કઅબ મને એનો હુકમ પૂછતા હતા. રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઝેનબ બિન્તે જહશ સાથે મદીનામાં નિકાહ કર્યા હતા. સવારે જ્યારે રસૂલુલ્લાહ (સલ.) નિકાહના પોષાકમાં હતા ત્યારે દિવસ ચઢતાં હુઝૂરે લોકોને ખાણું ખાવા માટે બોલાવ્યા. જ્યારે લોકો (ખાણું ખાઇને) ઉઠી ગયા ત્યારે રસૂલુલ્લાહ (સલ.) અને બીજા થોડાક માણસો બેસી રહ્યા. થોડીવાર પછી રસૂલુલ્લાહ (સલ.) ઉભા થયા અને ચાલતા થયા. હઝરત આઇશાના રૂમના દરવાજા સુધી જ પહોંચ્યા હતા, એવામાં લોકોના પાછા ચાલ્યા જવાનો વિચાર આવ્યો. આપ પાછા ફર્યા. હું પણ હુઝૂરની સાથે પાછો ફર્યો, પરંતુ માણસો પોતાની જગ્યાએ બેઠા હતા. હુઝૂર ફરી પાછા ચાલ્યા ગયા. હું પણ સાથે થઇ ગયો. હઝરત આઇશાના રૂમના દરવાજા સુધી પહોંચીને હુઝૂર ફરી પાછા ફર્યા. હું પણ પાછો ફર્યો. તે વખતે લોકો ચાલ્યા ગયા હતા. તરત હુઝૂરે મારી અને પોતાની



વચ્ચે પરદો નાખી દીધો અને પરદાનો હુકમ ઉતર્યો.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## અકીકા

## જો બાળકનો અકીકો ન કરવામાં આવે તો જન્મ દિવસે નામ રાખવાનું બયાન અને તહનીક (તાળવે કોઇ વસ્તુ લગાડવા)ની રીત

(૨૨૦/૫૭૧૩) હઝરત અબૂ મૂસા કહે છે કે, મારે ત્યાં છોકરો પેદા થયો ત્યારે હું તેને લઇને રસૂલુલ્લાહ (સલ.) પાસે ગયો. આપે તેનું નામ ઇબ્રાહીમ રાખ્યું. (ચાવીને) તેના તાળવા સાથે ખજુર લગાડયું અને બરકતની દુઆ કરીને મને આપ્યો. આ છોકરો હઝરત અબૂ મૂસાના છોકરાઓમાં સૌથી મોટો હતો.

(૨૨૧/૫૭૧૪) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે એક બાળકને 'તહનીક' માટે લાવવામાં આવ્યો. બાળકે હુઝૂર પર પેશાબ કર્યો. આપે તેના પર પાણી વહેવડાવ્યું.

(૨૨૨/૫૭૧૫) હઝરત અસ્મા બિન્તે સિદ્દીકે અકબર કહે છે : મક્કામાં અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર મારા પેટમાં હતા. ગર્ભાવસ્થાની મુદ્દત પૂરી થવા આવી હતી, એવામાં હું મક્કાથી નીકળીને મદીના આવી અને કુબામાં ઉતરી. ત્યાં જ સુવાવડ થઇ. હું અબ્દુલ્લાહને લઇને રસૂલુલ્લાહ (સલ.) પાસે ગઇ અને હુઝૂરના ખોળામાં બાળકને મૂકી દીધું. આપે એક ખજુર મંગાવીને તેને ચાવીને પોતાના મોંમાંથી બાળકના મોંમાં કંઇક નાંખ્યું. બાળકના પેટમાં સૌ પ્રથમ હુઝૂરનું થૂંક પહોંચ્યું. ત્યાર પછી આપે (ચાવેલું) ખજુર તેના તાળવા સાથે લગાડયું અને બરકતની દુઆ કરી. મુસલમાનોને ત્યાં આ સૌ પ્રથમ બાળક હતું જે ઇસ્લામી હાલતમાં પેદા થયું. મુસલમાનોને એનાથી ભારે ખુશી થઇ. કારણ કે, મુસલમાનોને એમ કહી દેવામાં આવ્યું હતું કે, યહૂદીઓએ તમારા પર જાદૂ કર્યો છે. તમને ઔલાદ નહીં થાય.

(૨૨૩/૫૭૧૬) હઝરત અનસ કહે છે કે, અબૂ તલહાનો એક છોકરો બીમાર હતો. અબૂ તલહા કયાંક બહાર ગયા હતા, એવામાં તે છોકરાનું અવસાન થયું. અબૂ તલહા જ્યારે પાછા ફર્યા ત્યારે ઉમ્મે સુલૈમને પૂછયું, છોકરાને કેમ છે ? ઉમ્મે સુલૈમે કહ્યું કે, આરામમાં છે. આમ કહીને સાંજનું ખાણું સામે લાવીને મૂકયું. અબૂ તલહાએ ખાણું ખાધું. પછી પત્ની સાથે સહવાસ કર્યો. તે પછી ઉમ્મે સુલૈમે કહ્યું કે, છોકરાને દફનાવો. આ સાંભળીને અબૂ તલહા રસૂલુલ્લાહ પાસે ગયા અને વિગત કહી. હુઝૂરે કહ્યું : શું તમે આજે રાત્રે સહવાસ કર્યો છે ? અબૂ તલહાએ કહ્યું : જી હા. આપે કહ્યું : એય અલ્લાહ ! એ

બંનેને બરકત આપ. છેવટે ઉમ્મે સુલૈમને છોકરો થયો. હઝરત અનસ કહે છે : અબૂ તલહાએ મને કહ્યું : આ છોકરાને સંભાળીને રસૂલુલ્લાહ (સલ.) પાસે લઈ જાઓ. હું છોકરાને હુઝૂર પાસે લાવ્યો. ઉમ્મે સુલૈમે બાળકની સાથે થોડુંક ખજુર પણ મોકલ્યું. હુઝૂરે બાળકને લઈને કહ્યું : શું એની સાથે કોઈ વસ્તુ છે ? સહાબાએ કહ્યું : જી હા, થોડુંક ખજુર છે. રસૂલુલ્લાહ (સલ.)એ ખજુર લઈને ચાવ્યું. થોડોક ભાગ પોતાના મોંમાંથી કાઢીને બાળકના મોંમાં આપ્યો અને તેના તાળવા સાથે લગાડયો. તેનું નામ અબ્દુલ્લાહ રાખ્યું.

(૨૨૪/૫૭૧૭) રિવાયતના બીજા સિલસિલાથી પણ હઝરત અનસથી આ હદીસ રિવાયત થઈ છે.

**અકીકામાં બાળક પરથી તકલીફ દૂર કરવી**

(૨૨૫/૫૭૧૮) હઝરત સલમાન ઈબ્ને આમિર કહે છે કે, છોકરો પેદા થવાની સાથે તેનો અકીકો (સુન્નત) છે. અમુક રિવાયતોમાં આ હદીસ મરફૂઅ છે. અમુક રિવાયતોમાં આ શબ્દો છે કે, હુઝૂરે કહ્યું કે, છોકરાના પેદા થવાની સાથે અકીકો થવો જોઈએ. તમે એના તરફથી લોહી વહેવડાવો અને એના પરથી તકલીફ દૂર કરો.

(૨૨૬/૫૭૧૯) ઈબ્ને સીરીને હબીબ ઈબ્ને શહીદને કહ્યું કે જઈને હસન બસરીને પૂછો કે, તમે અકીકાવાળી હદીસ કોની પાસેથી સાંભળી છે ? હબીબે પૂછ્યું : હસન બસરીએ કહ્યું : સમુરા ઈબ્ને જુન્દુબ પાસેથી.

**'ફરઅ'**

(૨૨૭/૫૭૨૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું : ન 'ફરઅ' કોઈ વસ્તુ છે ન અતીરા. 'ફરઅ' ઊંટણીના એવા બચ્ચાને કહેતા હતા જેને અંધકાર યુગમાં મૂર્તિઓ પર ચઢાવવામાં આવતું હતું. તે કુરબાની હતી જે રજબમાં કરવામાં આવતી હતી.

**અતીરા**

(૨૨૮/૫૭૨૧) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : ન કોઈ વસ્તુ 'ફરઅ' છે, ન 'અતીરા'. ફરઅ ઊંટણીના એવા બચ્ચાને કહેતા હતા જેને અંધકાર યુગમાં મૂર્તિઓ પર ચઢાવવામાં આવતું હતું. અતીરા તે કુરબાની હતી જે રજબમાં કરવામાં આવતી હતી.

✪ ભાગ-૨૨ સમાપ્ત ✪

# બુખારી શરીફ

સંપાદક :
ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :
ઈબ્રાહીમ

ભાગ ૨૩

# બુખારી શરીફ

## ભાગ-૨૩

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**ઝબીહા, શિકાર અને શિકાર કરતી વખતે બિસ્મિલ્લાહ પઢવાનું બયાન અને આયતો 'હુર્રિમત અલયકુમુલ મય્તતુ...' અને 'યા અય્યુહલ્લઝીન આમનૂ લયબ્લુવન્નકુમુ લ્લાહુ બિશયઇ મ્મિન સ્સયદિ'ની તફસીર**

ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'યા અય્યુહ લ્લઝીન આમનૂ અવફૂ બિલ ઉકૂદિ'માં 'ઉકૂદ'થી હરામ અને હલાલના વચનો મુરાદ છે. 'ઇલ્લા મા યુત્લા અલયકુમ'થી ડુક્કર મુરાદ છે. 'યજ્રિમન્નકુમ' તે તમને તૈયાર કરે. 'શનઆનુ' દુશ્મનાવટ. 'મુન્ખનિકતુન' એવું જાનવર જેને ગળું દાબીને મારવામાં આવ્યું હોય. 'અલમવકૂઝતુ' લાકડીથી મારવામાં આવે. 'તૂકિઝૂહા' તે મરી જાય.

(૧/૫૭૨૨) હઝરત અદી ઇબ્ને હાતિમ કહે છે : મેં રસુલુલ્લાહ (સલ.)ને પાંખ વગરના તીરના શિકારનો હુકમ પૂછયો. આપે કહ્યું : જો તીરના ધારથી મરે તો ખાઇ લો અને પહોળાઇથી મરે તો તે મુડદું છે. હઝરત અદી કહે છે : મેં હુઝૂરને કુતરાના શિકારનો હુકમ પૂછયો. આપે કહ્યું : જો કુતરો શિકારને તમારા માટે અટકાવી રાખે તો ખાઇ લો. કારણ કે, કુતરાનું પકડવું ઝબ્હના બદલામાં છે. જો તમે તમારા કુતરાની સાથે બીજા કુતરાને જુઓ અને ભય હોય કે તેણે તમારા કુતરાની સાથે તો શિકાર પકડયો નથી અને તેની સાથે મળીને શિકાર કર્યો છે તો ન ખાઓ. કારણ કે, તમે તમારા કુતરા પર બિસ્મિલ્લાહ પઢી છે, બીજા કુતરા પર પઢી નથી.

**પાંખ વગરના તીરના શિકારનો હુકમ**

(૨/૫૭૨૩) ઇબ્ને ઉમર કહે છે કે, ગલોલથી મરેલા જાનવરનો હુકમ તે જાનવરના જેવો છે જેને લાકડીથી અથવા પત્થરથી મારવામાં આવ્યું હોય. સાલિમ, કાસિમ, મુજાહિદ, ઇબ્રાહીમ, અતા અને હસન બસરીની નજરમાં એ મકરૂહ છે.

હસન બસરીની દૃષ્ટિએ ગામડા અને શહેરોમાં ગલોલબાજી કરવી મકરૂહ છે. બીજી જગ્યાઓએ કંઇ વાંધો નથી.

(૩/૫૭૨૪) હઝરત અદી ઇબ્ને હાતિમ કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને વગર પાંખના તીરના શિકારનો હુકમ પૂછ્યો. આપે કહ્યું કે, જો તીરની ધારથી મરે તો ખાઇ લો અને પહોળાઇથી મરે તો મુડદું છે, તેને ન ખાઓ. મેં કહ્યું કે, હું કુતરાને છોડું છું. આપે કહ્યું કે, જ્યારે તમે કુતરાને છોડયો અને તેના પર બિસ્મિલ્લાહ પઢી તો ખાઓ. મેં કહ્યું કે, જો તે (શિકારમાંથી) કંઇક ખાઇ લે તો ? આપે કહ્યું કે ન ખાઓ. કારણ કે, તેણે તમારા માટે શિકાર કર્યો નથી, બલ્કે પોતાના માટે કર્યો છે. મેં કહ્યું કે, હું મારો કુતરો છોડું છું તો તેની સાથે (કદી) બીજા કુતરાને પણ જોઉં છું. આપે કહ્યું : તો ન ખાઓ. કારણ કે, તમે તમારા કુતરાને છોડતી વખતે બિસ્મિલ્લાહ પઢી છે, બીજા કુતરા પર પઢી નથી.

## જો (તીરની) પાંખની પહોળાઇથી શિકાર મરે તો તેનો શું હુકમ છે ?

(૪/૫૭૨૫) હઝરત અદી ઇબ્ને હાતિમ કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે કેળવેલા કુતરાઓને શિકાર માટે છોડીએ છીએ (તેમના શિકારનો શું હુકમ છે ?) આપે કહ્યું : જે શિકાર તમારા માટે રોકી રાખે તેને ખાઇ લો. મેં કહ્યું કે, જો કુતરાઓ શિકારને મારી નાખે તો ? આપે કહ્યું : ભલેને મારી નાખે. મેં કહ્યું કે, અમે પાંખ વગરના તીર શિકાર પર ચલાવીએ છીએ. આપે કહ્યું : જો (અણી અથવા ધારથી) શિકારને ફાડી નાખે તો ખાઇ લો અને જો તીરની પહોળાઇથી જાનવર માર્યું જાય તો ન ખાઓ.

## કમાન (કામઠા) વડે શિકાર કરવાનું બયાન

**હસન બસરી અને ઇબ્રાહીમ કહે છે કે, જો શિકારને મારે અથવા તેનાથી શિકારના હાથપગ કપાઇને અલગ થઇ જાય તો જુદા થયેલા અવયવને ન ખાય, બાકીને ખાઇ લે. ઇબ્રાહીમે એમ પણ કહ્યું છે કે, જો શિકારની ગરદન અને કમ્મર પર ઘા વાગે તો પણ ખાઇ લો.**

**ઝેદ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદની ઔલાદનો એક જંગલી ગધેડો ભડક્યો (પકડવાનું મુશ્કેલ બની ગયું), હઝરત અબ્દુલ્લાહે કહ્યું : જે રીતે શક્ય હોય તે રીતે એને મારો અને એનું જે અવયવ પડી જાય તેને ન ખાઓ અને બાકીને ખાઓ.**



(૫/૫૭૨૬) હઝરત અબૂ સઅલબા ખુશની કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે 'અહલે કિતાબ'ની જમીન પર રહીએ છીએ. શું અમે તેમના વાસણોમાં ખાઇ શકીએ છીએ ? હું મારી શિકારની જગ્યામાં મારી પોતાની કમાન (કામઠા) વડે પણ શિકાર કરૂં છું; કેળવેલા કુતરા મારફતે પણ અને તે કુતરા મારફતે પણ જે કેળવેલો હોતો નથી, એમાંથી કયો શિકાર મારા માટે જાઇઝ છે ? આપે કહ્યું : 'અહલે કિતાબ'ના વાસણોનો તમે જે ઉલ્લેખ કર્યો તો જો તમને એ સિવાય બીજા વાસણો મળી આવે તો એમના વાસણોમાં ન ખાઓ, નહીં તો તે ધોઇને તેમાં જ ખાઇ લો. કમાનથી શિકાર કરતી વખતે જો તમે બિસ્મિલ્લાહ પઢી લીધી હોય તો ખાઇ લો. કેળવેલા કુતરા મારફતે જો તમે શિકાર કર્યો હોય અને જો બિસ્મિલ્લાહ પઢી હોય તો ખાઇ લો. જો એવા કુતરા મારફતે શિકાર કર્યો હોય, જે કેળવેલો ન હોય અને હલાલ કરી શકતા હોય તો ખાઇ લો.

## હાથથી પત્થર મારીને અથવા ગિલોલ મારીને શિકાર કરવાનું બયાન

(૬/૫૭૨૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મુગફફલે એક માણસને (શિકારને) કાંકરી મારતાં જોયો. તેમણે કહ્યું : કાંકરી ન મારો. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ શિકારને કાંકરી મારવાની મનાઇ ફરમાવી છે. આપે ફરમાવ્યું છે કે, એનાથી શિકાર મરી શકતો નથી અને ન તે ઘાયલ થાય છે. નાહક તેનાથી દાંત તૂટે છે અથવા આંખ ફુટે છે, પરંતુ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મુગફફલે તે માણસને કાંકરી મારતાં જોયો ત્યારે કહ્યું : મેં તમારી સામે હદીસ બયાન કરી છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કાંકરી મારવાની મનાઇ ફરમાવી છે, પરંતુ તમે માનતા નથી, કાંકરી મારો છો તો હવે હું તમારી સાથે વાત નહીં કરૂં.

## શિકાર અને પશુઓ માટે કુતરાઓ પાળવા સિવાય બીજા કુતરાઓ રાખવાનો શું હુકમ છે ?

(૭/૫૭૨૮) હઝરત ઇબ્ને ઉમર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, જે માણસ કુતરો રાખે અને તે ન તો શિકાર કરનારો હોય અને ન જાનવરોનું રક્ષણ કરનારો હોય તો દરરોજ તેના અમલમાંથી બે કીરાત (સવાબ) ઓછો થતો જશે.

(૮/૫૭૨૯) હઝરત ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ શિકારી કુતરા અને જાનવરોનું રક્ષણ કરનાર કુતરા સિવાય બીજો કુતરો પાળશે તો તેના સવાબમાંથી દરરોજ બે કીરાતનો ઘટાડો થતો રહેશે.

(૯/૫૭૩૦) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ શિકારી કુતરાઓ અને જાનવરોનું રક્ષણ કરનાર કુતરાઓ સિવાય બીજો કોઇ કુતરો પાળશે તો દરરોજ તેના અમલો (નો સવાબ) બે કીરાત ઓછો થતો રહેશે.

## જો કુતરો શિકારને ખાઇ લે તો શું હુકમ છે ? આયત 'યસ્અલૂનક માઝા ઉહિલ્લ લહુમ.....'ની તફસીર

(૧૦/૫૭૩૧) ઇબ્ને અબ્બાસ કહે છે : જો કુતરાએ શિકારમાંથી કંઇ ખાઇ લીધું તો તેણે શિકારને ખરાબ કરી દીધો. કારણ કે, તેણે શિકારને પોતાના માટે પકડયો છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : **તુઅલ્લિમૂનહુન્ન મિમ્મા અલ્લમકુમુ લ્લાહ** એટલે કુતરાને મારવામાં આવે અને શીખવવામાં આવે, અહીં સુધી કે, ખાવાની આદત છોડી દે.

(૧૧/૫૭૩૨) જો શિકારને કુતરો ખાઇ લે તો ઇબ્ને ઉમરે તેને મકરૂહ ઠેરવ્યો છે. અતા કહે છે કે, જો કુતરાએ લોહી પી લીધું અને ગોશ્ત ન ખાધો હોય તો તમે ખાઇ શકો છો.

(૧૨/૫૭૩૩) હઝરત અદી ઇબ્ને હાતિમ કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે આ જ કુતરાઓ મારફતે શિકાર કરીએ છીએ (તો શું હુકમ છે ?) આપે કહ્યું : કેળવેલા કુતરાઓને છોડતી વખતે જો તમે બિસ્મિલ્લાહ પઢી લીધી હોય તો ખાઇ લો. ભલેને તેમણે શિકારને મારી નાખ્યો હોય. હા, જો કુતરાએ ખાઇ લીધું હોય (તો ન ખાઓ) કારણ કે, મને શંકા છે કે, કુતરાએ પોતાના માટે શિકાર કર્યો હશે અને જો તેની સાથે બીજા કુતરાઓએ મળીને શિકાર કર્યો હોય તો પણ ન ખાઓ.

## જો શિકારીની સામેથી શિકાર બે-ત્રણ દિવસ ગાયબ રહે તો શું હુકમ છે ?

(૧૩/૫૭૩૪) હઝરત અદી ઇબ્ને હાતિમ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જ્યારે તમે કુતરાને (શિકાર પાછળ) છોડો અને બિસ્મિલ્લાહ પઢી લો અને કુતરો શિકારને પકડીને મારી નાખે તો તમે ખાઇ લો. કુતરો પોતે ખાઇ લે તો ન ખાઓ. કારણ કે, તે વખતે કુતરાએ પોતાના માટે શિકાર પકડયો છે. જો તે કુતરાની સાથે બીજા કુતરાઓ થઇ જાય, જેમના પર બિસ્મિલ્લાહ ન પઢવામાં આવી હોય, તે બધા શિકારને પકડીને મારી નાખે તો પણ ન ખાઓ. કારણ કે, તમને ખબર નથી કે કોણે શિકારને માર્યો છે. જો તમે કોઇ શિકારને માર્યો (અને તે નાસી ગયો) ફરી એક બે દિવસ પછી મળ્યો. તમારા તીરની નિશાની સિવાય તેના પર કોઇ ઘા નથી તો ખાઇ લો. જો તે પાણીમાં પડી ગયો હોય, તો ન ખાઓ. હઝરત અદીએ રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું હતું : યા રસૂલલ્લાહ ! હું શિકારને તીર મારૂં છું. પછી તેની પાછળ બે ત્રણ દિવસ ફરૂં છું પછી તે મુર્દું મળે છે. તેમાં મારૂં તીર પણ ખોસાયેલું હોય છે (એનો શું હુકમ છે ?) આપે કહ્યું : મન માને તો ખાઇ લો.

## જો શિકારની સાથે બીજો કુતરો પણ મોજુદ હોય તો (શું હુકમ છે ?)

(૧૪/૫૭૩૫) હઝરત અદી કહે છે : મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! હું મારા કુતરાને બિસ્મિલ્લાહ પઢીને છોડું છું. આપે કહ્યું : જો તમે તમારા કુતરાને બિસ્મિલ્લાહ પઢીને છોડયો હોય અને તેણે શિકારને પકડીને મારી નાખ્યો હોય અને પોતે પણ ખાઇ લીધું તો તમે ન ખાઓ. કારણ કે, તેણે પોતાના માટે શિકાર કર્યો છે. હઝરત અદી કહે છે : મેં કહ્યું : હું મારા કુતરાને છોડું છું અને તેની સાથે બીજા કુતરાઓને પણ જોઉં છું. મને ખબર નથી પડતી કે, કયા કુતરાએ શિકાર પકડયો છે. આપે કહ્યું : ન ખાઓ. કારણ કે, તમે તમારા કુતરાને છોડતી વખતે બિસ્મિલ્લાહ પઢી છે, બીજા કુતરા પર પઢી નથી. મેં હુઝૂરને પાંખ વગરના તીરના શિકારનો હુકમ પૂછયો. આપે કહ્યું : જો તીરની ધારથી જાનવર મરે તો ખાઇ શકો છો અને જો તીરની પહોળાઇથી મરે તો ન ખાઓ. કારણ કે, તે મુર્દું છે.

## શિકાર અંગે આવેલી હદીસો

(૧૫/૫૭૩૬) હઝરત અદી કહે છે : મેં હુઝૂરે પાકને કહ્યું કે, અમે લોકો આ જ કુતરાઓ મારફતે શિકાર કરીએ છીએ. આપે કહ્યું : જો કેળવેલા કુતરાઓને તમે છોડયા હોય અને છોડતી વખતે બિસ્મિલ્લાહ પઢી હોય તો શિકારને ખાઇ શકો છો. કારણ કે, તેમણે તમારા માટે શિકાર કર્યો છે. હા, જો કુતરો તેમાંથી ખાઇ લે તો તમે ન ખાઓ. કારણ કે, મને શંકા છે કે, તેણે પોતાના માટે શિકાર કર્યો હશે. જો તમારા કુતરાઓ સાથે બીજા કુતરાઓ પણ થઇ જાય તો તે શિકારને ન ખાઓ.

(૧૬/૫૭૩૭) હઝરત અબૂ સઅલબા ખુશની કહે છે : મેં હુઝૂરને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે 'અહલે કિતાબ'ની જમીનમાં રહીએ છીએ. શું તેમના વાસણોમાં ખાઇ શકીએ છીએ ? હું શિકારની જગ્યામાં કદી મારી કમાનથી, કદી કેળવેલા કુતરાઓથી અને કદી બિનકેળવેલાઓથી શિકાર કરૂં છું. હુઝૂરે જાઇઝ રીત જણાવતાં કહ્યું કે, તમે જે 'અહલે કિતાબ'ની જમીનમાં તેમના વાસણોમાં ખાવાનો ઉલ્લેખ કર્યો છે, તો

જો તમને એ વાસણો સિવાય બીજા વાસણો મળી જાય તો તેમના વાસણોમાં ન ખાઓ. નહીં તો તેમના વાસણો ધોઇને તેમાં જ ખાઇ લો. શિકારની જગ્યાની તમે જે વાત કરી છે તો જે શિકાર તમે કમાનથી કર્યો હોય અને તેના પર બિસ્મિલ્લાહ પઢી હોય તેને ખાઇ શકો છો. જે કેળવેલા કુતરા વડે શિકાર કર્યો હોય અને તેના પર બિસ્મિલ્લાહ પઢી હોય તેને પણ ખાઇ શકો છો અને જો બિનકેળવેલ કુતરા વડે શિકાર કર્યો હોય, પછી તેને ઝબ્હ કર્યો હોય તો તેને પણ ખાઇ શકો છો.

(૧૭/૫૭૩૮) હઝરત અનસ કહે છે : મર્રઝ ઝહરાન સ્થળેથી અમે એક સસલાને નસાડયું. લોકો તેની પાછળ દોડયા, પરંતુ થાકીને અટકી ગયા. પછી હું તેની પાછળ દોડયો. અહીં સુધી કે, પકડીને અબૂ તલહા પાસે લાવ્યો. અબૂ તલહાએ તેના બંને નિતંબ અને જાંઘો રસૂલુલ્લાહ (સલ.)ને મોકલી આપી. હુઝૂરે તે કબૂલ કરી.

(૧૮/૫૭૩૯) હઝરત અબૂ કતાદા કહે છે કે, એક સફરમાં હું હુઝૂરની સાથે હતો. મક્કાના એક રસ્તામાં હું મારા અમુક સાથીઓ કરતાં પાછળ રહી ગયો. બીજાઓનો ઇહરામ હતો. મારો ઇહરામ ન હતો. મેં એક જંગલી ગધેડો જોયો. તરત ઘોડા પર ચઢી ગયો અને સાથીઓને કહ્યું કે, મને કોરડો આપો. સાથીઓએ ન આપ્યો. મેં તેમની પાસે ભાલો માંગ્યો. તેમણે ભાલો દેવાનો પણ ઇન્કાર કર્યો. છેવટે મેં પોતે ભાલો લઇને જંગલી ગધેડા પર હુમલો કરીને તેને મારી નાખ્યો. તે જંગલી ગધેડાનો ગોશ્ત કેટલાક સહાબાઓએ તો ખાધો અને કેટલાકે ન ખાધો. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) પાસે પહોંચ્યા ત્યારે મસ્અલો પૂછયો. હુઝૂરે કહ્યું : આ એક ખોરાક હતો, જે અલ્લાહ તઆલાએ તમને આપ્યો હતો.

(૧૯/૫૭૪૦) કેટલીક રિવાયતોમાં ઉપરોક્ત હદીસના અંતમાં એટલું વધુ છે કે, હુઝૂરે કહ્યું : શું તમારી પાસે તેનો કોઇ ગોશ્ત છે ?

## પહાડો પર શિકાર કરવો

(૨૦/૫૭૪૧) હઝરત અબૂ કતાદા કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે મક્કા અને મદીનાની વચ્ચેના રસ્તામાં હતો. બીજા લોકોનો ઇહરામ હતો. મારો ઇહરામ ન હતો. હું ઘોડા પર સવાર થઇ પહાડો પર ચઢતો ફરતો હતો. અચાનક જોઉં છું કે, લોકો ગરદન ઉંચકી ઉંચકીને કોઇ વસ્તુને જોઇ રહ્યા છે. હું પણ તે બાજુ જોવા લાગ્યો તો એક જંગલી ગધેડો દેખાયો. મેં પૂછયું, આ શું છે ? તેમણે જવાબ આપ્યો : અમે જાણતા નથી. મેં કહ્યું કે, જંગલી ગધેડો છે. તેમણે કહ્યું : તમે પોતે જોઇ લીધો. (સવારી પર બેસતી



વખતે) હું મારો કોરડો ભુલી ગયો હતો. સાથીઓને કહ્યું કે, મને મારો કોરડો આપી દો. તેમણે કહ્યું કે, અમે તને મદદ કરી શકતા નથી. નાછુટકે મેં પોતે ઉતરીને કોરડો લીધો અને જંગલી ગધેડા પાછળ ઘોડો દોડાવ્યો. થોડી જ વારમાં તેનો શિકાર કરીને સાથીઓ પાસે આવ્યો. તેમને કહ્યું કે, ઉઠીને હવે તો તેને ઉંચકીને લાવો. તેઓ કહેવા લાગ્યા કે, અમે તો તેને અડકીશું પણ નહીં. નાછુટકે હું પોતે ઉંચકીને તેમની પાસે લાવ્યો. કેટલાકે તેને ખાધો અને કેટલાકે ન ખાધો. મેં તેમને કહ્યું : વારૂ, હું તમારા માટે રસૂલુલ્લાહ (સલ.)ને પૂછીશ. હું હુઝૂર પાસે ગયો અને બધી વિગત કહી. આપે કહ્યું : શું તમારી પાસે તેમાંથી કંઇ બાકી છે ? મેં કહ્યું : જી હા. આપે કહ્યું કે, ખાઓ, એ એક ખોરાક હતો જે અલ્લાહ તઆલાએ તમને આપ્યો હતો.

## આયત 'ઉહિલ્લ લકુમ સયદુલ બહ્રિ'ની તફસીર

**હઝરત ઉમરે કહ્યું છે કે, દરિયાઇ શિકાર તે છે જેનો જાળ વગેરેથી શિકાર કરવામાં આવે અને દરિયાઇ ખાણું તે છે જે દરિયાની બહાર આવીને આપમેળે પડે છે**

**અબૂબક સિદ્દીક કહે છે કે, જે માછલી આપમેળે મરીને પાણી પર આવી પડે તે હલાલ છે**

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'ઉહિલ્લ લકુમ સયદુલ બહ્રિ વ તઆમુહુ'માં 'તઆમ'થી દરિયાનું મરેલું જાનવર મુરાદ છે કિંવા એ જાનવર હલાલ છે. હા, જેને તમે પોતે સૂગના કારણે ન ખાઓ (તે જુદી વાત છે). ઇબ્ને અબ્બાસે એમ પણ કહ્યું કે, યહૂદીઓ બામ માછલી ખાતા નથી અને આપણે ખાઇએ છીએ.**

**અબૂ શુરૈહ સહાબી કહે છે કે, દરિયાની દરેક વસ્તુ ઝબ્હ કરેલી હોય છે (કિંવા દરિયાનું મરેલું જાનવર પણ ઝબીહા જેવું હલાલ છે).**

**અતા કહે છે : પરંતુ પક્ષીને મારી દ્રષ્ટિએ ઝબ્હ કરવું જોઇએ**

**ઇબ્ને જુરૈજ કહે છે : મેં અતાને પૂછયું કે, શું નહેરો અને તળાવોનો શિકાર પણ દરિયાના શિકારનો હુકમ ધરાવે છે ? તેમણે કહ્યું : હા, ત્યાર પછી આ આયત તિલાવત કરી : 'હાઝા અઝબુન ફુરાતુન વ હાઝા મિલ્હુન ઉજાજ વ મિન કુલ્લિન તઅ્કુલૂન લહમન તરિય્યા'**

**હઝરત ઇમામ હસન દરિયાઇ કુતરાઓના ચામડાની ઝીન પર સવાર થયા હતા.**

**શઅબીનું કથન છે કે, જો મારા ઘરવાળાંઓ દેડકો ખાય તો હું તેમને ખવડાવીશ.**

**હઝરત હસન બસરીની નજરમાં કાચબો ખાવામાં કંઇ વાંધો નથી**

**ઇબ્ને અબ્બાસનું કથન છે કે, દરિયાઇ શિકાર ખાઓ, ભલેને ઇસાઇ, યહૂદી કે પારસીએ શિકાર કર્યો હોય**

**અબૂ દરદા કહે છે : માછલીઓ અને સૂર્ય વડે શરાબ પાક અને હલાલ થાય છે તેને મુર્રી કહેવામાં આવે છે. (શરાબને તડકામાં મૂકીને મીઠું અને માછલી નાખવામાં આવે છે. થોડાક દિવસમાં તે શરાબ રહેતી નથી. એને મુર્રી કહેવામાં આવે છે) એ હલાલ છે.**

(૨૧/૫૭૪૨) હઝરત જાબિર કહે છે કે, 'ખબત'ના ગઝવા માટે અમે રવાના થયા. અબૂ ઉબયદાને અમારા સરદાર બનાવવામાં આવ્યા હતા. ત્યાં અમને ખૂબ ભૂખ લાગી. સંજોગોવશાત્ દરિયામાંથી એક મરેલી માછલી બહાર આવીને પડી. આટલી મોટી માછલી કદી જોવામાં આવી ન હતી. તે માછલીને અંબર તરીકે ઓળખવામાં આવતી હતી. અમે તેને અડધા મહીના સુધી ખાધી. અબૂ ઉબયદાએ તેનું એક હાડકું લઇને ઉભું કર્યું તો સવાર તેની નીચેથી નીકળી ગયો.

(૨૨/૫૭૪૩) હઝરત જાબિર કહે છે : અમને ત્રણસો સવારોને રસૂલુલ્લાહ (સલ.)એ કુરૈશીઓના કાફલાની તપાસ અર્થે મોકલ્યા. અબૂ ઉબયદા અમારા સરદાર હતા. ત્યાં તેમને સખ્ત ભૂખ લાગી. અહીં સુધી કે, પાંદડાંઓ ખાઇ ગયા. એ જ કારણે એ લશ્કરનું નામ 'ખબત'નું લશ્કર રાખવામાં આવ્યું છે. અચાનક એક માછલી દરિયાની બહાર પડી. તે માછલીને અંબર નામે ઓળખતા હતા. અમે તેને અડધા મહીના સુધી ખાધી. તેની ચરબી અમારા શરીર પર ચોપડી. અહીં સુધી કે, અમારા શરીર બરાબર થઇ ગયા. હઝરત અબૂ ઉબયદાએ તેની એક પાંસળી ઉભી કરી. તેની નીચેથી એક સવાર નીકળી ગયો. અમારામાંના એક માણસે તીવ્ર ભૂખના કારણે ત્રણ ઊંટણીઓ ઝબ્હ કરી નાખી હતી. ત્યાર પછી બીજી ત્રણ ઝબ્હ કરી હતી. છેવટે અબૂ ઉબયદાએ તેને મનાઇ કરી.

## તીડો ખાવાનું વર્ણન

(૨૩/૫૭૪૪) હઝરત ઇબ્ને અબૂ અવફા કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે સાત અથવા છ જિહાદો કરી. હુઝૂરની સાથે અમે તીડો ખાતા હતા.

## મરેલા જાનવરો અને પારસીઓના વાસણોનું વર્ણન

(૨૪/૫૭૪૫) હઝરત અબૂ સઅલબા ખુશની કહે છે : મેં મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે 'અહલે કિતાબ'ની જમીન પર છીએ. શું અમે તેમના વાસણોમાં ખાઇ શકીએ છીએ ? શિકારની જગ્યામાં હું કમાન વડે શિકાર કરૂં છું; (કદિ) કેળવેલા કુતરા મારફતે, (કદી) બિનકેળવેલા કુતરા વડે (શું એ જાઇઝ છે ?) આપે કહ્યું : તમે 'અહલે કિતાબ'ની જમીન પર હોવાનો ઉલ્લેખ કર્યો, તેમના વાસણોમાં ન ખાઓ. હા, જો મજબૂરી હોય અને બીજા વાસણો ન મળે તો તેમને ધોઇને તેમાં જ ખાઇ લો. શિકારની જગ્યામાં હોવાનો તમે જે ઉલ્લેખ કર્યો, તો જો તમે શિકાર કર્યો અને બિસ્મિલ્લાહ પઢી લીધી તો ખાઇ શકો છો. કેળવેલા કુતરા મારફતે પણ જો બિસ્મિલ્લાહ પઢયા પછી શિકાર કર્યો તો ખાઇ શકો છો. જો બિનકેળવેલા કુતરા મારફતે શિકાર કર્યો અને ઝબ્હ કર્યો તો તેને પણ ખાઇ શકો છો.

(૨૫/૫૭૪૬) હઝરત સલમહ ઇબ્ને અકવઅ કહે છે કે, જ્યારે ખૈબરના વિજય પછી સાંજ પડી અને લોકોએ આગ સળગાવી ત્યારે હુઝૂરે કહ્યું : તમે કઇ વસ્તુની નીચે આગ સળગાવી છે ? સહાબાએ કહ્યું : પાળેલા ગધેડાઓનો ગોશ્ત છે. આપે કહ્યું : હાંડલીઓમાં જે કંઇ છે તે ફેંકી દો અને હાંડલીઓને તોડી નાખો. આ સાંભળીને એક માણસે ઉભા થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું હાંડલીઓમાં જે કાંઇ છે તેને અમે ફેંકીને હાંડલીઓ ધોઇ શકીએ છીએ ? આપે કહ્યું : એમ કરી લો.

## ઝબીહા પર બિસ્મિલ્લાહ પઢવાનું બયાન અને ઇરાદાપૂર્વક બિસ્મિલ્લાહ છોડનારનો હુકમ

**ઇબ્ને અબ્બાસ કહે છે : જે માણસ (ઝબ્હ કરતી વખતે) બિસ્મિલ્લાહ પઢવાનું ભૂલી ગયો હોય તો કંઇ વાંધો નથી. અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લાતઅ્કુલૂ મિમ્મા લમ યુઝકરિસ્મુ લ્લાહિ વ ઇન્નહુ લફિસ્કુન'** ક઼િવા **જેના પર ખુદાનું નામ ન લેવામાં આવ્યું હોય તેને ન ખાઓ. કારણ કે, બેશક, એ વાત 'ફિસ્ક' છે અને ભૂલનારને ફાસિક કહેવામાં આવતો નથી. અલ્લાહ તઆલાએ બીજી એક જગ્યાએ ફરમાવ્યું છે : 'ઇન્ન**

(૨૧/૫૭૪૨) દરિયાના જાનવરો અંગે આગળ ફૂટનોટ આવી ગઇ છે. હનફી મત પ્રમાણે વિવિધ પ્રકારની માછલીઓ સિવાય પાણીમાંનું અન્ય કોઇ જાનવર ખાવાનું જાઇઝ નથી.

(૩૪/૫૭૫૫) હઝરત રાફિઅ ઇબ્ને ખદીજ કહે છે : હુઝૂરે ફરમાવ્યું હતું : ખાઓ કિંવા નખ અને દાંત સિવાય જો કોઇ બીજી વસ્તુથી ઝબ્હ કરીને લોહી વહેવડાવવામાં આવ્યું હોય તો તેને ખાઇ શકો છો.

**આદિવાસી અરબો વગેરેનું ઝબ્હ કરેલું જાનવર**

(૩૫/૫૭૫૬) હઝરત આઇશા કહે છે : કેટલાક માણસોએ મુબારક સેવામાં વિનંતી કરી કે, કેટલાક લોકો અમારી પાસે ગોશ્ત લાવે છે. અમને ખબર નથી હોતી કે, તેના પર ખુદાનું નામ લેવામાં આવ્યું છે કે નહીં. આપે કહ્યું : તમે તેના પર ખુદાનું નામ લઇ લો. પછી ખાઇ લો. હઝરત આઇશા કહે છે : તે સમયે લોકોના કુફ્રનો સમય નજીકમાં જ વીત્યો હતો.

**હરબી અહલે કિતાબના ઝબીહાનો હુકમ. તેમના ઝબ્હ કરેલા જાનવરોની ચરબીનું બયાન**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અલ્યવ્મ ઉહિલ્લ લકુમુ તય્યિબાતુ વ તઆમુ લ્લઝીન ઊતૂલ કિતાબ હિલ્લુ લ્લકુમ વ તઆમુકુમ હિલ્લુ લ્લહુમ'** કિંવા **આજે તમારા માટે સાફ-સ્વચ્છ વસ્તુઓ હલાલ કરી દેવામાં આવી છે. 'અહલે કિતાબ'નું ખાણું તમારા માટે હલાલ છે અને તમારૂં ખાણું તેમના માટે હલાલ છે.**

(૩૬/૫૭૫૭) ઝુહરી કહે છે કે, અરબસ્તાનના ઇસાઇઓનું ઝબ્હ કરેલું જાનવર ખાવામાં કંઇ વાંધો નથી. હા, જો તમે સાંભળી લો કે, તે ઝબીહા પર ગયરૂલ્લાહનું નામ લે છે તો ન ખાઓ અને જો તેનું નામ ન લે તો ખાઓ. ખુદાએ તેને હલાલ કરી દીધું છે, જો કે તે તેમના કુફ્રને જાણે છે. હઝરત અલીથી પણ એક રિવાયત છે. હસન બસરી અને ઇબ્રાહીમ કહે છે કે, ખત્ના વગરના માણસના હાથના ઝબીહામાં કંઇ વાંધો નથી. ઇબ્ને અબ્બાસ કહે છે કે, આયત **વ તઆમુ લ્લઝીન ઊતૂલ કિતાબ હિલ્લુ લ્લકુમ**માં 'તઆમ'થી 'ઝબીહા' મુરાદ છે.

(૩૭/૫૭૫૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મુગફ્ફલ કહે છે : અમે ખૈબરના કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો, એવામાં એક માણસે ઉપરથી એક થેલી ફેંકી, જેમાં ચરબી હતી. હું તેને લેવા માટે દોડ્યો, પરંતુ મોં ફેરવીને જોયું તો રસૂલુલ્લાહ (સલ.) મોજૂદ હતા. હું શરમાઇ ગયો.

**જે પશુઓ નાસી છુટે તેમનો હુકમ જંગલી જાનવરોનો છે. ઇબ્ને મસ્ઊદની નઝરે નાસી છુટનાર પશુઓનો શિકાર જાઇઝ**



**છે. ઇબ્ને અબ્બાસ કહે છે : જે જાનવર તમારા કબજામાંથી નીકળી જાય તેનો હુકમ શિકાર જેવો છે. જે ઊંટ કુવામાં પડી જાય તેને જે રીતે બને તે રીતે ઝબ્હ કરો; જે અવયવનું ઝબ્હ કરવું શકય હોય. હઝરત અલી મુર્તઝા, હઝરત ઇબ્ને ઉમર અને હઝરત આઇશાનો પણ એ જ મત છે**

(૩૮/૫૭૫૯) હઝરત રાફિઅ ઇબ્ને ખદીજ કહે છે : મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! કાલે અમારો મુકાબલો દુશ્મનો સાથે થશે. અમારી પાસે છરીઓ નથી. આપે કહ્યું : જલદી ઝબ્હ કરો. જે વસ્તુ વડે લોહી વહે અને તેના પર ખુદાનું નામ લેવામાં આવ્યું હોય તેને ખાઇ શકો છો, પરંતુ નખ અને દાંત ન હોવા જોઇએ. એનું કારણ હું બયાન કરૂં છું. દાંત તો એક હાડકું છે અને નખ તો હબસીઓની છરીઓ છે. હઝરત રાફિઅ કહે છે : લૂંટમાં થોડાક ઊંટો અને બકરીઓ અમારા હાથમાં આવી હતી. તેમાંથી એક ઊંટ નાસી છૂટયું. એક માણસે તીર મારીને તેને અટકાવ્યું. હુઝૂરે કહ્યું કે, જંગલી જાનવરોની જેમ આ ઊંટોમાં કેટલાક જંગલી હોય છે. એટલે જો તમે મજબૂર થઇ જાઓ તો એમ જ કરો.

**ઊંટ વગેરેને ઝબ્હ કરવાનું બયાન**

**ઇબ્ને જુરૈજ કહે છે કે, અતાએ કહ્યું કે, કુરબાની અને ઝબ્હ તે જ સ્વીકારપાત્ર છે જે ઝબ્હની જગ્યા (કિંવા ગળા)માં હોય. મેં કહ્યું કે, જે જાનવરોને ઝબ્હ કરવામાં આવે છે તેમને 'નહર' કરવું જાઇઝ છે ? તેમણે કહ્યું : હા, ખુદાએ તો ગાયને ઝબ્હ કરવાનો જ ઉલ્લેખ કર્યો છે, પરંતુ જો તમે તે જાનવરોને નહર કરી લો જેને ઝબ્હ કરવામાં આવે છે તો જાઇઝ છે, બલ્કે મારી દષ્ટિએ નહર કરવું જ સારૂં છે. કારણ કે, ઝબ્હથી ગરદનની નસો કપાઇ છે. (જાનવરને વધારે તકલીફ થાય છે) મેં કહ્યું : તમે તો નસો કાપવામાં અતિશયોક્તિ કરો છો અને અહીં સુધી કહો છો કે, હરામ મગજ કાપવામાં આવે. તેમણે કહ્યું : મારો એવો ખ્યાલ નથી. કારણ કે, નાફિઅ કહેતા હતા કે, ઇબ્ને ઉમરે 'નખ્અ' (હરામ મગજ) ઝબ્હ કરવાની મનાઇ ફરમાવી છે. ઇબ્ને ઉમર કહેતા હતા કે, હાડકા સુધી પહોંચતા પહેલાં જ છોડી દેવું જોઇએ, અહીં સુધી કે, તે જાનવર મરી જાય**

**આયત 'વ ઇઝ કાલ મૂસા**

**લિકવ્મિહિ ઇન્ન લ્લાહ યઅ્મુરૂકુમ અન તઝબહૂ બકરતન'ની તફસીર**

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, છાતી અને ગળાની વચ્ચે ઝબ્હ કરવામાં આવે**

**ઇબ્ને ઉમર, અનસ અને ઇબ્ને અબ્બાસ કહે છે કે, જો માથાને કાપીને અલગ કરી દેવામાં આવે તો પણ કંઇ વાંધો નથી**

(૩૯/૫૭૬૦) હઝરત અસ્મા બિન્તે સિદ્દીકે અકબર કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં મદીનામાં એક ઘોડાને નહર કરીને ખાધો હતો.

(૪૦/૫૭૬૧) હઝરત અસ્મા બિન્તે સિદ્દીકે અકબર કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં મદીનામાં એક ઘોડાને ઝબ્હ કરીને ખાધો હતો.

(૪૧/૫૭૬૨) હઝરત અસ્મા કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં એક ઘોડાને નહર કર્યો અને ખાધો હતો.

**'મુસ્લા', 'મસ્બૂરા' અને 'મુજસ્સમા' નાજાઇઝ છે**

**('મુસ્લા' તે જાનવર છે જેના નાક, કાન અને હાથ-પગ જીવતાં જીવત જ કાપી લેવામાં આવે. 'મસ્બૂરા' તે પાળેલું જાનવર જેને એક જ જગ્યાએ બાંધીને તીરોથી વીંધી નાખવામાં આવે. 'મુજસ્સમા' તે પક્ષી જેને તીરોથી વીંધીને મારી નાખવામાં આવે)**

(૪૨/૫૭૬૩) હિશામ ઇબ્ને ઝેદ કહે છે : હું હઝરત અનસ સાથે હકમ ઇબ્ને અય્યૂબ પાસે ગયો. ત્યાં હઝરત અનસે જોયું કે, કેટલાક છોકરાઓએ એક મરઘીને બાંધીને તીરોથી વીંધી નાખી છે. તેમણે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)એ ચારપગાંઓને 'મસ્બૂરા' બનાવવાની મનાઇ ફરમાવી છે.

(૪૩/૫૭૬૪) હઝરત ઇબ્ને ઉમર યહ્યા ઇબ્ને સઇદ પાસે ગયા હતા. ત્યાં તેમણે જોયું કે, યહ્યાનો એક છોકરો એક મરઘીને બાંધીને તેને તીરો વડે વીંધી રહ્યો છે. તેમણે જઇને તે મરઘીને છોડી દીધી. પછી મરઘી અને છોકરાને પોતાની સાથે લાવીને કહ્યું : આ છોકરાને ઠપકો આપો કે, એ આ પક્ષીને જીવલેણ તીરો વડે વીંધી રહ્યો છે. કારણ કે, મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, હુઝૂર ચારપગાં વગેરેને કત્લ કરવા માટે તીરોથી વીંધવાની મનાઇ ફરમાવતા હતા.

(૪૪/૫૭૬૫) હઝરત સઇદ ઇબ્ને જુબેર કહે છે : હું હઝરત ઇબ્ને ઉમરની સાથે હતો. અચાનક કેટલાક છોકરાઓ પાસેથી પસાર થયા. જેમણે એક મરઘી બાંધી રાખી હતી અને તેને તીરો મારી



રહ્યા હતા. હઝરત ઇબ્ને ઉમરને જોઇને તે છોકરાઓ આમતેમ નાસી છૂટયા. ઇબ્ને ઉમરે કહ્યું : આવું કોણે કર્યું ? રસૂલુલ્લાહ (સલ.)એ આવું કામ કરનાર પર લઅનત કરી છે. ઇબ્ને ઉમર એમ પણ કહેતા હતા કે, જાનવરને 'મુસ્લા' બનાવનાર પર રસૂલુલ્લાહ (સલ.)એ લઅનત કરી છે.

(૪૫/૫૭૬૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને યઝીદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ લૂંટમાર કરવાની અને 'મુસ્લા' કરવાની મનાઇ ફરમાવી છે.

**મરઘીના ગોશ્તનું વર્ણન**

(૪૬/૫૭૬૭) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે : મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) મરઘી ખાઇ રહ્યા હતા. એક રિવાયત આ પ્રમાણે છે : ઝહદમ કહે છે : અમે હઝરત અબૂ મૂસા અશ્અરી પાસે હતા. કારણ કે, અમારી અને અશ્અરી લોકો વચ્ચે મૈત્રી અને ભાઇચારો હતો. થોડીવાર પછી હઝરત મૂસા સામે ખાણું લાવવામાં આવ્યું જેમાં મરઘીનો ગોશ્ત હતો. ટુકડીમાં એક લાલવર્ણનો માણસ બેઠો હતો. તે ખાણાની નજીક પણ ગયો નહીં. હઝરત અબૂ મૂસાએ કહ્યું કે, આ બાજુ આવો. કારણ કે, મેં પોતે જોયું હતું કે, રસૂલુલ્લાહ (સલ.) મરઘીનો ગોશ્ત ખાઇ રહ્યા હતા. તે માણસ કહેવા લાગ્યો કે, મેં મરઘીને ગંદકી ખાતી જોઇ હતી. ત્યારથી મેં કસમ ખાઇ લીધી છે કે, મરઘીનો ગોશ્ત નહીં ખાઉં. એ જ કારણસર મને સૂગ આવે છે. અબૂ મૂસાએ કહ્યું : નજીક આવો. હું તમને હદીસ બયાન કરૂં છું. એકવાર હું થોડાક અશ્અરી માણસોની સાથે હુઝૂર પાસે ગયો. હુઝૂર તે વખતે ગુસ્સામાં હતા. આપે ઝકાતના થોડાક ઊંટો વહેંચ્યા હતા. અમે હુઝૂર પાસે સવારી માંગી. આપે સવારી ન આપવાની કસમ ખાઇ લીધી અને કહ્યું : મારી પાસે તમારા સવાર થવા માટે કોઇ સવારી નથી. થોડીવાર પછી લૂંટના ઊંટો હુઝૂર પાસે લાવવામાં આવ્યાં. આપે કહ્યું : અશ્અરી લોકો ક્યાં છે ? અશ્અરી માણસો ક્યાં છે ? છેવટે હુઝૂરે અમને પાંચ ઊંટો સફેદ ખૂંધવાળા આપ્યાં. અમે થોડીવાર થોભ્યા. પછી મેં મારા સાથીઓને કહ્યું : રસૂલુલ્લાહ પોતાની કસમને ભૂલી ગયા. ખુદાની કસમ ! જો આપણે રસૂલુલ્લાહ (સલ.)ને તેમની કસમ યાદ નહીં અપાવીએ તો કદી સફળ નહીં થઇએ. આમ વિચારીને ફરી હુઝૂર પાસે આવીને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે આપની પાસે સવારી માંગી હતી અને આપે સવારી ન દેવાની કસમ ખાધી હતી. અમને લાગે છે કે, આપ આપની કસમને ભૂલી ગયા છો. આપે કહ્યું : અલ્લાહે તમને સવારી આપી છે. ખુદાની કસમ ! જ્યારે ખુદાનો હુકમ થાય છે ત્યારે હું જ્યારે પણ કસમ ખાઉં છું અને તેના

કરતાં કોઇ સારી રીત દેખાઇ છે ત્યારે હું સારી રીત અપનાવું છું અને કસમને તોડી નાખું છું.

### ઘોડાઓના ગોશ્તનું વર્ણન

(૪૭/૫૭૬૮) હઝરત અસ્મા કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં એક ઘોડાને નહર કરીને ખાધો હતો.

(૪૮/૫૭૬૯) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરના દિવસે ગધેડાના ગોશ્તની મનાઇ ફરમાવી હતી અને ઘોડાઓના ગોશ્તની રજા આપી હતી.

### પાલતુ ગધેડાઓના ગોશ્તનો હુકમ

(૪૯/૫૭૭૦) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરની લડાઇના દિવસે પાલતુ ગધેડાઓનો ગોશ્ત ખાવાની મનાઇ ફરમાવી હતી.

(૫૦/૫૭૭૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ પાલતુ ગધેડાઓના ગોશ્તની મનાઇ ફરમાવી છે.

(૫૧/૫૭૭૨) હઝરત અલી મુર્તઝા કહે છે કે, ખૈબરના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ મુત્આ અને પાલતુ ગધેડાઓના ગોશ્તની મનાઇ ફરમાવી હતી.

(૫૨/૫૭૭૩) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, ખૈબરની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ ગધેડાઓનો ગોશ્ત (ખાવા)ની મનાઇ ફરમાવી હતી અને ઘોડાઓના ગોશ્તની રજા આપી હતી.

(૫૩/૫૭૭૪) હઝરત બરા અને હઝરત ઇબ્ને અબી અવફા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પાલતુ ગધેડાઓના ગોશ્તની મનાઇ ફરમાવી હતી.

(૫૪/૫૭૭૫) હઝરત અબૂ સઅલબા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પાલતુ ગધેડાઓના ગોશ્તને હરામ ઠેરવ્યો છે.

(૫૫/૫૭૭૬) ઝુહરી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પંજાવાળા પ્રાણીના ગોશ્તની મનાઇ ફરમાવી છે.

(૫૬/૫૭૭૭) હઝરત અનસ કહે છે કે, એક માણસે હુઝૂર (સલ.) પાસે આવીને કહ્યું કે, હુઝૂર, ગધેડાઓ ખવાઇ ગયા. પછી બીજીવાર એક માણસે આવીને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ગધેડાઓ ખવાઇ ગયા. ત્રીજીવાર ફરી તેણે કહ્યું કે, હુઝૂર, ગધેડાઓ ખલાસ થઇ ગયા. તે વખતે હુઝૂરે એક જાહેરાતદારને હુકમ આપ્યો. તેણે લોકોમાં જાહેરાત કરી કે, ખુદા અને રસૂલ તમને પાલતુ ગધેડાઓનો ગોશ્ત ખાવાની મનાઇ કરે છે. એ નાપાક છે. આ હુકમ સાંભળતાં જ ઉભરાતી હાંડલીઓને ઉંધી



વાળીને ફેંકી દેવામાં આવી.

(૫૭/૫૭૭૮) હઝરત અમ્ર ઇબ્ને દિનાર કહે છે : મેં હઝરત જાબિર ઇબ્ને ઝૈદને કહ્યું કે, લોકો માને છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પાલતુ ગધેડાઓના ગોશ્તની મનાઇ ફરમાવી છે. હઝરત જાબિરે જવાબ આપ્યો કે, હકમ ઇબ્ને અમ્ર ગિફારી બસરામાં અમારી સામે એ જ કહેતા હતા, પરંતુ (ઇલ્મના) આ દરિયાએ ડિવા હઝરત ઇબ્ને અબ્બાસે તેમની વાતનો ઇન્કાર કર્યો અને આ આયત પઢી : **કુલ લાઅજિદુ ફીમા ઊહિય ઇલય્ય મુહર્રમન....**

### પંજાવાળા પ્રાણીઓના ગોશ્તનો હુકમ

(૫૮/૫૭૭૯) હઝરત અબૂ સઅલબા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ દરેક પંજાવાળા પ્રાણીઓના ગોશ્તની મનાઇ ફરમાવી છે.

### મુડદાના ચામડાનો હુકમ

(૫૯/૫૭૮૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.) એક મરેલી બકરી પાસેથી પસાર થયા. આપે કહ્યું : તમે આ ચામડાને કામમાં લાવ્યા નહીં ? લોકોએ કહ્યું કે, એ મરેલી છે. આપે કહ્યું : તેનું ખાવું હરામ છે.

(૬૦/૫૭૮૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એક મરેલી બકરી પાસેથી પસાર થયા. આપે કહ્યું : એના માલિક એના ચામડાને કામમાં કેમ લાવ્યા નહીં ?

### મુશ્ક (કસ્તુરી)નું વર્ણન

(૬૧/૫૭૮૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ અલ્લાહના રસ્તામાં ઘાયલ થયો હશે તે જ્યારે કિયામતના દિવસે આવશે ત્યારે તેના ઝખ્મોમાંથી લોહી તો સાધારણ લોહીના રંગનું નીકળતું હશે અને ખુશ્બૂ મુશ્કના જેવી હશે.

(૬૨/૫૭૮૩) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે કે, સારા અને ખરાબ સાથીનો દાખલો મુશ્ક ઉંચકનાર અને ભઠ્ઠી ફુંકનાર જેવો છે. મુશ્ક ઉંચકનાર ક્યાં તો તમને આપશે અથવા તમે તેની પાસેથી ખરીદી લેશો અથવા તમને તેની પાસેથી ખુશ્બુ જ મળશે અને ભઠ્ઠી ફુંકનાર ક્યાં તો તમારા કપડાં સળગાવી દેશે અથવા તમને તેના તરફથી દુર્ગંધ જ મળશે.

### સસલાના ગોશ્તનો હુકમ

(૬૩/૫૭૮૪) હઝરત અનસ કહે છે : અમે મર્રઝ ઝહરાન સ્થળે હતા, એવામાં મેં એક સસલાને ભડકાવ્યું. તે નાસી છુટ્યું. લોકો તેની પાછળ દોડ્યા, પરંતુ થાકીને અટકી ગયા. હું તેને પકડીને

અબૂ તલહા પાસે લાવ્યો. અબૂ તલહાએ તેને ઝબ્હ કરીને બે જાંઘો હુઝૂર પાસે મોકલી. હુઝૂરે તેનો સ્વીકાર કર્યો.

**ઘોના ગોશ્તનો હુકમ**

(૬૪/૫૭૮૫) હઝરત ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું હતું : હું એને ખાતો નથી, પણ હરામ પણ ઠેરવતો નથી.

(૬૫/૫૭૮૬) હઝરત ખાલિદ ઇબ્ને વલીદ કહે છે કે, હું હુઝૂર (સલ.)ની સાથે ઉમ્મુલ મુઅમિનીન હઝરત મયમૂનાના ઘેર ગયો. આપની સામે એક ભુંજેલી ઘો રજુ કરવામાં આવી. હુઝૂરે તેના તરફ મુબારક હાથ લંબાવ્યો. એક ઓરતે કહ્યું : રસૂલુલ્લાહને એવું તો બતાવી દો કે, હુઝૂર કઇ વસ્તુ ખાવા માંગે છે. લોકોએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આ ઘો છે. હુઝૂરે તરત જ હાથ ખેંચી લીધો. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું આ હરામ છે ? આપે કહ્યું : ના, પરંતુ મારી કોમની ધરતી (મક્કામાં)માં એ પેદા થતી નથી. મને એ ગમતી નથી. હઝરત ખાલિદ કહે છે : આ સાંભળીને મેં પોતે ખેંચીને ખાવાનું શરૂ કર્યું અને હુઝૂર જોઇ રહ્યા હતા.

**જો થીજેલા અથવા પીગળેલા ઘીમાં ઉંદર પડી જાય તો શું હુકમ છે ?**

(૬૬/૫૭૮૭) હઝરત ઉમ્મુલ મુઅમિનીન મયમૂના કહે છે કે, એક ઉંદરડી ઘીમાં પડીને મરી ગઇ હતી. હુઝૂરને મસ્અલો પૂછવામાં આવ્યો. આપે કહ્યું : ઉંદરડીને અને તેની આજુબાજુના ઘીને કાઢીને ફેંકી દો અને બાકીનું ખાઇ લો.

(૬૭/૫૭૮૮) ઝુહરીને પૂછવામાં આવ્યું કે, તેલ અથવા ઘીમાં, પછી તે થીજેલું હોય કે પીગળેલું, જો કોઇ સજીવ વસ્તુ જેમકે ઉંદર વગેરે પડીને મરી જાય તો શું હુકમ છે ? તેમણે કહ્યું : અમને હદીસ મળી છે કે, એક ઉંદરડી ઘીમાં પડી ગઇ હતી. હુઝૂરે હુકમ આપ્યો કે, ઉંદરડીને અને તેની આજુબાજુના ઘીને કાઢીને ફેંકી દેવામાં આવે અને બાકીનું ખાવામાં આવે.

(૬૮/૫૭૮૯) હઝરત મયમૂના (રદિ.) કહે છે : હુઝૂરને પૂછવામાં આવ્યું કે, ઉંદરડી ઘીમાં પડી ગઇ હોય તો શું હુકમ છે ? આપે કહ્યું : ઉંદરડીને અને તેની આજુબાજુના ઘીને કાઢીને ફેંકી દો અને બાકીનું ખાઇ લો.

**ચારપગાં વગેરેના મોં પર કંઇ ચીતરવું અથવા દામ દેવો મના છે**

(૬૯/૫૭૯૦) હઝરત સાલિમ કહે છે કે, હઝરત ઇબ્ને ઉમર ચહેરા પર નિશાની પાડવાને નાપસંદ કરતા હતા.



આપ કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)એ મોં પર મારવાની મનાઇ ફરમાવી છે.

(૭૦/૫૭૯૧) હઝરત અનસ કહે છે કે, હું મારા ભાઇને લઇને 'તહનીક' કરાવવા માટે ગયો. હુઝૂર તે વખતે પોતાના ઊંટોના તબેલામાં હતા. મેં જોયું કે, આપ એક બકરીને દામ દઇ રહ્યા હતા અને લગભગ કાન પર દામ દઇ રહ્યા હતા.

**જો માલે ગનીમતમાંથી લોકોના હાથમાં થોડાંક જાનવરો આવે, ભલે તે ઊંટો હોય કે બકરીઓ, અને અમુક માણસો પોતાના સાથીઓને પૂછયા વગર થોડાંક જાનવરોને ઝબ્હ કરી લે તો તેને ખાવું ન જોઇએ. તાઉસ અને ઇકરિમાએ ચોરના ઝબીહા વિષે કહ્યું હતું કે, તેને ફેંકી દો**

(૭૧/૫૭૯૨) હઝરત રાફિઅ ઇબ્ને ખદીજ કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! કાલે અમારો દુશ્મન સાથે મુકાબલો થશે અને આપણી પાસે છરીઓ નથી. આપે કહ્યું : જલદી ઝબ્હ કરી લો. જે વસ્તુથી લોહી વહે અને અલ્લાહનું નામ લેવામાં આવ્યું હોય તેને ખાઇ શકો છો, એ શરતે કે દાંત અને નખ ન હોય. એનું કારણ પણ હું તમને બયાન કરૂં છું. દાંત તો એક હાડકું છે અને નખ હબસીઓની છરીઓ છે. હઝરત રાફિઅ કહે છે : કેટલાક લોકો જલદી જલદી આગળ વધ્યા અને તેમના હાથમાં માલે ગનીમત આવ્યો. રસૂલુલ્લાહ (સલ.) પાછળના માણસો સાથે હતા. તેમણે તરત ઝબ્હ કરીને હાંડલીઓ ચઢાવી દીધી, પરંતુ હુઝૂરે હાંડલીઓ ઉલટાવી દેવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર હાંડલીઓ ઉંધી વાળી દેવામાં આવી. ત્યાર પછી હુઝૂરે લોકોને માલે ગનીમતના જાનવરો વહેંચ્યા. એક ઊંટને દસ બકરીઓ બરાબર ઠેરવ્યું. પછી આગળના માણસોનું એક ઊંટ નાસી છુટયું. લોકો પાસે ઘોડાઓ ન હતા. એટલે ઊંટ પકડાયું નહીં. નાછુટકે એક માણસે ઊંટને તીર માર્યું અને તેને ખુદાએ અટકાવી દીધું. હુઝૂરે કહ્યું કે, જંગલી જાનવરોની જેમ આ પશુઓમાં પણ કેટલાંક જંગલી હોય છે, જેથી જે જાનવરો એવું કરે તેની સાથે એવું જ કરો.

**જો લોકોનું કોઇ ઊંટ નાસી છુટે અને કોઇ બીજો માણસ માલિકોના ભલા માટે ઊંટને તીર મારીને મારી નાખે તો જાઇઝ છે**

(૭૨/૫૭૯૩) હઝરત રાફિઅ કહે છે કે, એક સફરમાં અમે હુઝૂર (સલ.)ની સાથે હતા, એવામાં એક ઊંટ નાસી છુટયું. એક માણસે તેને તીર મારીને

અટકાવી દીધું. હુઝૂરે કહ્યું : જંગલી જાનવરોના જેમ એમાં પણ જંગલી હોય છે. એટલે જો મજબૂર થઇ જાઓ તો એવું જ કરો. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપણે જિહાદોમાં અને સફરોમાં હોઇએ છીએ અને છરીઓ હોતી નથી. આપે કહ્યું : જે વસ્તુના કારણે લોહી વહે અને (ઝબ્હ કરતી વખતે) અલ્લાહનું નામ લેવામાં આવ્યું હોય તેને ખાઇ શકો છો, પરંતુ દાંત અને નખથી ઝબ્હ કરવામાં ન આવે. કારણ કે, દાંત તો એક હાડકું છે અને નખ હબસીઓની છરીઓ છે.

**જે માણસ ભૂખથી લાચાર અને બેચેન હોય તેના ખાવાનું બયાન**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યા અય્યુહ લ્લઝીન આમનૂ કુલૂ મિન તય્યિબાતિ મા રઝક્નાકુમ' બીજી આયતમાં છે : 'ફમનિ દ્દુર્ર ફી મખ્મસતિન ગયર મુતજાનિફિ લ્લિઇસ્મિન' ત્રીજી આયતમાં છે : 'ફકુલૂ મિમ્મા ઝુકિર સ્મુ લ્લાહિ અલયહિ ઇન કુન્તુમ બિઆયાતિહિ મુઅ્મિનીન' ચોથી આયતમાં છે : 'કુલ લા અજિદુ ફીમા ઊહિય ઇલય્ય મુહર્રમન....' ઇબ્ને અબ્બાસ કહે છે : 'મસ્ફૂહન'નો અર્થ છે વહેવડાવવામાં આવ્યું. અલ્લાહ તઆલાએ બીજી એક જગ્યાએ ફરમાવ્યું છે : ફકુલૂ મિમ્મા રઝકકુમુ લ્લાહુ હલાલન તય્યિબા' (૧) મુસલમાનો, અમે તમને જે રોજી આપી છે તેમાંથી પાક-સાફ વસ્તુઓ ખાઓ. (૨) જે માણસ ભૂખથી લાચાર અને બેચેન હોય અને ગુનાહ તરફ ન પ્રેરાય. (૩) જો ખુદાની આયતો પર તમારૂં ઇમાન હોય તો જેના પર ખુદાનું નામ લેવામાં આવ્યું હોય તેને ખાઓ. (૪) તમે કહી દો કે, જે વહી મારી પાસે આવી છે તેમાંથી કોઇ વસ્તુને હરામ જોતો નથી, ડુક્કરના માંસ અને વહેતા લોહી વગેરે સિવાય. (૫) જે કંઇ અલ્લાહ તઆલાએ તમને રોજી આપી છે તેમાંથી હલાલ અને પાક વસ્તુઓ ખાઓ.**

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

## કુરબાની

**સુન્નત કુરબાનીનું વર્ણન**

**ઇબ્ને ઉમરનું કથન છે કે, કુરબાની સુન્નત છે અને સારૂં કામ છે**

(૭૩/૫૭૯૪) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : આજે જે સૌ પ્રથમ કામ



આપણે કરીશું તે એ છે કે, આપણે નમાઝ પઢીને પાછા જઇને કુરબાની કરીશું. જે માણસ આવું કરશે તે અમારી સુન્નતો પામશે. જે માણસે નમાઝ પહેલાં ઝબ્હ કર્યું હોય તે કુરબાની નથી, બલ્કે સામાન્ય ગોશ્ત છે, જે એ માણસે પોતાના ઘરવાળાંઓ માટે પહેલેથી તૈયાર કરી લીધો. આ સાંભળીને અબૂ બુરદા ઇબ્ને નિયાર ઉભા થયા. કારણ કે, તેમણે નમાઝ પહેલાં કુરબાની કરી હતી. તેમણે કહ્યું કે, હુઝૂર, મારી પાસે એક વરસથી નાની વયની બકરી છે. આપે કહ્યું : એની જ કુરબાની કરી દો, પરંતુ તમારા પછી બીજા કોઇના માટે એ પુરતી નહીં થઇ પડે. હઝરત બરા કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું હતું કે, જે માણસ નમાઝ પછી કુરબાની કરશે તેની કુરબાની પૂરી થશે અને તે મુસલમાનોની પધ્ધતિને પામશે.

(૭૪/૫૭૯૫) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ નમાઝ પહેલાં કુરબાની કરે છે તે પોતાના (ખાવા) માટે કુરબાની કરે છે અને જે માણસ નમાઝ પછી કુરબાની કરે છે તેની કુરબાની પૂરી થાય છે. મુસલમાનોની પ્રણાલિકા તેને મળે છે.

**ઇમામનું લોકોને કુરબાનીના જાનવરો વહેંચવું**

(૭૫/૫૭૯૬) ઉકબા ઇબ્ને આમિર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સહાબાઓને કુરબાનીના જાનવરો વહેંચ્યાં. મારા ભાગે એક વરસથી ઓછી વયની બકરી આવી. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! મારા ભાગ એક વરસથી ઓછી વયની બકરી આવી છે. આપે કહ્યું : તેની કુરબાની કર.

**મુસાફિર અને ઓરતો માટે કુરબાનીનો શું હુકમ છે ?**

(૭૬/૫૭૯૭) હઝરત આઇશા કહે છે કે, મક્કામાં દાખલ થતાં પહેલાં 'સરિફ' સ્થળે મને હેઝના દિવસો શરૂ થઇ ગયા હતા. હું રડી રહી હતી કે, એવામાં રસૂલે પાક (સલ.) આવ્યા. આપે કહ્યું : શું તને હેઝ આવ્યું છે. શું વાત છે ? મેં કહ્યું : જી હા. આપે કહ્યું : આ વાત તો અલ્લાહ તઆલાએ હઝરત આદમ (અલ.)ની પુત્રીઓ માટે મુકર્રર કરી દીધી છે. બીજા હાજીઓ જે કરે તે તમે પણ કરો, પરંતુ કઅબાનો તવાફ ન કરશો. હઝરત આઇશા કહે છે : જ્યારે હું મિનામાં ગઇ ત્યારે મારી પાસે ગાયનો થોડોક ગોશ્ત લાવવામાં આવ્યો. મેં પૂછ્યું કે, આ શું છે ? લોકોએ કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની પત્નીઓ તરફથી કુરબાની કરી છે.

**કુરબાનીની ઇદના દિવસે ગોશ્તની ઇચ્છા રાખવી**

(૭૭/૫૭૯૮) હઝરત અનસ કહે છે કે, રસૂલે પાક (સલ.)એ કુરબાનીની ઇદના દિવસે ફરમાવ્યું હતું કે, જે માણસે નમાઝ પહેલાં કુરબાની કરી લીધી હોય તે બીજીવાર કરે. આ સાંભળીને એક માણસે ઉભા થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! આજના દિવસે ગોશ્તની ઇચ્છા થાય છે. મેં કુરબાની કરવામાં જલદી કરી. જેથી મારા પડોશીઓને ખવડાવું. હવે મારી પાસે એક વરસનું બચ્ચું છે. જે બે તાજી બકરીઓ કરતાં સારૂં છે. તે માણસને રજા આપવામાં આવી. હઝરત અનસ કહે છે : મને ખબર નથી કે, આ રજા બીજાઓ માટે પણ હતી કે નહીં ? ત્યાર પછી રસૂલુલ્લાહ (સલ.)એ પાછા ફરીને બે દુંબા ઝબ્હ કર્યા. લોકોએ ઉભા થઇને પરસ્પર બકરીઓ વહેંચી અથવા તેમના હિસ્સા કર્યા.

**કેટલાક લોકો કહે છે કે, કુરબાનીનો હુકમ બકરા ઇદના દિવસે છે**

(૭૮/૫૭૯૯) હઝરત અબૂબક્રહ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, સમય ચક્કર મારીને ફરી તે જ હાલત પર આવી ગયો જેવો કે તે દિવસે હતો જ્યારે કે અલ્લાહ તઆલાએ આસ્માન અને જમીન બનાવ્યાં હતાં. વરસ બાર મહીનાનું છે, જેમાં ચાર હરામ મહીનાઓ છે. ત્રણ તો સળંગ આવે છે. ઝિલકઅદ, ઝીલહજ્જ અને મુહર્રમ. એક મહીનો (જમાદિલ આખર) અને શઅબાનની વચ્ચે છે યાને રજબ. આ કયો મહિનો છે ? અમે કહ્યું : ખુદા અને રસૂલ જ સારી રીતે જાણે છે. આપ ચુપ રહ્યા. અહીં સુધી કે, અમને વિચાર આવ્યો કે, હુઝૂર એનું બીજું કંઇ નામ રાખશે. પછી કહ્યું કે, શું ઝિલહજ્જ નથી ? અમે કહ્યું : છે. આપે કહ્યું : આ કયું શહેર છે ? અમે કહ્યું કે, ખુદા અને રસૂલ વધારે જાણે છે. આપ ચુપ રહ્યા. અમને વિચાર આવ્યો કે, કદાચ હુઝૂર એનું બીજું કંઇ નામ રાખશે. પછી આપે કહ્યું : શું આ મક્કા શહેર નથી ? પછી કહ્યું :.આ કયો દિવસ છે ? અમે કહ્યું કે, ખુદા અને રસૂલ જ સારી રીતે જાણે છે. આપ ચુપ થઇ ગયા. અમને વિચાર આવ્યો કે, કદાચ હુઝૂર એનું બીજું કંઇ નામ રાખશે. આપે કહ્યું : શું કુરબાનીનો દિવસ નથી ? અમે કહ્યું : છે. પછી આપે કહ્યું કે, જેવી રીતે આજનો દિવસ તમારા આ શહેર અને આ મહિનામાં હરામ છે એવી રીતે જ તમારો જાનમાલ અને આબરૂ (એકબીજા) માટે હરામ છે. ટૂંક સમયમાં જ તમે તમારા પાલનહાર સામે જશો. તે તમને તમારા અમલોની પૂછપરછ કરશે. જુઓ, મારા પછી બીજીવાર ગુમરાહ થઇ જશો નહીં કે જેથી એકબીજાની ગરદનો કાપવા માંડો. સાંભળો, હાજરજનો આ સંદેશ તે લોકો સુધી પહોંચાડી દે જેઓ



હાજર નથી. બનવાજોગ છે કે જે માણસને સંદેશ પહોંચાડવામાં આવે તે બીજાઓની સરખામણીમાં વધારે સમજદાર હોય. તે પછી કહ્યું : જુઓ, શું મેં અલ્લાહનો સંદેશ પહોંચાડી દીધો ?

**ઇદગાહમાં કુરબાની કરવાનું બયાન**

(૭૯/૫૮૦૦) નાફિઅ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કુરબાનીની જગ્યામાં કુરબાની કરતા હતા. યાને રસૂલુલ્લાહની કુરબાનીની જગ્યામાં કુરબાની કરતા હતા.

(૮૦/૫૮૦૧) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઇદગાહમાં ઝબ્હ પણ કરતા હતા અને નહર પણ.

**રસૂલુલ્લાહ (સલ.)એ બે શીંગડાવાળા ઘેટાઓની કુરબાની કરી હતી**

(૮૧/૫૮૦૨) હઝરત અબૂ ઉમામા ઇબ્ને સહલ કહે છે : અમે મદીનામાં કુરબાનીના જાનવરને તાજું કરતા હતા અને બીજા મુસલમાનો પણ કુરબાનીના જાનવરોને તાજા કરતા હતા.

(૮૨/૫૮૦૩) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) બે દુંબાઓની કુરબાની કરતા હતા અને હું પણ બે દુંબાઓની કુરબાની કરૂં છું.

(૮૩/૫૮૦૪) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઇદગાહમાંથી પાછા ફરીને બે શીંગદાર કાબરચીતરા ઘેટાંઓની પોતાના હાથે કુરબાની કરી હતી.

(૮૪/૫૮૦૫) ઉકબા ઇબ્ને આમિર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સહાબાઓને વહેંચવા માટે મને થોડીક બકરીઓ આપી હતી (જેથી સહાબાઓ તેમની કુરબાની કરે) એક બચ્ચું બાકી રહ્યું. મેં હુઝૂરને વાત કરી. આપે કહ્યું : તમે એની કુરબાની કરો.

**રસૂલુલ્લાહ (સલ.)એ અબૂ બુરદાને કહ્યું હતું કે, બકરીના એક વરસથી નાના બચ્ચાની કુરબાની કરો. તમારા પછી કોઇના માટે એ પુરતી નહીં થઇ પડે**

(૮૫/૫૮૦૬) હઝરત બરા કહે છે કે, મારા મામા અબૂ બુરદાએ નમાઝ પહેલાં કુરબાની કરી હતી. હુઝૂરે કહ્યું : તમારી બકરી તો ગોશ્ત (ખાવા)ની બકરી થઇ (કુરબાની ન થઇ). અબૂ બુરદાએ કહ્યું કે, હુઝૂર મારી પાસે ઘરમાં પાળેલું બકરીનું એક બચ્ચું છે. આપે કહ્યું : તેને જ ઝબ્હ કરી દો, પરંતુ તમારા સિવાય બીજા કોઇ માટે એ પુરતું નહીં થઇ પડે. પછી આપે કહ્યું : જે માણસ નમાઝ પહેલાં ઝબ્હ કરે છે તે પોતાના ખાવા માટે ઝબ્હ કરે છે અને જે માણસ નમાઝ પછી ઝબ્હ

કરે છે તેની કુરબાની પૂરી થાય છે અને મુસલમાનોની પ્રણાલિકા તેને પ્રાપ્ત થાય છે.

(૮૬/૫૮૦૭) હઝરત અબૂ બુરદા કહે છે કે, મેં નમાઝ પહેલાં કુરબાની કરી હતી. હુઝૂરે કહ્યું : તેના બદલામાં બીજી કુરબાની કરો. મેં કહ્યું કે, હુઝૂર મારી પાસે તો બકરીનું એક વરસથી નાનું બચ્ચું બાકી છે, જે મારી નજરમાં બે વરસની બકરી કરતાં સારી છે. આપે કહ્યું : તેના બદલામાં એની જ કરી દો, પરંતુ તમારા પછી બીજા કોઇ માટે એ પુરતું નહીં થઇ પડે.

**કુરબાનીનું જાનવર પોતાના હાથે ઝબ્હ કરવાનું બયાન**

(૮૭/૫૮૦૮) હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ બે કાબર-ચીતરા દુંબા પોતાના હાથે ઝબ્હ કર્યા હતા. મેં જોયું હતું કે, હુઝૂર પોતાનો પગ તેમના મોં તરફ મૂકીને 'બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર' બોલતા હતા.

**બીજાની કુરબાનીના જાનવરને ઝબ્હ કરવાનું બયાન**

(૮૮/૫૮૦૯) ઊંટની કુરબાની કરતી વખતે એક માણસે હઝરત ઇબ્ને ઉમરને મદદ કરી હતી.

(૮૯/૫૮૧૦) હઝરત અબૂ મૂસાએ પોતાની છોકરીઓને પોતાના હાથે કુરબાનીઓ કરવાનો હુકમ આપ્યો હતો.

(૯૦/૫૮૧૧) હઝરત આઇશા કહે છે : હું સરિફ સ્થળે રડી રહી હતી, એવામાં રસૂલુલ્લાહ (સલ.) આવ્યા. આપે કહ્યું : શું માસિક આવ્યું ? મેં કહ્યું : જી હા. આપે કહ્યું : આ વાત તો અલ્લાહ તઆલાએ આદમની પુત્રીઓ માટે મુકર્રર કરી દીધી છે. બીજા હાજીઓ જે કરે તે તમે પણ કરો, પરંતુ બયતુલ્લાહનો તવાફ ન કરશો. હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની પત્નીઓ તરફથી એક ગાયની કુરબાની કરી હતી.

**નમાઝ પછી કુરબાનીનો હુકમ**

(૯૧/૫૮૧૨) હઝરત બરા કહે છે : મેં પોતે સાંભળ્યું કે, પ્રવચન દરમ્યાન રસૂલુલ્લાહ (સલ.) કહી રહ્યા હતા કે, આજના દિવસે સૌ પ્રથમ આપણે નમાઝ પઢીને પાછા જઇને કુરબાની કરીશું. જે માણસ એવું કરશે તે અમારી પધ્ધતિ અપનાવશે. જે માણસે (નમાઝ પહેલાં) કુરબાની કરી તે કુરબાની નથી, બલ્કે સામાન્ય ગોશ્ત છે, જે પોતાના ઘરવાળાંઓ માટે તેમણે તૈયાર કર્યો છે. આ સાંભળીને અબૂ બુરદાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં નમાઝ પહેલાં કુરબાની કરી લીધી છે. હવે મારી પાસે બકરીનુ એક વરસનું બચ્ચું બાકી છે, જે મારી નજરમાં બે વરસની બકરીના કરતાં પણ સારૂં છે. આપે કહ્યું : તેના બદલામાં



એને જ ઝબ્હ કરો, પરંતુ તમારા પછી બીજા કોઇને એની રજા નથી.

**જેણે નમાઝ પહેલાં જાનવર ઝબ્હ કર્યું તે ફરીથી ઝબ્હ કરે**

(૯૨/૫૮૧૩) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, જે માણસે નમાઝ પહેલાં કુરબાની કરી લીધી હોય તે બીજીવાર કરે. એક માણસે પોતાની જરૂરિયાતોનો ઉલ્લેખ કરીને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આજના દિવસે ગોશ્તની ઇચ્છા થાય છે અને મારી પાસે એક વરસની બકરી છે, જે ગોશ્તની બે બકરીઓ કરતાં પણ મારી નજરમાં સારી છે. હુઝૂરે તેની લાચારી માન્ય રાખી અને તેને રજા આપી, પરંતુ એવી ખબર પડી નહીં કે, પરવાનગી દરેક માટે હતી કે નહીં. તે પછી હુઝૂરે પાછા ફરીને બે દુંબા ઝબ્હ કર્યા અને લોકોએ બકરીઓ ઝબ્હ કરી.

(૯૩/૫૮૧૪) હઝરત જુન્દુબ ઇબ્ને સુફયાન કહે છે : કુરબાનીના દિવસે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હું હાજર હતો. હુઝૂરે કહ્યું હતું કે, જે માણસે નમાઝ પહેલાં કુરબાની કરી હોય તે બીજીવાર કુરબાની કરે અને જે માણસે ન કરી હોય તે હવે કરી લે.

(૯૪/૫૮૧૫) હઝરત બરા કહે છે કે, હુઝૂરે એક દિવસ કહ્યું : જે માણસ અમારી નમાઝની જેમ નમાઝ પઢતો હોય અને અમારા કિબ્લા તરફ મોં કરતો હોય તે નમાઝ પહેલાં કુરબાની ન કરે. આ સાંભળીને અબૂ બુરદાએ ઉભા થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં તો ઉતાવળમાં કુરબાની કરી લીધી છે, પરંતુ એક વરસની એક બકરી મારી પાસે છે, જે મારી નજરમાં બે વરસની બે બકરીઓ કરતાં સારી છે. શું હું તેની કુરબાની કરૂં ? આપે કહ્યું : હા, પરંતુ તમારા પછી બીજા કોઇ માટે એની પરવાનગી નથી.

**કુરબાનીના જાનવરના મોં પર પગ મૂકવાનું બયાન**

(૯૫/૫૮૧૬) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બે કાબર-ચીતરા શીંગડાવાળા દુંબાઓની કુરબાની કરી હતી. તેમના ગાલ પર મુબારક કદમ મૂકીને પોતાના હાથથી તેમને ઝબ્હ કર્યા હતા.

**ઝબ્હ કરતી વખતે તકબીર પઢવાનું બયાન**

(૯૬/૫૮૧૭) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બે કાબરચીતરા શીંગડાવાળા દુંબા પોતાના હાથથી ઝબ્હ કર્યા હતા અને 'બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર' પઢયા હતા. તેમના ગાલ પર પોતાનો પગ મૂકયો હતો.

**જો પોતાની કુરબાનીનું જાનવર ઝબ્હ કરવા માટે મક્કા મોકલી આપે તો તેના પર કોઇ વસ્તુ હરામ થઇ જતી નથી**

(૯૭/૫૮૧૮) મસ્રૂક કહે છે : મેં હઝરત આઇશાની સેવામાં હાજર થઇને કહ્યું : ઉમ્મુલ મુઅમિનીન, એક માણસ છે, જે પોતે મિસરમાં બેસી રહે છે અને કુરબાનીનું જાનવર કઅબા પાસે મોકલી આપે છે. તે વસિય્યત કરે છે કે, તેની કુરબાનીના જાનવરના ગળામાં હાર નાંખવામાં આવે અને તે દિવસથી જ તે ઇહરામની હાલતમાં રહે છે. અહીં સુધી કે, (હાજી) લોકો ઇહરામ ખોલી નાખે. મસ્રૂક કહે છે : મેં પરદાની પાછળથી હઝરત આઇશાની તાળીનો અવાજ સાંભળ્યો. તેમણે કહ્યું : હું રસૂલુલ્લાહ (સલ.)ની કુરબાનીના જાનવરો માટે હાર વણતી હતી. હુઝૂર કુરબાનીના જાનવરો કઅબા મોકલતા હતા, પરંતુ લોકોના પાછા ફરતાં સુધી હુઝૂરના માટે તે વસ્તુઓમાંથી કોઇ વસ્તુ મના થતી ન હતી જે પુરૂષો માટે પોતાની પત્નીઓ તરફથી હલાલ છે.

**કુરબાનીનો ગોશ્ત ખાવા અને પ્રવાસ-ભાથા રૂપે ભેગો કરવાનું બયાન**

(૯૮/૫૮૧૯) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં અમે મદીના સુધીના પ્રવાસ-ભાથા માટે કુરબાનીનો ગોશ્ત રાખતા હતા.

(૯૯/૫૮૨૦) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે : હું સફરમાં ગયો હતો. જ્યારે પાછો ફર્યો ત્યારે મારી સામે ગોશ્ત લાવીને મૂકવામાં આવ્યો અને કહેવામાં આવ્યું કે, આ અમારી કુરબાનીનો ગોશ્ત છે. મેં કહ્યું કે, હું એને નહીં ચાખું. અલગ મૂકો. ત્યાર પછી હું ઉઠીને મારા અખ્યાફી ભાઇ અબૂ કતાદા ઇબ્ને નુઅમાન પાસે ગયો. તેમને મસ્અલો પૂછયો. અબૂ કતાદાએ કહ્યું : તમારા પછી આ હુકમ નવો પેદા થયો છે. અબૂ કતાદા બદરી હતા.

(૧૦૦/૫૮૨૧) હઝરત સલમહ ઇબ્ને અકવઅ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, તમારામાંથી જે માણસે કુરબાની કરી હોય તેના ઘરમાં કુરબાનીના ગોશ્તનો કોઇ ભાગ ત્રીજા દિવસ પછી ન રહેવો જોઇએ, પરંતુ જ્યારે આગામી વરસ આવ્યું ત્યારે લોકોએ કહ્યું : યા રસૂલલ્લાહ ! શું આ વરસે પણ તેવું જ કરીએ જેવું ગયા વરસે અમે કર્યું હતું ? આપે કહ્યું : ખાઓ, ખવડાવો અને ભેગું કરીને રાખો. તે વરસે લોકો તંગીમાં સપડાયાં હતા. એટલે મેં ઇચ્છયું હતું કે, તમે તેમની મદદ કરો.

(૧૦૧/૫૮૨૨) હઝરત આઇશા કહે



છે : અમે કુરબાનીનો ગોશ્ત મીઠું ભેળવીને મદીનામાં રાખતા હતા. પછી રસૂલુલ્લાહની સેવામાં રજુ કરતા હતા, પરંતુ હુઝૂરે કહ્યું કે, ત્રણ દિવસથી વધારે ન ખાઓ, પરંતુ આ જરૂરી હુકમ ન હતો, બલ્કે હુઝૂરની મુરાદ ફકત એટલી હતી કે, અમે મોહતાજોને ખવડાવીએ.

(૧૦૨/૫૮૨૩) અબૂ ઉબૈદ કહે છે : બકરા ઇદના દિવસે નમાઝમાં હઝરત ઉમર ફારૂકની સાથે હું પણ હતો. તેમણે ખુત્બા પહેલાં નમાઝ પઢી હતી. પછી ખુત્બો પઢયો હતો. તેમણે કહ્યું હતું : લોકો ! રસૂલુલ્લાહ (સલ.)એ તમને આ બંને ઇદોના દિવસે રોઝો રાખવાની મનાઇ ફરમાવી છે. એક તો રોઝાઓની ઇફતારનો દિવસ છે અને બીજો દિવસ તે છે જેમાં તમે તમારી કુરબાનીઓનો ગોશ્ત ખાઓ છો. અબૂ ઉબૈદા કહે છે : પછી હું ઉસ્માન ઝીન્નૂરૈન સાથે ઇદમાં શામિલ હતો. તે જુમ્આનો દિવસ હતો. હઝરત ઉસ્માને ખુત્બા પહેલાં નમાઝ પઢી હતી. પછી ખુત્બો પઢયો હતો. તેમણે કહ્યું હતું : લોકો ! આજના દિવસે બે ઇદો ભેગી થયેલી છે. મદીનાની આજુબાજુ રહેનારાઓમાંથી જે માણસ જુમ્આની રાહ જોવા ઇચ્છે તે રાહ જુએ અને જે માણસ પાછો જવા માંગે તો હું તેને રજા આપું છું. અબૂ ઉબૈદ કહે છે : ત્યાર પછી હું ઇદના દિવસે હઝરત અલી મુર્તઝા સાથે રહ્યો છું. તેમણે પણ ખુત્બા પહેલાં નમાઝ પઢી હતી. પછી ખુત્બો સંભળાવ્યો હતો. તેમણે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ ત્રણ દિવસથી વધારે તમને તમારી કુરબાનીઓનો ગોશ્ત ખાવાની મનાઇ ફરમાવી છે.

(૧૦૩/૫૮૨૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, ત્રણ દિવસ કુરબાનીઓનો ગોશ્ત ખાઓ. હઝરત અબ્દુલ્લાહ જ્યારે મિનાથી નીકળતા હતા ત્યારે (ત્રણ દિવસ પછી) કુરબાનીનો ગોશ્ત ખાતા ન હતા, બલ્કે ઝયતૂનના તેલ સાથે રોટલી ખાતા હતા.

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

## પીણાઓ

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્નમલ ખમ્રૂ વલ મયસિરૂ વલ અન્સાબુ વલ અઝલામુ રિજ્સુમ્મિન અમલિ શ્શયતાનિ ફજતનિબૂહુ લઅલ્લકુમ તુફલિહૂન' બેશક, જુગાર, શરાબ, મૂર્તિઓ અને ફાલના તીરો શયતાનના નાપાક કામો છે. તમે એમનાથી બચો, જેથી તમારૂં ભલું થાય.**

(૧૦૪/૫૮૨૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ કહ્યું : જેણે દુનિયામાં શરાબ પીધી, પછી

તૌબા નહીં કરી તેને આખિરતમાં શરાબ નહીં મળે.

(૧૦૫/૫૮૨૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : જે રાત્રે રસૂલુલ્લાહ (સલ.)ને બયતુલ મુકદસ લઇ જવામાં આવ્યા હતા તે રાત્રે હુઝૂર સામે બે પ્યાલાઓ લાવવામાં આવ્યા. એક દૂધનો અને બીજો શરાબનો. હુઝૂરે બંનેને જોઇને દૂધ લઇ લીધું. હઝરત જિબ્રાઇલે કહ્યું કે, તે ખુદાનો શુક્ર છે જેણે પ્રકૃતિ (ફિતરત)નો માર્ગ બતાવ્યો. જો આપ શરાબ લઇ લેત તો આપની ઉમ્મત ગુમરાહ થઇ જાત.

(૧૦૬/૫૮૨૭) હઝરત અનસે કહ્યું હતું : મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી એક હદીસ સાંભળી છે કે, મારા સિવાય બીજું કોઇ તમને તે હદીસ બયાન નહીં કરે. હુઝૂરે કહ્યું હતું કે, કિયામતની નિશાનીઓમાંથી એ પણ છે કે, અજ્ઞાનતા વ્યાપક થઇ જશે. ઇલ્મ ઓછો થઇ જશે. વ્યભિચાર ખુલ્લેઆમ થશે. શરાબ પીવામાં આવશે. પુરૂષો ઓછા થઇ જશે. સ્ત્રીઓ વધી જશે. અહીં સુધી કે, એક પુરૂષ પચાસ સ્ત્રીઓનો સરપરસ્ત હશે.

(૧૦૭/૫૮૨૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : વ્યભિચારી ઇમાનની હાલતમાં વ્યભિચાર કરતો નથી. દારૂ પીનાર ઇમાનની હાલતમાં દારૂ પીતો નથી અને ચોર ઇમાનની હાલતમાં ચોરી કરતો નથી. કેટલીક રિવાયતોમાં આટલું વધારે છે કે, ચીલઝડપ કરનાર જ્યારે કોઇ કીમતી વસ્તુની ચીલઝડપ કરે છે અને લૂંટતી વખતે લોકો તેને નજર ઉંચકીને જુએ છે તો તે આ કામ ઇમાનની હાલતમાં કરતો નથી.

**શરાબ દ્રાક્ષની હોય છે**

(૧૦૮/૫૮૨૯) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, જ્યારે શરાબ હરામ થઇ ત્યારે મદીનામાં શરાબ બિલકુલ થતી ન હતી.

(૧૦૯/૫૮૩૦) હઝરત અનસ કહે છે કે, જ્યારે શરાબ અમારા માટે હરામ કરવામાં આવી ત્યારે અમને (મદીનામાં) દ્રાક્ષની શરાબ મળતી પણ ન હતી. સામાન્ય રીતે શરાબ કાચી અથવા સૂકા ખજૂરની બનતી હતી.

(૧૧૦/૫૮૩૧) હઝરત ઇબ્ને ઉમર કહે છે : હઝરત ઉમરે મિમ્બર પર કહ્યું હતું : લોકો ! શરાબ હરામ હોવાનો હુકમ જ્યારે ઉતર્યો ત્યારે પાંચ વસ્તુઓની શરાબ બનતી હતી. દ્રાક્ષ, સૂકું ખજૂર, મધ, ઘઉં અને જવ. શરાબ એવી વસ્તુ છે જે બુધ્ધિ સાથે ભળી જઇને તેને ઢાંકી દે છે.

**શરાબના હરામ હોવાનો હુકમ જ્યારે ઉતર્યો ત્યારે શરાબ કાચા ખજૂર અને ખારેકોની બનતી હતી**

(૧૧૧/૫૮૩૨) હઝરત અનસ કહે છે : હું અબૂ તલહા, અબૂ ઉબૈદા અને ઉબય ઇબ્ને કઅબને કાચા ખજૂર અને ખારેકોની શરાબ પીવડાવી રહ્યો હતો, એવામાં એક માણસે આવીને કહ્યું કે, શરાબ હરામ કરી દેવામાં આવી. અબૂ તલહાએ મને કહ્યું કે, અનસ ઉઠીને શરાબ વહેવડાવી દો. મેં વહેવડાવી દીધી.

(૧૧૨/૫૮૩૩) હઝરત અનસ કહે છે : હું કોમને કિંવા મારા કાકાઓને કાચા ખજૂરની શરાબ પીવડાવી રહ્યો હતો. કારણ કે, હું સૌથી નાનો હતો. એવામાં કોઇએ કહ્યું કે, શરાબ હરામ થઇ ગઇ. હાજરજનોએ મને કહ્યું કે, શરાબ ઢોળી દો. અમે ઢોળી દીધી. રાવી કહે છે : મેં હઝરત અનસને પૂછયું, તે લોકોની શરાબ કેવી હતી ? તેમણે કહ્યું : તે સમયે તાજા ખજૂર અને ખારેકોની શરાબ બનતી હતી.

(૧૧૩/૫૮૩૪) હઝરત અનસ કહે છે : જે સમયે શરાબ હરામ થઇ તે સમયે તે કાચા ખજૂર અને ખારેકોમાંથી બનતી હતી.

**મધની શરાબને 'બિત્અ' નામે ઓળખતા હતા**

(૧૧૪/૫૮૩૫) મઅન કહે છે : મેં માલિક ઇબ્ને અનસને મધ અને દ્રાક્ષની શરાબનો હુકમ પૂછયો. તેમણે કહ્યું : જો નશો લાવનારી ન હોય તો કંઇ વાંધો નથી.

(૧૧૫/૫૮૩૬) ઇબ્ને દરાવરદી કહે છે : અમે દ્રાક્ષની શરાબનો હુકમ પૂછયો ત્યારે તેમણે કહ્યું કે જો નશો લાવનારી ન હોય તો કંઇ વાંધો નથી.

(૧૧૬/૫૮૩૭) હઝરત આઇશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ને મધની શરાબનો હુકમ પૂછવામાં આવ્યો જેને યમન-વાસીઓ પીતા હતા, ત્યારે તેમણે કહ્યું કે, જે નશો લાવનારૂં શરબત હોય તે હરામ છે.

(૧૧૭/૫૮૩૮) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને મધની શરાબ કિંવા 'નબીઝ'નો હુકમ પૂછવામાં આવ્યો. આપે કહ્યું : નશો લાવનારૂં શરબત હરામ છે.

(૧૧૮/૫૮૩૯) હઝરત અનસ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : દૂધીની તામણી અને ચીકણા વાસણમાં ખજૂરની ચાસણી ન બનાવો. હઝરત અબૂ હુરૈરાએ લીલી બરણી અને ખજૂરીના થડની ગાંઠને પણ એ જ હુકમમાં દાખલ કર્યો છે.

**શરાબ એવા શરબતને કહેવામાં આવે છે જે બુદ્ધિને ઢાંકી દે કિંવા બુદ્ધિ પર વર્ચસ્વ જમાવી દે**

(૧૧૯/૫૮૪૦) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હઝરત ઉમર ફારૂકે રસુલુલ્લાહ (સલ.)ના મિમ્બર પર ખુત્બો પઢયો. તેમણે કહ્યું : શરાબના હરામ હોવાનો હુકમ જ્યારે ઉતર્યો ત્યારે શરાબ પાંચ વસ્તુઓની બનતી હતી. દ્રાક્ષ, ખારેક, મધ, ઘઉં અને જવ. શરાબ તે છે જે બુધ્ધિને ઢાંકી દે. ત્રણ હુકમો એવા છે કે, અમે ઇચ્છતા હતા કે હુઝૂર અમારાથી એવા સમયે જુદા થાત જ્યારે કે એને વિગતવાર વર્ણન કરી દેત. દાદા (ના વારસા)નો હુકમ, કલાલહનો હુકમ અને વ્યાજના અમુક પ્રકરણોની વિગત. અબૂ હય્યાને શઅબીને કહ્યું કે, અબૂ ઉમર, સિન્દમાં એક શરાબ ચોખાની બનતી હતી. શઅબીએ જવાબ આપ્યો કે, રસુલુલ્લાહ (સલ.)ના સમયમાં એ બનતી ન હતી.

(૧૨૦/૫૮૪૧) હઝરત ઉમર ફારૂકે કહ્યું હતું કે, શરાબ પાંચ વસ્તુઓની બનાવવામાં આવે છે. સૂકી દ્રાક્ષ, ખારેક, ઘઉં, જવ અને મધ.

**જે શરાબને હલાલ ગણાવે છે અને તેને બીજા નામે ઓળખાવે છે**

(૧૨૧/૫૮૪૨) હઝરત અબૂ માલિક અશ્અરી કહે છે કે, રસુલુલ્લાહ (સલ.) કહેતા હતા કે, મારી ઉમ્મતમાં કેટલાક લોકો એવા હશે જે વ્યભિચારને, શરાબને, રેશમી પોશાકને અને નાચગાનના વાજીંત્રોને હલાલ સમજશે. કેટલાક લોકો એક પહાડની તળેટીમાં ઉતરશે અને ભરવાડ તેમના જાનવરો સાંજે પાછા લાવશે. એક મોહતાજ તેમની પાસે પોતાની જરૂરત માટે જશે ત્યારે તેઓ કહેશે કે, કાલે આવજે, પરંતુ રાત્રે જ ખુદા તેમને તબાહ કરી નાખશે. તેમના પર પહાડ ફેંકશે, બાકીના લોકોની શિકલો કિયામત સુધી વાંદરા અને ડુક્કર જેવી કરી દેશે.

**સાધારણ વાસણોમાં, ખાસ કરીને પત્થર વગેરેની કુંદીમાં 'નબીઝ' (ચાસણી) બનાવવાનો હુકમ**

(૧૨૨/૫૮૪૩) હઝરત સહલ કહે છે કે, અબૂ ઉસૈદ સાઇદીએ પોતાની શાદીમાં રસૂલુલ્લાહ (સલ.)ને દઅવત આપી. (હુઝૂર ગયા) અબૂ ઉસૈદની પત્ની દુલ્હન હોવાની સ્થિતિમાં બધાની સેવા કરી રહી હતી. તેમણે કહ્યું કે, તમને ખબર છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને શું વસ્તુ પીવડાવી હતી ? મેં રાત્રે થોડીક ખારેકો કુંડીમાં ભીંજવી હતી (તેનું જ પાણી પીવડાવ્યું હતું).

**મનાઇ પછી રસૂલુલ્લાહ (સલ.)એ બધા વાસણોના ઉપયોગની રજા આપી હતી**

15

(૧૨૩/૫૮૪૪) હઝરત જાબિર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમુક વાસણોના ઉપયોગની મનાઇ ફરમાવી હતી, પરંતુ અનસારીઓએ કહ્યું કે, હુઝૂર, અમને તો એના વગર ચાલે એમ નથી. આપે કહ્યું : તો એવી હાલતમાં મનાઇ નથી.

(૧૨૪/૫૮૪૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે વાસણોમાં (ખારેકની) ચાસણી બનાવવાની મનાઇ કરી ત્યારે મુબારક સેવામાં વિનંતી કરવામાં આવી કે, હુઝૂર, અમારામાંથી દરેકને મશક મળતી નથી, તે વખતે હુઝૂરે ચીકણા ન હોય તેવા વાસણના ઉપયોગની રજા આપી.

(૧૨૫/૫૮૪૬) હઝરત અલી મુર્તઝા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ દૂધીની તામણી અને ચીકણા વાસણ (માં ચાસણી બનાવવા)ની મનાઇ ફરમાવી છે.

(૧૨૬/૫૮૪૭) હઝરત આઇશા કહે છે : અમને ઘરવાળાંઓને રસૂલુલ્લાહ (સલ.)એ દૂધીની તામણી અને ચીકણા વાસણમાં નબીઝ (ચાસણી) બનાવવાની મનાઇ ફરમાવી હતી.

(૧૨૭/૫૮૪૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઔફા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ લીલા મટકાના ઉપયોગની મનાઇ ફરમાવી છે. શયબાની કહે છે કે, મેં કહ્યું : તો શું સફેદ મટકામાં નબીઝ પીવામાં આવે ? હઝરત અબ્દુલ્લાહે કહ્યું કે, ના.

**જો નશો લાવનારી ન હોય તો ખજુરની ચાસણી પીવી જાઇઝ છે**

(૧૨૮/૫૮૪૯) હઝરત સહલ કહે છે કે, અબૂ ઉસૈદ સાઇદીએ પોતાની શાદીમાં રસૂલુલ્લાહ (સલ.)ને દઅવત આપી. તેમની પત્ની દુલ્હન હોવાની હાલતમાં પોતે સેવા કરી રહી હતી. જેમકે તેમણે પોતે જ કહ્યું : શું તમને ખબર છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.) માટે શું વસ્તુ ભીંજવી હતી ? મેં હુઝૂર માટે ખજુર ભીંજવ્યું હતું.

**'બાઝિક' અને દરેક નશાવાળા શરબતનું વર્ણન**

**(બાઝિક દ્રાક્ષના એવા રસને કહેતા હતા જેને એટલો પકવવામાં આવતો હતો કે, બે તૃત્યાંશ સૂકાઇ જતો હતો અને નશો ઉત્પન્ન થતો હતો)**

(૧૨૯/૫૮૫૦) હઝરત ઉમર, અબૂ ઉબૈદા અને મુઆઝ (રદિ.)ની દ્દષ્ટિએ 'તિલા' પીવું જાઇઝ છે, એ શરતે કે બે તૃત્યાંશ ગાયબ થઇ જાય. (તિલા એક પ્રકારની ચાસણી છે, જેને પકાવતાં પકાવતાં બે તૃત્યાંશ સૂકવી નાખવામાં

આવતી હતી, પરંતુ તે નશો લાવનારી ન હતી).

(૧૩૦/૫૮૫૧) હઝરત બરા અને અબૂ જુહૈફાએ તે શરબત પીધું હતું, જેને પકવીને અડધું સૂકવી નાખવામાં આવ્યું હતું.

(૧૩૧/૫૮૫૨) હઝરત ઇબ્ને અબ્બાસે કહ્યું : જો દ્રાક્ષનો નીચોડ તાજો હોય તો હું પી લઇશ.

(૧૩૨/૫૮૫૩) હઝરત ઉમર ફારૂકે કહ્યું હતું કે, મને ઉબૈદુલ્લાહ પાસેથી શરાબની ગંધ આવે છે. હું એને પૂછપરછ કરીશ. જો નશો લાવનારી વસ્તુ એણે પીધી હશે તો હું એને કોરડા મારીશ.

(૧૩૩/૫૮૫૪) અબૂલ જુવયરિય્યા કહે છે : મેં હઝરત ઇબ્ને અબ્બાસને 'બાઝિક'નો હુકમ પૂછયો. તેમણે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)એ બાઝિક થતાં પહેલાં જ કહ્યું હતું કે, જે નશો લાવનારી વસ્તુ છે તે હરામ છે. અબૂલ જુવયરિય્યાએ કહ્યું : બાઝિક તો ઉમદા પાક હલાલ શરાબ છે. ઇબ્ને અબ્બાસે કહ્યું કે, હલાલ પાક પછી હરામ ખબીસ જ બાકી રહે છે.

(૧૩૪/૫૮૫૫) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) હલવો અને મધ પસંદ કરતા હતા.

**કેટલાક લોકોનું કથન છે કે, કાચા અને પાકા ખજૂરને મેળવીને (નબીઝ) ન બનાવવું જોઇએ. જો (તેમના મેળવવાથી) નબીઝ નશો લાવનારૂં બની જાય. બે જાતના શાકને એક સાથે ભેળવવાં ન જોઇએ**

(૧૩૫/૫૮૫૬) હઝરત અનસ કહે છે : હું અબૂ તલહા, અબૂ દુજાના અને સુહેલ ઇબ્ને બયદાને કાચા અને સૂકા ખજૂરની મિશ્ર શરાબ પીવડાવી રહ્યો હતો. કારણ કે, હું સૌથી નાનો હતો, એવામાં શરાબ હરામ કરી દેવામાં આવી. મેં તરત શરાબ ફેંકી દીધી. તે સમયે અમે એને જ શરાબ કહેતા હતા.

(૧૩૬/૫૮૫૭) હઝરત જાબિર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ દ્રાક્ષ અને ખારેક (ને મેળવીને નબીઝ બનાવવા)ની મનાઇ ફરમાવી છે અને કાચા અને પાકા ખજૂરને (મેળવીને નબીઝ બનાવવા)ની પણ મનાઇ ફરમાવી છે.

(૧૩૭/૫૮૫૮) હઝરત અબૂ કતાદા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સૂકા અને પાકા ખજૂરને મેળવીને અને ખારેક અને દ્રાક્ષને મેળવીને (નબીઝ) બનાવવાની મનાઇ ફરમાવી છે. બલ્કે દરેકને અલગ અલગ પલાળવામાં આવે.

**દૂધ પીવાનો હુકમ**

**અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'મિમ બયનિ ફરસિં વ દમિ લ્લબનન ખાલિસન સાઇગ લ્લિશ્શારિબીન' (કિંવા) અમે છાણ અને લોહીમાંથી કાઢીને સ્વચ્છ અને સ્વાદિષ્ટ દૂધ તમને પીવડાવીએ છીએ**



(૧૩૮/૫૮૫૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, મેઅરાજની રાત્રે રસૂલુલ્લાહ (સલ.) સામે દૂધનો એક પ્યાલો અને શરાબનો એક પ્યાલો લાવવામાં આવ્યો હતો.

(૧૩૯/૫૮૬૦) હઝરત ઉમ્મે ફઝલ (રદિ.) કહે છે કે : અરફાના દિવસે લોકોને રસૂલુલ્લાહ (સલ.)ના રોઝા વિષે શંકા જાગી. છેવટે મેં હુઝૂર (સલ.) પાસે દૂધનો એક પ્યાલો મોકલ્યો. આપે દૂધ પીધું.

(૧૪૦/૫૮૬૧) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, અબૂ હુમૈદ 'નકીઅ' નામે સ્થળેથી દૂધનો એક પ્યાલો લઇને આવ્યા. હુઝૂર (સલ.)એ કહ્યું કે, તમે એને શા માટે ઢાંક્યો નહીં ? એના પર એક આડું લાકડું જ મૂકી દીધું હોત.

(૧૪૧/૫૮૬૨) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, અબૂ હુમૈદ અનસારી 'નકીઅ' નામે સ્થળેથી એક વાસણમાં દૂધ લઇને હુઝૂર (સલ.)ની પાસે આવ્યા. હુઝૂર (સલ.)એ કહ્યું : તમે એને શા માટે ઢાંક્યું નહીં ? એક આડું લાકડું જ એના પર મૂક્યું હોત.

(૧૪૨/૫૮૬૩) હઝરત બરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અબૂબક્ર (રદિ.)ને સાથે લઇને મક્કાથી નીકળ્યા. હઝરત અબૂબક્ર (રદિ.)નું નિવેદન છે કે, અમે એક ભરવાડ પાસેથી પસાર થયા. રસૂલુલ્લાહ (સલ.)ને તરસ લાગી હતી. એટલે મેં પ્યાલો ભરીને દૂધ દોહ્યું. હુઝૂરે તે પીધું. મને ખુશી થઇ. સુરાકા ઇબ્ને જુઅસુમ ઘોડા પર સવાર થઇને અમારી પાસે આવી પહોંચ્યો હતો. હુઝૂરે તેના માટે બદદુઆ કરી. તેણે વિનંતી કરી કે, તમે મારા માટે બદદુઆ ન કરો. હું પાછો ચાલ્યો જઇશ. હુઝૂરે (તેની ઇચ્છા અનુસાર) કામ કર્યું.

(૧૪૩/૫૮૬૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, નવજન્મેલ પુષ્કળ દૂધ આપનારી ઊંટણી પણ કેવો સારો સદકો છે અને નવજન્મેલ પુષ્કળ દૂધ આપનારી બકરી પણ કેવી સારી ખૈરાત છે, જે સવારે એક વાસણ ભરી દે અને સાંજે બીજું વાસણ ભરી દે.

(૧૪૪/૫૮૬૫) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ દૂધ પીને કોગળા કર્યા. આપે કહ્યું : એમાં ચીકાશ હોય છે. હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, મારી સામે બોરડીનું ઝાડ (સિદ્રતુલ મુન્તહા)

લાવવામાં આવ્યું. મેં જોયું કે ત્યાંથી ચાર નહેરો વહે છે. બે નહેરો ખુલ્લી અને બે નહેરો ઢંકાયેલી. ખુલ્લી બે નહેરો તો નાઇલ અને ફુરાત છે અને ઢંકાયેલી બે નહેરો જન્નતમાં હતી. મારી સામે ત્રણ પ્યાલા પણ લાવવામાં આવ્યા હતા. એકમાં દૂધ હતું, બીજામાં મધ અને ત્રીજામાં શરાબ. મેં દૂધવાળો પ્યાલો લીધો અને દૂધ પી લીધું. મને કહેવામાં આવ્યું કે, તમે અને તમારી ઉમ્મતે પ્રાકૃતિક ધર્મ મેળવી લીધો.

## મીઠુ પાણી માંગવું

(૧૪૫/૫૮૬૬) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, મદીનામાં સૌથી વધુ ખજૂરીઓના બાગો અબૂ તલહા અનસારીના હતા. તેમનો બીરહા નામે બાગ સૌથી શ્રેષ્ઠ હતો. આ બાગ મસ્જિદની સામે હતો. રસૂલુલ્લાહ (સલ.) ત્યાં જઇને તેનું સરસ પાણી પીતા હતા. હઝરત અનસ (રદિ.) કહે છે કે, જ્યારે આયત **લન તનાલૂલ બિર્ર હત્તા તુન્ફિકૂ મિમ્મા તુહિબ્બૂન** ઉતરી ત્યારે અબૂ તલહાએ ઉભા થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! અલ્લાહ તઆલા તો ફરમાવે છે કે, જ્યાં સુધી તમે તમારો પ્રિય માલ અલ્લાહના રસ્તામાં ખર્ચ નહીં કરો ત્યાં સુધી તમને નેકી મળી શકતી નથી. મને બીરહા (નામે બાગ) સૌથી વધુ પસંદ છે. હું તેને ખૈરાત રૂપે આપું છું. અલ્લાહ પાસેથી હું એના સવાબની આશા રાખું છું. હે અલ્લાહના રસૂલ ! આપ એનો જે ઉપયોગ કરવા ચાહો તે કરી શકો છો. હુઝૂરે કહ્યું : વાહ વાહ ! એ તો લાભદાયક માલ છે. મારો મત એવો છે કે, તમે તમારા સગાસ્નેહીઓને વહેંચી દો. અબૂ તલહાએ કહ્યું કે, હુઝૂર ! હું એ પ્રમાણે જ કરીશ. જેથી અબૂ તલહાએ તે બાગ પોતાના સ્નેહીજનો અને કાકાના છોકરાઓને વહેંચી દીધો.

## પાણી મેળવીને દૂધ પીવું

(૧૪૬/૫૮૬૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) મારા ઘેર આવ્યા અને દૂધ પીધું. મેં હુઝૂર માટે એક બકરી દોહીને કુવાનું પાણી દૂધમાં મેળવીને આપની સેવામાં રજૂ કર્યું હતું. હુઝૂરે પ્યાલો લઇને દૂધ પીધું હતું. તે વખતે હુઝૂરની ડાબી બાજુએ હઝરત અબૂબક્ર (રદિ.) અને જમણી બાજુ એક આદિવાસી હતો. હુઝૂરે પોતાનું વધેલું (દૂધ) આદિવાસીને આપીને કહ્યું કે, જમણી બાજુવાળો અગ્રસ્થાને છે.

(૧૪૭/૫૮૬૮) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પોતાના સાથી (હઝરત અબૂબક્ર)ને સાથે લઇને એક અનસારી પાસે ગયા અને કહ્યું : જો તમારી પાસે વાસી પાણી મશકમાં હોય તો પીવડાવો, નહીં તો અમે મોં લગાડીને પી લઇએ. તે માણસ પોતાના બાગમાં પાણી સિંચી રહ્યો હતો. તેણે કહ્યું કે, હે અલ્લાહના રસૂલ ! મારી પાસે વાસી પાણી છે. ઝુંપડી પાસે ચાલો. જેથી તે માણસ બંને સદ્‌ગૃહસ્થોને સાથે લઇ ગયો અને પ્યાલામાં પાણી કાઢ્યું. પછી પોતાના ઘરની બકરીનું દૂધ દોહીને તેમાં મેળવ્યું. પ્રથમ હુઝૂરે તે પીધું, પછી તે માણસે પીધું જે હુઝૂરની સાથે હતા.

## હલવા અને મધ મેળવીને પીણું બનાવવું

(૧૪૮/૫૮૬૯) ઝુહરી કહે છે કે, કોઇ ભયંકર મુસીબત વખતે પણ માનવીનો પેશાબ પીવો જાઇઝ નથી. કારણ કે, એ નાપાક છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે, સ્વચ્છ ને સાફ વસ્તુઓ તમારા માટે હલાલ કરવામાં આવી છે.

(૧૪૯/૫૮૭૦) હઝરત ઇબ્ને મસ્ઊદ (રદિ.)એ નશા અંગે કહ્યું હતું કે, હરામ વસ્તુમાં અલ્લાહ તઆલાએ તમારા માટે શિફા (રોગમુક્તિ) રાખી નથી.

(૧૫૦/૫૮૭૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને હલવો અને મધ પસંદ હતું.

## ઉભા થઇને પીવું

(૧૫૧/૫૮૭૨) નઝ્ઝાલ કહે છે કે, 'રહબા' નામે સ્થળના દરવાજા પાસે હઝરત અલી (રદિ.)ની સેવામાં પાણી રજૂ કરવામાં આવ્યું. તેમણે તે ઉભા થઇને પીધું. તેમણે કહ્યું કે, કેટલાક લોકો ઉભા ઉભા પાણી પીવાને મકરૂહ ગણે છે. મેં રસૂલુલ્લાહ (સલ.)ને આ પ્રમાણે જ કરતા જોયા છે જે રીતે તમે મને કરતાં જોયો.

(૧૫૨/૫૮૭૩) નઝ્ઝાલ ઇબ્ને સબ્રા કહે છે કે, હઝરત અલી (રદિ.) ઝુહરની નમાઝ પઢીને કુફાના ચોતરા પર લોકોનો ફેંસલો કરવા બેસી ગયા. અહીં સુધી કે, અસ્રની નમાઝનો વખત થઇ ગયો. તે વખતે તેમની સામે પાણી મૂકવામાં આવ્યું. તેમણે પીને હાથ-મોં પણ ધોયું અને કદાચ શિર અને પગ પણ ધોયા હતા. પછી વધેલું પાણી ઉભા થઇને પીધું અને કહ્યું : લોકો ઉભા થઇને પાણી પીવાને મકરૂહ ગણે છે, પરંતુ મેં રસૂલુલ્લાહ (સલ.)ને આ પ્રમાણે જ કરતા જોયા છે જેવી રીતે મેં કર્યું છે.

(૧૫૩/૫૮૭૪) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઝમઝમનું પાણી ઉભા થઇને પીધું હતું.

## ઊંટ પર ઉભા થઇને પાણી પીવું

(૧૫૪/૫૮૭૫) હઝરત ઉમ્મે ફઝલ

(રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.) પાસે દૂધનો એક પ્યાલો મોકલ્યો. હુઝૂર અરફાતના દિવસે સાંજના સમયે ઊંટ પર ઉભા હતા. તેમણે મુબારક હાથમાં પ્યાલો લઇને દૂધ પીધું.

## પીધા પછી જમણી બાજુવાળા માણસને આપવામાં આવે

(૧૫૫/૫૮૭૬) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં પાણી મેળવેલું દૂધ રજૂ કરવામાં આવ્યું. તે વખતે હુઝૂરની જમણી બાજુએ એક આદિવાસી અને ડાબી બાજુએ હઝરત અબૂબક્ર (રદિ.) હતા. આપે (વધેલું) આદિવાસીને આપ્યું અને ફરમાવ્યું : જમણી બાજુવાળાનો પ્રથમ હક્ક છે, જમણી બાજુવાળાનો પ્રથમ હક્ક છે.

## શું જમણી બાજુવાળા માણસની રજા લેવામાં આવે ? શું તેનાથી મોટા માણસને (જે ડાબી બાજુ બેઠો હોય તેને) વધેલું આપવામાં આવે ?

(૧૫૬/૫૮૭૭) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં કોઇ પીવાની વસ્તુ રજૂ કરવામાં આવી. આપે તેમાંથી કંઇક પીધું. તે વખતે હુઝૂરની જમણી બાજુએ એક છોકરો અને ડાબી બાજુએ વયોવૃધ્ધ લોકો બેઠા હતા. હુઝૂરે છોકરાને કહ્યું : શું તમે મને રજા આપો છો કે, (વધેલું) આ લોકોને આપી દઉં ? છોકરાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! આપના તરફથી મળનારા હિસ્સા માટે હું મારા પર કોઇને પ્રાધાન્ય આપીશ નહીં. છેવટે હુઝૂરે તે પ્યાલો છોકરાના હાથમાં મૂકી દીધો.

## હોઝમાં મોં નાખીને પાણી પીવું

(૧૫૭/૫૮૭૮) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પોતાના એક સાથીને સાથે લઇને એક અનસારી પાસે ગયા. હુઝૂરે અને હુઝૂરના સાથીએ અનસારીને સલામ કરી. અનસારીએ સલામનો જવાબ આપ્યો. એ માણસ તે વખતે બાગમાં પાણી સિંચી રહ્યો હતો. તે માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા માંબાપ કુરબાન, આ ગરમ વખત છે કિંવા આપ પાણી પી લો. હુઝૂરે કહ્યું : જો તમારી પાસે મશકમાં વાસી પાણી હોય તો આપો. નહીં તો અમે હોઝમાં મોં નાખીને પાણી પી લઇશું. અનસારીએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારી પાસે વાસી પાણી મોજૂદ છે. તે ઝુંપડી પાસે ગયો. અનસારીએ એક પ્યાલામાં પાણી નાખ્યું અને તેમાં પોતાના ઘરની બકરીનું દૂધ મેળવ્યું. હુઝૂરે તે પીધું. પછી તેણે પ્યાલામાં પાણી નાંખીને તેમાં બકરીનું દૂધ દોહીને મેળવ્યું અને રસૂલુલ્લાહ



(સલ.)ના સાથીએ તે પીધું.

## નાના માણસોએ મોટાઓની સેવા કરવી

(૧૫૮/૫૮૭૯) હઝરત અનસ (રદિ.) કહે છે : હું મારા કાકાઓને ઉભો ઉભો શરાબ પીવડાવતો હતો. કારણ કે, હું સૌથી નાનો હતો. એવામાં કોઇ માણસે કહ્યું કે, શરાબ હરામ થઇ ગઇ. અબૂ તલહાએ કહ્યું કે, શરાબ વહેવડાવી દો. અમે વહેવડાવી દીધી. હઝરત અનસ (રદિ.)ને પૂછવામાં આવ્યું કે, તે સમયે લોકો કઇ શરાબ પીતા હતા ? તેમણે જવાબ આપ્યો : તાજા ખજૂરની અને કાચા ખજૂરની.

## વાસણો ઢાંકવા

(૧૫૯/૫૮૮૦) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે સાંજ પડે ત્યારે તમારા બાળકોને રોકી રાખો. કારણ કે, તે વખતે જિન્નાત આમ તેમ ફરે છે. પછી જ્યારે એક પ્રહર રાત્રિ પસાર થઇ જાય ત્યારે બાળકોને છોડી મૂકો. બિસ્મિલ્લાહ પઢીને દરવાજાઓ બંધ કરો. કારણ કે, શયતાન બંધ દરવાજાને ખોલી શકતો નથી. બિસ્મિલ્લાહ પઢીને તમારી મશકોનું મોં બંધ કરો. બિસ્મિલ્લાહ પઢીને વાસણોને ઢાંકો, ભલેને તેના પર એક આડુ લાકડું જ મૂકી દો અને દીવો ઓલવી નાખો.

(૧૬૦/૫૮૮૧) હઝરત જાબિર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, સૂતી વખતે દીવો ઓલવી નાખો. દરવાજાઓ બંધ કરી દો. મશકોનું મોં બાંધી દો. ખાનપાન (ની વસ્તુઓ)ને ઢાંકી દો, ભલેને એક આડુ લાકડું જ તેમના પર મૂકી દો.

## મશકોનું મોં વાળીને પાણી પીવું

(૧૬૧/૫૮૮૨) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મશકોનું મોં વાળીને તેમાંથી પાણી પીવાની મનાઇ ફરમાવી છે.

(૧૬૨/૫૮૮૩) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, મેં પોતે સાંભળ્યું છે કે, હુઝૂર (સલ.)એ મશકોના મોઢીયા વાળીને પાણી પીવાની મનાઇ ફરમાવી છે.

## મશકના મોઢીયામાંથી પાણી પીવું

(૧૬૩/૫૮૮૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મશકના મોઢીયાથી પાણી પીવાની અને પડોશીને તેની દીવાલમાં લાકડું ખોસતાં અટકાવવાની મનાઇ ફરમાવી છે.

(૧૬૪/૫૮૮૫) હઝરત અબૂ હુરૈરા

(રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ મશકના મોઢીયાથી પાણી પીવાની મનાઈ ફરમાવી છે.

(૧૬૫/૫૮૮૬) ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મશકના મોઢીયાથી પાણી પીવાની મનાઈ કરી છે.

## વાસણમાં શ્વાસ લેવાની મનાઇ

(૧૬૬/૫૮૮૭) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : તમારામાંનો કોઈ માણસ પાણી પીતી વખતે વાસણમાં શ્વાસ ન લે અને પેશાબ કરતી વખતે ગુપ્ત અંગને જમણા હાથ વડે ન પકડે. જો તે હાથ લગાડે તો પણ જમણો હાથ ન લગાડે.

## બે અથવા ત્રણ શ્વાસ વડે પાણી પીવું

(૧૬૭/૫૮૮૮) હઝરત અનસ (રદિ.) વાસણમાં બે અથવા ત્રણ શ્વાસ લેતા હતા. તેમનો ખ્યાલ હતો કે, રસૂલુલ્લાહ (સલ.) પણ ત્રણ શ્વાસ લેતા હતા.

## સોનાના વાસણોમાં પીવું

(૧૬૮/૫૮૮૯) હઝરત હુઝૈફા મદાઈનના ગવર્નર હતા. એકવાર તેમણે પાણી મંગાવ્યું. જમીનદારે ચાંદીના એક પ્યાલામાં પાણી આપ્યું. હઝરત હુઝૈફાએ પ્યાલો ફેંકી દીધો અને કહ્યું : મેં માત્ર એટલા માટે ફેંકયો છે કે તેને મેં મનાઈ કરી છે, પરંતુ તેણે માન્યું નહીં. રસૂલુલ્લાહ (સલ.)એ અમને રેશમ, મખમલ જેવું જાડું રેશમનો ઉપયોગ અને સોના ચાંદીના વાસણોમાં પીવાની મનાઈ કરી છે અને ફરમાવ્યું છે કે, આ વસ્તુઓ કાફિરો માટે દુનિયામાં છે અને તમારા માટે આખિરતમાં છે.

## ચાંદીના વાસણોનો હુકમ

(૧૬૯/૫૮૯૦) ઇબ્ને અબી લયલા કહે છે કે, અમે હઝરત હુઝૈફાની સાથે (મદાઈન) ગયા હતા. હઝરત હુઝૈફાએ કહ્યું હતું કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે : સોના અને ચાંદીના વાસણોમાં ન પીઓ. રેશમ અને મખમલ જેવું જાડું રેશમ ન પહેરો. કારણ કે, એ વસ્તુઓ દુનિયામાં કાફિરો માટે છે અને આખિરતમાં તમારા માટે છે.

(૧૭૦/૫૮૯૧) ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમહ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, જે માણસ ચાંદીના વાસણોમાં પીએ છે તે પોતાના પેટમાં દોઝખની આગ ગટગટ કરીને ભરે છે.

(૧૭૧/૫૮૯૨) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ અમને સાત વસ્તુઓનો હુકમ આપ્યો હતો અને સાત વસ્તુઓની મનાઈ ફરમાવી



હતી. અમને હુકમ આપ્યો હતો : બીમારની ખબરગીરી કરવાનો, જનાઝાની સાથે જવાનો, છીંકનારની છીંકનો જવાબ આપવાનો, દઅવત (ભોજન નિમંત્રણ) આપનારની દઅવત કબૂલ કરવાનો, સલામનો રિવાજ ફેલાવવાનો, મઝલૂમની મદદ કરવાનો અને કસમ પૂરી કરવાનો. અમને મનાઈ ફરમાવી હતી : સોનાની વીંટીઓ પહેરવાની, ચાંદીના વાસણોમાં પીવાની, પાતળું રેશમ અને જાડું રેશમ પહેરવાની. રેશમી ગાદી ઘોડાની પૂંઠ પર, જે કાપડના બાનો આડો તાર રેશમનો હોય અને રેશમ પહેરવાની (આ બધા પ્રકારના કાપડ છે).

## પ્યાલાઓમાં પીવું

(૧૭૨/૫૮૯૩) હઝરત ઉમ્મુલ ફઝલ કહે છે : અરફાતના દિવસે લોકોને શંકા જાગી કે, હુઝૂર (સલ.)નો રોઝો છે કે નહીં ? મેં હુઝૂર પાસે એક પ્યાલો દૂધ મોકલ્યું. આપે તે પી લીધું.

## રસૂલુલ્લાહ (સલ.)નું પ્યાલા અને વાસણોમાંથી પીવું

(૧૭૩/૫૮૯૪) હઝરત અબૂ દરદા (રદિ.) કહે છે : મને અબ્દુલ્લાહ ઇબ્ને સલામે કહ્યું હતું : શું હું તમને તે પ્યાલામાં પીવડાવું જેમાં રસૂલુલ્લાહ (સલ.)એ પીધું હતું.

(૧૭૪/૫૮૯૫) હઝરત સહલ ઇબ્ને સઅદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) સામે એક ઓરતનો ઉલ્લેખ થયો. હુઝૂરે અબૂ ઉસૈદ સાઇદીને હુકમ આપ્યો કે, તેને બોલાવો. હુકમ અનુસાર ઓરત આવી ને બની સાઇદાના કિલ્લામાં ઉતરી. હુઝૂર તેની પાસે ગયા. જ્યારે અંદર પ્રવેશ્યા ત્યારે જોયું કે, ઓરતે માથું નીચે નમાવ્યું છે. હુઝૂરે જ્યારે તેની સાથે વાતચીત કરી ત્યારે તેણે કહ્યું : હું તમારાથી ખુદાનો આશ્રય ઇચ્છું છું. હુઝૂરે કહ્યું : હું મારા તરફથી તમને આશ્રય આપું છું. લોકોએ ઓરતને કહ્યું કે, શું તું જાણે છે કે, એ કોણ હતા ? ઓરતે કહ્યું : ના. લોકોએ કહ્યું : એ રસૂલુલ્લાહ (સલ.) હતા. તને નિકાહનો સંદેશ પહોંચાડવા આવ્યા હતા. તેણે કહ્યું કે, હું બદનસીબ હતી. એ જ દિવસે રસૂલુલ્લાહ (સલ.) અને સહાબાઓ આવીને બની સાઇદાના સભાખંડમાં બેસી ગયા. આપે ફરમાવ્યું : સહલ, મને પાણી પીવડાવો. મેં હુઝૂર માટે આ પ્યાલો કાઢયો અને પાણી પીવડાવ્યું. છેવટે ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝે હઝરત સહલ પાસેથી તે પ્યાલો ભેટ રૂપે માંગી લીધો. હઝરત સહલે તેમને તે ભેટ આપી દીધો.

(૧૭૫/૫૮૯૬) આસિમ અહવલ કહે છે : મેં હઝરત અનસ (રદિ.) પાસે રસૂલુલ્લાહ (સલ.)નો પ્યાલો જોયો હતો. પ્યાલો તૂટી ગયો હતો. ત્યારે હઝરત

અનસે ચાંદીના તારથી તેને બાંધ્યો હતો. રાવી કહે છે કે, તે પ્યાલો પહોળો અને શ્રેષ્ઠ લાકડાનો હતો. હઝરત અનસે કહ્યું હતું કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને આ પ્યાલામાં આટલી આટલી વાર કરતાં પણ વધારે પાણી પીવડાવ્યું હતું. ઇબ્ને સીરીન કહે છે : એ પ્યાલામાં લોખંડનું વર્તુળ હતું. હઝરત અનસે ઇરાદો કર્યો કે, તેની જગ્યાએ સોના અથવા ચાંદીનું વર્તુળ લગાડે, પરંતુ હઝરત અબૂ તલહાએ કહ્યું કે, તે વસ્તુને ન બદલો જેને રસૂલુલ્લાહ (સલ.)એ કાયમ કરી છે. જેથી હઝરત અનસે તેને તે પ્રમાણે જ રહેવા દીધું.

## બરકતપૂર્ણ પાણી પીવું

(૧૭૬/૫૮૯૭) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતો. અસ્રની નમાઝનો વખત થઇ ગયો હતો. થોડાક વધેલા પાણી સિવાય બીજું પાણી અમારી પાસે ન હતું. તેને જ એક વાસણમાં એકત્ર કરીને રસૂલુલ્લાહ (સલ.) પાસે લાવવામાં આવ્યું. હુઝૂરે મુબારક હાથ વાસણમાં નાખીને આંગળીઓ પહોળી કરી અને ફરમાવ્યું : વુઝૂ કરનારાઓ આવો, ખુદાના તરફથી બરકત થશે. હઝરત જાબિર કહે છે : મેં જોયું કે, પાણી હુઝૂર (સલ.)ની આંગળીઓની વચ્ચેથી ફૂટીને નીકળી રહ્યું હતું. લોકોએ તેનાથી વુઝૂ કર્યું અને તેમાંથી જ પીધું. મેં મારા પેટમાં જે પાણી નાંખ્યું હતું તેમાં હું ઘટાડો જોતો ન હતો. જેનાથી મને લાગ્યું કે, એ બરકત છે. સાલિમ કહે છે : મેં જાબિરને પૂછ્યું કે, તે દિવસે તમે કુલ કેટલા માણસો હતા ? તેમણે કહ્યું કે, ચૌદસો. કેટલીક રિવાયતોમાં પંદરસોની સંખ્યા આવી છે.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## બીમારી

### બીમારી કફ્ફારો (ઉતાર) હોય છે. આયત 'મંય્યઅ્મલુ સૂઅં ય્યુજ્ઝ બિહિ'

(૧૭૭/૫૮૯૮) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે મુસીબત મુસલમાન પર આવે છે તેના કારણે ખુદા મુસલમાનના ગુનાહ દૂર કરે છે. અહીં સુધી કે, જે કાંટો વાગે છે તેનાથી પણ ગુનાહ દૂર થાય છે.

(૧૭૮/૫૮૯૯) હઝરત અબૂ સઇદ ખુદરી અને હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મુસલમાન પર જે તકલીફ, બીમારી, ચિંતા, ગમ, મુસીબત, રંજ અને દુઃખ આવે છે, અહીં સુધી કે જે કાંટો પગમાં તેને વાગે છે તેના પ્રમાણમાં તેના ગુનાહો અલ્લાહ દૂર કરે છે.



(૧૭૯/૫૯૦૦) હઝરત કઅબ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મુસલમાનનો દાખલો એવો છે જાણે ખેતીની લીલીછમ હરિયાળી કે, હવા તેને એક બાજુ નમાવી દે છે, ફરી તેને બરાબર કરી દે છે. મુનાફિકનો દાખલો એવો છે જાણે સનોબરનું ઝાડ, જે એકદમ મૂળમાંથી ઉખડી જાય છે.

(૧૮૦/૫૯૦૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મુઅમિનનું ઉદાહરણ એવું છે જાણે ખેતીની લીલીછમ હરિયાળી કે જ્યારે હવા આવે છે ત્યારે તેને નમાવી દે છે અને જ્યારે હવા થંભી થાય છે ત્યારે હરિયાળી ફરી ઉભી થઇ જાય છે, એ જ પ્રમાણે મુસલમાન મુસીબતથી નમે છે અને ગુનેહગારનું ઉદાહરણ એવું છે જાણે સનોબરનું ઝાડ, જે ખૂબ સખત અને સીધું હોય છે, પરંતુ અલ્લાહ જ્યારે ઇચ્છે છે ત્યારે તેને તોડી નાખે છે.

(૧૮૧/૫૯૦૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ પ્રત્યે અલ્લાહ ભલાઇ કરવા માગે છે તેને તે મુસીબતમાં નાખી દે છે.

### બીમારીની ઉગ્રતા

(૧૮૨/૫૯૦૩) હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં કોઇને જોયો નથી કે, તેની બીમારી રસૂલુલ્લાહ (સલ.)ની બીમારી કરતાં ઉગ્ર હોય.

(૧૮૩/૫૯૦૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, હું રસૂલુલ્લાહ (સલ.)ની બીમારીની હાલતમાં મુબારક સેવામાં હાજર થયો. હુઝૂરને ખૂબ તાવ હતો. મેં કહ્યું : આપને ખૂબ તાવ છે. એનું કારણ એ છે કે, આપના માટે બેવડો સવાબ છે. આપે ફરમાવ્યું : બેશક, મુસલમાન પર જે તકલીફ આવે છે તેના કારણે અલ્લાહ તેના ગુનાહ એવા ખંખેરી નાંખે છે જેવી રીતે કે ઝાડ પરથી પાંદડાં ખંખેરાઇ જાય છે.

### સૌથી વધુ સખ્ત મુસીબતમાં નબીઓ છે. તેમના પછી તે માણસ છે જે સૌથી વધુ શ્રેષ્ઠ છે અને તેના પછી તે માણસ છે જે સૌથી વધુ શ્રેષ્ઠ છે. આમ ક્રમાનુસાર (મુસીબતનું પ્રમાણ હોય છે)

(૧૮૪/૫૯૦૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયો. આપને તાવ હતો. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપને સખ્ત તાવ આવ્યો છે. આપે ફરમાવ્યું : હા, મને એટલો તાવ આવે છે જેટલો તમારામાંના બે માણસોને આવે છે. મેં કહ્યું કે, એનું કારણ એ છે કે, આપના માટે બેવડો સવાબ છે.

આપે કહ્યું : હા, એવું જ છે. મુસલમાન પર જે તકલીફ આવે છે, ભલેને તે કાંટો જ હોય અથવા તેના કરતાં વધુ (તકલીફ) હોય તો તેના કારણે અલ્લાહ તઆલા તેના ગુનાહો દૂર કરે છે, જેવી રીતે કે ઝાડ પરથી પાંદડા ખરી પડે છે.

### બીમારની ખબરગીરી વાજિબ છે.

(૧૮૫/૫૯૦૬) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : બીમારની ખબર લો, ભૂખ્યાને ખાણું ખવડાવો અને કેદીને મુક્ત કરો.

(૧૮૬/૫૯૦૭) હઝરત બરા ઈબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમને સાત વાતોનો હુકમ આપ્યો હતો અને સાત વાતોની મનાઈ કરી હતી. સોનાની વીંટી, રેશમ, જાડું રેશમનું કાપડ, રેશમી ગાદી ઘોડાની પૂંઠ પર, જે કપડાનો બાનો આડો તાર રેશમનો હોય, પહેરવાની મનાઈ કરી હતી અને જનાઝાની સાથે જવાનો, બીમારની ખબર લેવાનો અને સલામનો રિવાજ ફેલાવવાનો હુકમ કર્યો હતો.

### બેભાન માણસની ખબર લેવી

(૧૮૭/૫૯૦૮) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, એક વાર હું બીમાર પડયો. રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્ર (રદિ.) પગપાળા મારી ખબર લેવા માટે આવ્યા. મને બેભાન જોઈને હુઝૂરે વુઝૂ કર્યું અને વુઝૂનું પાણી મારા પર છાંટયું. મને તરત ભાન આવ્યું. મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) આવેલા છે. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું મારા માલનું શું કરૂં ? હું મારા વિષે શું ફેસલો કરૂં ? હુઝૂરે મને કોઈ જવાબ આપ્યો નહીં, અહીં સુધી કે વારસાવાળી આયત ઉતરી.

### ખેંચની બીમારીવાળાનો સવાબ

(૧૮૮/૫૯૦૯) અતા ઈબ્ને અબી રબાહ કહે છે : મને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું : શું હું તમને એક જન્નતી ઓરત બતાવું ? મેં કહ્યું : બતાવો. તેમણે કહ્યું : આ હબસી ઓરત રસૂલુલ્લાહ (સલ.) પાસે આવી અને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મને ખેંચ આવે છે અને હું પડી જાઉં છું. મારૂં શરીર ખુલી જાય છે. આપ ખુદા પાસે દુઆ માંગો. આપે કહ્યું કે, જો તું ઈચ્છે તો સબ્ર કર. તને જન્નત મળશે અને જો તું ઈચ્છે તો હું તારા માટે ખુદા પાસે સાજા થવાની દુઆ માંગુ. ઓરતે કહ્યું કે, હુઝૂર, હું સબ્ર કરૂં છું, પરંતુ મારૂં શરીર ખુલી જાય છે. હુઝૂર, ખુદા પાસે દુઆ કરો કે, મારૂં શરીર ન ખૂલે. હુઝૂરે તેના માટે દુઆ કરી. અતા કહે છે : મેં તે લાંબા કદની કાળા રંગની ઓરત ઉમ્મે ઝુફરને જોઈ હતી કે કઅબાના પરદાને તેણે ટેકો બનાવ્યો હતો.

(૧૮૭/૫૯૦૮) વાયુ દિમાગમાં ભરાઈ જાય છે અને તેના કારણે બેભાન થઈ જવાય છે તેને કહેવામાં આવે છે. બીજી એક બેભાન અવસ્થા શયતાનની અસરથી થાય છે, તેમાં જુદી સ્થિતિ સર્જાય છે.



### અંધ બની જનારનો સવાબ

(૧૮૯/૫૯૧૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : હું જ્યારે મારા બંદાને તેની બે પ્યારી વસ્તુઓ કિંવા બંને આંખોના અંધ બની જવાની મુસીબતમાં સપડાવું છું અને તે સબ્ર કરે છે તો હું તેની આંખોના બદલામાં તેને જન્નત આપું છું.

### સ્ત્રીઓ પુરૂષોની બીમારપુર્સી કરી શકે છે. હઝરત ઉમ્મે દરદાએ મસ્જિદવાળાઓમાંથી એક અનસારી પુરૂષની બીમારપુર્સી કરી હતી

(૧૯૦/૫૯૧૧) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) મદીના આવ્યા ત્યારે હઝરત અબૂબક્ર અને હઝરત બિલાલ (રદિ.)ને તાવ આવ્યો. હું બંનેની પાસે ગઈ અને પૂછ્યું કે, પિતા ! આપની તબિયત કેમ છે ? બિલાલ ! તમને કેમ છે ? હઝરત આઈશા (રદિ.) કહે છે : જ્યારે હઝરત અબૂબક્ર (રદિ.)ને તાવ આવતો હતો ત્યારે કહેતા હતા : ''દરેક માણસ સવારે આરામથી પોતાના ઘરવાળાઓમાં હોય છે, જો કે મૃત્યુ તેના જોડાના બંધન કરતાં પણ વધારે નજીક છે.'' બિલાલનો તાવ જ્યારે ઉતરતો હતો ત્યારે તેઓ કહેતા હતા : ''કાશ ! મને ખબર હોત કે મક્કાની ખીણમાં કોઈ રાત્રી પસાર કરી શકીશ અને મારી આજુબાજુ 'ઈઝખિર' અને 'જલીલ' (નામે ઘાસ) હશે અથવા કોઈ દિવસ હું મજન્નાના પાણી પાસે ઉતરીશ અથવા મારી સામે 'શામા' અને 'તફીલ' નામે ડુંગરો હશે.'' હઝરત આઈશા કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.) પાસે જઈને એનો ઉલ્લેખ કર્યો. હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! જેવી મક્કાની મુહબ્બત અમને છે તેવી જ મદીનાની મુહબ્બત અમને આપ અથવા એના કરતાં પણ વધારે મદીનાની મુહબ્બત આપ. એય અલ્લાહ ! મદીનાની આબોહવાને નીરોગી બનાવી દે. એના 'મુદ' અને 'સાઅ'માં બરકત આપ. અહીંના તાવને જુહફામાં પહોંચાડી દે.

### બાળકોની બીમારપુર્સી

(૧૯૧/૫૯૧૨) હઝરત ઉસામા ઈબ્ને ઝેદ (રદિ.) કહે છે કે, હું, સઅદ અને ઉબય્ય રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતા, એવામાં હુઝૂર (સલ.)ની પુત્રીએ સંદેશ મોકલ્યો અને કહ્યું કે, મારા

આપે ?

(૧૯૭/૫૯૧૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ની બીમારી વખતે હું મુબારક સેવામાં હાજર થયો. મુબારક શરીર પર હાથ મૂક્યો. હુઝૂરને ઉગ્ર તાવ હતો. મેં કહ્યું : આપને ખૂબ ઉગ્ર તાવ છે અને એનું કારણ એ છે કે, આપના માટે બેવડો સવાબ છે. આપે કહ્યું : હા, મુસલમાન પર જે તકલીફ આવે છે તેનાથી તેના ગુનાહ ખંખેરાઇ જાય છે જેવી રીતે કે ઝાડના પાંદડાં ખંખેરાઇ જાય છે.

(૧૯૮/૫૯૧૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂરે અકરમ (સલ.) એક માણસની બીમારીની ખબર લેવા માટે ગયા. આપે કહ્યું : કંઇ વાંધો નહીં, (આ બીમારી ગુનાહોથી) પાક કરનારી છે ઇન્શાઅલ્લાહ. તે માણસે કહ્યું : એવું નથી, બલ્કે આ તાવ એક અતિ વૃધ્ધ માણસને ચઢયો છે, અહીં સુધી કે, એને કબ્રસ્તાન દેખાડશે. હુઝૂરે કહ્યું : હા, તો પછી એમ જ થશે.

## સવારી પર, પગપાળા અને ગધેડા પર આગળ પાછળ સવાર થઇને બીમારની ખબર લેવા માટે જવું

(૧૯૯/૫૯૨૦) હઝરત ઉસામા ઇબ્ને ઝેદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ગધેડા પર કાઠડી મૂકાવી. કાઠડા પર ચાદર મૂકાવી. પછી તેના પર સવાર થયા. મને પાછળ બેસાડયો અને સઅદ ઇબ્ને ઉબાદાની ખબર લેવા માટે રવાના થયા. આ બનાવ બદરની લડાઇ પહેલાંનો છે. રસ્તામાં એક સભા પાસેથી પસાર થયા, જેમાં અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય ઇબ્ને સલૂલ હતો. સભામાં જુદા જુદા લોકો બેઠા હતા. મુસ્લિમો, કાફિરો, મૂર્તિપૂજકો અને યહૂદીઓ. એ જ સભામાં અબ્દુલ્લાહ ઇબ્ને રવાહા પણ હતા. સભાજનો પર જ્યારે ગધેડાની (પગથી ઉડેલી) ધૂળ છવાઇ ગઇ ત્યારે અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયે ચાદરથી પોતાનું નાક ઢાંક્યું અને કહેવા લાગ્યો કે અમારા પર ધૂળ ન ઉડાવો. રસૂલુલ્લાહ (સલ.) સલામ કરીને અટકી ગયા અને ઉતરીને હાજરજનોને ઇસ્લામનું આમંત્રણ આપ્યું. કુર્આનમાંથી થોડુંક પઢયા. અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય કહેવા લાગ્યો કે, હે માનવી ! જે તું કહી રહ્યો છે તે જો સાચું છે તો એનાથી સારૂં કંઇ નથી, પરંતુ અમારી સભાઓમાં આવીને અમને તકલીફ ન આપ. તારા ઘેર પાછો ફર. જે માણસ તારી પાસે આવે તેને નસીહત સંભળાવ. અબ્દુલ્લાહ ઇબ્ને રવાહાએ કહ્યું : ના, યા રસૂલલ્લાહ ! આપ અમારી સભાઓમાં આવીને નસીહત કરો. એ પસંદ કરતો નથી, અમે તો પસંદ કરીએ છીએ. છેવટે મુસ્લિમો, કાફિરો અને યહૂદીઓ

* બુખારી શરીફ : ભાગ-૨૩ *


એકબીજાને ગાળો દેવા લાગ્યા. સંભવ હતો કે, મારામારી થઇ જાય. રસૂલુલ્લાહ (સલ.) બધાને ચુપ રાખતા રહ્યા. જ્યારે બધા ચુપ થઇ ગયા ત્યારે હુઝૂર પોતાના જાનવર પર સવાર થઇને સઅદ ઇબ્ને ઉબાદા પાસે ગયા. આપે કહ્યું કે, સઅદ, શું તમે અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયની વાત સાંભળી નથી ? સઅદે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! માફ કરો અને દરગુજર કરો. ખુદાએ જે કંઇ આપવાનું હતું તે આપને આપી દીધું, પરંતુ આ ગામના લોકોએ સર્વાનુમતે એને તાજ પહેરાવવાનો અને સરદાર બનાવવાનો ઇરાદો કર્યો હતો, પરંતુ જ્યારે ખુદાએ આપને સાચો ધર્મ આપ્યો અને તે નિષ્ફળ ગયો ત્યારે તેને અદેખાઇ આવી. એ જ કારણસર તેણે આ કૃત્ય કર્યું જે આપે જોયું.

(૨૦૦/૫૯૨૧) હઝરત જાબિર (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.) મારી ખબર લેવા માટે આવ્યા, પરંતુ તેઓ ન ખચ્ચર પર સવાર હતા, ન ઘોડા પર.

## શું બીમાર કહી શકે છે કે, હું બીમાર છું, હાય, મારા માથામાં દર્દ છે. મને ખૂબ તકલીફ છે

**હઝરત અય્યૂબ (અલ.)એ કહ્યું હતું : 'રબ્બિ ઇન્ની મસ્સનિયદ્ દુર્રૂ વ અન્ત અરહમુ રાહિમીન'**

(૨૦૧/૫૯૨૨) હઝરત કઅબ ઇબ્ને ઉજરા કહે છે : હું હાંડલીની નીચે આગ સળગાવી રહ્યો હતો, એવામાં રસૂલુલ્લાહ (સલ.) મારી પાસેથી પસાર થયા. આપે ફરમાવ્યું : શું માથાના જંતુ (જૂ) તને તકલીફ આપે છે ? મેં કહ્યું કે, જી હા. હુઝૂરે હજામને બોલાવીને મારૂં માથું મુંડાવી નાખ્યું. પછી મને ફિદયો આપવાનો હુકમ આપ્યો.

(૨૦૨/૫૯૨૩) કાસિમ ઇબ્ને મુહમ્મદ કહે છે કે, હઝરત આઇશા (રદિ.)એ કહ્યું : હાય મારૂં શિર (દર્દના કારણે ફાટી રહ્યું છે) રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : જો હું જીવતો રહ્યો અને તારૂં અવસાન થઇ ગયું તો ખુદા પાસે તારા માટે મગફિરત માંગીશ. હઝરત આઇશાએ કહ્યું કે, હાય અફસોસ, મને લાગે છે કે, તમે મારૂં મૃત્યુ ઇચ્છો છો. જો એવું બન્યું તો છેલ્લા વારાના દિવસે આપ આપની કોઇ પત્ની સાથે મજા માણતા હશો. હુઝૂરે કહ્યું : (એવું નથી) મેં એ માત્ર એટલા માટે કહ્યું હતું કે, તેં કહ્યું હતું કે, હાય મારા માથામાં દર્દ છે. મારો ઇરાદો હતો કે, અબૂબક્ર અને તેમના પુત્રને બોલાવી મંગાવું અને તેમને મારા અનુગામી બનાવું. એવું ન બને કે કહેનારા (મારા પછી) કોઇ બીજી વાત કહે અને તમન્ના કરનારા (ખિલાફતની) તમન્ના કરવા લાગે, પરંતુ પછી મેં કહ્યું કે, ખુદા એવું નહીં કરે અને મુસલમાનો પણ એવું

નહીં થવા દે.

(૨૦૩/૫૯૨૪) હઝરત ઇબ્ને મસઉદ કહે છે કે, હું રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયો. મેં હાથથી સ્પર્શ કરીને જોયું તો હુઝૂરને તાવ હતો. મેં કહ્યું : આપને ખૂબ ઉગ્ર તાવ છે. આપે કહ્યું : હા, એટલો હોય છે જેટલો તમારામાંના બે માણસોને હોય છે. મેં કહ્યું : હુઝૂરના માટે બેવડો સવાબ છે. આપે કહ્યું : હા, મુસલમાન પર જે તકલીફ અને બીમારી વગેરે આવે છે તેનાથી ખુદા તઆલા તેના ગુનાહ ખંખેરી નાખે છે, જેવી રીતે કે ઝાડના પાંદડાં ખંખેરાઇ જાય છે.

(૨૦૪/૫૯૨૫) હઝરત સઅદ (રદિ.) કહે છે કે, હજ્જતુલ વદાઅ વખતે હું ખૂબ બીમાર હતો. રસૂલુલ્લાહ (સલ.) મારી ખબર લેવા માટે આવ્યા. મેં કહ્યું કે, હુઝૂર, મારી બીમારી જે સ્થિતિ પર પહોંચી ગઇ છે તેને આપ જોઇ રહ્યા છો. હું માલદાર છું, પરંતુ વારસદારોમાં માત્ર એક જ પુત્રી છે. શું હું મારો બે તૃત્યાંશ માલ ખૈરાત કરી શકું છું ? આપે કહ્યું : ના. મેં કહ્યું : અડધો ? આપે કહ્યું : ના. મેં કહ્યું કે, એક તૃત્યાંશ ? આપે કહ્યું : એક તૃત્યાંશ પણ બહુ છે. કારણ કે, જો તમે તમારા વારસદારોને દોલતમંદ મૂકીને મરી જાઓ તો એ તેના કરતાં સારૂં છે કે, તમે તેમને નાદાર છોડી જાઓ અને તે લોકો પાસે ભીખ માંગતા ફરે. ખુદાને ખુશ કરવા માટે તમે જે કંઇ ખર્ચ કરશો, અહીં સુધી કે જે કોળીયો તમારી પત્નીના મોંમાં આપશો તેનો પણ તમને સવાબ મળશે.

## બીમાર કહી શકે છે કે, મારી પાસેથી ઉઠી જાઓ

(૨૦૫/૫૯૨૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ની વફાત (અવસાન)નો સમય નજીક આવ્યો ત્યારે ઘરમાં ઘણા લોકો એકત્ર થયા હતા, જેમાં હઝરત ઉમર ફારૂક (રદિ.) પણ હતા. હુઝૂરે કહ્યું : આવો, હું તમને એક લખાણ લખી આપું, જેથી એના પછી તમે ગુમરાહ ન બનો. હઝરત ઉમર (રદિ.) કહેવા લાગ્યા કે, રસૂલુલ્લાહ (સલ.) પર બીમારીનું જોર છે અને તમારી પાસે કુર્આન મોજુદ છે. એટલે આપણા માટે કુર્આન પુરતું છે. આ સાંભળીને ઘરમાં ભેગા થયેલા લોકોમાં મતભેદ ઉભો થયો અને (કંઇક) ઝઘડો થયો. કેટલાક લોકો કહેવા લાગ્યા કે, કાગળ લઇ જાઓ, જેથી રસૂલુલ્લાહ (સલ.) તમને લખાણ લખી આપે અને તે પછી તમે ગુમરાહ ન બનો. કેટલાક લોકો તે જ વાત કહી રહ્યા હતા જે હઝરત ઉમરે કહી હતી. જ્યારે હુઝૂર પાસે શોરબકોર અને ઝઘડો વધવા લાગ્યો ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : (મારી



પાસેથી) ઉઠી જાઓ. ઉબૈદુલ્લાહ કહે છે કે, હઝરત ઇબ્ને અબ્બાસ કહેતા હતા કે, લોકોનો મતભેદ અને શોરબકોર મોટી અને ભારે મુસીબત હતી જેણે રસૂલુલ્લાહ (સલ.)ને લખાણ લખવા ન દીધું.

## બીમાર બાળકને દુઆ કરાવવા માટે લઇ જવું

(૨૦૬/૫૯૨૭) હઝરત સાઇબ (રદિ.) કહે છે કે, મને મારી માસી રસૂલુલ્લાહ (સલ.) પાસે લઇ ગયાં. તેમણે કહ્યું : યા રસૂલલ્લાહ ! મારો ભાણેજ બીમાર છે. હુઝૂરે મારા માથા પર હાથ ફેરવ્યો અને બરકતની દુઆ કરી. પછી વુઝૂ કર્યું. મેં હુઝૂરના વુઝૂનું વધેલું પાણી પીધું અને હુઝૂરની પીઠ પાછળ ઉભો થઇ ગયો. મેં જોયું કે નુબુવ્વતની મહોર કબુતરના ઈંડાની જેમ હુઝૂરના બંને ખભાઓ વચ્ચે હતી.

## બીમાર માટે મૃત્યુની તમન્ના કરવાની મનાઇ છે

(૨૦૭/૫૯૨૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઇને કંઇ તકલીફ હોય તો તેના કારણે મૃત્યુની તમન્ના ન કરે, પરંતુ ખૂબ જ મજબૂરી હોય તો કહે : હેય અલ્લાહ ! જો જીવન મારા માટે સારૂં હોય તો મને જીવંત રાખ અને મૃત્યુ મારા માટે સારૂં હોય તો મૃત્યુ મોકલી દે.

(૨૦૮/૫૯૨૯) હઝરત કૈસ ઇબ્ને અબી હાઝિમ કહે છે કે, અમે હઝરત ખબ્બાબની ખબર લેવા માટે ગયા. તેમણે પોતાના પેટ પર સાત ડામ મૂકાવ્યા હતા. તેઓ કહેવા લાગ્યા : અમારા આગલા સાથીઓ ચાલ્યા ગયા. દુનિયાએ તેમને કંઇ નુકસાન પહોંચાડયું નહીં. અમને એટલો માલ મળ્યો કે માટી સિવાય તેને મૂકવાની બીજી કોઇ જગ્યા અમને મળતી નથી. જો રસૂલુલ્લાહ (સલ.)એ અમને મૃત્યુ માંગવાની મનાઇ ન ફરમાવી હોત તો હું મૃત્યુની દુઆ કરત. કૈસ કહે છે : ફરી બીજીવાર જ્યારે અમે હઝરત ખબ્બાબની પાસે ગયા ત્યારે તેઓ પોતાની દિવાલ બનાવી રહ્યા હતા. તેઓ કહેવા લાગ્યા કે, મુસલમાન જે કંઇ ખર્ચ કરશે તેનો તેને સવાબ મળશે, તે માલ સિવાય જે આ માટી (ઇમારત) પર ખર્ચ કરે.

(૨૦૯/૫૯૩૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કોઇ માણસ પોતાના અમલોના કારણે જન્નતમાં નહીં જાય. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપ પણ નહીં ? તેમણે કહ્યું : હું પણ નહીં, પરંતુ જો અલ્લાહ તઆલા પોતાના ફઝલ અને રહમતથી ઢાંકી દે તો ઠીક. એટલે તમે મધ્યમ માર્ગ અપનાવો. ખુદાની નિકટતા ઇચ્છો. કોઇ માણસ તે પછી નેક હોય કે બુરો, મૃત્યુની ઇચ્છા વ્યક્ત ન કરે. નેક તો એટલા માટે મૃત્યુની ઇચ્છા ન કરે કે સંભવ છે કે તે

પોતાની નેકીમાં વધારો કરી લે અને બુરો માણસ એટલા માટે ઇચ્છા ન કરે કે કદાચ તે તૌબા કરી લે.

(૨૧૦/૫૯૩૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મારો ટેકો લઇને ફરમાવી રહ્યા હતા : એય અલ્લાહ ! મને બખ્શી દે. મારા પર રહમ કર અને ઉચ્ચ દરજ્જાવાળા સાથીઓ સાથે મને કરી દે.

**ખબર લેવા આવનાર બીમાર માટે દુઆ કરે**

(૨૧૧/૫૯૩૨) આઇશા બિન્તે સઅદ પોતાના પિતાથી રિવાયત કરે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : એય અલ્લાહ ! સઅદને તંદરૂસ્તી અર્પણ કર.

(૨૧૨/૫૯૩૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)નો નિયમ હતો કે જ્યારે કોઇ બીમાર પાસે જતા ત્યારે કહેતા : હે માનવીઓના પાલનહાર ! સખ્તીને દૂર કર. તંદરૂસ્તી આપ. તું તંદરૂસ્તી આપનાર છે. એવી તંદરૂસ્તી આપ જે કોઇ બીમારી બાકી ન રહેવા દે. તંદરૂસ્તી હકીકતમાં તારી આપેલી જ તંદરૂસ્તી છે.

**ખબર લેવા આવનારના વુઝૂનું વધેલું પાણી બીમાર પર છાંટવું**

(૨૧૩/૫૯૩૪) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : હું બીમાર હતો. રસૂલુલ્લાહ (સલ.) આવ્યા. વુઝૂ કરીને (વધેલું પાણી) મારા પર છાંટયું. મને તરત ભાન આવ્યું. મેં કહ્યું : હુઝૂર, 'કલાલા' સિવાય કોઇ મારો વારસદાર નથી. આવી સ્થિતિમાં વારસાનો શું હુકમ છે ? તે વખતે વારસાની આયત ઉતરી.

**આફત અને તાવને દૂર કરવાની દુઆ કરવી**

(૨૧૪/૫૯૩૫) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) (મદીનામાં) આવ્યા ત્યારે હઝરત અબૂબક્ર અને બિલાલ (રદિ.)ને તાવ આવ્યો. હું (ખબર લેવા માટે) બંને પાસે ગઇ. મેં કહ્યું : પિતા ! આપની તબિયત કેમ છે ? બિલાલ ! તમને કેમ છે ? હઝરત આઇશા (રદિ.) કહે છે : જ્યારે હઝરત અબૂબક્ર (રદિ.)ને તાવ આવતો હતો ત્યારે તેઓ કહેતા હતા : "દરેક માનવી પોતાના ઘરવાળાંઓ સાથે સવારમાં આરામથી હોય છે, એમ છતાં કે મૃત્યુ તેના જોડાના બંધન કરતાં પણ વધારે નજીક હોય છે." હઝરત બિલાલ (રદિ.)ને જ્યારે તાવ ઉતરતો હતો ત્યારે ઉંચા સાદે કહેતા હતા : "કાશ ! મને ખબર હોત કે શું કોઇ રાત્રિ હું મક્કાની ખીણમાં પસાર કરી શકીશ અને મારી આજુબાજુ ઇઝખિર અને જલીલ નામે



ઘાસ હશે. શું કોઇ દિવસ મજન્નાના પાણી પર હું ઉતરીશ ? શું મારી સામે 'શામા' અને 'તફીલ' (નામે ડુંગરો) હશે ?" હઝરત આઇશા કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.) પાસે જઇને આ વાતનો ઉલ્લેખ કર્યો. આપે દુઆ કરી : એય અલ્લાહ અમને જેટલી મક્કા પ્રત્યે મુહબ્બત હતી તેટલી બલ્કે તેથી વધુ મદીનાની મુહબ્બત અમને આપ. એય અલ્લાહ ! મદીનાની આબોહવા ઠીક કરી દે. અહીંના સાઅ અને મુદમાં અમારા માટે બરકત આપ. અહીંના તાવને જુહફામાં પહોંચાડી દે.

## તબીબી સેવા

**અલ્લાહ તઆલાએ જે બીમારી ઉતારી છે તેના માટે દવા પણ ઉતારી છે**

(૨૧૫/૫૯૩૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ કોઇ બીમારી એવી ઉતારી નથી જેની દવા ન ઉતારી હોય.

**શું પુરૂષ સ્ત્રીનો અને સ્ત્રી પુરૂષનો ઇલાજ કરી શકે છે ?**

(૨૧૬/૫૯૩૭) હઝરત રૂબય્યિઅ બિન્તે મુઅવ્વિઝ (રદિ.) કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે જિહાદ માટે જતાં હતાં. ત્યાં લોકોને પાણી પીવડાવતાં હતાં. તેમની સરભરા કરતાં હતાં. શહીદ થયેલાઓને અને ઘવાયેલાઓને મદીના તરફ લાવતાં હતાં.

**શિફા (રોગમુકિત) ત્રણ વસ્તુઓમાં છે**

(૨૧૭/૫૯૩૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહેતા હતા કે, શિફા ત્રણ વસ્તુઓમાં છે. મધનું શરબત, જુલ્લાબ લેવામાં અથવા વધારાનું લોહી બદનથી બહાર કાઢવામાં અને આગથી ડામ દેવામાં. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, હું મારી ઉમ્મતને ડામ મૂકાવવાની મનાઇ કરૂં છું. ઇબ્ને અબ્બાસે આ હદીસ મરફૂઅ બયાન કરી હતી.

(૨૧૮/૫૯૩૯) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, શિફા ત્રણ વસ્તુઓમાં છે. જુલ્લાબ લેવામાં અથવા વધારાનું લોહી બદનથી બહાર કાઢવામાં, મધનું શરબત પીવામાં અને આગથી ડામ દેવામાં, પરંતુ હું મારી ઉમ્મતને ડામ દેવાની મનાઇ કરૂં છું.

**મધથી ઇલાજ કરવો**

**અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'ફીહિ શિફાઉન લિન્નાસ' એમાં લોકો માટે શિફા (રોગમુકિત) છે**

(૨૧૯/૫૯૪૦) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને

હલવો અને મધ પસંદ હતું.

(૨૨૦/૫૯૪૧) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જો તમારા કોઈ ઈલાજમાં શિફા છે તો જુલ્લાબ લેવામાં અથવા મધનું શરબત પીવામાં અથવા આગથી ડામ મૂકાવવામાં છે. એમાંથી જે કોઈપણ બીમારીને અનુકુળ આવે, પરંતુ ડામ મૂકવાને હું પસંદ કરતો નથી.

(૨૨૧/૫૯૪૨) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, એક માણસે રસૂલુલ્લાહ (સલ.) પાસે આવીને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા ભાઈને પેટની બીમારી છે. હુઝૂરે ફરમાવ્યું કે, તેને મધ પીવડાવો. ફરી બીજી વાર તે આવ્યો. હુઝૂરે ફરી એ જ પ્રમાણે કહ્યું કે, તેને મધ પીવડાવો. તે ત્રીજી વાર આવ્યો, ત્યારે પણ એમ જ કહ્યું કે, તેને મધ પીવડાવો. જ્યારે ચોથી વાર તે ફરી પાછો આવ્યો ત્યારે તેણે કહ્યું કે, હું એ પ્રમાણે કરી ચૂક્યો. આપે ફરમાવ્યું કે, ખુદા સાચો છે અને તારા ભાઈનું પેટ જૂઠું છે. તેને મધ પીવડાવો. હુકમ અનુસાર તેને મધ પીવડાવ્યું અને બીમાર સારો થઈ ગયો.

## ઊંટના દૂધથી ઇલાજ કરવો

(૨૨૨/૫૯૪૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, કેટલાક માણસોને કંઈક બીમારી હતી. તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમને રહેવાની જગ્યા અને ખાવા માટે ખાણું બતાવો. (હુઝૂરે તેમની ઈચ્છા પૂરી કરી.) જ્યારે તેઓ તંદુરસ્ત થઈ ગયા ત્યારે તેઓ કહેવા લાગ્યા : મદીનાની આબોહવા સારી નથી. હુઝૂરે તેમને હર્રા નામે સ્થળે જઈને ઊંટો પાસે રહેવાનો હુકમ આપ્યો અને કહ્યું કે, ઊંટોનું દૂધ પીયા કરો. જ્યારે બધા તંદુરસ્ત થઈ ગયા ત્યારે ચરાવનારને મારી નાખીને ઊંટોને હાંકીને લઈ ગયા. રસૂલુલ્લાહ (સલ.)એ તેમની પાછળ માણસો મોકલ્યા. જ્યારે તેઓ પકડાઈને આવ્યા ત્યારે હુઝૂરે તેમના હાથપગ કપાવીને આંખોમાં સળિયો ફેરવાવ્યો. (તેમને તડકામાં ગરમ રેતી પર નંખાવ્યા જેથી તડપી તડપીને મરી જાય.) મેં જોયું કે, કેટલાક લોકો જમીનને ચાટતા ચાટતા મરી ગયા હતા.

## ઊંટોના પેશાબ વડે ઇલાજ કરવો

(૨૨૩/૫૯૪૪) હઝરત અનસ (રદિ.) કહે છે : (ઉરૈનાના) કેટલાક માણસોને મદીનાની આબોહવા માફક ન આવી. હુઝૂરે તેમને હુકમ આપ્યો કે, ગોવાળ પાસે જઈને રહે અને ઊંટોનું દૂધ અને પેશાબ પીએ. હુકમ અનુસાર તે લોકો ગોવાળ પાસે જઈને રહેવા લાગ્યા. ઊંટોનું દૂધ અને પેશાબ પીને તેમની તબિયત સારી થઈ ગઈ. જ્યારે તબિયત





સારી થઈ ગઈ ત્યારે ગોવાળને કત્લ કરીને ઊંટોને હાંકીને લઈ ગયા. રસૂલુલ્લાહ (સલ.)ને ખબર પડી ત્યારે આપે તેમની પાછળ માણસો મોકલીને તેમને પકડી મંગાવ્યા. તેમના હાથપગ કપાવીને આંખોમાં સળિયો ફેરવાવ્યો. મુહમ્મદ ઈબ્ને સીરીન કહે છે કે, આ બનાવ શરીઅતના શિક્ષાત્મક કાયદાઓના ઉતરવા પહેલાંનો છે.

## કલોંજી

(૨૨૪/૫૯૪૫) હઝરત ખાલિદ ઈબ્ને સઅદ કહે છે : અમે (એક સફરમાં) નીકળ્યા. ગાલિબ ઈબ્ને અબ્જર પણ સાથે હતા. રસ્તામાં તેઓ બીમાર પડયા. જ્યારે મદીના આવ્યા ત્યારે તેઓ બીમાર જ હતા. ઈબ્ને અબી અતીક તેમની ખબર લેવા માટે આવ્યા ત્યારે તેઓ કહેવા લાગ્યા : આ કલોંજી લઈને તેના પાંચ અથવા સાત દાણા વાટો. તેને ઝયતૂનના તેલમાં મેળવીને થોડાક ટીપાં નાકના એક નસકોરામાં અને થોડાક ટીપાં નાકના બીજા નસકોરામાં નાંખો. કારણ કે, હઝરત આઈશા કહેતાં હતાં કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : કલોંજીમાં 'સામ' સિવાય દરેક બીમારીની શિફા છે. મેં પૂછ્યું કે 'સામ'નો શું અર્થ છે ? આપે કહ્યું : મૃત્યુ.

(૨૨૫/૫૯૪૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કલોંજીમાં મૃત્યુ સિવાય દરેક બીમારીની શિફા (રોગમુક્તિ) છે.

## બીમારને દૂધ, મધ અને લોટ મેળવીને બનાવેલો હરીરો (રાબ) પીવડાવવો

(૨૨૬/૫૯૪૭) હઝરત ઉરવા કહે છે કે, હઝરત આઈશા (રદિ.) બીમારને અને મય્યિત પર ગમગીન થનારાઓને (મય્યિતના ઘરવાળાંઓને) રાબ પીવડાવવાનો હુકમ આપતાં હતાં. તે કહેતાં હતાં કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે : હરીરો (રાબ) પીવડાવવાથી બીમારના દિલને રાહત મળે છે અને કંઈક અંશે ગમને દૂર કરે છે.

(૨૨૭/૫૯૪૮) હઝરત આઈશા (રદિ.) રાબ પીવાનો હુકમ આપતાં હતાં. તે કહેતાં હતાં કે, રાબ જો કે અગમ્ય હોય છે, પરંતુ ફાયદાકારક છે.

## નાકમાં દવા નાખવી

(૨૨૮/૫૯૪૯) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ વધારાનું લોહી ખેંચાવવાનું મહેનતાણું આપ્યું હતું અને નાકમાં દવા નાંખી હતી.

## વધારાનું લોહી ખેંચાવવું

(૨૨૯/૫૯૫૦) હઝરત ઉમ્મે કૈસ કહે છે : હુઝૂરે અકરમ (સલ.) ફરમાવતા

હતા : વધારાનું લોહી ખેંચાવો, કારણ કે, તેમાં સાત બીમારીઓની દવા છે. ગળાના સોજા માટે એની તપકીર લેવામાં આવે છે. નીમોનિયા માટે એને ગળામાં નાખવામાં આવે છે. ઉમ્મે કૈસ કહે છે : હું મારા છોકરાને લઇને હુઝૂર (સલ.) પાસે ગઇ હતી. છોકરો ખાણું ખાતો ન હતો. તેણે હુઝૂર પર પેશાબ કર્યો હતો. હુઝૂરે પાણી મંગાવીને તેના પર છાંટયું હતું.

**વધારાનું લોહી ક્યારે ખેંચવામાં આવે ? હઝરત અબૂ મૂસા (રદિ.)એ રાત્રે વધારાનું લોહી ખેંચાવ્યું હતું**

(૨૩૦/૫૯૫૧) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ રોઝાની હાલતમાં વધારાનું લોહી ખેંચાવ્યું હતું.

**સફરમાં અને ઇહરામની હાલતમાં વધારાનું લોહી ખેંચાવવું**

**ઇબ્ને બુજયનાએ હુઝૂર (સલ.)થી આ અંગે રિવાયત કરી છે**

(૨૩૧/૫૯૫૨) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઇહરામની હાલતમાં વધારાનું લોહી ખેંચાવ્યું હતું.

**બીમારી માટે લોહી ખેંચાવવું**

(૨૩૨/૫૯૫૩) હઝરત અનસ (રદિ.)ને લોહી ખેંચવાનું કામ કરનારને મહેનતાણું આપવાનો મસ્અલો પૂછવામાં આવ્યો તો તેમણે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ લોહી ખેંચાવ્યું હતું. અબૂ તયબાએ ખેંચ્યું હતું. અબૂ તયબાને બે સાઅ અનાજ આપ્યું હતું. તેના માલિકોને ભલામણ કરી હતી. હુકમ અનુસાર તેના કરવેરામાં ઘટાડો કર્યો હતો. આપે ફરમાવ્યું હતું કે, જે વસ્તુઓ વડે તમે ઇલાજ કરો છો તેમાં શ્રેષ્ઠ વધારાનું લોહી ખેંચાવવું અને હિન્દી ઊદનો ઉપયોગ કરવો છે. એમ પણ ફરમાવ્યું હતું કે, ગળાના સોજામાં બાળકોના ગળાને દબાવીને તેમને તકલીફ ન આપો, બલ્કે એ માટે ઠંડી માટીનો ઉપયોગ કરો.

(૨૩૩/૫૯૫૪) આસિમ ઇબ્ને ઉમર ઇબ્ને કતાદા કહે છે કે, હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ મુકન્નઅની ખબર લેવા માટે ગયા. તેમણે કહ્યું : જ્યાં સુધી તમે વધારાનું લોહી નહીં ખેંચાવો ત્યાં સુધી હું અહીંથી નહીં જાઉં. કારણ કે, મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે કે તેઓ ફરમાવતા હતા કે, એમાં શિફા છે.

**માથામાંથી વધારાનું લોહી ખેંચાવવું**

(૨૩૪/૫૯૫૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને બુજયના કહે છે કે, રસૂલુલ્લાહ



(સલ.) મક્કાના રસ્તામાં 'લહયે જમલ' નામે સ્થળે હતા. ત્યાં તેમણે શિરની મધ્યમાંથી વધારાનું લોહી ખેંચાવ્યું હતું. ઇબ્ને અબ્બાસ કહે છે કે, રૂસૂલુલ્લાહ (સલ.)એ શિરમાંથી વધારાનું લોહી ખેંચાવ્યું હતું.

**માથું દુખે ત્યારે અને આદાશીશી વખતે વધારાનું લોહી ખેંચાવવું**

(૨૩૫/૫૯૫૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક પાણી (ની જગ્યા) પાસે ઇહરામની હાલતમાં શિરના દર્દ માટે શિરમાંથી વધારાનું લોહી ખેંચાવ્યું હતું. તે પાણીનું નામ 'લહયે જમલ' હતું. એક રિવાયતમાં છે કે, આદાશીશી દર્દ વખતે હુઝૂર (સલ.)એ ઇહરામની હાલતમાં વધારાનું લોહી ખેંચાવ્યું હતું.

(૨૩૬/૫૯૫૭) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, તમારી દવાઓમાંથી જો કોઇમાં શિફા છે તો તે મધના શરબતમાં અથવા વધારાનું લોહી ખેંચાવવામાં અથવા આગથી ડામ દેવામાં છે, પરંતુ હું ડામ દેવાને પસંદ કરતો નથી.

**ઇહરામની હાલતમાં તકલીફના કારણે માથું મુંડાવવું**

(૨૩૭/૫૯૫૮) હઝરત કઅબ ઇબ્ને ઉજરા કહે છે કે, હુદયબિય્યાની સુલેહના સમયે રસૂલુલ્લાહ (સલ.) મારી પાસે આવ્યા. હું હાંડલીમાં નીચે આગ સળગાવી રહ્યો હતો. જૂ મારા માથા પરથી ઉતરીને મારા ચહેરા પર આવી રહી હતી. આપે કહ્યું : શું માથાના જંતુ (જૂ) તમને તકલીફ આપે છે ? મેં કહ્યું : જી હા. આપે કહ્યું : તો માથું મુંડાવો. પછી ત્રણ દિવસના રોઝા રાખો અથવા ૬ મિસ્કીનોને ખવડાવો અથવા કોઇ જાનવરની કુરબાની કરો.

**પોતાને ડામ દેવો, બીજાને ડામ દેવો અને ડામ ન દેવાની ફઝીલત**

(૨૩૮/૫૯૫૯) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો તમારી દવાઓમાંથી કોઇમાં શિફા છે તો વધારાનું લોહી ખેંચાવવામાં અથવા આગથી ડામ દેવામાં છે, પરંતુ હું ડામ દેવાને પસંદ કરતો નથી.

(૨૩૯/૫૯૬૦) આમિર કહે છે : ઇમ્રાન ઇબ્ને હુસૈને કહ્યું હતું : નઝર લાગવા અને વીંછીના કરડવાનું મંતર (જાઇઝ) છે. મેં આ વાત સઇદ ઇબ્ને જુબેરને કહી. તેમણે કહ્યું : મને ઇબ્ને અબ્બાસ (રદિ.) કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : મારી સામે આગલી ઉમ્મતો લાવવામાં આવી. એક કે બબ્બે પયગમ્બરો મારી

સામેથી પસાર થવા લાગ્યા. તેમની સાથે એક એક ટોળું હતું. કેટલાક પયગમ્બરો એવા પણ પસાર થયા જેમની સાથે કોઇ ન હતું. છેવટે મને એક મોટી મેદની દેખાઇ. મેં કહ્યું કે, જિબ્રઇલ, આ કોણ લોકો છે ? શું મારી ઉમ્મત છે ? પરંતુ મને કહેવામાં આવ્યું કે, એ હઝરત મૂસા (અલ.) અને તેમની કોમ છે. પછી મને કહેવામાં આવ્યું કે, તમે આસ્માનના કિનારા તરફ જુઓ. મેં તે બાજુ નજર ઉઠાવી તો જોયું કે, એક ઘણું મોટું ટોળું છે, જેનાથી આકાશના કિનારાઓ ભરાઇ ગયા છે. પછી મને કહેવામાં આવ્યું કે, ફલાણી ફલાણી જગ્યાએ જુઓ. મેં જોયું તો એક જંગી મેદની દેખાઇ, જેનાથી આસ્માનનો કિનારો ભરાઇ ગયો હતો. મને કહેવામાં આવ્યું કે, આ તમારી ઉમ્મત છે. એમાંના સિત્તેર હઝાર વગર હિસાબે જન્નતમાં દાખલ થશે. તે પછી હુઝૂર ઘરમાં ચાલ્યા ગયા. તેમણે એવી સ્પષ્ટતા નહીં કરી કે, એ સિત્તેર હઝાર કોણ લોકો હશે. લોકો પરસ્પર વાતો કરવા લાગ્યા કે, આપણે ખુદાને માન્યો. તેના રસૂલનું અનુકરણ કર્યું. એટલે તે લોકો આપણે હોઇશું અથવા આપણી ઔલાદ હશે. કારણ કે, આપણે તો અંધકાર યુગમાં પેદા થયા, પરંતુ આપણી ઔલાદ તો ઇસ્લામમાં પેદા થઇ. આ ખબર હુઝૂરને પહોંચી ગઇ. તેઓ તરત બહાર આવ્યા અને ફરમાવ્યું : તેઓ તે લોકો છે જેઓ ઝાળફૂંક કરતા નથી. અપશુકનમાં માનતા નથી અને બીમારીમાં ડામ મૂકાવતા નથી. માત્ર પોતાના ખુદા પર ભરોસો રાખે છે. ઉક્કાશાએ આ સાંભળીને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું હું તેમનામાંથી છું ? આપે કહ્યું : હા. બીજા એક માણસે ઉભા થઇને કહ્યું : શું હું પણ તેમનામાંથી છું ? આપે કહ્યું : હા. અન્ય એક માણસે ઉભા થઇને કહ્યું : શું હું પણ તેમનામાંથી છું ? આપે ફરમાવ્યું : ઉક્કાશા આ બાબતમાં તારા કરતાં આગળ નીકળી ગયો.

**આંખ આવવાના કારણે આંખમાં સુરમો અથવા ઇસ્મડ પથ્થરનો સુરમો લગાડવો**

(૨૪૦/૫૯૬૧) હઝરત ઉમ્મે સલમહ કહે છે કે, એક સ્ત્રીના પતિનું અવસાન થઇ ગયું. તેની આંખો પણ દુખતી થઇ ગઇ. લોકોએ હુઝૂર (સલ.)ને એ અંગે વાત કરી અને સુરમો લગાડવાની રજા પણ માંગી. એમ પણ કહ્યું કે, તેની આંખો માટે ભય છે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : તમારામાંની કેટલીક સ્ત્રીઓ (એક વરસ સુધી) ખરાબ પોષાક અને ખરાબ ઘરમાં ઇદ્દત માટે બેસતી હતી. પછી જ્યારે કુતરો પસાર થતો હતો ત્યારે તે સ્ત્રી લીંડીઓ ફેંકીને મારતી હતી. તે વખતે તો ચાર માસ અને દસ દિવસની ઇદ્દત ન હતી.

**રક્તપિત્ત**



(૨૪૧/૫૯૬૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એકની બીમારી ઉડીને બીજાને લાગતી નથી. અપશુકનની કોઇ હકીકત નથી. હામા કોઇ વસ્તુ નથી અને સફરનો મહીનો (નામુબારક) નથી, પરંતુ રક્તપિત્તવાળાથી એવા નાસો જેવા વાઘથી નાસો છો.

**જમીનની છત્રી જે ચોમાસામાં ઉગે છે (ખુમ્બી) તે આંખ માટે શિફા છે**

(૨૪૨/૫૯૬૩) હઝરત સઇદ ઇબ્ને ઝેદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જમીનની છત્રી (એક પ્રકાર) જે ચોમાસામાં ઉગે છે એનું પાણી આંખ માટે શિફા છે.

**બીમારના ગળામાં દવા નાંખવી**

(૨૪૩/૫૯૬૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ની વફાત થઇ ત્યારે હઝરત અબૂબક્ર (રદિ.)એ આવીને ચુંબન કર્યું. હઝરત આઇશા કહે છે : બીમારી દરમ્યાન અમે હુઝૂરના ગળામાં દવા નાખી હતી. હુઝૂર ઇશારાથી કહી રહ્યા હતા કે, મારા ગળામાં દવા ન નાખો, પરંતુ અમે વિચાર્યું કે, એનું કારણ માત્ર આ જ છે કે બીમાર દવાને ખરાબ સમજે છે. હુઝૂર જ્યારે ભાનમાં આવ્યા ત્યારે ફરમાવ્યું : શું મેં તમને ગળામાં દવા નાખવાની મનાઇ કરી ન હતી ? અમે કહ્યું : અમે એનું કારણ માત્ર એવું સમજ્યા હતા કે, બીમાર દવાથી નફરત કરે છે. આપે કહ્યું : ઠીક ત્યારે ઘરમાં કોઇ માણસ એવો બાકી ન રહે જેના ગળામાં મારી સામે દવા નાખવામાં ન આવે. હા, અબ્બાસ (એમાંથી) બાકાત છે. કારણ કે, એ તમારી સાથે મોજૂદ ન હતા.

(૨૪૪/૫૯૬૫) હઝરત ઉમ્મે કૈસ કહે છે : હું મારા પુત્રને લઇને મુબારક સેવામાં હાજર થઇ. ગળાના સોજાના કારણે મેં તેના ગળાની માલિશ કરી હતી. આપે ફરમાવ્યું : તમે તમારા બાળકોનું ગળું શા માટે મસળો છો ? તે ખૂશ્બુદાર કાળી લાકડીનો ઉપયોગ કરો જેમાં સાત બીમારીઓની શિફા છે. તેમાંની એક નીમોનિયા છે. ગળાના સોજા માટે તેની તપકીર લેવામાં આવે અને નીમોનિયા માટે તેને ગળામાં નાંખવામાં આવે. ઝુહરી કહે છે : હુઝૂરે બે વાતો તો કહી દીધી અને પાંચ વાતો ન કહી. સુફયાન કહે છે : ગળા માલિશ કરવાનો અર્થ આંગળીથી બાળકનું તાળવું ઉંચું કરવાનો છે.

(૨૪૫/૫૯૬૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.)ની બીમારી વધી ગઇ અને વેદના વધી ગઇ ત્યારે હુઝૂર (સલ.)એ

બધી પત્નીઓ પાસે મારા ઘરમાં બીમારીની મુદ્દત પસાર કરવાની રજા માંગી. દરેકે રજા આપી. હુઝૂર બે માણસોની વચ્ચે સહારો લઇને પગ ઘસડીને બહાર આવ્યા. બંને માણસોમાં એક અબ્બાસ હતા અને બીજા એક અન્ય માણસ હતા. જ્યારે હુઝૂર મારા ઘરમાં આવ્યા અને બીમારી વધી ગઇ ત્યારે ફરમાવ્યું : મારા પર સાત મશકો વડે પાણી વહાવડાવો. તેમના મોં ખુલ્લાં ન હોય જેથી હું લોકોને કંઇક વસિય્યત કરી શકું. અમે હુઝૂરને એક ટબમાં બેસાડયા, જે હઝરત હફસાનો હતો. અમે મશકોમાંથી પાણી નાખવાનું શરૂ કર્યું. અહીં સુધી કે હુઝૂર હાથના ઇશારાથી કહેવા લાગ્યા કે બસ કરો. ત્યાર પછી હુઝૂર બહાર નીકળ્યા. લોકોને નમાઝ પઢાવી અને ખુત્બો પઢયા.

## ગળાનો સોજો કિંવા તાળવું આવી જવું

(૨૪૬/૫૯૬૭) ઉક્કાશાની બહેન હઝરત ઉમ્મે કૈસ બિન્તે મુહષિન કહે છે કે, હું મારા છોકરાને લઇને મુબારક સેવામાં હાજર થઇ. છોકરાનું તાળવું આવી ગયું હતું. મેં આંગળીથી તેને ઉંચકયું હતું. હુઝૂરે કહ્યું : તમે તમારા બાળકોનું તાળવું પંજાઓથી શા માટે ઉંચકો છો. આ ખૂશ્બુદાર ઊદનો ઉપયોગ કરો. એમાં સાત બીમારીઓની શિફા છે. જેમાંની એક નીમોનિયાની બીમારી પણ છે.

## પેટની બીમારી

(૨૪૭/૫૯૬૮) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, એક માણસે મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા ભાઇને પેટની બીમારી છે. આપે ફરમાવ્યું : તેને મધ પીવડાવો. હુકમ અનુસાર તે માણસે જઇને મધ પીવડાવ્યું. તેણે હાજર થઇને કહ્યું : મેં મધ પીવડાવ્યું હતું, પરંતુ તેનાથી બીમારી વધી ગઇ. આપે ફરમાવ્યું : અલ્લાહ સાચો છે અને તારા ભાઇનું પેટ જૂઠું છે.

## 'હદીસે લા સફર'નું વર્ણન

**સફર પેટની એક બીમારી છે (જેને અરબો ચેપી રોગોમાં ગણતા હતા, પરંતુ સાચું એ છે કે, 'સફર'થી સફર માસ મુરાદ છે કિંવા સફર મહીનો મનહૂસ નથી)**

(૨૪૮/૫૯૬૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, એકની બીમારી ઉડીને બીજાને લાગતી નથી. ન તો 'સફર' નામે બીમારી ઉડીને લાગે છે અને ન 'હામા'ની કોઇ હકીકત છે. એક આદિવાસીએ કહ્યું કે, હુઝૂર ! પછી એનું શું કારણ છે કે, મારા ઊંટો રેતીમાં હરણની જેમ (સ્વચ્છ ચામડીના) હોય છે, પરંતુ એક



ખુજલીવાળું ઊંટ તેમાં પ્રવેશે છે તો તેમને પણ ખુજલીવાળા બનાવે છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : પહેલા ઊંટને કોણે બીમારી લગાડી હતી ?

## નીમોનિયા

(૨૪૯/૫૯૭૦) ઉક્કાશાની બહેન હઝરત ઉમ્મે કૈસ બિન્તે મુહષિન કહે છે કે, હું મારા બાળકને લઇને રસૂલુલ્લાહ (સલ.) પાસે ગઇ. બાળકનું તાળવું આવી ગયું હતું. મેં તેનું તાળવું ઉંચકયું હતું. હુઝૂરે કહ્યું કે, ખુદાથી ડરો. પંજાઓથી બાળકોનું તાળવું શા માટે ઉંચકો છો ? આ ખૂશ્બુદાર લાકડું-ઊદનો ઉપયોગ કરો. તેમાં સાત બીમારીઓની શિફા છે, જેમાંથી એક નીમોનિયા પણ છે.

(૨૫૦/૫૯૭૧) હઝરત અનસ (રદિ.) કહે છે કે, (નીમોનિયાની બીમારીમાં) અબૂ તલહા અને અનસ ઇબ્ને નદરે મને ડામ દીધો હતો. અબૂ તલહાએ પોતાના હાથે ડામ દીધો હતો. હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક અનસારી કુટુંબને રજા આપી હતી કે વીંછીના ઝેર અને કાનની બીમારી માટે ઝાળફૂંક કરે. હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.) જીવંત હતા, એવામાં જ મને નીમોનિયાના કારણે ડામ દેવામાં આવ્યો હતો. અબૂ તલહા, અનસ ઇબ્ને નદર અને ઝેદ ઇબ્ને સાબિત મોજૂદ હતા અને અબૂ તલહાએ ડામ દીધો હતો.

## લોહી બંધ કરવા માટે ચટાઇ સળગાવીને (રાખ) ભરવી

(૨૫૧/૫૯૭૨) હઝરત સહલ ઇબ્ને સઅદ સાઇદી (રદિ.) કહે છે કે, જ્યારે ખોદ (લોખંડી ટોપ) તૂટીને રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક શિરમાં ઘુસી ગયો અને મુબારક ચહેરો લોહીલુહાણ થઇ ગયો. આગળનો દાંત શહીદ થઇ ગયો ત્યારે હઝરત અલી (રદિ.) ઢાલમાં પાણી લાવતા હતા અને હઝરત ફાતિમા (રદિ.) મુબારક ચહેરા પરથી લોહી ધોઇ રહ્યાં હતાં, પરંતુ જ્યારે તેમણે જોયું કે, લોહી વધતું જ જાય છે ત્યારે ચટાઇ લઇને તેને બાળીને ઘા પર તેની રાખ મૂકી દીધી. જેથી લોહી બંધ થઇ ગયું.

## તાવ દોઝખનો જોશ છે

(૨૫૨/૫૯૭૩) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તાવ દોઝખનો જોશ છે. એને પાણીથી ઓલવો.

(૨૫૩/૫૯૭૪) નાફિઅ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહેતા હતા કે, એય અલ્લાહ ! અમારાથી (તાવના) અઝાબને દૂર કર.

(૨૫૪/૫૯૭૫) હઝરત ફાતિમા બિન્તે મુન્ઝિર કહે છે કે, જ્યારે કોઇ

તાવવાળી ઓરત હઝરત અસ્મા (રદિ.) પાસે દુઆ કરાવવા માટે આવતી ત્યારે તેઓ પાણી લઇને તેના ગરેવાનમાં છાંટતાં હતાં. તે કહેતાં હતાં કે, રસૂલુલ્લાહ (સલ.) અમને હુકમ આપતા હતા કે, તાવને પાણીથી ઠંડો કરીએ.

(૨૫૫/૫૯૭૬) હઝરત આઇશા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તાવ જહન્નમની એક જ્વાળા છે. તેને પાણીથી ઠંડો કરો.

(૨૫૬/૫૯૭૭) હઝરત રાફિઅ ઇબ્ને ખદીજ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ફરમાવતા હતા : તાવ જહન્નમની એક જ્વાળા છે. તેને પાણીથી ઠંડો કરો.

## માફક ન આવતી હોય એવી જગ્યાએથી ચાલ્યા જવું

(૨૫૭/૫૯૭૮) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, ઉકલ અને ઉરૈના (કબીલાઓના) લોકો રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યા. તેમણે ઇસ્લામનો કલિમો પઢીને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે જાનવરોવાળા છીએ, ખેતી કરનારા નથી. અમને મદીનાની આબોહવા માફક નથી. હુઝૂરે તેમને હુકમ આપ્યો કે (હર્રા નામે સ્થળે) જઇને ઊંટો પાસે રહો. ત્યાં જઇને ઊંટનું દૂધ અને પેશાબ પીઓ. હુકમ અનુસાર તે લોકો ચાલ્યા ગયા અને હર્રા નજીક પહોંચ્યા પછી (તંદુરસ્ત થઇને) કાફિર થઇ ગયા. રસૂલુલ્લાહ (સલ.)ના ગોવાળને કત્લ કરી નાંખ્યો અને ઊંટોને હાંકીને લઇ ગયા. હુઝૂરને ખબર પડી ત્યારે લોકોને તેમની પાછળ મોકલીને (ગિરફતાર કરાવીને) હાથ કપાવીને આંખોમાં સળિયો ફેરવાવીને (પથરાળ ભૂમિ) હર્રાના એક કિનારા પર નંખાવી દીધા. તે લોકો એ જ સ્થિતિમાં મરી ગયા.

## પ્લેગ

(૨૫૮/૫૯૭૯) હઝરત સઅદ કહે છે કે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જો તમે કોઇ જગ્યાએ પ્લેગ હોવાનું સાંભળો, તો ત્યાં ન જાઓ અને જો કોઇ જગ્યાએ પ્લેગ હોય અને તમે ત્યાં હાજર હોય તો ત્યાંથી નીકળીને નાસી ન જાઓ.

(૨૫૯/૫૯૮૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હઝરત ઉમર ફારૂક (રદિ.) સીરિયા જવા નીકળ્યા. જ્યારે 'સર્ગ' નામે સ્થળે પહોંચ્યા ત્યારે સૈન્યના સરદાર હઝરત અબૂ ઉબૈદા અને તેમના સાથી મળ્યા. તેમને કહ્યું કે, સીરિયામાં પ્લેગ ફેલાયેલો છે. હઝરત ઉમરે કહ્યું : 'પહેલા મુહાજિરો' (મુહાજિરીને અવ્વલીન)ને બોલાવો. હઝરત ઉમરે તેમની સાથે સલાહ મંત્રણા કરી અને કહ્યું કે, સીરિયામાં પ્લેગ ફેલાયેલો છે. (આપણે ત્યાં જવું જોઇએ કે નહીં ?) લોકોમાં મતભેદ ઉભો થયો.



કેટલાક લોકો કહેવા લાગ્યા કે, તમે એક કામ માટે નીકળ્યા છો. અમારા અભિપ્રાય મુજબ (કામ પુરૂં કર્યા વગર) તમે પાછા ફરો એ ઠીક નથી. કેટલાકે કહ્યું કે, તમારી સાથે રસૂલુલ્લાહ (સલ.)ના સહાબીઓ અને અન્ય માણસો છે. અમારા મત પ્રમાણે તેમને તમે પ્લેગ તરફ આગળ ધપાવો, એ ઠીક નથી. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : મારી પાસેથી ઉઠી જાઓ. તે પછી હુકમ કર્યો કે, અનસારીઓને બોલાવો. મેં અનસારીઓને બોલાવ્યા. હઝરત ઉમર (રદિ.)એ તેમની સલાહ લીધી. તેમણે પણ મુહાજિરોનો માર્ગ અપનાવ્યો. મુહાજિરોના મતભેદોની જેમ તેમનામાં પણ મતભેદો ઉભા થયા. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : મારી પાસેથી ઉઠી જાઓ. પછી કહ્યું : અહીં કુરૈશના મહાનુભાવો પૈકી મક્કાના મુહાજિરો મોજુદ હોય તો તેમને બોલાવો. મેં તેમને બોલાવ્યા. તેમાંના બે માણસોમાં પણ મતભેદ ઉભો ન થયો. બધાએ સર્વાનુમતે કહ્યું કે, અમને એ જ યોગ્ય લાગે છે કે, તમે લોકોને પાછા લઇ જાઓ અને મુસીબત તરફ તેમને ન લઇ જાઓ. આ સાંભળીને હઝરત ઉમરે ઉંચા સાદે કહ્યું કે, હું સવારે પાછો ફરનાર છું એટલે તમે પણ પાછા વળો. હઝરત અબૂ ઉબૈદાએ કહ્યું : શું તમે ખુદાની મરજીથી નાસી છુટવા માટે પાછા ફરવા માગો છો ? હઝરત ઉમરે કહ્યું : અબૂ ઉબૈદા ! જો તમારા સિવાય બીજો કોઇ માણસ આ વાત કરત તો હું તેને શિક્ષા કરત. હા, અમે ખુદાની તકદીરથી ખુદાની તકદીર તરફ જઇએ છીએ. અમને એ બતાવો કે, જો તમે તમારા ઊંટોને લઇને એક ખીણમાં ઉતારો. જેનો એક છેડો લીલોછમ અને હરિયાળો હોય અને બીજો સૂકો ઉજ્જડ, તો જો તમે લીલાછમ છેડા પર તમારા ઊંટોને ચરાવશો તો શું તે ખુદાના હુકમથી નહીં ચરાવો ? અથવા સૂકા છેડા પર ચરાવશો તો શું એ ખુદાના હુકમથી નહીં હોય ? ત્યાર પછી હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ પણ આવી પડયા, જે કોઇ જરૂરત અંગે કયાંક ગયા હતા. તેઓ કહેવા લાગ્યા : મને એ અંગે માહિતી છે. મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે. આપ ફરમાવતા હતા કે, જ્યારે તમે કોઇ જગ્યા પર પ્લેગ હોવાનું સાંભળો ત્યારે ત્યાં ન જાઓ અને જો કોઇ જગ્યાએ પ્લેગ હોય અને તમે ત્યાં હાજર હોય તો ત્યાંથી નીકળીને ન જાઓ. આ સાંભળીને હઝરત ઉમરે અલ્લાહનો આભાર માન્યો અને ત્યાંથી પાછા ફર્યા.

(૨૬૦/૫૯૮૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને આમિર કહે છે કે, હઝરત ઉમર (રદિ.) સીરિયા જવા માટે નીકળ્યા. જ્યારે 'સર્ગ' નામે સ્થળે પહોંચ્યા ત્યારે તેમને ખબર મળી કે સીરિયામાં પ્લેગ ફેલાયેલો છે. હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ

(રદિ.)એ હઝરત ઉમર (રદિ.)ને કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, જ્યારે તમને ખબર પડે કે કોઇક જગ્યાએ પ્લેગ છે તો ત્યાં ન જાઓ અને જો કોઇ સ્થળે પ્લેગ હોય અને તમે ત્યાં હાજર હોય તો ત્યાંથી નીકળીને નાસો નહીં.

(૨૬૧/૫૯૮૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મદીનામાં ન દજ્જાલ આવશે ન પ્લેગ.

(૨૬૨/૫૯૮૩) હઝરત હફસા બિન્તે સીરીન કહે છે : મને હઝરત અનસ (રદિ.)એ કહ્યું કે, કઇ બીમારીના કારણે યહ્યાનું અવસાન થયું ? મેં કહ્યું : પ્લેગથી. હઝરત અનસે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, પ્લેગ દરેક મુસલમાન માટે શહાદત છે.

(૨૬૩/૫૯૮૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કોલેરાથી મૃત્યુ પામેલો માનવી શહીદ છે અને પ્લેગથી અવસાન પામેલો માનવી પણ શહીદ છે.

## પ્લેગમાં ધીરજ રાખનારનો સવાબ

(૨૬૪/૫૯૮૫) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને પ્લેગ વિષે પૂછયું. આપે ફરમાવ્યું : એ ખુદાનો અઝાબ છે. જે માનવી માટે ખુદા ઇચ્છે છે તેને એ થાય છે, પરંતુ મુસ્લિમો માટે અલ્લાહે એને રહમત બનાવ્યો છે. જો ક્યાંક પ્લેગ થયો હોય અને માનવી ધીરજ રાખીને પોતાના શહેરમાં થોભે અને વિશ્વાસ રાખે કે જે કંઇ ખુદાએ લખ્યું છે તે જ મારા પર આવશે તો તેને શહીદનો સવાબ મળશે.

## કુર્આન અને 'કુલ અઊઝુ બિરબ્બિલ ફલક' અને 'કુલ અઊઝુ બિરબ્બિ ન્નાસ'થી ઝાળફૂંક કરવી

(૨૬૫/૫૯૮૬) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, જીવલેણ બીમારીમાં રસૂલુલ્લાહ (સલ.) પોતાના ઉપર સૂરએ ફલક અને સૂરએ નાસ પઢીને ફૂંક મારતા હતા, પરંતુ જ્યારે બીમારી વધી ગઇ ત્યારે હું (પઢીને) આપને ફૂંક મારતી હતી. મુબારક હાથની બરકતના કારણે હુઝૂર (સલ.)નો હાથ પકડીને તેમના શરીર પર ફેરવતી હતી. મઅમર કહે છે : મેં ઝુહરીને પૂછયું કે, હુઝૂર (સલ.) કેવી રીતે ફૂંક મારતા હતા ? તેમણે જવાબ આપ્યો. બંને હાથો પર ફૂંક મારીને મુબારક ચહેરા પર ફેરવી લેતા હતા.

## સૂરએ હમ્દ પઢીને ફૂંક મારવી

(૨૬૬/૫૯૮૭) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, કેટલાક



સહાબીઓ એક અરબ કબીલા પાસે જઇને ઉતર્યા, પરંતુ કબીલાવાળાઓએ તેમની મહેમાનગીરી કરી નહીં. એ દરમ્યાન કબીલાના સરદારને સાપ કરડયો. કબીલાવાળાઓએ કહ્યું : શું તમારી પાસે કોઇ દવા અથવા મંત્ર પઢનાર છે ? સહાબીઓએ કહ્યું : હા, છે, પરંતુ તમે અમારી મહેમાનદારી કરી નહીં, એટલે જ્યાં સુધી તમે અમારૂં મહેનતાણું મુકર્રર નહીં કરો ત્યાં સુધી અમે કામ નહીં કરીએ. છેવટે કબીલાવાળાઓએ સહાબીઓ માટે બકરીઓનું એક ધણ મહેનતાણા રૂપે મુકર્રર કર્યું. એક સહાબી સૂરએ હમ્દ પઢીને (જખ્મ પર) થૂકતા જતા હતા, એટલે સુધી કે તે માણસ સારો થઇ ગયો. કબીલાવાળાઓ બકરીઓ લઇને આવ્યા. સહાબીઓએ કહ્યું કે, જ્યાં સુધી અમે રસૂલુલ્લાહ (સલ.)ને પૂછી ન લઇએ ત્યાં સુધી નહીં લઇએ. જેથી હુઝૂરને પૂછવામાં આવ્યું. હુઝૂરે સ્મિત વેર્યું અને કહ્યું કે, તમને શું ખબર કે એ મંત્ર છે ? બકરીઓ લઇ લો અને મારો પણ એમાં ભાગ મુકર્રર કરો.

## મંત્રમાં બકરીઓના ધણની શરત મુકર્રર કરવી

(૨૬૭/૫૯૮૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, કેટલાક સહાબીઓ એક પાણી પાસેથી પસાર થયા. ત્યાં એક માણસને સાપ કરડયો હતો. પાણી પાસે રહેનારાઓમાંના એક માણસે સહાબીઓને કહ્યું : શું તમારામાંનો કોઇ મંત્ર પઢવાનું જાણે છે ? કારણ કે, પાણી પાસે એક માણસને સાપ કરડયો છે. આ સાંભળીને એક સહાબી ગયા અને બકરીઓની શરત મુકર્રર કરીને સૂરએ હમ્દ પઢી. તે માણસ સારો થઇ ગયો. સહાબી બકરીઓ લઇને આવ્યા. બીજા સહાબીઓને આ બાબત (બકરીઓ લાવવાની) ખરાબ લાગી. તેમણે કહ્યું : તમે કુર્આનની મજૂરી લીધી. છેવટે તેઓ મદીના આવ્યા અને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આ માણસે કુર્આનની મજુરી લીધી છે. આપે ફરમાવ્યું : જે વસ્તુઓનું તમે મહેનતાણું લો છો તે બધી વસ્તુઓ કરતાં કુર્આન મહેનતાણાનું વધારે હકદાર છે.

## ખરાબ નજરનો મંત્ર છે

(૨૬૮/૫૯૮૯) હઝરત આઇશા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ મને હુકમ આપ્યો હતો કે, નજર લાગવાનો મંત્ર પઢવામાં આવે.

(૨૬૯/૫૯૯૦) હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ

(સલ.)એ મારા ઘરમાં એક છોકરીના ચહેરા પર ડાઘ જોઈને ફરમાવ્યું : એના પર ઝાળફૂંક કરો. કારણ કે, એને નજર લાગેલી છે.

### નઝર લાગવી હકીકતમાં સાચી વાત છે

(૨૭૦/૫૯૯૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ છૂંદણા પાડીને રંગ ભરવાની મનાઈ ફરમાવી છે અને ફરમાવ્યું છે કે, નજર લાગવું સત્ય છે.

### સાપ અને વીંછીનો મંત્ર

(૨૭૧/૫૯૯૨) અસ્વદ કહે છે : મેં હઝરત આઈશા (રદિ.)ને વીંછીના ડંખના મંત્રનો હુકમ પૂછયો. તેમણે કહ્યું : દરેક ઝેરીલા જાનવરના કરડવાના મંત્રની રસૂલુલ્લાહ (સલ.)એ રજા આપી છે.

✪ ભાગ–૨૩ સમાપ્ત ✪



# બુખારી શરીફ

## ભાગ-૨૪

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

### રસૂલુલ્લાહ (સલ.)નો મંત્રોચ્ચાર

(૧/૫૯૯૩) અબ્દુલ અઝીઝ કહે છે : હું અને સાબિત હઝરત અનસ (રદિ.) પાસે ગયા. સાબિતે હઝરત અનસને કહ્યું : અબૂ હમઝા, હું બીમાર છું. હઝરત અનસે કહ્યું : શું હું તમારા માટે રસૂલુલ્લાહ (સલ.)નો મંત્ર ન પઢું ? સાબિતે કહ્યું : શા માટે નહીં ? હઝરત અનસ પઢયા : **અલ્લાહુમ્મ રબ્બ ન્નાસિ મુઝહિબલ બાસિ ઇશ્ફિ અન્ત શ્શાફી લા શાફી ઇલ્લા અન્ત શિફાઅન લાયુગાદિરૂ સુકમન** કિંવા એય માનવીઓની પરવરિશ કરનાર અને સખ્તી દૂર કરનાર ખુદા ! તું તંદરૂસ્તી આપ. તું તંદરૂસ્તી આપનાર છે. તારા સિવાય કોઇ તંદરૂસ્તી આપનાર નથી. એવી તંદરૂસ્તી આપ કે કોઇ બીમારી બાકી ન રહે.

(૨/૫૯૯૪) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) નીચેની દુઆ પોતાના અમુક ઘરવાળાઓ માટે પઢીને પોતાનો જમણો હાથ ફેરવતા હતા : **અલ્લાહુમ્મ રબ્બ ન્નાસિ અઝહિબિલ બાસ વ શ્ફિહિ વ અન્ત શ્શાફિ લા શિફાઅ ઇલ્લા શિફાઉક શિફાઅન લાયુગાદિરૂ સુકમન** કિંવા એય લોકોનું પોષણ કરનાર ખુદા ! તકલીફ દૂર કર અને એવી તંદરૂસ્તી આપ કે કોઇ બીમારી બાકી ન રહે. કારણ કે, તું જ તંદરૂસ્તી આપનાર છે. તારી આપેલ તંદરૂસ્તી સિવાય બીજી કોઇ તંદરૂસ્તી નથી.

(૩/૫૯૯૫) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) આ મંત્ર પઢતા હતા : **ઇમ્સહિલ બાસ રબ્બુ ન્નાસિ બિયદિક શિફાઉ લા કાશિફ લહુ ઇલ્લા અન્ત** કિંવા હે લોકોના પાલનહાર ! તકલીફ દૂર કર. રોગમુક્તિ તારા હાથમાં છે. તારા સિવાય એને (રોગને) દૂર કરનાર કોઇ નથી.

(૪/૫૯૯૬) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) બીમાર વિષે (આ શબ્દો) બોલતા હતા કે, **બિસ્મિલ્લાહિ તુરબતુ અર્દિના વરીકતુ બઅ્દિના યશ્ફા**

**સકીમુના** ખુદાના નામ સાથે (હું મંત્ર પઢું છું) આ અમારી જમીનની માટી છે. અમારામાંના અમુકના હોઠથી અમારામાંનો બીમાર સાજો થાય છે.

(૫/૫૯૯૭) હઝરત આઇશા કહે છે કે, હુઝૂર (સલ.) મંત્રોચ્ચાર વખતે બોલતા હતા : **તુરબતુ અર્દિના વ રીકતુ બઅ્દિના લિયશ્ફા સકીમુના બિઇઝનિ રબ્બિના** આ અમારી જમીનની માટી છે. અમારામાંથી કેટલાકના હોઠ અલ્લાહના હુકમથી અમારા બીમારને સાજો કરે છે.

## મંત્ર વખતે ફૂંક મારવી

(૬/૫૯૯૮) હઝરત અબૂ કતાદા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) કહેતા હતા : સારૂં સ્વપ્ન અલ્લાહ તઆલાના તરફથી છે અને પરેશાન કરનારૂં સ્વપ્ન શયતાન તરફથી છે. એટલે જો તમારામાંથી કોઇ માણસ ખરાબ સ્વપ્ન જુએ તો જાગ્યા પછી ત્રણવાર થૂંકે અને તે સ્વપ્નની ખરાબીથી પનાહ માગે. તે સ્વપ્ન નુકસાન નહીં પહોંચાડે. અબૂ સલમા કહે છે : પહેલાં હું સ્વપ્નને મારા માટે પહાડ કરતાં વધારે ભારે માનતો હતો, પરંતુ આ હદીસ સાંભળ્યા પછી હવે મને એની પરવા રહી નથી.

(૭/૫૯૯૯) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે બિસ્તરા પર આવતા ત્યારે પોતાની બંને હથેળીઓ પર 'કુલ હુવલ્લાહુ' અને 'મુઅવ્વઝતેન' પઢીને ફૂંક મારીને ચહેરા પર અને શરીરના તે ભાગ પર, જ્યાં સુધી હાથ પહોંચતો હતો, ફેરવતા હતા, પરંતુ જ્યારે હુઝૂર બીમાર પડયા ત્યારે મને એવું કરવાનો હુકમ આપતા હતા.

(૮/૬૦૦૦) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે કે, સહાબાઓની એક ટુકડી સફરમાં નીકળી. (સફર દરમ્યાન) એક અરબી કબીલા પાસે તેમણે પડાવ નાખ્યો. તેમની પાસે ખાવાનું માંગ્યું, પરંતુ તેમણે યજમાનગીરી કરવાનો ઇન્કાર કર્યો. અચાનક તે કબીલાના સરદારને સાપ કરડયો. કબીલાવાળાઓએ તેના ઇલાજ માટે ખૂબ કોશિશ કરી, પરંતુ કોઇ વસ્તુ ફાયદાકારક પુરવાર ન થઇ. નાછુટકે એક માણસ કહેવા લાગ્યો કે, આ લોકો જે અહીં ઉતર્યા છે, જો એમની પાસે જાઓ તો બનવાજોગ છે કે તેમની પાસે કોઇ વસ્તુ હોય. કબીલાવાળાઓએ સહાબાઓ પાસે જઇને કહ્યું કે, અમારા સરદારને સાપ કરડયો છે. અમે દરેક ઇલાજ કર્યો, પરંતુ કોઇ ઇલાજ કારગત ન નીવડયો. શું તમારામાંથી કોઇની પાસે કંઇ ઇલાજ છે ? એક સહાબીએ કહ્યું : હા, હું મંત્ર જાણું છું, પરંતુ અમે તમારી પાસે ખાવાનું માગ્યું હતું અને તમે આપ્યું નહીં. એટલે ખુદાની કસમ ! હું તમારા માટે મંત્ર નહીં પઢું જ્યાં સુધી કે મારા માટે



મહેનતાણું મુકર્રર ન કરો. કબીલાવાળાઓએ બકરીઓનું એક ધણ (ટોળું) દેવાની શરતે સહાબીઓ સાથે સુલેહ કરી લીધી. સહાબી આવીને 'અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન' પઢીને ફૂંક મારવા લાગ્યા. છેવટે હાલત એવી બની ગઇ કે જાણે તેના પગની રસ્સી ખોલી દેવામાં આવી હોય. તે એવી રીતે ચાલવા ફરવા લાગ્યો કે, તેને કંઇ તકલીફ જ ન હતી. કબીલાવાળાઓએ મુકર્રર કરેલું મહેનતાણું સહાબીઓને પૂરેપૂરૂં આપી દીધું. અમુક સહાબીઓએ કહ્યું કે, એને વહેંચી લો, પરંતુ જે માણસ મંત્ર પઢયો હતો તેણે કહ્યું કે, એવું ન કરો. આપણે રસૂલુલ્લાહ (સલ.) પાસે જઇએ છીએ. હુઝૂરને એ વાત કરીશું. જોઇએ, હુઝૂર આપણને શું હુકમ આપે છે. જેમ કે રસૂલુલ્લાહ (સલ.) પાસે જઇને વિગત કહી. હુઝૂરે કહ્યું : તમને કેવી રીતે ખબર પડી કે, એ મંત્ર છે, તમે યોગ્ય કર્યું. એ વહેંચી લો અને મારો પણ એક ભાગ મુકર્રર કરો.

## બીમારીમાં મંત્રોચ્ચાર કરનારે પોતાનો જમણો હાથ ફેરવવો

(૯/૬૦૦૧) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અમુક ઘરવાળાઓ માટે આ દુઆ પઢીને તેના શરીર પર પોતાનો જમણો હાથ ફેરવતા હતા : **અઝહિબિલ બાસ રબ્બન્નાસિ વ શ્ફિ અન્ત શ્શાફી લા શિફાઅ ઇલ્લા શિફાઉક શિફાઅન લાયુગાદિરૂ સુકમન.**

## સ્ત્રીનું પુરૂષ માટે મંત્રોચ્ચાર કરવું

(૧૦/૬૦૦૨) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જીવલેણ બીમારીમાં 'મુઅવ્વઝાત' પઢીને પોતાના શરીર પર ફૂંક મારતા હતા, પરંતુ જ્યારે બીમારી સખ્ત થઇ ગઇ ત્યારે હું 'મુઅવ્વિઝાત' પઢીને હુઝૂરનો હાથ બરકત માટે લઇને મુબારક શરીર પર ફેરવતી હતી.

## જેઓ મંત્રોચ્ચાર કરતા નથી

(૧૧/૬૦૦૩) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) બહાર નીકળ્યા. આપે કહ્યું કે, આગલી ઉમ્મતોને મારી સામે લાવવામાં આવી. કેટલાક નબીઓ સાથે એક માણસ, કેટલાક સાથે બે માણસ અને કેટલાક સાથે આખી ટુકડી હતી. એક પયગમ્બર સાથે કોઇ ટુકડી ન હતી. એક પયગમ્બર સાથે કોઇ માણસ ન હતો, પરંતુ મેં એક મોટી ટુકડી જોઇ, જેણે આસ્માનના કિનારાઓને ઢાંકી દીધા હતા. મને આશા જાગી કે, આ મારી ઉમ્મત હશે, પરંતુ મને ખબર પડી કે, એ મૂસા (અલ.) અને તેમની ઉમ્મત

છે. ત્યાર પછી મને કહેવામાં આવ્યું કે, નઝર ઉઠાવીને જુઓ. મેં નઝર ઉઠાવી તો એક ઘણી જ મોટી ટુકડી દેખાઇ, જે આસ્માનના કિનારાઓ પર છવાઇ ગઇ હતી. મને કહેવામાં આવ્યું કે, હવે ફલાણી ફલાણી જગ્યાએ જુઓ. મેં જોયું તો એક મોટી ટુકડી દેખાઇ, જે આસ્માનના કિનારો પર છવાઇ ગઇ હતી. મને કહેવામાં આવ્યું કે, આ તમારી ઉમ્મત છે. એમાંના સિત્તેર હજાર માણસો એવા છે જે હિસાબ વગર જન્નતમાં જશે. ઇબ્ને અબ્બાસ કહે છે : એ પછી લોકો વિખેરાઇ ગયા. રસૂલુલ્લાહ (સલ.)એ એ બતાવ્યું નહીં કે તે લોકો કોણ હશે. કેટલાક લોકો કહેવા લાગ્યા : તે લોકો અમે તો નહીં હોઇએ. કારણ કે, અમે શિર્કની હાલતમાં પેદા થયા. ફકત ખુદા અને રસૂલ પર ઇમાન લાવ્યા છે, બલ્કે તે અમારી ઔલાદ હશે. હુઝૂરને પણ એની ખબર પડી ગઇ. આપે કહ્યું : તે લોકો એવા છે જેઓ અપશુકન લેતા નથી. મંત્રોચ્ચાર કરતા નથી. ડામ મૂકાવતા નથી. ફકત પોતાના પાલનહાર પર ભરોસો કરે છે. આ સાંભળીને ઉક્કાશા ઇબ્ને મુહસિને ઉભા થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું એમાંથી હોઇશ ? આપે કહ્યું : હા. બીજા એક માણસે ઉભા થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! હું પણ એમાંથી હોઇશ ? આપે કહ્યું : ઉક્કાશા (આ બાબતમાં) તમારા કરતાં આગળ નીકળી ગયા.

**અપશુકન**

(૧૨/૬૦૦૪) હઝરત ઇબ્ને ઉમર કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : એકની બીમારી ઉડીને બીજાને લાગતી નથી. અપશુકન કોઇ વસ્તુ નથી. નહુસત ત્રણ વસ્તુઓમાં છે, ઔરત, મકાન અને ઘોડો.

(૧૩/૬૦૦૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : અપશુકન કોઇ વસ્તુ નથી. સારા

(૧૧/૬૦૦૩) સામાન્ય લોકોની અલ્લાહ પર ભરોસો રાખવાનો અર્થ એ છે કે, તેઓ કારણોને અપનાવીને અલ્લાહ પર ભરોસો કરે. ખાસ લોકોનો અલ્લાહ પર ભરોસો (તવક્કુલ) રાખવાનો અર્થ એ છે કે, તેઓ કારણોની પરવા કરતા નથી, બલ્કે કદી કારણોનો સંપૂર્ણ ત્યાગ કરે છે.

આ હદીસમાં ડામ ન દેવાની અને જાદુ-મંત્ર ન કરવાની ફઝીલત છે, જો કે સઅદ ઇબ્ને મઆઝ (રદિ.)ને નબીએ કરીમ (સલ.)એ ડામ દીધો હતો એવી જ રીતે નજર લાગે ત્યારે અથવા ઝેરી જાનવર કરડી ખાય ત્યારે ઝાળવા તથા ફૂંક મારવાનો હુકમ પણ આપ્યો છે. એ શરીઅતના કાયદાને અનુરૂપ હોવા જોઇએ. એમાં બિનઇસ્લામી શબ્દોનો અથવા પધ્ધતિનો ઉપયોગ ન થવો જોઇએ. સારૂં કરનાર તો માત્ર અલ્લાહ તઆલા છે. દવા અને ઇલાજ તો માત્ર સાધન છે.



શુકન ફાલ છે. સહાબાએ કહ્યું કે, ફાલ શું છે ? આપે કહ્યું : એવી નેક વાત જે તમારામાંના કેટલાક લોકો સાંભળે છે.

**ફાલ**

(૧૪/૬૦૦૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અપશુકન કોઇ વસ્તુ નથી. સારા શુકન ફાલ છે. સહાબાઓએ કહ્યું કે, હુઝૂર, ફાલ શું છે ? આપે કહ્યું : એવી નેક વાત જે તમારામાંના કેટલાક લોકો સાંભળે છે.

(૧૫/૬૦૦૭) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : એકની બીમારી ઉડીને બીજાને લાગતી નથી. અપશુકનની કોઇ હકીકત નથી અને નેક ફાલ કિંવા સારી વાત મને ગમે છે.

**'હામા' કોઇ વસ્તુ નથી ('હામા' અરબ લોકો એવા જાનવરને કહેતા હતા જે તેમના ખયાલ પ્રમાણે મુડદાના માથામાંથી નીકળીને અવકાશમાં ઉડતું હતું).**

(૧૬/૬૦૦૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એકની બીમારી બીજાને લાગતી નથી. અપશુકન કોઇ વસ્તુ નથી. 'હામા' કોઇ વસ્તુ નથી. સફર (માસની નહુસત) કંઇ નથી.

**જ્યોતિષ (ગેબની વિદ્યાનો દાવો કરવો)**

(૧૭/૬૦૦૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : બની હુઝૈલની બે ઔરતો વચ્ચે પરસ્પર ઝઘડો થયો. એકે બીજાના પેટ પર પત્થર માર્યો. તે સગર્ભા હતી. પેટમાં બાળક મરી ગયું. લોકો હુઝૂર પાસે કેસ લાવ્યા. હુઝૂરે ચુકાદો આપ્યો કે, પેટના બચ્ચાના બદલામાં એક ગુલામ અથવા લોંડી આપવામાં આવે. કત્લ કરનારી ઔરતના પતિએ કહ્યું : હુઝૂર, તે બાળકનો બદલો હું કેવી રીતે આપું જેણે (દુનિયામાં) આવીને ન ખાધું, ન પીધું, ન વાત કરી, ન અવાજ કાઢયો. આવા બાળકનો બદલો તો ન હોવો જોઇએ. હુઝૂરે કહ્યું : આ જ્યોતિષીઓના ભાઇઓમાંથી છે.

(૧૮/૬૦૧૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, બે સ્ત્રીઓ વચ્ચે ઝઘડો થયો. એકે બીજીને પત્થર માર્યો. તેનો ગર્ભપાત થઇ ગયો. હુઝૂરે ચુકાદો આપ્યો કે, એક ગુલામ અથવા લોંડી આપવામાં આવે. જેના વિરૂધ્ધ ચુકાદો આપવામાં આવ્યો હતો તેણે કહ્યું : હુઝૂર, આ બાળકનો બદલો હું કેવી રીતે આપું જેણે ન ખાધું, ન પીધું, ન બોલ્યો, ન રડયો. એવાનું ખૂન તો માફ હોવું જોઇએ. હુઝૂરે કહ્યું : એ જ્યોતિષીઓના ભાઇઓમાંથી છે.

(૧૯/૬૦૧૧) હઝરત અબૂ મસ્ઊદ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ કુતરાની

કીમત લેવાની, વ્યભિચારી સ્ત્રીના વળતર લેવાની અને જ્યોતિષની મીઠાઇ લેવાની મનાઇ ફરમાવી છે.

(૨૦/૬૦૧૨) હઝરત આઇશા કહે છે : કેટલાક લોકોએ રસૂલુલ્લાહ (સલ.)ને જ્યોતિષીઓ વિષે પૂછયું. આપે કહ્યું : તેમની વાતની કોઇ હકીકત નથી. લોકોએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! કદી આ લોકો કોઇ વાત કહે છે અને તે બને છે. આપે કહ્યું કે, તે વાત ખુદાના તરફથી બને છે, જેને કોઇ જિન્નાત લઇને નાસી છુટે છે અને પોતાના મિત્ર જ્યોતિષના કાનમાં લાવીને ઠસાવી દે છે. પછી એ લોકો તેની સાથે સો જુઠી વાતો મેળવીને કહે છે.

## જાદુ

**અલ્લાહ તઆલાએ નીચેની જુદી જુદી આયતોમાં ફરમાવ્યું છે : 'વ લાકિન્ન શશયાતીન કફરૂ યુઅલ્લિમૂન ન્નાસ સ્સિહ્ર વ મા ઉન્ઝિલ અલલ મલકયનિ બિબાબિલ હારૂત વ મારૂત.....' 'લાયુફલિહુ સ્સાહિરૂ હયસુ અતા.......' 'અફતઅ્તૂન સ્સિહ્ર વ અન્તુમ તુબ્સિરૂન' 'યુખય્યલુ ઇલયહિ મિન સિહરિહિ અન્નહા તસ્આ' 'વ મિન શર્રિ ન્નફ્ફાસાતિ ફીલ ઉકદિ' 'નફ્ફાસાત' જાદુ કરનારીઓ. 'તુસ્હરૂન' તમને અંધ બનાવવામાં આવે છે**

(૨૧/૬૦૧૩) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પર બની ઝુરૈકના એક માણસ લબીદ ઇબ્ને અઅસમે જાદુ કર્યો હતો. હુઝૂરની એવી હાલત થઇ ગઇ હતી કે, નહીં કરેલા કામને સમજતા હતા કે, મેં કરી લીધું. એક દિવસ હુઝૂર મારી પાસે હતા, એવામાં આપે બે વાર દુઆ માંગી. પછી આપે કહ્યું : આઇશા, શું તને ખબર છે કે, ખુદાને જે વાત મેં પૂછી હતી તે તેણે બતાવી દીધી. બે માણસો મારી પાસે આવીને બેઠા. એક માથા પાસે અને બીજો પગ પાસે. એકે બીજાને કહ્યું : આ માણસને શું બીમારી છે ? તેણે કહ્યું : એના પર જાદુ કરવામાં આવ્યો છે. પહેલાએ કહ્યું : કોણે કર્યો છે ? બીજાએ કહ્યું : લબીદ ઇબ્ને અઅસમે. પહેલાએ કહ્યું : કઇ વસ્તુમાં કર્યો છે ? બીજાએ કહ્યું : કાંસકીમાં અને કાંસકીથી ખરેલા વાળમાં અને નર ખજુરના કણસલામાં. પહેલાએ કહ્યું : એ કયાં મૂકયું છે ? બીજાએ કહ્યું કે, ઝીઅરવાન સ્થળે કુવામાં. ત્યાર પછી હુઝૂર અમુક સહાબાઓને સાથે લઇને તે કુવા પાસે ગયા. (જાદુની વસ્તુઓ કુવામાંથી કાઢી) પછી પાછા આવીને કહ્યું : આઇશા, તે કુવાનું પાણી એવું હતું કે, જાણે મહેંદીનું પાણી. ત્યાંની ખજુરીઓના ઉપરના ભાગનો દેખાવ એવો હતો કે જાણે જિન્નાતના માથાં.





મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપ તેને કઢાવીને લાવ્યા કેમ નહીં ? આપે કહ્યું : મને અલ્લાહે સાજો તો કર્યો. હવે મને ઠીક લાગ્યું નહીં કે, જે વાતમાં ખરાબી હોય તેને લોકોમાં ફેલાવું. ત્યાર પછી હુઝૂરે તેને દબાવી દેવાનો હુકમ આપ્યો અને હુકમનું પાલન કરવામાં આવ્યું.

## શિર્ક અને જાદુ નાશ કરનારી વસ્તુઓ છે

(૨૨/૬૦૧૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : નાશ કરનારી વસ્તુઓ ડિવા શિર્ક અને જાદુથી બચો.

## શું જાદુને ઉતારવામાં આવે ?

(૨૩/૬૦૧૫) કતાદા કહે છે : મેં સઇદ ઇબ્ને મુસય્યિબને કહ્યું : જો કોઇ માણસ પર જાદુ કરવામાં આવ્યો હોય અથવા તે (જાદુના કારણે) પોતાની પત્ની સાથે સંભોગ ન કરી શકે તો શું તેના જાદુની ગાંઠ ખોલી નાખવામાં આવે અથવા તેનો ઇલાજ જાદુથી કરવામાં આવે ? સઇદે કહ્યું કે, એમાં કંઇ વાંધો નથી. એનો હેતુ તો સુધારવાનો છે. ફાયદાકારક વસ્તુની મનાઇ નથી.

(૨૪/૬૦૧૬) હઝરત આઇશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.) પર જાદુ કરવામાં આવ્યો હતો. અહીં સુધી કે, આપને એમ લાગતું હતું કે, હું મારી પત્નીઓના ઘરોમાં જઇ આવ્યો છું, જો કે આપ જઇ આવ્યા ન હતા. સુફયાન કહે છે : આ જાદુ ખૂબ ભયંકર હોય છે. એક દિવસ હુઝૂરે ઉંઘમાંથી જાગીને કહ્યું : આઇશા, શું તમને ખબર છે કે, ખુદાને મેં જે કંઇ પૂછયું હતું તે તેણે મને બતાવ્યું. મારી પાસે બે માણસો આવ્યા હતા. એક માથા પાસે બેઠો અને બીજો પગ પાસે. માથા પાસે બેસનારાએ કહ્યું : આ માણસને શું થયું છે ? બીજાએ કહ્યું કે, એના પર જાદુ કરવામાં આવ્યો છે. પહેલાએ કહ્યું : કોણે કર્યો છે ? બીજાએ કહ્યું કે, બની ઝુરૈકના લબીદ ઇબ્ને અઅસમ નામના એક માણસે. એ માણસ યહૂદીઓનો મિત્ર હતો અને મુનાફિક હતો. પહેલાએ કહ્યું : કઇ વસ્તુમાં કર્યો છે ? બીજાએ કહ્યું કે, કાંસકીમાં અને કાંસકીથી ખરેલા વાળમાં. પહેલાએ કહ્યું કે, એ વસ્તુઓ કયાં છે ? બીજાએ કહ્યું કે, નર ખજુરના કણસલામાં, જે 'રઊફા'ની નીચે ઝીઅરવાનના કુવામાં છે. રાવી કહે છે : પછી હુઝૂર તે કુવા પાસે ગયા અને તે વસ્તુ કઢાવી. આપે કહ્યું કે, આ જ કુવો મને સ્વપ્નમાં બતાવવામાં આવ્યો હતો. એ કુવાનું પાણી મહેંદીના પાણી જેવું હતું. ત્યાં ખજુરીના ઝાડો એવા લાગતા હતાં જાણે શયતાનના માથાં. હઝરત આઇશા કહે છે : મેં કહ્યું કે, પછી આપે તેની જાહેરાત કેમ ન કરી ? આપે કહ્યું : ખુદાએ તો મને તંદરૂસ્તી આપી. હવે હું ઇચ્છતો નથી કે,

કોઇની શરારતની જાહેરાત કરૂં.

(૨૫/૬૦૧૭) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પર જાદુ કરવામાં આવ્યો હતો. અહીં સુધી કે, આપ ન કરેલા કામને સમજતા હતા કે, કરી નાખ્યું છે. એક દિવસ હુઝૂર મારી પાસે હતા, એવામાં આપે એક-બે વાર અલ્લાહ તઆલા પાસે દુઆ માંગી. પછી આપે કહ્યું : આઇશા, શું તમને ખબર છે કે, અલ્લાહ તઆલાને મેં જે વસ્તુ પૂછી હતી તે તેણે બતાવી દીધી. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! તે શું વાત છે ? આપે કહ્યું : (સ્વપ્નમાં) મારી પાસે બે માણસો આવ્યા. એક માથા પાસે આવીને બેઠો અને બીજો પગ પાસે. એકે બીજાને કહ્યું કે, આ માણસને શું બીમારી છે ? તેણે જવાબ આપ્યો કે, એના પર જાદુ કરવામાં આવ્યો છે. પહેલાએ કહ્યું : કોણે જાદુ કર્યો છે ? બીજાએ કહ્યું કે, લબીદ ઇબ્ને અઅસમ યહૂદીએ જે બની ઝુરૈકમાંથી છે. પહેલાએ કહ્યું : કઇ વસ્તુમાં જાદુ કર્યો છે ? બીજાએ કહ્યું : કાંસકીમાં, કાંસકીથી ખરેલા વાળમાં અને નર ખજુરના કણસલામાં. પહેલાએ કહ્યું કે, એ વસ્તુઓ કયાં છે ? બીજાએ કહ્યું કે, ઝીઅરવાનના કુવામાં. હઝરત આઇશા કહે છે : ત્યાર પછી રસૂલુલ્લાહ (સલ.) થોડાક સહાબાઓને લઇને તે કુવા પાસે ગયા. તે કુવા પાસે ખજુરીનું ઝાડ હતું. પાછા આવીને મને કહ્યું : ખુદાની કસમ ! તે કુવાનું પાણી મહેંદીના પાણી જેવું હતું અને ખજુરીઓના ઝાડો એવા હતાં જાણે જિન્નાતના માથાં. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! શું આપે તે કાઢી લીધી ? આપે કહ્યું : ના, મને તો અલ્લાહ તઆલાએ તંદુરસ્તી આપી દીધી. હવે મને વિચાર આવ્યો કે, લોકોમાં બુરાઇ ફેલાવું (તેનો શું અર્થ ?) તે પછી હુઝૂરે તેને દબાવી દેવાનો હુકમ આપ્યો. હુકમનું પાલન કરવામાં આવ્યું.

## અમુક વાણી જાદુ (સમાન) છે

(૨૬/૬૦૧૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : પૂર્વ તરફથી બે માણસોએ આવીને (મદીનામાં) પ્રવચનો કર્યા. લોકો તેમના ભાષા-લાલિત્યથી નવાઇ પામ્યા. હુઝૂરે કહ્યું : અમુક વાણી જાદુ (સમાન) હોય છે.

## જાદુનો ઉપાય 'અજવા' ખજુરથી કરવો

(૨૭/૬૦૧૯) હઝરત સઅદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ દરરોજ સવારે થોડુંક અજવા ખજુર ખાશે તેને તે દિવસે ન ઝેર નુકસાન કરશે, ન જાદુ.

(૨૮/૬૦૨૦) હઝરત સઅદ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, જે માણસ સવારે સાત અજવા ખજુર ખાઇ લેશે તેને તે દિવસે ન કોઇ ઝેર નુકસાન



પહોંચાડશે અને ન જાદુ.

## 'હામા' કોઇ વસ્તુ નથી

(૨૯/૬૦૨૧) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એકની બીમારી બીજાને લાગતી નથી. સફર (મનહુસ) નથી. હામા પાયા વગરની વસ્તુ છે. આ સાંભળીને એક ગામડીયાએ કહ્યું : પછી આ શું વાત છે કે, ઊંટો રેતીમાં તો એવા લાગે છે જાણે હરણ, પરંતુ એક ખુજલીવાળું ઊંટ તેમની સાથે મળીને તેમને પણ ખુજલીવાળા કરી દે છે. હુઝૂરે કહ્યું : પહેલા ઊંટને કોણે બીમારી લગાડી ? હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : જે માણસના જાનવરો બીમાર હોય તે પોતાના જાનવરો તે માણસના ઘાટ પર પાણી પીવડાવવા માટે ન લાવે જેના જાનવરો તંદરૂસ્ત હોય. હઝરત અબૂ હુરૈરાએ પહેલી હદીસનો ઇન્કાર કર્યો છે. અબૂ સલમહ કહે છે : અમે કહ્યું, શું તમે પહેલી હદીસ રિવાયત કરી નથી ? (તમે શા માટે ઇન્કાર કરો છો ?) હઝરત અબૂ હુરૈરા હબસી ભાષામાં કંઇક બોલ્યા (જેનો અર્થ એ હતો કે, મેં પહેલી હદીસ રિવાયત કરી નથી). અબૂ સલમહ કહે છે કે, આ સિવાય હઝરત અબૂ હુરૈરા (ભાગ્યે જ) કોઇ હદીસ ભૂલ્યા હોય.

## એકની બીમારી બીજાને લાગતી નથી

(૩૦/૬૦૨૨) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એકની બીમારી બીજાને લાગતી નથી. અપશુકન કોઇ વસ્તુ નથી. નહુસત માત્ર ત્રણ વસ્તુઓમાં છે. સ્ત્રીમાં, ઘોડામાં અને મકાનમાં.

(૩૧/૬૦૨૩) અબૂ સલમહ અબૂ હુરૈરાની રિવાયતથી કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, એકની બીમારી બીજાને લાગતી નથી. અબૂ સલમાએ અબૂ હુરૈરાની રિવાયતથી એમ પણ બયાન કર્યું કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : બીમાર જાનવરોવાળો તંદરૂસ્ત જાનવરોવાળાના ઘાટ પર પોતાના જાનવરો ન લઇ જાય. કેટલીક રિવાયતોમાં એ પ્રમાણે આવ્યું છે કે, હુઝૂરે ફરમાવ્યું : એકની બીમારી બીજાને લાગતી નથી. એ પરથી એક ગામડીયાએ ઉભા થઇને કહ્યું : પછી એનું શું કારણ છે કે, રેતીમાં ઊંટો હરણ જેવા સ્વચ્છ હોય છે, પરંતુ એક ખુજલીવાળું ઊંટ આવીને તેમને પણ ખુજલીવાળાં કરી દે છે ? હુઝૂરે કહ્યું : પહેલાને કોણે ખુજલી લગાડી હતી ?

(૩૨/૬૦૨૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, એકની બીમારી બીજાને લાગતી નથી. અપશુકન જેવું કંઇ નથી. હા, 'નેક ફાલ' મને ગમે છે. સહાબાએ

કહ્યું : હુઝૂર, નેક ફાલ શું વસ્તુ છે ? આપે કહ્યું : સારી વાત.

## રસૂલુલ્લાહ (સલ.)ને ઝેર આપવું

(૩૩/૬૦૨૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, જ્યારે ખૈબર જીતી લીધું ત્યારે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં ઝેર ભેરવેલી બકરીનો ગોશ્ત (યહૂદીઓ તરફથી ભેટ રૂપે) રજુ કરવામાં આવ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે યહૂદીઓ અહીં હોય તેમને ભેગા કરીને મારી પાસે લાવો. હુકમ અનુસાર યહૂદીઓને ભેગા કરવામાં આવ્યા. હુઝૂર (સલ.)એ તેમને કહ્યું કે, હું તમને એક વાત પૂછું છું. શું તમે મને સાચું કહેશો ? યહૂદીઓએ કહ્યું : હા. હુઝૂરે કહ્યું : તમારા પિતાનું શું નામ છે ? યહૂદીઓએ કહ્યું : ફલાણું નામ છે. હુઝૂરે કહ્યું : તમે જૂઠું બોલો છો. તમારો પિતા તો ફલાણો માણસ છે. યહૂદીઓએ કહ્યું કે, તમે સાચું કહ્યું. હુઝૂરે કહ્યું : હું તમને બીજી એક વાત પૂછું છું. શું તમે સાચું બોલશો ? યહૂદીઓએ કહ્યું : હા, જો જૂઠું બોલીશું તો તમે સમજી જશો, જેવી રીતે હમણા સમજી ગયા. હુઝૂરે કહ્યું કે, દોઝખી કયા લોકો છે ? યહૂદીઓએ કહ્યું કે, અમે દોઝખમાં થોડા દિવસ રહીશું. પછી અમારા બદલામાં તમે લોકો એમાં (હંમેશા) રહેશો. હુઝૂરે કહ્યું : દૂર હટો, ખુદાની કસમ ! અમે તમારા બદલામાં એમાં કદાપિ નહીં હોઇએ. એ પછી હુઝૂરે કહ્યું કે, જો હું તમને પૂછું તો સાચું બતાવશો ? યહૂદીઓએ કહ્યું : હા. હુઝૂરે કહ્યું : શું તમે બકરીના આ ગોશ્તમાં ઝેર ભેળવ્યું છે ? યહૂદીઓએ કહ્યું : હા. આપે કહ્યું : તમે શા માટે આવું કર્યું ? અમે વિચાર્યું હતું કે, જો તમે જૂઠા હશો તો અમને તમારાથી છુટકારો મળી જશે અને પયગમ્બર હશો તો તમને નુકસાન નહીં પહોંચે.

## ઝેર પીવું, ઝેરથી ઇલાજ કરવો, ઝેરની અસરથી બ્હીવું અને હરામ દવાથી ઇલાજ કરવો

(૩૪/૬૦૨૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ પોતાને પહાડ પરથી ફેંકીને આપઘાત કરશે તે હંમેશા હંમેશા દોઝખની આગમાં પડશે. હંમેશા તેમાં જ પડી રહેશે. જે માણસ ઝેર પીને આપઘાત કરશે તેના હાથમાં ઝેર રહેશે. તે તેને દોઝખની આગમાં હંમેશા હંમેશા પીતો રહેશે. જે માણસ લોખંડના હથિયારથી આપઘાત કરશે તે હંમેશા હંમેશા દોઝખની આગમાં પોતાના પેટમાં તેને ભોંકયા કરશે.

(૩૫/૬૦૨૭) હઝરત સઅદ કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ સવારે સાત અજવા ખજૂર ખાશે તેને તે દિવસે ન ઝેર નુકસાન પહોંચાડશે, ન જાદુ.



## ગધેડીઓનું દૂધ

(૩૬/૬૦૨૮) હઝરત અબૂ સઅલબા ખુશની કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ દરેક અણીદાર પ્રાણી (નો ગોશ્ત) ખાવાની મનાઇ ફરમાવી છે. (કિંવા જે પ્રાણી દાંતથી શિકાર કરે છે તેનો ગોશ્ત ખાવાની મનાઇ ફરમાવી છે). યૂનુસ કહે છે : મેં ઝુહરીને પૂછયું કે, ગધેડીના દૂધથી વુઝૂ કરવું અથવા તેને પીવું જાઇઝ છે, પ્રાણીનું પિત્તુ ખાવું હલાલ છે, ઊંટનો પેશાબ પીવો જાઇઝ છે કે નહીં ? ઝુહરીએ જવાબ આપ્યો કે, મુસલમાન ઊંટના પેશાબથી (રસૂલુલ્લાહના સમયમાં) ઇલાજ કરતા હતા. એમાં કંઇ વાંધાજનક જોતા ન હતા. ગધેડીના દૂધના હુકમ વિષે અમને કોઇ પરવાનગી અથવા મનાઇનો હુકમ મળ્યો નથી. હા, રસૂલુલ્લાહ (સલ.)એ ગધેડીના ગોશ્તની મનાઇ ફરમાવી છે. પ્રાણીના પિત્તાનો હુકમ એ છે કે, અબૂ સઅલબાની રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ દરેક દાંતથી શિકાર કરનાર પ્રાણી (નો ગોશ્ત) ખાવાની મનાઇ ફરમાવી છે.

## જો વાસણમાં માખ પડે તો શું હુકમ છે ?

(૩૭/૬૦૨૯) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જો તમારામાંથી કોઇના વાસણમાં માખી પડે તો માખીને ડુબકી મરાવીને પછી કાઢવી જોઇએ. કારણ કે, માખીની એક પાંખમાં શિફા (રોગ મુકિત) હોય છે અને બીજીમાં બીમારી.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## પોષાક

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કુલ મન હર્રમ ઝીનત લ્લાહિ લ્લતી અખ્રજ લિઇબાદિહિ'** કિંવા **એય રસૂલ ! તમે કહી દો કે, ખુદા તઆલાએ જે શણગાર (પોષાક) બનાવ્યો છે તેને કોણ હરામ ઠેરવી શકે છે ?**

**રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, ખોટા ખર્ચ અને ઘમંડ વગર ખાઓ, પીઓ, પહેરો અને ખૈરાત કરો.**

**ઇબ્ને અબ્બાસે કહ્યું હતું : મન ફાવે તે ખાઓ અને મન ફાવે તે પહેરો, પરંતુ ફુઝુલખર્ચી અને ઘમંડને તમારા તરફ રસ્તો ન મળવો જોઇએ.**

(૩૮/૬૦૩૦) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ઘમંડથી પોતાના કપડાં ખેંચીને ચાલે છે તેના તરફ અલ્લાહ તઆલા (રહમતની નઝરથી) જોતો નથી.

## જો કોઇ માણસ તેહબંદને

### ઘસડીને ચાલે અને ઘમંડનો આશય ન હોય તો શું હુકમ છે ?

(૩૯/૬૦૩૧) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, જે માણસ ઘમંડપૂર્વક પોતાનું કપડું ખેંચીને ચાલશે તેના તરફ ખુદા તઆલા કિયામતના દિવસે (રહમતની નઝરથી) નહીં જુએ. આ સાંભળીને હઝરત અબૂબક્ર સિદ્દીકે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જો હું ખાસ ધ્યાન ન રાખું તો મારા તેહબંદનો એક છેડો લટકી પડે છે. હુઝૂરે કહ્યું : તમે એવા લોકોમાંથી નથી જેઓ આવું કૃત્ય ઘમંડપૂર્વક કરે છે.

(૪૦/૬૦૩૨) હઝરત અબૂબક્રહ કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર હતા, એવામાં સૂર્યગ્રહણ થયું. તરત હુઝૂર તેહબંદ ખેંચીને ઉઠયા અને મસ્જિદમાં ગયા. લોકો પણ મસ્જિદ તરફ ગયા. હુઝૂરે બે રકઅત પઢાવી. એટલામાં સૂર્ય સ્પષ્ટ થઇ ગયો. નમાઝ પછી હુઝૂરે અમારા તરફ મોં કરીને ફરમાવ્યું કે, ચંદ્ર અને સૂર્ય ખુદાની (કુદરતની) નિશાનીઓ છે. જ્યારે તમે એને ગ્રહણ થતાં જુઓ ત્યારે નમાઝ પઢો અને ખુદા પાસે દુઆ માંગતા રહો, અહીં સુધી કે, ખુદા ગ્રહણ દૂર કરે.

### પાલવ સમેટીને ચાલવું

(૪૧/૬૦૩૩) હઝરત અબૂ જુહૈફા કહે છે : મેં બિલાલને જોયા કે, તેમણે ભાલો લાવીને ખોસ્યો. પછી નમાઝની તકબીર કહી. પછી મેં રસૂલુલ્લાહ (સલ.)ને જોયા કે, કપડાં પહેરી પાલવ સમેટીને બહાર આવ્યા. ભાલા તરફ મોં કરીને બે રકઅત નમાઝ પઢી. (નમાઝ દરમ્યાન) માણસો અને પશુઓ હુઝૂરની સામેથી ભાલા પાસેથી પસાર થઇ રહ્યા હતાં.

### જે કપડાં ઘુટીથી નીચે હોય તે આગમાં છે

(૪૨/૬૦૩૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, ઘુટીના નીચે જેટલું કપડું હોય તેટલું દોઝખમાં જશે.

### જે માણસ ઘમંડપૂર્વક કપડું ખેંચીને ચાલે તેનો શું હુકમ છે ?

(૪૩/૬૦૩૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ અતડાઇને તેહબંદ ખેંચીને ચાલશે તેના તરફ અલ્લાહ તઆલા કિયામતના દિવસે (રહમતની નજરથી) નહીં જુએ.

(૪૪/૬૦૩૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક માણસ વાળમાં કાંસકી કરીને ઉત્તમ પોષાક પહેરીને પોતાના શરીરનો



શણગાર જોઇ જોઇને અતડાતો જઇ રહ્યો હતો, એવામાં અલ્લાહ તઆલાએ તેને જમીનમાં ધસાવી દીધો. તે કિયામત સુધી જમીનમાં ટક્કરો ખાતો ધસતો ચાલ્યો જશે.

(૪૫/૬૦૩૭) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક માણસ પોતાનું તેહબંદ ઘસડતો જઇ રહ્યો હતો, એવામાં જમીને તેને ધસાવી દીધો. તે કિયામત સુધી જમીન સાથે અથડાતો ધસતો ચાલ્યો જશે.

(૪૬/૬૦૩૮) એક રિવાયતમાં છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર પોતાના મકાનના દરવાજા પાસે ઉભા રહીને કહી રહ્યા હતા કે, હઝરત અબૂ હુરૈરા કહેતા હતા કે, મેં ઉપરોક્ત હદીસ રસૂલે પાક (સલ.) પાસેથી સાંભળી છે.

(૪૭/૬૦૩૯) શુઅબા કહે છે કે, મુહારિબ પોતાની કચેરી તરફ ઘોડા પર સવાર થઇને જઇ રહ્યા હતા. એ દરમ્યાન મારી તેમની સાથે મુલાકાત થઇ. મેં તેમને ઉપરોક્ત હદીસ પૂછી. તેમણે કહ્યું : મને ઇબ્ને ઉમર કહેતા હતા કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું છે : જે માણસ ઘમંડપૂર્વક પોતાનું કપડું ખેંચીને ચાલશે તેના તરફ કિયામતના દિવસે અલ્લાહ તઆલા (રહમતની નઝરથી) નહીં જુએ. મેં મુહારિબને પૂછ્યું, હુઝૂરે તેહબંદનો ઉલ્લેખ કર્યો હતો ? તેમણે કહ્યું : તેહબંદ અને કુરતાનો કોઇ ખાસ ઉલ્લેખ કર્યો ન હતો.

### ઝાલરવાળું તેહબંદ

### ઝુહરી, અબૂબક્ર ઇબ્ને મુહમ્મદ, હમઝા અને મુઆવિયા બધાએ ઝાલરવાળું તેહબંદ પહેર્યું હતું

(૪૮/૬૦૪૦) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે : હું બેઠી હતી અને રસૂલે પાક (સલ.) પાસે હઝરત અબૂબક્ર હાજર હતા, એવામાં રિફાઆની પત્નીએ મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું રિફાઆના નિકાહમાં હતી. રિફાઆએ મને બાઇન તલાક આપી દીધી ત્યાર પછી મેં અબ્દુર્રહમાન ઇબ્ને ઝુબેર સાથે નિકાહ કર્યા, પરંતુ ખુદાની કસમ ! હુઝૂર, તેની પાસે તો ઝાલર જેવી વસ્તુ હતી. ઓરતે પોતાની ચાદરની ઝાલર પકડીને બતાવી. તે વખતે ખાલિદ ઇબ્ને સઇદ દરવાજા પાસે ઉભા રહીને ઓરતની વાત સાંભળી રહ્યા હતા. તેમને અંદર આવવાની રજા આપવામાં આવી ન હતી. ત્યાંથી જ કહેવા લાગ્યા : અબૂબક્ર, તમે એ ઓરતને રોકતા નથી. રસૂલુલ્લાહ (સલ.) સામે આવી વાતો જોર જોરથી કહી રહી છે, પરંતુ રસૂલુલ્લાહ (સલ.)એ સ્મિત ફરકાવ્યા સિવાય બીજું કંઇ કહ્યું નહીં. તે પછી કહ્યું : કદાચ તારી એવી ઇચ્છા છે કે, રિફાઆ પાસે પાછી ફરે, પરંતુ એવું

નહીં બની શકે, જ્યાં સુધી તે તારી મીઠાશ અને તું તેની મીઠાશ ચાખી ન લે. જેથી (તલાક પામેલ ઓરત માટે) ત્યાર પછી એ જ પ્રણાલિકા પડી ગઇ.

## ચાદરોનું વર્ણન

### હઝરત અનસ કહે છે : એક ગામડીયાએ રસૂલુલ્લાહ (સલ.)ની ચાદર ખેંચી હતી

(૪૯/૬૦૪૧) હઝરત અલી મુર્તઝા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પોતાની ચાદર મંગાવીને ઓઢીને પગપાળા ચાલતા થયા. હું અને ઝેદ ઇબ્ને હારિસા પાછળ થઇ ગયા. અહીં સુધી કે, હુઝૂર તે સ્થળે ગયા જ્યાં હમઝા હાજર હતા. અંદર દાખલ થવાની રજા માંગી. લોકોએ રજા આપી.

## કુર્તો પહેરવાનું વર્ણન

**(અલ્લાહ તઆલા ફરમાવે છે :) 'ઇઝહબૂ બિકમીસી હાઝા ફઅલ્કૂહુ અલા વજ્હિ અબી યઅ્તિ બસીરા'** ઉિવા **યૂસુફ (અલ.)એ કહ્યું હતું કે, મારો આ કુર્તો લઇ જઇને મારા પિતાના ચહેરા પર નાખી દો, જેથી તેઓ દૃષ્ટિવાળા થઇને આવે**

(૫૦/૬૦૪૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ઇહરામવાળો માણસ કયા કયા કપડાં પહેરે ? આપે કહ્યું : ઇહરામવાળો માણસ કુરતો ન પહેરે, પાયજામો ન પહેરે, મોઝા ન પહેરે. હા, જો મોજરી ન મળે તો મોઝા પહેરી લે, પરંતુ ઘુંટીની નીચેથી કાપી લે.

(૫૧/૬૦૪૩) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, જ્યારે અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયના જનાઝાને કબરમાં દાખલ કરી દેવામાં આવ્યો હતો ત્યારે રસૂલુલ્લાહ (સલ.) આવ્યા. કબરમાંથી જનાઝો કઢાવીને પોતાના બંને પગ પર મૂકીને કંઇક થૂંક તેના પર મૂક્યું અને પોતાનો કુર્તો તેને પહેરાવ્યો. વલ્લાહુ અઅલમ.

(૫૨/૬૦૪૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, જ્યારે અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયનું અવસાન થયું ત્યારે તેનો પુત્ર રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યો. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મને આપનો કુર્તો આપો. હું (મારા પિતાને) એનું કફન આપીશ. તેમની (જનાઝાની) નમાઝ પઢાવો અને તેમના માટે અલ્લાહ તઆલા પાસે મગફિરતની દુઆ માંગો. હુઝૂરે પોતાનો કુર્તો તેને આપી દીધો. આપે કહ્યું : જ્યારે તમે (જનાઝાની તૈયારી કરીને) પરવારો ત્યારે મને ખબર આપજો. હુકમ અનુસાર પરવારીને તેણે હુઝૂરને ખબર આપી. હુઝૂર તેની નમાઝ પઢવા માટે આવ્યા, પરંતુ હઝરત ઉમરે





(હુઝૂરનો પાલવ પકડીને) ખેંચ્યો. તેમણે કહ્યું : શું અલ્લાહ તઆલાએ આપને મુનાફિકોની નમાઝ પઢવાની મનાઇ ફરમાવી નથી અને ફરમાવ્યું છે કે, તમે તેમના માટે મગફિરતની દુઆ માગો કે ન માગો, જો સિત્તેરવાર પણ તમે તેમના માટે મગફિરત માગશો તો ખુદા તેમને કદાપિ માફ નહીં કરે. (પરંતુ હુઝૂરે તેની નમાઝ પઢી) ત્યાર પછી નીચેની આયત ઉતરી : **વ લાતુસલ્લિ અલા અહદિમ્મિન્હુમ માત અબદા** જેથી તે વખતથી હુઝૂરે મુનાફિકોના જનાઝાઓની નમાઝ પઢવાનું છોડી દીધું.

## કુર્તાનું ગરેબાન છાતીની નજીક હોવું જોઇએ

(૫૩/૬૦૪૫) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ કંજૂસ અને સખીનો દાખલો આપ્યો છે અને એવી રીતે રૂપક આપ્યું છે કે, બે માણસ હોય અને લોખંડના કુર્તા (બખ્તર) પહેર્યા હોય. બંનેના હાથ ગરદન અને છાતી પર બાંધેલા હોય. ખૈરાત કરનાર જ્યારે ખૈરાત કરે છે ત્યારે તેનો કુર્તો પહોળો થઇ જાય છે. અહીં સુધી કે, આંગળીઓના ટેરવાઓને ઢાંકી દે છે અને પાછળ ઘસડાતો જાય છે. કંજૂસ જ્યારે ખૈરાત કરવાનો ઇરાદો કરે છે ત્યારે કુર્તો ચોંટી જાય છે અને બખ્તરની દરેક કડી પોતાની જગ્યાએ ખુંપી જાય છે. હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂરે પોતાના ગરેવાનમાં એવી રીતે આંગળી નાંખીને બતાવ્યું હતું, જાણે આપ ગરેવાન (ખેંચીને) પહોળું કરવા માગતા હતા અને તે પહોળું થતું ન હતું.

## સફરની હાલતમાં સાંકડી બાંયનો કુર્તો પહેરવો

(૫૪/૬૦૪૬) મુગીરા ઇબ્ને શુઅબા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) હાજત માટે ગયા. આપ પાછા ફર્યા ત્યારે હું પાણી લઇને જઇ પહોંચ્યો. તે વખતે આપે શામી (સીરિયન) ઝભ્ભો પહેર્યો હતો. આપે વુઝૂ કર્યું. કુલ્લી કરી, નાકમાં પાણી નાંખ્યું. ચહેરો ધોયો. હાથ ધોવા માટે આસ્તીનો ચઢાવવાનો પ્રયાસ કર્યો, પરંતુ બાંયો સાંકડી હતી એટલે અંદરથી હાથ કાઢીને ધોયા. માથા પર અને મોઝાઓ પર મસહ કર્યો.

## જિહાદમાં ઊની ઝભ્ભો પહેરવો

(૫૫/૬૦૪૭) મુગીરા ઇબ્ને શુઅબા કહે છે : એક રાત્રે સફરમાં હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતો. હુઝૂર (સલ.)એ મને કહ્યું : શું તારી પાસે પાણી છે ? મેં કહ્યું : જી હા. હુઝૂર ઊંટણી પરથી નીચે ઉતરીને થોડુંક પગપાળા ચાલ્યા. અહીં સુધી કે, રાત્રિના અંધકારમાં મારી નજરથી ગાયબ થઇ ગયા. પછી પાછા આવ્યા ત્યારે વાસણ વડે મેં પાણી

નાખ્યું. આપે મોં ધોયું. હાથ ધોયા તે વખતે આપે ઊની ઝભ્ભો પહેર્યો હતો. (બાંયો સાંકડી હતી એટલે) ઉપર ચઢાવી શકયા નહીં. છેવટે અંદરથી હાથ કાઢીને બંને કોણીઓ ધોઇ. પછી માથાનો મસહ કર્યો. મેં મોઝા કાઢવાનો પ્રયાસ કર્યો ત્યારે આપે કહ્યું કે, રહેવા દો. મેં પગ પાક કરીને પહેરી છે. તે પછી આપે મોઝાઓ પર મસહ કર્યો.

## કબા (ઝભ્ભો) અને 'ફર્રૂજ' પહેરવી

(૫૬/૬૦૪૮) મિસ્વર ઇબ્ને મખ્રમા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ થોડાક ઝભ્ભાઓ વહેંચ્યા, પરંતુ મખ્રમાને કોઇ ઝભ્ભો નહીં આપ્યો. મખ્રમાએ મને કહ્યું : બેટા ! મારી સાથે રસૂલુલ્લાહ (સલ.) પાસે ચાલ. હું તેમની સાથે ગયો. દરવાજા પાસે જઇને મખ્રમાએ કહ્યું : અંદર જઇને હુઝૂરને બોલાવો. મેં હુઝૂરને બહાર આવવા માટે વિનંતી કરી. આપ બહાર આવ્યા. એક ઝભ્ભો લઇને આવ્યા હતા. બહાર આવીને કહ્યું : મેં તમારા માટે આ રાખ્યો હતો. મખ્રમાએ તેને જોઇને પસંદ કરી લીધો.

(૫૭/૬૦૪૯) ઉકબા ઇબ્ને આમિર કહે છે : હુઝૂર (સલ.)ને ભેટ રૂપે એક રેશમી ફર્રૂજ (ઝભ્ભો) આપવામાં આવી. આપે તેને પહેરીને નમાઝ પઢી, પરંતુ નમાઝમાંથી પરવારીને કંઇક ખરાબ સમજીને જોરથી તેને ઉતારી ફેંકી. આપે કહ્યું : પરહેઝગારો માટે એ ઠીક નથી.

## કાનટોપી પહેરવી

**મુઅતમિર કહે છે : મને મારા પિતા કહેતા હતા કે, મેં હઝરત અનસને પીળી રેશમી કાનટોપી પહેરેલા જોયા હતા**

(૫૮/૬૦૫૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, એક માણસે કહ્યું : યા રસૂલલ્લાહ ! ઇહરામ બાંધનાર કયો પોષાક પહેરે ? આપે કહ્યું : કુર્તો, પાઘડી, પાયજામો, કાનટોપી અને મોઝા ન પહેરો. હા, જો મોજરીઓ ન મળે તો મોઝાઓને ઘુટીની નીચેથી કાપીને પહેરો. એવો પોષાક ન પહેરો જેમાં કેશર અને 'વરસ' (એક પ્રકારની પીળી ખૂશ્બુ) લાગેલું હોય.

## પાયજામો

(૫૯/૬૦૫૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસને તેહબંદ ન મળે તે પાયજામો પહેરી લે અને જેને મોજરીઓ ન મળે તે મોઝા પહેરી લે.

(૬૦/૬૦૫૨) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, એક માણસે ઉભા થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે ઇહરામની હાલતમાં કયો પોષાક પહેરીએ ? આપ



અમને શું હુકમ આપો છો ? આપે કહ્યું : કુર્તો, પાયજામો, પાઘડી, કાનટોપી અને મોઝા ન પહેરો. હા, જો કોઇની પાસે મોજરીઓ ન હોય તો તે ઘુટીઓની નીચેથી મોઝાઓને કાપીને પહેરી લો. એવો પોષાક ન પહેરો જેમાં કેશર અથવા વરસ લગાડેલું હોય.

## પાઘડીઓ

(૬૧/૬૦૫૩) હઝરત ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઇહરામ બાંધનાર કુર્તો, પાઘડી, પાયજામો અને કાનટોપી ન પહેરે. એવું કપડું ન પહેરે જેમાં કેશર અને વરસ હોય અને મોઝા ન પહેરે. હા, જો મોજરીઓ ન મળે તો મોઝાઓને ઘુટીની નીચેથી કાપી નાખે.

## માથા પર ચાદર બાંધવી

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) શિર પર કાળું શિર બંધ બાંધીને આવ્યા હતા. હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ શિર પર ચાદરનો છેડો બાંધ્યો હતો**

(૬૨/૬૦૫૪) હઝરત આઇશાની રિવાયત છે કે, કેટલાક મુસલમાનો હબસા હિજરત કરી ગયા. હઝરત અબૂબક્રે પણ હિજરતની તૈયારી કરી લીધી. રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અબૂબક્રને કહ્યું કે, તમે થોભો. કારણ કે, મને આશા છે કે, મને પણ હિજરતની રજા મળી જશે. હઝરત અબૂબક્રે કહ્યું કે, મારા પિતા કુરબાન, શું આપને એવી આશા છે ? આપે કહ્યું : હા. હઝરત અબૂબક્ર આ સાંભળીને રસૂલુલ્લાહ (સલ.)ના સંગાથ માટે થોભી ગયા. ચાર માસ સુધી તે બંને ઊંટણીઓને જે તેમની પાસે હતી, બાવળના પાંદડાં ખવડાવતા રહ્યા. એક દિવસ અમે અમારા ઘરમાં બેઠાં હતાં. બરાબર બપોરનો સમય હતો, એવામાં એક માણસે હઝરત અબૂબક્રને કહ્યું કે, જુઓ, રસૂલુલ્લાહ (સલ.) અત્યારે સામેથી મોં લપેટીને આવી રહ્યા છે. આ સમય એવો હતો કે, નિયમ અનુસાર હુઝૂર આ સમયે આવતા ન હતા. હઝરત અબૂબક્રે કહ્યું : એમના પર મારા માંબાપ કુરબાન, ખુદાની કસમ ! અત્યારે કોઇ ખાસ જરૂરત અંગે આવ્યા છે. ત્યાર પછી હુઝૂર આવ્યા. અંદર આવવાની રજા માગી. રજા આપવામાં આવી. આપ અંદર આવ્યા. દાખલ થયા પછી હઝરત અબૂબક્રને કહ્યું : જે લોકો તમારી પાસે છે તેમને બહાર મોકલી આપો. હઝરત અબૂબક્રે કહ્યું કે, મારા પિતા કુરબાન, માત્ર હુઝૂરના ઘરવાળાં જ છે. આપે કહ્યું : મને જવાની રજા મળી ગઇ છે. હઝરત અબૂબક્રે કહ્યું કે, મારા માંબાપ કુરબાન, હું પણ આપની સંગાથ ઇચ્છું છું. યા રસૂલલ્લાહ ! આ બંને ઊંટણીઓમાંથી

આપ એક લઇ લો. આપે કહ્યું : કીમતથી લઇ લઇશ. હઝરત આઇશા કહે છે : અમે બંને સજ્જનો માટે સામાન તૈયાર કર્યો. એક થેલામાં ખાવાનું ભર્યું. હઝરત અસ્માએ પોતાના કમરબંધ (નાળા)નો એક ટુકડો કાપીને થેલાનું મોં બાંધ્યું. એટલા માટે તેમનું નામ 'ઝાતુ ન્નિતાક' પડયું હતું. તે પછી રસૂલુલ્લાહ (સલ.) અને અબૂબક્ર (રદિ.) સૌર નામે ગુફા પાસે પહોંચ્યા. ત્યાં ત્રણ રાત્રિઓ થોભ્યા. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબૂબક્ર તે સમયે ઉગતી વયના કિશોર હતા, પરંતુ હોશિયાર અને ચબરાક હતા. જે કંઇ સાંભળતા તેને સારી રીતે સમજતા અને યાદ રાખતા હતા. રાત્રિના અંત ભાગમાં રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્ર પાસે જતા અને સવારે કુરૈશીઓ પાસે આવી પહોંચતા હતા. જેથી ખબર પડે કે, રાત્રે હું અહીં જ રહ્યો છું. દિવસે રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્ર સાથે દગા અને છેતરપિંડીની જે ખબર સાંભળતા હતા તે અંધારૂં થતાં જઇને કહી આવતા હતા. આમિર ઇબ્ને ફુહૈરા હઝરત અબૂબક્રનો એક આઝાદ કરેલો ગુલામ હતો. આખો દિવસ તે બકરીઓ ચરાવતો હતો. ઇશાના વખતે જ્યારે રાત્રિનો એક કલાક પસાર થઇ જતો ત્યારે બકરીઓ પાછી વાળીને બંને સજ્જનો પાસે લઇ જઇને દૂધ દોહીને તેમને આપતો હતો. હઝરત અબૂબક્ર અને રસૂલુલ્લાહ (સલ.) બંને રાત્રે એ દૂધ પર જ ગુજારો કરતા હતા. પછી સવારના અંધારામાં જ આમિર બકરીઓને અવાજ દઇને લઇ જતો હતો. સળંગ ત્રણ રાત્રિઓ તેણે આવી યુક્તિ વાપરી.

**ખૌદ (લોખંડી ટોપ)**

(૬૩/૬૦૫૫) હઝરત અનસ કહે છે : મક્કાના વિજયના વરસે રસૂલુલ્લાહ (સલ.) મક્કામાં દાખલ થયા. તે વખતે હુઝૂરના મુબારક શિર પર ખૌદ હતો.

**ચાદર, યમની ચિત્રકામવાળી ચાદર અને તે ચાદરનું વર્ણન જે આખા શરીર પર લપેટવામાં આવતી હતી. (પ્રથમને બુરદા, બીજીને હિબા અને ત્રીજીને શમ્લા કહેવામાં આવે છે).**

(૬૪/૬૦૫૬) હઝરત ખબ્બાબ કહે છે કે, હુઝૂર (સલ.) પોતાની બુરદા ચાદરના ટેકે બેઠા હતા, એવામાં અમે જઇને ફરિયાદ કરી.

(૬૫/૬૦૫૭) હઝરત અનસ કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે પગપાળા જઇ રહ્યો હતો. હુઝૂરે તે વખતે જાડી ધારવાળી એક નજરાની ચાદર ઓઢી હતી. એવામાં એક ગામડીયાએ આવીને ચાદર પકડીને એવા જોરથી ખેંચી કે મુબારક ગરદનની એક બાજુએ નિશાની પડી ગઇ. ચાદર ખેંચ્યા પછી ગામડીયાએ કહ્યું : મુહમ્મદ, તમારી પાસે અલ્લાહનો જે માલ છે તેમાંથી મને કંઇ આપવાનો હુકમ આપો. રસૂલુલ્લાહ (સલ.)એ ગરદન ફેરવીને તેના તરફ જોયું અને હસ્યા. પછી તેને કંઇક બખ્શિશ આપવાનો હુકમ આપ્યો.



(૬૬/૬૦૫૮) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, એક ઓરત બુરદા લઇને મુબારક સેવામાં હાજર થઇ. તમે જાણો છો કે, બુરદા કેવી હોય છે ? લોકોએ કહ્યું : હા, બુરદા એવી ચાદર હોય છે જેની કિનારી વણેલી હોય છે. ઓરતે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપના પહેરવા માટે મેં આ ચાદર મારા હાથે વણી છે. રસૂલે પાકને ચાદરની જરૂરત હતી. તે ચાદર લઇ લીધી અને તેનું તેહબંદ બાંધીને બહાર આવ્યા. હાજરજનોમાંથી એક માણસે તે ચાદરને હાથ લગાડીને કહ્યું કે, આ મને પહેરવા માટે આપો. હુઝૂરે કહ્યું : અચ્છા. પછી થોડીવાર મજલિસમાં બેસી ગયા અને પાછા જઇને ચાદર લપેટીને તે માણસને મોકલી આપી. લોકોએ તે માણસને કહ્યું કે, તને ખબર હતી કે, રસૂલુલ્લાહ (સલ.) માગનારને ઇન્કાર કરતા નથી. આમ છતાં, તેં હુઝૂર પાસે ચાદર માંગી, એ સારૂં કર્યું નહીં. તે માણસે જવાબ આપ્યો : ખુદાની કસમ ! મેં એટલા માટે આ ચાદર માગી છે કે, મૃત્યુ પછી એ મારૂ કફન બને. હઝરત સહલ કહે છે કે, તે ચાદર તેના કફનમાં કામ આવી.

(૬૭/૬૦૫૯) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મારી ઉમ્મતમાંથી સિત્તેર હઝાર માણસો એવા જન્નતમાં દાખલ થશે જેમના ચહેરા ચંદ્ર જેવા ચમકતા હશે. આ સાંભળીને ઉક્કાશા ઇબ્ને મુહષિને પોતાની ચાદર ઉંચકીને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદા તઆલા પાસે દુઆ માંગો કે, મને પણ ખુદા તઆલા તેમનામાંથી બનાવી દે. હુઝૂરે કહ્યું કે, એય અલ્લાહ ! એને તેમનામાંથી બનાવી દે. તે પછી બીજા એક અનસારીએ ઉભા થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! દુઆ કરો કે, અલ્લાહ તઆલા મને પણ તેમનામાંથી બનાવી દે. આપે કહ્યું : ઉક્કાશા તારા પહેલાં આવી ઇચ્છા વ્યક્ત કરી ચુક્યો.

(૬૮/૬૦૬૦) કતાદા કહે છે : મેં હઝરત અનસને પૂછયું કે, રસૂલુલ્લાહને કયું કપડું વધારે પસંદ હતું ? તેમણે કહ્યું કે, યમની છાપકામવાળી ચાદર.

(૬૯/૬૦૬૧) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને યમની છાપકામવાળી ચાદર પહેરવાનું ખૂબ ગમતું હતું.

(૭૦/૬૦૬૨) હઝરત આઇશા કહે છે કે, હુઝૂર (સલ.)ની જ્યારે વફાત થઇ ત્યારે એક યમની છાપકામવાળી ચાદરથી હુઝૂરને ઢાંકવામાં આવ્યા.

## કાળી ઊની ચાદર અને કાળી છાપકામવાળી ઊની ચાદર

(૭૧/૬૦૬૩) હઝરત આઇશા અને હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ની વફાત થવા લાગી ત્યારે તીવ્ર તાવથી હુઝૂર મુબારક ચહેરા પર કાળી ઊની ચાદર મૂકાવતા હતા અને ગભરાઇને ફરી હઠાવી દેતા હતા. એવી સ્થિતિમાં જ કહ્યું : યહૂદીઓ અને ઇસાઇઓ પર ખુદાની લઅનત, તેમણે પોતાના નબીઓની કબરોને મસ્જિદો બનાવી લીધી. હુઝૂરનો હેતુ હકીકતમાં પોતાની ઉમ્મતને યહૂદીઓ અને ઇસાઇઓની આવા કૃત્યથી ડરાવવાનો અને બચાવવાનો હતો.

(૭૨/૬૦૬૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હઝરત આઇશાએ અમને એક ચાદર અને એક જાડું તેહબંદ કાઢીને બતાવ્યું. તેમણે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)એ અવસાન સમયે આ જ બે કપડાં પહેર્યાં હતાં.

(૭૩/૬૦૬૫) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક વાર છાપકામવાળી કાળી ઊની ચાદર પહેરીને નમાઝ પઢાવી. નમાઝ દરમ્યાન ચાદરની ડીઝાઇન પર નજર પડી. સલામ ફેરવીને કહ્યું : આ ડીઝાઇનવાળી ઊની ચાદર લઇ જઇને અબૂ જહમને આપી દો. એણે મને હમણા નમાઝ પ્રત્યે ગાફિલ બનાવી દીધો. અબૂ જહમનો જાડો ધાબળો લાવીને મને આપો.

## ચાદરને એવી રીતે લપેટીને ઓઢવી કે હાથ-પગ બહાર નીકળી ન શકે

(૭૪/૬૦૬૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ 'મુલામસત' અને 'મુનાબઝત' પ્રકારના ખરીદ-વેચાણની મનાઇ ફરમાવી છે. બે નમાઝોની મનાઇ કરી છે. એક નમાઝ તો સવારના સૂર્ય ચઢતા પહેલાં અને બીજી નમાઝ અસ્ર પછી સૂર્યાસ્ત પહેલાં. એની પણ મેનાઇ ફરમાવી છે કે, માણસ બે પગ ઉંચા કરીને નિતંબ પર બેસે અને ફક્ત એક કપડું પહેર્યું હોય. આવી રીતે બેસવાથી સામેથી બિલકુલ નગ્ન દેખાય છે. એ વાતની પણ મનાઇ કરી છે કે, ચાદર એવી રીતે લપેટીને ઓઢે કે, હાથ-પગ બંધાઇ જાય.

(૭૫/૬૦૬૭) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બે પ્રકારના વેચાણ અને બે પ્રકારના પોષાકની મનાઇ ફરમાવી છે. હુઝૂરે વેચાણમાં 'મુલામસત' અને 'મુનાબઝત' કરવાની મનાઇ ફરમાવી છે. મુલામસત તો એ છે કે, માણસ (ખરીદનાર) બીજા (વેચનાર)ના કપડાને રાત્રે અથવા





દિવસે સ્પર્શ કરે એટલે સોદો થઇ જાય. 'મુનાબઝત'નો અર્થ એ છે કે, એક માણસ બીજાના તરફ પોતાનું કપડું ફેંકે. તે પણ પોતાનું કપડું એના તરફ ફેંકે. માત્ર આવા કૃત્યથી પરસ્પર ખરીદ-વેચાણ થઇ જાય. ખરીદનાર તે વસ્તુને ન તો નઝરથી જુએ અને ન તો મોંથી રાજીખુશી જાહેર કરે. જે બે પોષાકોની મનાઇ ફરમાવી છે તેમાંથી એક તો ચોક્કસ ચાદરનો પોષાક. ડિવા કપડાને ખભા પર એવી રીતે નાખવું કે શરીરનો એક ભાગ બિલકુલ ખુલ્લો થઇ જાય અને બીજી રીત જેની મનાઇ કરવામાં આવી છે તે પગ ઉંચા કરીને બેસવાની છે ડિવા બંને પગ ઉંચા કરીને નિતંબ પર એવી રીતે બેસવું કે, ગુપ્ત ભાગ બિલકુલ નગ્ન થઇ જાય.

## એક કપડું લપેટવું

(૭૬/૬૦૬૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બે પોષાકોની મનાઇ ફરમાવી છે. એક તો એ કે, માણસ એક કપડામાં લપેટાઇને એવી રીતે બેસે કે, તેનો ગુપ્ત ભાગ ખુલ્લો થઇ જાય. બીજું એ કે, એક કપડાને ચારે તરફ લપેટી લે અને એક ભાગ બિલકુલ ઉઘાડો રહી જાય. હુઝૂરે 'મુલામસત' અને 'મુનાબઝત'ની પણ મનાઇ ફરમાવી છે.

(૭૭/૬૦૬૯) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે કે, હુઝૂર (સલ.)એ મનાઇ ફરમાવી છે કે, માણસ એક કપડામાં લપેટાઇને એવી રીતે બેસે કે, તેનો ગુપ્ત ભાગ ખુલ્લો થઇ જાય અથવા 'સમ્મા' રૂપે માણસ પોતાના શરીર પર કપડું લપેટી લે.

## કાળી ડિઝાઇનવાળી ચાદર

(૭૮/૬૦૭૦) હઝરત ઉમ્મે ખાલિદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે થોડાક કપડાં રજુ કરવામાં આવ્યાં. જેમાંથી એક નાનકડી કાળી ઊની ચાદર પણ હતી. હુઝૂરે ફરમાવ્યું કે, તમારો શું અભિપ્રાય છે ? આ ઊની ચાદર આપણે કોને પહેરાવીએ ? લોકો ચુપ રહ્યા. આપે કહ્યું કે, ઉમ્મે ખાલિદને મારી પાસે લાવો. મને સવારી પર બેસાડીને લઇ જવામાં આવી. હુઝૂરે પોતાના મુબારક હાથે મને ઊની ચાદર પહેરાવી. આપે કહ્યું કે, ખુદા કરે કે, જુની થઇને ફાટે. તે ઊની ચાદર પર કંઇક લીલી-પીળી ડિઝાઇન પણ હતી. હુઝૂરે હબસી ભાષામાં કહ્યું કે, એની ડિઝાઇન સરસ છે.

(૭૯/૬૦૭૧) હઝરત અનસ કહે છે : ઉમ્મે સુલૈમને ત્યાં છોકરો પેદા થયો ત્યારે તેમણે મને કહ્યું કે, અનસ, આ છોકરાની દેખરેખ રાખો. એને તકલીફ ન પહોંચે. સવારે એને રસૂલુલ્લાહ (સલ.) પાસે લઇ જજો, જેથી કોઇ મીઠી વસ્તુ ચાવીને હુઝૂર એના મોંમાં આપે. હું સવારે

છોકરાને લઈને મુબારક સેવામાં હાજર થયો. હુઝૂર તે વખતે બાગમાં હતા. આપે એક કાળી ઊની ચાદર ઓઢી હતી. તે ઊંટોને ડામ દઈ રહ્યા હતા જે જીતમાં આપની પાસે આવ્યાં હતાં.

## લીલા (રંગના) કપડાં

(૮૦/૬૦૭૨) ઈકરિમા કહે છે કે, રિફાઆએ પોતાની પત્નીને તલાક આપી દીધી. અબ્દુર્રહમાન ઈબ્ને ઝુબેરે તેની સાથે નિકાહ કર્યા. ઓરત લીલી ઓઢણી ઓઢીને હઝરત આઈશા પાસે આવી અને તેમને (પતિના મારવાના) પોતાની ચામડી પરના લીલા ચિહ્નો બતાવ્યાં. ઓરતો એકબીજીને મદદ કરતી રહે છે. જેથી રસૂલુલ્લાહ (સલ.) જ્યારે અંદર ગયા ત્યારે હઝરત આઈશાએ કહ્યું : મુઅમિન ઓરતો જે તકલીફો ઉઠાવી રહી છે એવી તકલીફો મેં જોઈ નથી. આ ઓરતની ચામડી પર કપડાં કરતાં પણ વધારે લીલાશ છે. ઈકરિમા કહે છે : મેં એવું પણ સાંભળ્યું છે કે, તે ઓરત રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઈ અને અબ્દુર્રહમાન પણ પોતાના બંને પુત્રોને સાથે લઈને, જે બીજી પત્નીના હતા, હાજર થયા. ઓરતે કહ્યું કે, મારો કંઈ દોષ નથી. ફક્ત વાત એટલી છે કે, એનાથી મારી ઈચ્છા પૂરી થતી નથી. તેણે પોતાના કપડાનો છેડો પકડીને બતાવ્યું, બસ એની આવી હાલત છે. અબ્દુર્રહમાને કહ્યું કે, હુઝૂર એ ખોટું કહે છે. હું એને એવી વીંઝી નાંખુ છું જેમકે રંગતી વખતે ચામડાને વીંઝવામાં આવે છે, પરંતુ વાત ફક્ત એવી છે કે, એ માથાફરેલ છે, રિફાઆને ઈચ્છે છે. હુઝૂરે કહ્યું : જો આવી વાત છે તો રિફાઆ માટે તું ત્યાં સુધી હલાલ થઈ શકતી નથી જ્યાં સુધી એ મીઠાશ ચાખી ન લે. પછી કહ્યું કે, આ તારા પુત્રો છે ? અબ્દુર્રહમાને કહ્યું : જી હા. હુઝૂરે ઓરતને કહ્યું : બસ એ જ કારણસર તારો આ વહેમ છે. ખુદાની કસમ ! આ છોકરાઓ અબ્દુર્રહમાનને એટલા મળતા આવે છે કે, કાગડો કાગડાને પણ એટલો મળતો આવતો નથી.

## સફેદ કપડાં

(૮૧/૬૦૭૩) હઝરત સઅદ કહે છે કે, ઉહદની લડાઈના દિવસે હુઝૂર (સલ.)ની જમણી અને ડાબી બાજુએ મેં બે માણસોને સફેદ કપડાં પહેરેલા જોયા હતા, જેમને મેં ન પહેલાં જોયા હતા, ન પાછળથી કદી જોયા.

(૮૨/૬૦૭૪) હઝરત અબૂઝર કહે છે : હું મુબારક સેવામાં હાજર થયો. તે વખતે હુઝૂર સફેદ કપડું ઓઢીને સૂઈ રહ્યા હતા. (હું પાછો ફર્યો) પછી બીજીવાર હાજર થયો ત્યારે હુઝૂર (સલ.) જાગી ગયા હતા. આપે કહ્યું : જે માણસ **'લા ઈલાહ ઈલ્લ લ્લાહ'**ને માનતો હોય અને એ જ હાલતમાં મરી



જાય તે જન્નતમાં દાખલ થઈ ગયો. મેં કહ્યું : તેણે વ્યભિચાર અને ચોરી કરી હોય તો પણ ? આપે કહ્યું : તેણે વ્યભિચાર અને ચોરી કરી હોય તો પણ. મેં કહ્યું : તેણે વ્યભિચાર અને ચોરી કરી હોય તો પણ ? આપે કહ્યું : તેણે વ્યભિચાર અને ચોરી કરી હોય તો પણ.મેં કહ્યું : તેણે વ્યભિચાર અને ચોરી કરી હોય તો પણ ? આપે કહ્યું : તેણે વ્યભિચાર અને ચોરી કરી હોય તો પણ અને ભલેને અબૂ ઝરનું નાક ધૂળમાં રગદોળાઈ જાય. અબૂઝર જ્યારે ઉપરોક્ત હદીસ બયાન કરતા હતા ત્યારે કહેતા હતા : ભલેને અબૂ ઝરનું નાક ધૂળમાં રગદોળાઈ જાય. ઈમામ બુખારી કહે છે કે, જો મરતી વખતે અથવા એ પહેલાં તૌબા કરે અને પસ્તાવો કરે અને **'લા ઈલાહ ઈલ્લ લ્લાહ'** બોલે તો તેના આગલા ગુનાહો બખ્શી દેવામાં આવે છે.

## પુરૂષો માટે રેશમનો પોષાક અને બિછાનાની મનાઈ અને જાઇઝ પ્રમાણ

(૮૩/૬૦૭૫) અબૂ ઉસ્માન નહદી કહે છે : અમે ઉત્બા ઈબ્ને ફરકદ સાથે આઝરબાઈજાનમાં હતા, એવામાં હઝરત ઉમરે કાગળમાં તેમને લખ્યું કે, હુઝૂરે રેશમ વાપરવાની મનાઈ ફરમાવી છે, પરંતુ ફક્ત આ રીતે (કિંવા જો વેલ-ફૂલ રેશમના હોય તો કંઈ વાંધો નથી).

(૮૪/૬૦૭૬) હઝરત અબૂ ઉસ્માન કહે છે : અમે આઝરબાઈજાનમાં હતા, એવામાં હઝરત ઉમરે અમને કાગળમાં લખ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ રેશમ પહેરવાની મનાઈ ફરમાવી છે, પરંતુ હુઝૂરે બંને આંગળીઓ મેળવીને ફરમાવ્યું હતું : આ રીતે રેશમનો ઉપયોગ જાઈઝ છે (કિંવા જો રેશમની કિનારી હોય તો જાઈઝ છે).

(૮૫/૬૦૭૭) અબૂ ઉસ્માન કહે છે : અમે ઉત્બા સાથે હતા, એવામાં હઝરત ફારૂકે અઅ્ઝમે કાગળમાં લખ્યું હતું કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, દુનિયામાં ફક્ત તે માણસ રેશમ પહેરે છે જે આખિરતમાં નહીં પહેરી શકે.

(૮૬/૬૦૭૮) ઈબ્ને અબી લયલા કહે છે : હઝરત હુઝયફા મદાઈનમાં ગવર્નર હતા. તેમણે પાણી માંગ્યું. એક જમીનદાર ચાંદીના વાસણમાં પાણી લાવ્યો. તેમણે તે ફેંકી દીધું. તેમણે કહ્યું : મેં ફક્ત એટલા માટે એને ફેંકી દીધું કે, મેં તેને મનાઈ કરી હતી, પરંતુ તેણે માન્યું નહીં. હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું છે કે, સોનું, ચાંદી, રેશમ અને જાડું રેશમ દુનિયામાં તેમના (કાફિરો) માટે છે અને આખિરતમાં તમારા માટે છે.

(૮૭/૬૦૭૯) હઝરત અનસે જોરદાર રીતે 'મરફૂઅન' રિવાયત કરી છે કે, જે માણસ દુનિયામાં રેશમ પહેરશે તે આખિરતમાં નહીં પહેરી શકે.

(૮૮/૬૦૮૦) ઈબ્ને ઝુબેરે પ્રવચન

ફરમાન કહ્યું હતું કે, હુઝૂરે અનવર (સલ.)એ ફરમાવ્યું છે કે, જે માણસ દુનિયામાં રેશમ પહેરશે તે આખિરતમાં નહીં પહેરી શકે.

(૮૯/૬૦૮૧) હઝરત ઉમર કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ દુનિયામાં રેશમ પહેરશે તે આખિરતમાં નહીં પહેરી શકે.

(૯૦/૬૦૮૨) ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : મને હઝરત ઉમરે કહ્યું હતું કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું : દુનિયામાં ફક્ત તે માણસ રેશમ પહેરે છે જેનો આખિરતમાં કોઇ હિસ્સો નહીં હોય.

**રેશમી કપડાને ફક્ત હાથ વડે સ્પર્શ કરવો**

(૯૧/૬૦૮૩) હઝરત બરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં ભેટ રૂપે એક રેશમી કપડું રજૂ કરવામાં આવ્યું. અમે તેને હાથ વડે સ્પર્શ કરવા લાગ્યા અને નવાઇ પામવા લાગ્યા. હુઝૂરે કહ્યું : શું તમને એનાથી નવાઇ લાગે છે ? અમે કહ્યું : જી હા. આપે કહ્યું : જન્નતમાં સઅદ ઇબ્ને મુઆઝના રૂમાલ એના કરતાં સારા હશે.

**રેશમી બીછાનું અબીદા કહે છે કે, તે પહેરવા સમાન છે**

(૯૨/૬૦૮૪) હઝરત હુઝયફા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમને સોના, ચાંદીના વાસણોમાં ખાવા પીવાની અને રેશમી કપડું અથવા દરિયાઇનો પોષાક પહેરવાની અને તેના પર બેસવાની મનાઇ ફરમાવી છે.

**'કસી' કપડાનો હુકમ ('કસ' ઇજીપ્તમાં એક જગ્યાનું નામ છે. જાડું રેશમ અને રેશમને મેળવીને ત્યાં એક કપડું બનાવવામાં આવતું હતું, જેને સામાન્ય રીતે 'કસી' કાપડ કહેવામાં આવે છે**

(૯૩/૬૦૮૫) અબૂ બુરદા કહે છે : અમે હઝરત અલી મુર્તઝાને પૂછ્યું કે, એકદમ લાલ કેવું કપડું હોય છે ? આપે કહ્યું : મિસ્ર અથવા સીરિયાથી અમારી પાસે થોડાક કપડાં આવ્યાં, જેમના પર રેશમના ચકોતરા બન્યા હતાં, જેને ઓરતો પોતાના પતિઓ માટે બનાવે છે. જેમકે ઝાલરવાળી ચાદરો ઓરતો બનાવે છે. તેમાં 'મીસરા' (સાજ પર મૂકવાનું કપડું) પણ હતું. જરીરે યઝીદની રિવાયતથી બયાન કર્યું છે કે, 'કસી' કપડું કિનારીવાળું રેશમી કપડું હતું, જેને મિસ્રથી લાવવામાં આવતું હતું. 'મીસરા' પ્રાણીઓના ચામડાઓને કહેવામાં આવે છે.

(૯૪/૬૦૮૬) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમને લાલ 'મયાસિર' અને 'કસી' કપડાની મનાઇ ફરમાવી છે.



**ખુજલીના લીધે પુરૂષો માટે રેશમ પહેરવું જાઇઝ છે**

(૯૫/૬૦૮૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, ઝુબેર અને અબ્દુર્રહમાનને ખુજલી હતી. એટલે હુઝૂરે તેમને રેશમ પહેરવાની રજા આપી હતી.

**ઓરતો માટે રેશમ પહેરવું જાઇઝ છે**

(૯૬/૬૦૮૮) હઝરત અલી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને એક જોડ રેશમી કપડાં આપ્યાં. હું તેને પહેરીને બહાર નીકળ્યો, પરંતુ મુબારક ચહેરા પર ગુસ્સાના ચિન્હો જોઇને મેં તેને ફાડીને મારી ઓરતોને વહેંચી દીધાં.

(૯૭/૬૦૮૯) હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, હઝરત ઉમરે એક જોડ રેશમી કપડાં વેચાતા જોયાં ત્યારે તેમણે વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ ! જો આપ એને ખરીદી લો અને જે દિવસે (સલ્તનતોના) પ્રતિનિધિઓ આવે અથવા જુમ્આના દિવસે આપ પહેરો તો સારૂં. હુઝૂરે કહ્યું કે, એને તે માણસ પહેરે છે જેનો આખિરતમાં કોઇ હિસ્સો નથી. આ બનાવ પછી રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઉમરને એક જોડ રેશમી કપડાં મોકલ્યાં અને તેમને આપ્યાં. હઝરત ઉમરે કહ્યું : આપે આ જોડ મને આપી, જો કે હું સાંભળી ચુકયો છું કે, આપે એના વિષે શું કહ્યું હતું. આપે કહ્યું કે, મેં તમને ફક્ત એટલા માટે મોકલ્યાં છે કે કયાં તો એને વેચી દો અથવા (તમારી ઓરતોને) પહેરવા આપી દો.

(૯૮/૬૦૯૦) હઝરત અનસ કહે છે : મેં હુઝૂર (સલ.)ની પુત્રી હઝરત ઉમ્મે કુલસૂમને એક રેશમી ચાદર પહેરેલાં જોયાં.

**રસૂલુલ્લાહ (સલ.) પોષાક અને બીછાના અંગે શ્રેષ્ઠની ઇચ્છા કરતા ન હતા**

(૯૯/૬૦૯૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હું એક વરસ સુધી એ વાતની રાહ જોતો રહ્યો કે, હઝરત ઉમરને તે બંને ઓરતો વિષે પૂછું જેમણે સંપ કરીને રસૂલુલ્લાહ (સલ.)ને તકલીફ આપી હતી, પરંતુ ધાકનો માર્યો પૂછી શકયો નહીં. એક દિવસ હઝરત ઉમર એક પડાવ પાસે ઉતરીને પીલુડીના ઝાડોમાં (હાજત માટે) ગયા. જ્યારે બહાર આવ્યા ત્યારે મેં પૂછ્યું, તેમણે કહ્યું : તે બંને ઓરતો આઇશા અને હફસા હતાં. તે પછી કહ્યું : અમે અંધકાર યુગમાં ઓરતોને કોઇ વસ્તુ સમજતા ન હતા, પરંતુ જ્યારે ઇસ્લામનું આગમન થયું અને અલ્લાહ તઆલાએ એમનો ઉલ્લેખ કર્યો ત્યારે અમે પણ અમારા ઉપરનો એમનો

હક્ક સમજ્યા, પરંતુ તે છતાં અમે કોઇ બાબતમાં એમને દરમ્યાનગીરી કરવા દેતા ન હતા. એક દિવસ મારી અને મારી પત્ની વચ્ચે કલેશ થયો. તેણે મારી સાથે સખ્તાઇપૂર્વક વાત કરી. મેં કહ્યું કે, ત્યાં જ રહે (મારી પાસે ન આવ). પત્નીએ કહ્યું કે, તમે મને આવી વાત કહો છો, જો કે તમારી પુત્રી પોતે રસૂલુલ્લાહ (સલ.)ને તકલીફ આપે છે. આ સાંભળીને હું હફસા પાસે ગયો અને તેને કહ્યું કે, હું તને ખુદા અને રસૂલની નાફરમાનીના ખરાબ પરિણામથી ડરાવું છું. મેં તે અઝાબ અને મુસીબતથી ડરાવી જે રસૂલુલ્લાહ (સલ.)ને તકલીફ દેવાથી આવે છે. પછી હું હઝરત ઉમ્મે સલમા પાસે ગયો. તેમણે પણ (હફસાવાળી વાત) કહી. હઝરત ઉમ્મે સલમાએ કહ્યું કે, ઉમર, મને નવાઇ ઉપજે છે કે, તમે અમારા બધા કામોમાં તો દરમ્યાનગીરી કરતા થઇ ગયા હતા. હવે એ સિવાય બીજું કંઇ રહ્યું નથી કે, તમે રસૂલુલ્લાહ (સલ.) અને તેમની પત્નીઓ વચ્ચે પણ દખલગીરી કરતા થઇ જાઓ. ઉમ્મે સલમાએ મને નિરૂત્તર બનાવી દીધો. હઝરત ઉમરે કહ્યું કે, એક અનસારી હતો કે, જ્યારે તે રસૂલુલ્લાહ (સલ.) પાસે હાજર ન રહેતો અને હું હાજર રહેતો ત્યારે જે વાત થતી તે હું તેને જઇને કહી દેતો અને જો હું ગેરહાજર રહેતો અને તે હાજર રહેતો ત્યારે જે બનાવ બનતો તે મને આવીને કહી દેતો. તે સમયે રસૂલુલ્લાહ (સલ.)ની આજુબાજુની વસાહતો તો ઠીક થઇ ગઇ હતી. ફક્ત સીરિયામાં ગસ્સાનનો રાજવી રહી ગયો હતો, જેના આવી પડવાની અમને દહેશત રહેતી હતી. એક દિવસ અચાનક અનસારી આવ્યો. તે કહેવા લાગ્યો કે, એક મોટો બનાવ બની ગયો. મેં કહ્યું કે, શું ગસ્સાનનો રાજવી આવી પડયો ? તેણે કહ્યું કે, એનાથી પણ મોટો બનાવ છે. રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની પત્નીઓને તલાક આપી દીધી. હું તરત રસૂલુલ્લાહ (સલ.) તરફ ગયો. મેં જોયું કે, બધી ઓરતોના કમરાઓમાંથી રડવાનો અવાજ આવી રહ્યો છે. રસૂલુલ્લાહ (સલ.) પોતાના મેડા પર ચઢી ગયા હતા. મેડાના દરવાજા પાસે એક સેવક હાજર હતો. મેં સેવકને જઇને કહ્યું કે, મારા માટે અંદર જવાની રજા માગો. જ્યારે હું અંદર ગયો ત્યારે જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) એક ચટાઇ પર સૂતેલા છે. મુબારક પડખા પર તેની નિશાનીઓ પડી ગઇ છે. માથાના નીચે ચામડાનો એક તકિયો મૂકયો છે, જેમાં ખજૂરીની છાલ ભરેલી હતી. કાચાં ચામડાઓ લટકતાં હતાં. 'કરઝ' નામે ઝાડના થોડાક પાંદડાઓ મૂકયાં છે. મેં નામદાર હુઝૂર (સલ.)ને તે જ વાત કહી જે હફસા અને ઉમ્મે સલમાને મેં કહી હતી. ઉમ્મે સલમાનો જવાબ પણ કહી દીધો. હુઝૂર હસ્યા. મેડા





પર ૨૯ રાતો રહ્યા. પછી નીચે ઉતર્યા.

(૧૦૦/૬૦૯૨) હઝરત ઉમ્મે સલમા કહે છે : એક રાત્રે રસૂલુલ્લાહ (સલ.) જાગીને કહેવા લાગ્યા : **લા ઇલાહ ઇલ્લ લ્લાહ,** આજે રાત્રે કેટલી આફતો ઉતરી છે અને કેવા કેવા રહમતના ખજાનાઓ ઉતર્યા છે. કોઇ છે કે, કમરાઓવાળીઓને જગાડે (જેથી તહજ્જુદની નમાઝ પઢે). દુનિયામાં ઘણી કપડાં પહેરનારીઓ કિયામતના દિવસે નગ્ન હશે. ઝુહરી કહે છે કે, હિન્દાની બાંયોમાં આંગળીઓની નજીક બટન લાગેલા હતા.

## નવા કપડાં પહેરતી વખતે દુઆ માંગવામાં આવે

(૧૦૧/૬૦૯૩) હઝરત ઉમ્મે ખાલિદ કહે છે કે, હુઝૂર (સલ.)ની સેવામાં થોડાક કપડાં રજૂ કરવામાં આવ્યા. જેમાં એક કાળી ઊની ચાદર પણ હતી. આપે કહ્યું : તમારો શું અભિપ્રાય છે, આપણે આ ઊની ચાદર કોને પહેરાવીએ ? લોકો ચુપ રહ્યા. હુઝૂરે કહ્યું : ઉમ્મે ખાલિદને બોલાવો. હું હુઝૂરની સેવામાં હાજર થઇ. રસૂલે પાક (સલ.)એ તે ઊની ચાદર મને પોતાના હાથથી પહેરાવીને બે વાર કહ્યું : જૂની થઇને ફાટે. પછી ઊની ચાદરની ડીઝાઇન જોઇને હાથથી મારા તરફ ઇશારો કર્યો અને કહેવા લાગ્યા કે, ઉમ્મે ખાલિદ, એ સુંદર છે. ઉમ્મે ખાલિદ, એ સુંદર છે.

## પુરૂષો માટે કેશર લગાડવું કેવું છે ?

(૧૦૨/૬૦૯૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પુરૂષને કેશર લગાડવાની મનાઇ ફરમાવી છે.

## કેશરથી રંગેલું કપડું પહેરવાનો શું હુકમ છે ?

(૧૦૩/૬૦૯૫) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ ઇહરામ-વાળાને કેશર અથવા 'વર્સ'થી રંગેલા કપડાં પહેરવાની મનાઇ ફરમાવી છે.

## લાલ કપડું પહેરવું

(૧૦૪/૬૦૯૬) હઝરત બરા કહે છે : હુઝૂર (સલ.) મધ્યમ કદના હતા. એક દિવસ મેં લાલ કપડાં પહેરેલા આપને જોયાં. એનાથી સારૂં દૃશ્ય મેં કદી જોયું નથી.

## લાલ 'મીસરા'નો ઉપયોગ કરવો

(૧૦૫/૬૦૯૭) હઝરત બરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ અમને સાત વસ્તુઓનો હુકમ આપ્યો છે. બીમારની ખબર લેવાનો. જનાઝાની સાથે જવાનો. છીંકનારની છીંકનો જવાબ આપવાનો (વગેરે) અને હુઝૂરે અમને મનાઇ ફરમાવી છે રેશમ, દીબાજ, કસી અને

ઇસ્તબ્રક પહેરવાની અને લાલ 'મીસરા' વાપરવાની.

## ચામડાની મોજરીઓ પહેરવી

(૧૦૬/૬૦૯૮) અબૂ સલમા કહે છે : મેં હઝરત અનસને પૂછ્યું, શું રસૂલુલ્લાહ (સલ.) મોજરીઓ સહિત નમાઝ પઢતા હતા ? તેમણે કહ્યું : હા.

(૧૦૭/૬૦૯૯) ઉબૈદ ઇબ્ને જુરૈજે અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરને કહ્યું કે, હું જોઉં છું કે, તમે ચાર વાતો એવી કરો છો જે બીજાઓને કરતાં હું જોતો નથી. ઇબ્ને ઉમરે કહ્યું : ઇબ્ને જુરૈજ, તે કઇ વાતો છે ? ઇબ્ને જુરૈજે કહ્યું : તમે રૂકનોમાં ફક્ત બે યમાની રૂકનોને ચુંબન કરો છો. ડબલ પડવાળી મોજરી પહેરો છો. પીળા રંગનો ખિઝાબ લગાડો છો. જ્યારે તમે મક્કામાં હોય ત્યારે બીજા લોકો તો ચાંદ જોઇને જ ઇહરામ બાંધી લે છે, પરંતુ તમે જ્યાં સુધી તરવિયાનો દિવસ (૮ ઝીલહજ્જ) ન આવે ત્યાં સુધી ઇહરામ બાંધતા નથી. ઇબ્ને ઉમરે કહ્યું : યમાની રૂકનોને સ્પર્શ કરવાનું અને ચુંબન દેવાનું કારણ તો એ છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને ફક્ત આ બે જ યમાની રૂકનોને ચુંબન કરતા જોયા છે. ડબલ પડવાળી મોજરી પહેરવાનું કારણ એ છે કે, મેં પોતે જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) ફક્ત ડબલ પડવાળી મોજરીઓ પહેરતા હતા, જેના પર વાળ ન હતા. વુઝૂ કરીને તેમાં પગ મૂકતા હતા. એટલે હું પણ એને જ પહેરવાનું પસંદ કરૂં છું. પીળા ખિઝાબની વાત એમ છે કે, રસૂલુલ્લાહ (સલ.) પીળો ખિઝાબ લગાડતા હતા. એટલે હું પણ પીળો ખિઝાબ લગાડવાનું પસંદ કરૂં છું. ઇહરામનું કારણ એ છે કે, મેં જોયું છે કે, રસૂલુલ્લાહ (સલ.) તે વખતે ઇહરામ બાંધતા હતા જ્યારે આપની ઊંટણી આપને લઇને ઉભી થઇ જતી હતી.

(૧૦૮/૬૧૦૦) હઝરત ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ મનાઇ ફરમાવી છે કે, ઇહરામવાળો કેશર અથવા વર્સથી રંગેલું કપડું પહેરે. આપે ફરમાવ્યું છે કે, જેની પાસે મોજરીઓ ન હોય તે મોઝાઓને ઘુંટીની નીચેથી કાપીને પહેરી લે.

(૧૦૯/૬૧૦૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, જેની પાસે તેહબંદ ન હોય તે પાયજામો પહેરી લે. જેની પાસે મોજરીઓ ન હોય તે મોઝા પહેરી લે.

## પ્રથમ જમણા પગમાં મોજરી પહેરવી

(૧૧૦/૬૧૦૨) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાક થવામાં, કાંસકી કરવામાં અને મોજરી પહેરવામાં જમણી તરફથી શરૂ કરવાનું પસંદ કરતા હતા.



## પ્રથમ ડાબી મોજરી ઉતારવામાં આવે

(૧૧૧/૬૧૦૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે કોઇ માણસ બુટ પહેરે તો પ્રથમ જમણા પગમાં પહેરે અને કાઢે તો પ્રથમ ડાબા પગમાંથી કાઢે. ગમે તેમ પણ જમણા પગમાં પ્રથમ બુટ પહેરવા જોઇએ, પછી કાઢવા જોઇએ.

## એક મોજરી પહેરીને ન ચાલે

(૧૧૨/૬૧૦૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંથી કોઇ એક બુટ પહેરીને ન ચાલે. કયાં તો બંને ઉતારી નાખે, કયાં તો બંને પહેરી લે.

## એક બુટમાં બે તસ્મા (ચામડાની દોરી) લગાડવા પણ જાઇઝ છે અને એક પણ

(૧૧૩/૬૧૦૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના બુટમાં બે ચામડાની દોરી હતી.

(૧૧૪/૬૧૦૬) ઇસા ઇબ્ને તુહમાન કહે છે કે, હઝરત અનસે અમને રસૂલુલ્લાહ (સલ.)ના બુટ કાઢીને બતાવ્યા. બંનેમાં બે ચામડાની દોરી હતી. સાબિત બુનાનીએ કહ્યું કે, એ રસૂલુલ્લાહ (સલ.)ના બુટ છે.

## ચામડાનો લાલ તંબુ

(૧૧૫/૬૧૦૭) અબૂ જુહયફા કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયો. તે વખતે હુઝૂર ચામડાના લાલ તંબુમાં હતા. હઝરત બિલાલે વુઝૂનું પાણી પકડયું હતું. લોકો વુઝૂના વપરાયેલા પાણીને લેવા માટે તૂટી પડતા હતા. જેના હાથમાં આવતું હતું તે પોતાના મોં પર ચોપડતો હતો. જેના હાથમાં આવતું ન હતું તે બીજાના હાથની ભીનાશ લઇને જ ચોપડતો હતો.

(૧૧૬/૬૧૦૮) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અનસારીઓને બોલાવ્યા અને ચામડાના એક તંબુમાં તેમને ભેગા કર્યા.

## ચટાઇ વગેરે પર બેસવું

(૧૧૭/૬૧૦૯) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) રાત્રે ચટાઇ ઉભી કરીને કમરા જેવી બનાવીને નમાઝ પઢતા હતા. દિવસે તેને બીછાવીને બેસતા હતા, પરંતુ લોકોએ આવવાનું શરૂ કરી દીધું અને હુઝૂરની નમાઝની ઇકતિદા કરીને નમાઝ પઢવા લાગ્યા. અહીં સુધી કે, માણસોની સંખ્યા વધવા લાગી. છેવટે હુઝૂરે લોકો તરફ મોં કરીને કહ્યું : લોકો, અમલો એટલા શરૂ કરો જેટલી કે શક્તિ હોય. કારણ કે, ખુદા તઆલા નહીં થાકે, તમે થાકી જશો. ખુદાની નઝરમાં શ્રેષ્ઠ અમલ તે છે જે હંમેશા કરવામાં આવે,

ભલેને ઓછા પ્રમાણમાં હોય.

## એવું કપડું પહેરવાનું વર્ણન જેમાં સોનાનું બટન ટાંકેલું હોય

(૧૧૮/૬૧૧૦) મિસ્વર ઇબ્ને મખ્રમા કહે છે : મને મારા પિતા મખ્રમાએ કહ્યું : બેટા, મને ખબર પડી છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે અમુક ઝભ્ભાઓ આવ્યા છે અને આપ તેની વહેંચણી કરી રહ્યા છે. તું મને હુઝૂર પાસે લઇ જા. હું મારા પિતાને લઇ ગયો, પરંતુ હુઝૂર મકાનમાં હતા. પિતાએ મને કહ્યું : બેટા, રસૂલુલ્લાહ (સલ.)ને મારી પાસે બોલાવી લાવ. મેં આ વાતને ખરાબ ગણી. મેં કહ્યું : તમારા માટે રસૂલુલ્લાહ (સલ.)ને બોલાવી લાવું ? પિતાએ કહ્યું : તેઓ ઘમંડી નથી. જેથી મેં હુઝૂરને બોલાવ્યા. આપ બહાર આવ્યા અને રેશમનો એક ઝભ્ભો પણ લાવ્યા, જેના બટન સોનાના હતા. આપે કહ્યું : મખ્રમા, અમે તમારા માટે એને અલગ મુકયો હતો. પછી તે ઝભ્ભો મારા પિતાને આપી દીધો.

## સોનાની વીંટીઓ

(૧૧૯/૬૧૧૧) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમને સાત વસ્તુઓની મનાઇ ફરમાવી હતી. સોનાની વીંટી અથવા કડાની, રેશમ, ઇસ્તબ્રક, દીબાજ અને કસી પહેરવાની, લાલ 'મિસરા' વાપરવાની અને ચાંદીના વાસણોની. સાત વસ્તુઓનો હુકમ આપ્યો હતો. બીમારની ખબર લેવાનો, જનાઝાઓ સાથે જવાનો, છીંકનારાઓને છીંકનો જવાબ આપવાનો, સલામનો જવાબ આપવાનો, દઅવત આપનારની દઅવત કબૂલ કરવાનો, કસમ પૂરી કરવાનો અને મઝલૂમ-પીડિતની મદદ કરવાનો.

(૧૨૦/૬૧૧૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ સોનાની વીંટીની મનાઇ ફરમાવી હતી.

(૧૨૧/૬૧૧૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સોનાની વીંટી બનાવી હતી. તેનો નગીનો આપ હથેળી તરફ ફેરવી નાખતા હતા. લોકોએ આ જોઇને પોતે પણ સોનાની વીંટીઓ બનાવી. હુઝૂરે તે વીંટી ફેંકી દીધી અને ચાંદીની વીંટી બનાવી.

## ચાંદીની વીંટી

(૧૨૨/૬૧૧૪) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સોનાની વીંટી બનાવી હતી. તેનો નગીનો હથેળી તરફ રાખતા હતા. તેના પર 'મુહમ્મદ રસૂલુલ્લાહ' કોતરેલું હતું. પરંતુ જ્યારે લોકોએ પણ તેવી જ વીંટીઓ બનાવી ત્યારે હુઝૂરે તેને ફેંકીને કહ્યું : હવે હું તેને કદી નહીં પહેરૂં. પછી



આપે ચાંદીની મહોર બનાવી. લોકોએ પણ ચાંદીની વીંટીઓ બનાવી. ઇબ્ને ઉમર કહે છે : રસૂલુલ્લાહ (સલ.) પછી હઝરત અબૂબક્રે તે મહોર પહેરી, પછી હઝરત ઉમરે પહેરી. તે પછી હઝરત ઉસ્માને પહેરી. અહીં સુધી કે, હઝરત ઉસ્માનના હાથથી તે 'અરીસ' નામે કુવામાં પડી ગઇ.

(૧૨૩/૬૧૧૫) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સોનાની મહોર પહેરતા હતા, પરંતુ હુઝૂરે તેને ફેંકીને કહ્યું : હવે હું એને કદાપિ નહીં પહેરૂં. આ જોઇને લોકોએ પણ પોતાની વીંટીઓ ફેંકી દીધી.

(૧૨૪/૬૧૧૬) હઝરત અનસ કહે છે કે, મેં એક દિવસ રસૂલુલ્લાહ (સલ.)ના હાથમાં ચાંદીની વીંટી જોઇ. પછી લોકોએ પણ ચાંદીની વીંટીઓ બનાવીને પહેરી લીધી. આ જોઇને હુઝૂરે વીંટી ફેંકી દીધી. લોકોએ પણ પોતાની વીંટીઓ ફેંકી દીધી.

## વીંટીનો નગીનો

(૧૨૫/૬૧૧૭) હઝરત અનસને પૂછવામાં આવ્યું કે, શું રસૂલુલ્લાહ (સલ.)એ વીંટી બનાવી હતી ? આપે કહ્યું : એક રાત્રે હુઝૂરે ઇશાની નમાઝ અડધી રાત સુધી વાર લગાડીને પઢી. પછી અમારા તરફ જોયું. હુઝૂરની વીંટીની તે ચમક હજુ સુધી મારી નજર સામે છે. હુઝૂરે કહ્યું : લોકો નમાઝ પઢીને સૂઇ ગયા અને તમે જ્યાં સુધી નમાઝની રાહ જોતા રહેશો ત્યાં સુધી નમાઝમાં જ રહેશો.

(૧૨૬/૬૧૧૮) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની વીંટી ચાંદીની હતી. તેનો નગીનો પણ ચાંદીનો જ હતો.

## લોખંડની વીંટી

(૧૨૭/૬૧૧૯) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, એક ઓરત મુબારક સેવામાં હાજર થઇ. તેણે કહ્યું કે, હું આપને મારી જાતનો અધિકાર સોંપવા હાજર થઇ છું. આ પ્રમાણે કહીને ઘણીવાર સુધી ઉભી રહી. હુઝૂરે તેને નીચેથી ઉપર સુધી જોઇ (કંઇ જવાબ આપ્યો નહીં). જ્યારે ઉભાં ઉભાં તેને વાર લાગી ત્યારે એક માણસે કહ્યું કે, જો આપને એની જરૂરત ન હોય તો મારી સાથે નિકાહ કરી દો. આપે કહ્યું : તારી પાસે મહેરમાં દેવા માટે કંઇક છે ? તેણે કહ્યું કે, નથી. આપે કહ્યું કે, જાઇને જુઓ. તે માણસ જઇને થોડીવારમાં પાછો ફર્યો. તેણે કહ્યું : ખુદાની કસમ ! મારી પાસે કંઇ નથી.

(૧૨૪/૬૧૧૬) પુરૂષ માટે ચાંદીની વીંટી પહેરવી જાઇઝ છે, જે પોણા ચાર આનીથી વધારે ન હોય. આ હદીસમાં ચાંદીની વીંટી ફેંકવાનો ઉલ્લેખ છે. લોકોએ રસૂલુલ્લાહ (સલ.)ની વીંટીના નકશીકામ જેવું નકશીકામ કરાવીને વીંટી બનાવી, એટલે રોષે ભરાઇને રસૂલુલ્લાહ (સલ.)એ એ ઉતારી નાખી.

આપે કહ્યું : જઇને તપાસ કરો, ભલેને લોખંડની એક વીંટી જ મળી આવે. હુકમ અનુસાર તે માણસ જઇને થોડી વારમાં પાછો ફર્યો. તેણે કહ્યું કે, હુઝૂર, કંઇ મળ્યું નહીં, લોખંડની વીંટી પણ મળી નહીં. એ માણસે તે વખતે તેહબંદ બાંધ્યું હતું. પૂરી ચાદર ન હતી. તે કહેવા લાગ્યો : હુઝૂર, હું મારૂં આ તેહબંદ મહેરમાં આપી દઇશ. હુઝૂરે કહ્યું : જો આ તેહબંદ તું તેને પહેરાવી દઇશ તો તારા શરીર પર કંઇ નહીં રહે અને પોતે પહેરી લઇશ તો તે નગ્ન રહેશે. આ સાંભળીને તે માણસ અલગ થઇને બેસી ગયો. જ્યારે હુઝૂરે તેને જતાં જોયો ત્યારે બોલાવવાનો હુકમ આપ્યો. તેને બોલાવવામાં આવ્યો. હુઝૂરે કહ્યું : તને કુર્આનનો કયો ભાગ યાદ છે ? તેણે ગણીને બતાવ્યું, ફલાણી ફલાણી સૂરતો. આપે કહ્યું : જે કુર્આન તને યાદ છે તેના (શીખવવાના) બદલામાં મેં તને એનો માલિક બનાવી દીધો.

## વીંટીનું કોતરકામ

(૧૨૮/૬૧૨૦) હઝરત અનસ કહે છે કે, રસૂલે પાક (સલ.)એ થોડાક ઇરાન-વાસીઓને કાગળ મોકલવાનો ઇરાદો કર્યો. આપને કહેવામાં આવ્યું કે, તે લોકો મહોર વગરનો કાગળ કબૂલ કરતા નથી. આ સાંભળીને હુઝૂરે ચાંદીની એક મહોર બનાવી, જેના પર 'મુહમ્મદ રસૂલુલ્લાહ' કોતરાયેલું હતું. હુઝૂરની આંગળીમાં તે વીંટીની જે સફેદી અને ચમક હતી તે હજુ સુધી મારી આંખોની સામે ઘુમી રહી છે.

(૧૨૯/૬૧૨૧) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ચાંદીની એક મહોર બનાવી હતી અને મુબારક હાથમાં તે રહી હતી. પછી સિદ્દીકે અકબરના હાથમાં રહી. પછી હઝરત ઉમરના હાથમાં રહી. પછી હઝરત ઉસ્માનના હાથમાં રહી. છેવટે હઝરત ઉસ્માનના હાથે તે અરીસના કુવામાં પડી ગઇ. એ વીંટી પર 'મુહમ્મદ રસૂલુલ્લાહ' કોતરાયેલું હતું.

## છેલ્લી આંગળીમાં વીંટી પહેરવી

(૧૩૦/૬૧૨૨) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક વીંટી બનાવી. આપે કહ્યું : અમે એક વીંટી બનાવી છે અને તેમાં (મુહમ્મદ રસૂલુલ્લાહ) કોતરાવ્યું છે. એટલે (એ) કોતરકામ કોઇ કોતરાવે નહીં. હઝરત અનસ કહે છે : હુઝૂરની છેલ્લી આંગળીમાં તેની ચમક હજુ સુધી મારી આંખોની સામે ફરી રહી છે.

## મહોર મારવા અથવા કાગળ

. . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૧૨૭/૬૧૧૯) તાંબા, પિત્તળ, લોખંડ વગેરેની વીંટી તથા ઘરેણાં પહેરવાની બીજી હદીસમાં મનાઇ છે. જો કલાઇ ચઢાવેલી હોય તો જાઇઝ છે. અહીં હેતુ માત્ર એ છે કે, નજીવી કિંમતની પણ કોઇ વસ્તુ હોય તો મહેરમાં આપી દો.



## લખવા માટે વીંટી બનાવવી

(૧૩૧/૬૧૨૩) હઝરત અનસ કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)એ રોમનોને કાગળ લખવાનો ઇરાદો કર્યો ત્યારે કહેવામાં આવ્યું કે, તે લોકો મહોર વગરનો કાગળ પઢતા નથી. હુઝૂરે ચાંદીની એક મહોર બનાવી અને તેના પર 'મુહમ્મદ રસૂલુલ્લાહ' કોતરાવ્યું. હુઝૂરના હાથમાંની તેની સફેદી હજુ સુધી મારી આંખો સામે ફરી રહી છે.

## વીંટીનો નગીનો હથેળી તરફ રાખવો

(૧૩૨/૬૧૨૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સોનાની વીંટી બનાવી હતી. આપ પહેરતી વખતે તેનો નગીનો હથેળી તરફ રાખતા હતા. (હુઝૂરની વીંટી જોઇને) સોનાની બીજી વીંટીઓ પણ તૈયાર કરવામાં આવી. હુઝૂરે મિમ્બર પર ચઢીને અલ્લાહ તઆલાના વખાણ કર્યા પછી કહ્યું : મેં વીંટી બનાવી હતી, પરંતુ હવે તેને નહીં પહેરૂં. આમ કહીને હુઝૂરે વીંટી ફેંકી દીધી. લોકોએ વીંટીઓ ફેંકી દીધી.

## રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, આ કોતરકામ કોઇ માણસ પોતાની વીંટી પર ન કોતરાવે

(૧૩૩/૬૧૨૫) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક મહોર બનાવી, તેમાં 'મુહમ્મદ રસૂલુલ્લાહ' કોતરાવ્યું. આપે કહ્યું : મેં ચાંદીની એક વીંટી બનાવી છે અને તેમાં 'મુહમ્મદ રસૂલુલ્લાહ' કોતરાવ્યું છે. કોઇ માણસ આ કોતરકામ ન કરાવે.

(૧૩૪/૬૧૨૬) હઝરત અનસ કહે છે કે, જ્યારે હઝરત અબૂબકને ખલીફા બનાવવામાં આવ્યા ત્યારે તેમણે મારા માટે (હુકમો) લખ્યા. આપની વીંટીના કોતરકામની ત્રણ લાઇનો હતી. પહેલી લાઇનમાં 'મુહમ્મદ', બીજીમાં 'રસૂલ' અને ત્રીજીમાં શબ્દ 'અલ્લાહ' લખ્યો હતો. ઇમામ બુખારી કહે છે કે, કેટલીક રિવાયતોમાં એટલું વધુ આવ્યું છે કે, તે વીંટી રસૂલુલ્લાહના હાથમાં રહેતી હતી. હુઝૂર પછી હઝરત અબૂબકના હાથમાં રહી. તેમના પછી હઝરત ઉમરના હાથમાં રહી. જ્યારે હઝરત ઉસ્માન ખલીફા બન્યા ત્યારે એક દિવસ અરીસ નામે કુવા પર બેસીને આંગળીમાંથી વીંટી કાઢીને તેઓ તેની સાથે રમત રમી રહ્યા હતા, એવામાં કુવામાં પડી ગઇ. લોકોએ હઝરત ઉસ્માન સાથે ત્રણ દિવસ શોધખોળ કરી. પાણી ખેંચી નાખ્યું, પરંતુ વીંટી નહીં મળી.

## સ્ત્રીઓ માટે વીંટી પહેરવાનું જાઇઝ હોવું. હઝરત આઇશા

પાસે સોનાની વીંટીઓ હતી

(૧૩૫/૬૧૨૭) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ઈદની નમાઝમાં હાજર થયો. હુઝૂરે ખુત્બા પહેલાં નમાઝ પઢી. કેટલીક રિવાયતોમાં છે કે, ખુત્બા પછી હુઝૂર ઓરતો તરફ ગયા. ઓરતો પોતાની બાલીઓ અને વીંટીઓ બિલાલના કપડામાં નાખવા લાગી.

## સામાન્ય હાર અને મુશ્ક વગેરે બીજી ખૂશ્બૂઓનો હાર પહેરવો

(૧૩૬/૬૧૨૮) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે કે, ઈદના દિવસે રસૂલુલ્લાહ (સલ.) ઈદગાહ ગયા. બે રકઅત નમાઝ પઢી. ન એ પહેલાં કોઈ નમાઝ પઢી ન એ પછી. ત્યાર બાદ ઓરતો તરફ ગયા. તેમને ખૈરાત કરવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર પોતાની બાલીઓ અને હાર ખૈરાતમાં આપવા લાગી.

## પહેરવા માટે કોઈનો હાર માંગીને લેવો

(૧૩૭/૬૧૨૯) હઝરત આઈશા કહે છે કે, હઝરત અસ્માનો હાર ખોવાઈ ગયો. રસૂલુલ્લાહ (સલ.)એ એની તપાસ માટે માણસો મોકલ્યા. એવામાં નમાઝનો વખત થઈ ગયો. ત્યાં વુઝૂનું પાણી ન હતું. લોકો પાસે પણ ન હતું. નાછુટકે વુઝૂ વગર જ લોકોએ નમાઝ પઢી લીધી. રસૂલુલ્લાહ (સલ.)ને એ અંગે વાત કરી. તે વખતે અલ્લાહ તઆલાએ તયમ્મુમની આયત ઉતારી. હિશામ કહે છે કે, હઝરત આઈશાએ તે હાર હઝરત અસ્મા પાસેથી માંગીને લીધો હતો.

## બાલીઓ પહેરવી

(૧૩૮/૬૧૩૦) ઈબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઓરતોને ખૈરાત કરવાનો હુકમ આપ્યો હતો. મેં જોયું કે, ઓરતો પોતાના કાન અને ગળા તરફ હાથ ધપાવી રહી હતી.

(૧૩૯/૬૧૩૧) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઈદના દિવસે બે રકઅત નમાઝ પઢી. આગળ પાછળ કોઈ નમાઝ પઢી નહીં. પછી ઓરતો પાસે ગયા. બિલાલ સાથે હતા. હુઝૂરે ઓરતોને ખૈરાત કરવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર ઓરતો બાલીઓ ઉતારીને બિલાલના કપડામાં નાખવા લાગી.

## બાળકો માટે સુગંધિત હાર

(૧૪૦/૬૧૩૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક દિવસ હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે મદીનાના એક બજારમાં હતો. જ્યારે હુઝૂર પાછા ફર્યા ત્યારે હું પણ પાછો ફર્યો. પાછા ફરતી વખતે હુઝૂરે ત્રણવાર કહ્યું : બાળક ક્યાં



છે ? હસન ઈબ્ને અલીને બોલાવો. હઝરત હસન તરત ચાલીને આવ્યા. તે વખતે તેમની ગરદનમાં ખૂશ્બૂનો હાર પડયો હતો. હુઝૂરે હાથ ફેરવ્યો. હઝરત હસને પણ હાથ ફેલાવ્યા અને હુઝૂરને વળગી પડયા. રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : એય અલ્લાહ ! હું એની સાથે મુહબ્બત કરૂં છું તું પણ એની સાથે મુહબ્બત કર અને જે એની સાથે મુહબ્બત કરે તેની સાથે પણ મુહબ્બત કર. અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ના આ ફરમાન પછી મને હઝરત હસન કરતાં વધારે બીજા કોઈ પ્રત્યે મુહબ્બત ન હતી.

## સ્ત્રીઓનું રૂપ ધારણ કરનારા પુરૂષો અને પુરૂષોનું રૂપ ધારણ કરનારી સ્ત્રીઓ

(૧૪૧/૬૧૩૩) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ તે પુરૂષો પર લઅનત કરી છે જે ઓરતોનું રૂપ ધારણ કરે છે અને તે સ્ત્રીઓ પર જે પુરૂષોનું રૂપ ધારણ કરે છે.

## પુરૂષો જેવી દેખાતી સ્ત્રીઓ અને સ્ત્રીઓ જેવા દેખાતા પુરૂષોને ઘરમાં દાખલ ન થવા દેવા

(૧૪૨/૬૧૩૪) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સ્ત્રીઓ જેવા દેખાતા પુરૂષો અને પુરૂષો જેવી દેખાતી સ્ત્રીઓ પર લઅનત કરી છે. આપે કહ્યું છે કે, તેમને તમારા ઘરોમાંથી કાઢી મૂકો. ઈબ્ને અબ્બાસ કહે છે : હુઝૂરે ફલાણી ઓરતને કાઢી મૂકી હતી અને હઝરત ઉમરે ફલાણી ઓરતને કાઢી મૂકી હતી.

(૧૪૩/૬૧૩૫) હઝરત ઉમ્મે સલમહ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) મારી પાસે હતા. તે વખતે મકાનમાં એક હીજડો પણ હતો. હીજડાએ મારા ભાઈ અબ્દુલ્લાહને કહ્યું કે, જો તમે કાલે તાઈફ પર વિજય મેળવો તો હું તમને ગયલાનની પુત્રી બતાવીશ. જે ચાર કરચલીઓ સાથે સામે આવે છે અને પીઠ ફેરવે છે ત્યારે આઠ કરચલીઓ દેખાય છે (કિંવા તે ખૂબ જાડી અને મુલાયમ શરીરવાળી છે) આ સાંભળીને હુઝૂરે કહ્યું કે, એ લોકો તમારી પાસે ન આવે.

## મૂછો કતરાવવી

### ઇબ્ને ઉમર એટલી બારીક મૂછો કપાવતા હતા કે, ચામડીની સફેદી દેખાતી હતી. તેઓ હોઠની આજુબાજુના વાળ કતરાવતા હતા

(૧૪૪/૬૧૩૬) ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મૂછો કતરાવવી જન્મસિધ્ધ સુન્નત છે.

(૧૪૫/૬૧૩૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત છે કે, પાંચ વસ્તુઓ પ્રકૃતિજન્ય (ફિતરી) છે. ખત્ના કરવી, ડુંટી નીચેના વાળ સાફ કરવા, બગલના વાળ લેવા, નખ કાપવા અને મૂછો કતરાવવી.

## નખ કાપવા

(૧૪૬/૬૧૩૮) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ડુંટી નીચેના વાળ સાફ કરવા, નખ કાપવા અને મૂછો કતરાવવી પ્રકૃતિજન્ય (ફિતરી) બાબતો છે.

(૧૪૭/૬૧૩૯) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : પાંચ વસ્તુઓ પ્રકૃતિજન્ય (ફિતરી) છે. ખત્ના કરવી, ડુંટી નીચેના વાળ સાફ કરવા, મૂછો કતરાવવી, નખ કાપવા અને બગલના વાળ લેવા.

(૧૪૮/૬૧૪૦) ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, મુશ્રિકોનો વિરોધ કરો. દાઢીઓ વધારો અને મૂછો કપાવો. હઝરત ઇબ્ને ઉમર (રદિ.) જ્યારે હજ્જ અથવા ઉમરો કરતા ત્યારે દાઢીને મુઠ્ઠીમાં પકડતા હતા. જેટલી વધારે હોય તેને કતરાવી નાખતા હતા.

## દાઢીઓ વધારવાનો હુકમ

(૧૪૯/૬૧૪૧) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, દાઢીઓ વધારો અને મૂછો કતરાવો.

## સફેદ વાળને ખિઝાબ લગાડવો

(૧૫૦/૬૧૪૨) ઇબ્ને સીરીન કહે છે : મેં હઝરત અનસને પૂછ્યું કે, શું રસૂલુલ્લાહ (સલ.)એ ખિઝાબ લગાડયો હતો ? તેમણે કહ્યું : હુઝૂરના વાળ જ ઘણી ઓછી સંખ્યામાં સફેદ થયા હતા.

(૧૫૧/૬૧૪૩) હઝરત અનસ (રદિ.)ને જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ના ખિઝાબ અંગે પૂછવામાં આવ્યું ત્યારે તેમને કહ્યું : લગાડવા લાયક વાળ જ થયા ન હતા. જો હું ધારત તો હુઝૂરની દાઢીના વાળ ગણી શકતો હતો.

(૧૫૨/૬૧૪૪) ઉસ્માન ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : મને મારા ઘરવાળાંઓએ હઝરત ઉમ્મે સલમહ પાસે એક પ્યાલો પાણી લઇને મોકલ્યો. ઉમ્મુલ મુઅમિનીન ચાંદીનું એક ઘુંઘરૂં કાઢીને લાવ્યાં, જેમાં રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક વાળ હતા. સામાન્ય નિયમ હતો કે, જ્યારે કોઇ માણસને નઝર લાગતી અથવા બીમારી લાગુ પડતી તો તે હઝરત ઉમ્મે સલમા પાસે (પાણીનો) એક પ્યાલો મોકલતા હતા. મેં ઘુંઘરૂંમાં જોયું તો તેમાં લાલ વાળ હતા.

(૧૫૩/૬૧૪૫) ઉસ્માન ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે : હું હઝરત ઉમ્મે



સલમહ પાસે ગયો. ઉમ્મુલ મુઅમિનીને રસૂલુલ્લાહ (સલ.)ના ખિઝાબ લગાડેલા થોડાક વાળ કાઢીને બતાવ્યા.

(૧૫૪/૬૧૪૬) ઇબ્ને મવહબ કહે છે કે, હઝરત ઉમ્મે સલમા (રદિ.)એ મને રસૂલુલ્લાહ (સલ.)ના લાલ વાળ બતાવ્યા હતા.

## ખિઝાબ લગાડવો

(૧૫૫/૬૧૪૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : નામદાર રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, યહૂદીઓ અને ઇસાઇઓ ખિઝાબ લગાડતા નથી. તમે તેમની વિરૂધ્ધ કરો.

## વાંકડિયા વાળ

(૧૫૬/૬૧૪૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)નું મુબારક કદ ન તો ખૂબ લાંબુ હતું, ન ઠીંગણું. આપનો રંગ ન તો ખૂબ સફેદ હતો, ન ઘઉંવર્ણો. આપના વાળ ન તો ખૂબ વાંકડિયા હતા, ન બિલકુલ સીધા. ચાળીસ વરસ પૂરા થયા પછી અલ્લાહ તઆલાએ આપને નબી બનાવીને મોકલ્યા હતા. હુઝૂર મક્કામાં દસ વરસ રોકાયા અને દસ વરસ મદીનામાં. ૬૦ વરસની વય પૂરી થઇ ત્યારે હુઝૂરની વફાત થઇ ગઇ, પરંતુ હુઝૂરના શિર અને દાઢીમાં વીસ વાળ પણ સફેદ થયા ન હતા.

(૧૫૭/૬૧૪૯) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, મેં લાલ કપડાં પહેરેલ કોઇને રસૂલુલ્લાહ (સલ.) કરતાં વધારે ખૂબસૂરત જોયો નથી. એક રિવાયતમાં છે કે, હુઝૂરના માથાના વાળ ખભા સુધી પહોંચતા હતા. કેટલીક રિવાયતોમાં છે કે, કાનની બુટી (ટીશી) સુધી પહોંચતા હતા.

(૧૫૮/૬૧૫૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક રાત્રે મેં સ્વપ્નમાં જોયું કે, હું બયતુલ્લાહમાં છું. ત્યાં મેં એક માણસને જોયો કે, જેનો રંગ એવો ઘઉંવર્ણો હતો જેવો કે તમારામાંથી કોઇ સરસ ઘઉંવર્ણના માણસને જોયો હોય. માથાના વાળ પણ એવા ખૂબસૂરત હતા જેમકે તમે કોઇના ખૂબ સુંદર વાળ જોયા હોય. તે માણસે વાળમાં કાંસકી કરી હતી. વાળમાંથી પાણી ટપકતું હતું. બે માણસોના ખભાના ટેકે તે માણસ તવાફ કરી રહ્યો હતો. મેં પૂછ્યું કે, એ કોણ છે ? ખબર પડી કે, મસીહ ઇબ્ને મરયમ છે. પછી મેં બીજા એક માણસને જોયો, જે ખૂબ વાંકડિયા વાળવાળો અને જમણી આંખે કાણો હતો. તેની જમણી આંખ ફુલેલી દ્રાક્ષ જેવી લાગતી હતી. મેં પૂછ્યું કે, આ કોણ છે ? ખબર પડી કે, મસીહ દજ્જાલ છે.

(૧૫૯/૬૧૫૧) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના વાળ ખભા

સુધી પહોંચતા હતા.

(૧૬૦/૬૧૫૨) હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)ના વાળ ખભા સુધી પહોંચતા હતા.

(૧૬૧/૬૧૫૩) કતાદા કહે છે કે, મેં હઝરત અનસ (રદિ.)ને રસૂલુલ્લાહ (સલ.)ના વાળ વિષે પૂછયું ત્યારે કહ્યું : હુઝૂરના વાળમાં કંઈક વળાંક હતો, ન બિલકુલ સીધા હતા, ન વાંકડિયા. બંને કાન અને ખભાની વચ્ચે હતા.

(૧૬૨/૬૧૫૪) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના બંને હાથ માંસથી ભરપૂર હતા. હુઝૂર પછી મેં કોઈના આવા હાથ જોયા નથી. હુઝૂરના વાળમાં કંઈક વળાંક હતો. ન બિલકુલ વાંકડિયા હતા, ન બિલકુલ સીધા.

(૧૬૩/૬૧૫૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલે પાક (સલ.)નું શિર મોટું અને બંને પગ માંસથી ભરપૂર હતા. એવો માણસ ન મેં હુઝૂર પહેલાં જોયો, ન હુઝૂર પછી. હુઝૂરની બંને હથેળીઓ પહોળી હતી.

(૧૬૪/૬૧૫૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના બંને પગ માંસથી ભરપૂર અને ચહેરો ખૂબસૂરત હતો. હુઝૂર પછી મેં એવો માણસ જોયો નથી. હઝરત અનસથી રિવાયત છે કે, હુઝૂરના બંને પગ અને બંને હથેળીઓ માંસથી ભરપૂર હતી. હઝરત જાબિરની રિવાયતમાં છે કે, હુઝૂરની બંને હથેળીઓ અને બંને પગ માંસથી ભરપૂર હતા. હુઝૂર પછી કોઈને મેં એવો જોયો નથી.

(૧૬૫/૬૧૫૭) મુજાહિદ કહે છે કે, અમે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) પાસે બેઠા હતા, એવામાં લોકોએ દજ્જાલની વાત કરી. ઈબ્ને અબ્બાસે કહ્યું કે, તેની બંને આંખો વચ્ચે લખ્યું હશે (કે આ માણસ) કાફિર છે. ઈબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલે પાક (સલ.) પાસેથી મેં ઉપરોક્ત કથન તો સાંભળ્યું નથી, પરંતુ આપને આ પ્રમાણે કહેતા સાંભળ્યા છે કે, ઈબ્રાહીમ (અલ.)ને જોવા હોય તો તમે તમારા સાથીને જોઈ લો. મૂસા (અલ.) ઘઉંવર્ણા અને વાંકડિયા વાળ-વાળા માણસ હતા. લાલ ઊંટ પર સવાર હતા, જેની લગામ ખજૂરીની છાલની રસ્સીની હતી. મારી આંખો સામે તે દૃશ્ય ઘુમી રહ્યું છે કે, હઝરત મૂસા (અલ.) ખીણમાં ઉતરી રહ્યા છે, અને લબ્બૈક બોલી રહ્યા છે.

## માથાના વાળને ગુંદરથી ચોંટાડવા

(૧૬૬/૬૧૫૮) હઝરત ઉમર (રદિ.) કહેતા હતા કે, જે માણસ વાળ ગુંથવા માગે તે વાળ મુંડાવી નાખે. તમે તે વાળ સાથે સરખામણી ન કરો જે હજ્જના



સમયે ગુંદરથી ચોંટાડવામાં આવે છે. ઈબ્ને ઉમર કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ના વાળ ગુંદરથી ચોંટેલા જોયા હતા.

(૧૬૭/૬૧૫૯) હઝરત ઈબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) વાળ ચોંટાડીને 'લબ્બૈક' કહી રહ્યા હતા. આપ કહી રહ્યા હતા : **લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક લબ્બૈક લાશરીક લક લબ્બૈક ઈન્નલ હમ્દ વ નિઅ્મત લક વલ મુલ્ક લાશરીક લક** બસ હુઝૂર આટલા શબ્દોથી વધારે બોલતા ન હતા.

(૧૬૮/૬૧૬૦) ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત હફસા (રદિ.) કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આ શું વાત છે કે, લોકોએ તો ઉમરો કર્યા પછી ઈહરામ ખોલી નાખ્યો અને આપે ખોલ્યો નહીં ? આપે કહ્યું : હું ગુંદરથી માથાના વાળ ચોંટાડી ચૂકયો છું અને કુરબાનીના જાનવરને હાર પહેરાવી ચૂકયો છું, એટલે કુરબાની કરતા પહેલાં ઈહરામ નહીં ખોલું.

## સેંઠો પાડવો

(૧૬૯/૬૧૬૧) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે : જે બાબતોનો રસૂલુલ્લાહ (સલ.)ને કોઈ હુકમ મળ્યો ન હતો તેમાં હુઝૂર અહલે કિતાબને અનુરૂપ થવાનું પસંદ કરતા હતા. જેમકે અહલે કિતાબ વાળને એમ જ રહેવા દેતા હતા અને મુશ્રિકો સેંઠો પાડતા હતા. રસૂલુલ્લાહ પણ (પહેલાં) પેશાનીના વાળ એમ જ રહેવા દેતા હતા, પરંતુ પાછળથી સેંઠો પાડતા હતા.

(૧૭૦/૬૧૬૨) હઝરત આઈશા કહે છે : મારી નજર સામે તે દૃશ્ય છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ શિરના સેંઠામાં સફેદ ખૂશ્બૂ ભરી હતી અને આપ ઈહરામની હાલતમાં હતા.

## વાળની લટો

(૧૭૧/૬૧૬૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક રાત હું મારી માસી હઝરત મયમૂના (રદિ.)ના ઘેર રહ્યો. હુઝૂર (સલ.) પણ તે રાત્રે ત્યાં જ હતા. રાત્રે હુઝૂર ઉઠીને નમાઝ પઢવા ઉભા થયા. હું પણ ઉઠીને ડાબી બાજુએ જઈને ઉભો થઈ ગયો. રસૂલે પાક (સલ.)એ મારી લટો પકડીને જમણી બાજુએ કરી લીધો.

(૧૭૨/૬૧૬૪) કેટલીક રિવાયતોમાં આ પ્રમાણે શબ્દો આવ્યા છે કે, હુઝૂરે મારૂં માથું પકડીને જમણી બાજુએ કરી દીધો.

## માથાના વાળ થોડાક મુંડાવવા અને થોડાક રાખવા

(૧૭૩/૬૧૬૫) હઝરત ઈબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) 'કઝઅ'ની મનાઈ ફરમાવતા હતા. ઉબૈદુલ્લાહ કહે

છે : મેં પૂછ્યું, કઝઅનો શું અર્થ ? તેમણે કહ્યું : જ્યારે છોકરાનું માથું મુંડાવવામાં આવે ત્યારે થોડાક વાળ ત્યાં, થોડાક ત્યાં અને થોડાક ત્યાં રહેવા દેવામાં આવે કિંવા પેશાની પર અને બંને કાનપટીઓ પર રહેવા દેવામાં આવે. ઉબૈદુલ્લાહને પૂછવામાં આવ્યું કે, છોકરો અને છોકરી બંનેનો એ જ હુકમ છે ? તેમણે કહ્યું : મને ખબર નથી. તેમણે ફકત બાળક વિષે કહ્યું હતું. મેં બીજીવાર પૂછ્યું ત્યારે તેમણે કહ્યું : જો પેશાની અને ગરદનના વાળ છોકરા માટે રહેવા દેવામાં આવે તો કંઇ વાંધો નથી, પરંતુ 'કઝઅ'નો એ જ અર્થ છે કે, ફકત પેશાની અને માથાની બંને બાજુએ વાળ રહેવા દેવામાં આવે.

(૧૭૪/૬૧૬૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ 'કઝઅ'ની મનાઇ ફરમાવી છે.

## ઓરત પોતાના હાથે પોતાના પતિને ખૂશ્બૂ લગાડી શકે છે

(૧૭૫/૬૧૬૭) હઝરત આઇશા કહે છે : મેં ઇહરામ બાંધવા માટે મારા હાથે રસૂલુલ્લાહ (સલ.)ને ખૂશ્બૂ લગાડી હતી. તવાફે ઝિયારત પહેલાં મિનામાં પણ હુઝૂરને ખૂશ્બૂ લગાડી હતી.

## માથા અને દાઢીમાં ખૂશ્બૂ લગાડવી

(૧૭૬/૬૧૬૮) હઝરત આઇશા કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.)ને સૌથી શ્રેષ્ઠ ખૂશ્બૂ લગાડતી હતી. અહીં સુધી કે, ખૂશ્બૂની ચમકનો હુઝૂરની દાઢી અને માથામાં મને અનુભવ થતો હતો.

## કાંસકી કરવી

(૧૭૭/૬૧૬૯) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, એક માણસે બાકોરા મારફતે રસૂલુલ્લાહ (સલ.)ના ઘરમાં ડોકિયું કર્યું. હુઝૂર તે વખતે લોખંડના કાંસકા વડે પોતાનું માથું ખંજવાળી રહ્યા હતા. આપે ફરમાવ્યું : જો મને ખબર હોત કે તું જોઇ રહ્યો હતો તો લોખંડનો કાંસકો જ તારી આંખોમાં ભોંકી દેત. રજા માંગવાનો હુકમ જોવા માટે જ તો આપવામાં આવ્યો છે.

## માસિકવાળી ઓરત પોતાના પતિના વાળમાં કાંસકી કરી શકે છે

(૧૭૮/૬૧૭૦) હઝરત આઇશા (રદિ.) કહે છે : મને માસિક આવતું હતું અને હું રસૂલુલ્લાહ (સલ.)ના વાળમાં કાંસકી કરતી હતી.

## કાંસકી કરવી

(૧૭૯/૬૧૭૧) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) વુઝૂ અને કાંસકીમાં શકય એ રીતે જમણી બાજુથી શરૂ કરવાનું પસંદ કરતા હતા.



## મુશ્ક (કસ્તુરી)

(૧૮૦/૬૧૭૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : (અલ્લાહ તઆલા ફરમાવે છે :) રોઝા સિવાય માનવીનો દરેક અમલ તેના માટે જ છે. રોઝાનો સવાબ હું પોતે (મારા હાથે) આપીશ. રોઝાદારના મોની દુર્ગંધ ખુદાને મુશ્ક (કસ્તુરી)ની સુગંધ કરતાં પણ વધારે પસંદ છે.

## કઇ ખૂશ્બૂ મુસ્તહબ છે ?

(૧૮૧/૬૧૭૩) હઝરત આઇશા (રદિ.) કહે છે : જે ખૂશ્બૂ મને સારી લાગતી હતી તે ઇહરામ વખતે હું રસૂલુલ્લાહ (સલ.)ને લગાડતી હતી.

## ખૂશ્બૂ લગાડવાની મનાઇ નથી

(૧૮૨/૬૧૭૪) સુમામા ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, હઝરત અનસ (રદિ.) ખૂશ્બુ પાછી આપતા ન હતા. તેઓ કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.) ખૂશ્બૂ પાછી આપતા ન હતા.

## ઝરીરા ('ઝરીરા' એક પ્રકારની ખૂશ્બૂનું નામ)

(૧૮૩/૬૧૭૫) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હજ્જતુલ વદાઅમાં ઇહરામ બાંધતી અને ખોલતી વખતે રસૂલુલ્લાહ (સલ.) 'ઝરીરા' નામે ખૂશ્બૂ લગાડતા હતા.

## ખૂબસુરતી માટે દાંતોમાં ગાળા બનાવવા

(૧૮૪/૬૧૭૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ તે ઓરતો પર લઅનત કરી છે જે ખૂબસુરતી માટે શરીર કોચાવીને ગળી ભરે છે અથવા શરીર કોચાવીને ગળી ભરાવે છે અથવા દાંતોમાં ગાળા બનાવે છે અથવા પોતાના ચહેરા પરથી વાળ વીણાવે છે અને ખુદા તઆલાએ પેદા કરેલી વસ્તુમાં ફેરફાર કરે છે. ઇબ્ને મસ્ઊદ કહે છે : જેના પર રસૂલુલ્લાહ (સલ.)એ લઅનત કરી છે તેના પર હું શા માટે લઅનત ન કરૂં ? કારણ કે, અલ્લાહ તઆલાએ કુર્આનમાં ફરમાવ્યું છે : **મા આતાકુમુ ર્રસૂલુ ફખુઝૂહુ વ મા નહાકુમ અન્હૂ ફન્તહૂ** કિંવા નબી તમને જે હુકમ આપે તેને લઇ લો અને જેની મનાઇ કરે તેને ન કરો.

## વાળ સાથે બનાવટી વાળ લગાડવા

(૧૮૫/૬૧૭૭) હઝરત હુમૈદ ઇબ્ને અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ કહે છે કે, મુઆવિયા ઇબ્ને અબૂ સુફયાને જે વરસે હજ્જ કરી હતી તે વરસે મિમ્બર પર ઉભા થઇને ગુલામના હાથમાંથી વાળનો ગુચ્છ લઇને કહી રહ્યા હતા કે, તમારા આલિમો કયાં છે ? મેં પોતે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે, આપ આવા

ગુચ્છની મનાઇ કરતા હતા અને ફરમાવતા હતા કે, જ્યારે બની ઇસ્રાઇલની ઓરતોએ આ પ્રમાણે બનાવવાનું શરૂ કર્યું તે વખતે બની ઇસ્રાઇલ તબાહ થઇ ગયા. હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બનાવટી વાળ લગાડનાર, બનાવટી વાળ લગાડાવનાર, છુંદણા પાડીને ગળી ભરનાર અને છુંદણા પાડીને ગળી ભરાવનાર પર લઅનત કરી છે.

(૧૮૬/૬૧૭૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક અનસારી છોકરીની શાદી થઇ, પરંતુ તે બીમાર પડી ગઇ અને માથાના વાળ ખરી ગયા. લોકોએ ઇરાદો કર્યો કે, તેના વાળમાં બનાવટી વાળ લગાડે. હુઝૂર (સલ.)ને મસ્અલો પૂછવામાં આવ્યો. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ખુદા તઆલાએ લઅનત કરી છે વાળ લગાડનારી અને વાળ લગાડાવનારી પર.

(૧૮૭/૬૧૭૯) હઝરત અસ્મા બિન્તે સિદ્દીકે અકબર (રદિ.) કહે છે કે, એક ઓરતે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું કે, મેં મારી છોકરીના નિકાહ કર્યા હતા. નિકાહ પછી તે બીમાર પડી ગઇ અને માથાના વાળ ખરી પડયા. એના પતિની ઇચ્છા છે કે, હું એના વાળમાં બનાવટી વાળ લગાડું. શું હું હવે બનાવટી વાળ લગાડી શકું છું ? આ સાંભળીને હુઝૂરે બનાવટી વાળ લગાડનારી અને બનાવટી વાળ લગાડાવનારી પર લઅનત કરી છે.

(૧૮૮/૬૧૮૦) હઝરત અસ્મા બિન્તે સિદ્દીકે અકબર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બનાવટી વાળ લગાડનારી અને બનાવટી વાળ લગાડાવનારી પર લઅનત કરી છે.

(૧૮૯/૬૧૮૧) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ લઅનત કરી છે બનાવટી વાળ લગાડનારી, બનાવટી વાળ લગાડાવનારી, બીજી ઓરતને છુંદણા પાડીને ગળી ભરનાર અને છુંદણા પડાવીને ગળી ભરાવનાર પર. નાફિઅ કહે છે કે, છુંદણાથી મુરાદ માત્ર ચહેરાનાં છુંદણા છે.

(૧૯૦/૬૧૮૨) સઇદ ઇબ્ને મુસય્યિબ કહે છે કે, મુઆવિયા મદીનામાં છેલ્લીવાર આવ્યા. અમારી સામે ખુત્બો પઢયા. તેમણે વાળનો એક ગુચ્છો કાઢીને કહ્યું કે, હું માનતો હતો કે, યહૂદીઓ સિવાય કોઇ આવું કામ કરતું નથી. રસૂલુલ્લાહ (સલ.)એ એને 'ઝૂર' કહ્યું છે. [illegible] વાળમાં બનાવટી વાળ લગાડનારીને 'ઝૂર' કહ્યું છે.

## ચહેરા પરથી વાળ ખેંચનારીઓનું વર્ણન

(૧૯૧/૬૧૮૩) અલ્કમા કહે છે કે,



હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદે છુંદણા પાડનારીઓ, છુંદણા પડાવનારીઓ, ખૂબસુરતી માટે દાંતોમાં ગાળા બનાવનારીઓ અને ચહેરા પરથી વાળ ખેંચનારીઓ પર, જે અલ્લાહે પેદા કરેલી પ્રકૃતિમાં ફેરફાર કરે છે, લઅનત કરી ત્યારે ઉમ્મે યાકૂબે કહ્યું કે, આ શું વાત છે ? હઝરત અબ્દુલ્લાહે કહ્યું કે, જેના પર રસૂલુલ્લાહ (સલ.)એ લઅનત કરી છે તેના પર હું શા માટે લઅનત ન કરૂં, જો કે કિતાબુલ્લાહમાં છે. ઉમ્મે યાકૂબે કહ્યું : મને તો બે પુઠાઓની વચ્ચે (કુર્આનમાં) એ આયત મળી નહીં. ઇબ્ને મસ્ઊદે કહ્યું : ખુદાની કસમ ! જો તું તેને પઢત તો તને મળી જાત. **મા આતાકુમુ ર્રસૂલુ ફખુઝૂહુ વ મા નહાકુમ અન્હુ ફન્તહુ**

## બનાવટી વાળ લગાડાવનારીનો હુકમ

(૧૯૨/૬૧૮૪) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બનાવટી વાળ લગાડનારી, બનાવટી વાળ લગાડાવનારી, છુંદણા પાડનારી અને છુંદણા પડાવનારી પર લઅનત કરી છે.

(૧૯૩/૬૧૮૫) હઝરત અસ્મા કહે છે કે, એક ઓરતે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારી પુત્રીને શીતળા નીકળ્યા છે અને તેના વાળ ખરી ગયા છે. મેં તેને પરણાવેલી છે. શું હું તેના વાળમાં બનાવટી વાળ લગાડું ? આપે કહ્યું : ખુદાએ વાળ લગાડનારી અને લગાડાવનારી પર લઅનત કરી છે.

(૧૯૪/૬૧૮૬) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ખુદા તઆલાએ છુંદણા પાડનાર, છુંદણા પડાવનાર, વાળ લગાડનાર અને લગાડાવનારી પર લઅનત કરી છે. મુરાદ એ છે કે, હુઝૂરે પોતે લઅનત કરી છે.

(૧૯૫/૬૧૮૭) હઝરત ઇબ્ને મસ્ઊદ કહે છે કે, અલ્લાહે લઅનત કરી છે છુંદણા પાડનારીઓ પર, પડાવનારીઓ પર, ચહેરા પરથી વાળ ખેંચનારીઓ પર, ખૂબસુરતી માટે દાંતોમાં ગાળા બનાવનારીઓ પર. આ બધી ઓરતો અલ્લાહે પેદા કરેલી વસ્તુને બગાડે છે. જેના પર રસૂલુલ્લાહ (સલ.)એ લઅનત કરી છે તેના પર હું શા માટે લઅનત ન કરૂં ?

## છુંદણા પાડનારીઓ

(૧૯૬/૬૧૮૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ છુંદણા પાડવાની મનાઇ કરી છે. આપે ફરમાવ્યું છે કે, નજર લાગવી, એ સાચું છે.

(૧૯૭/૬૧૮૯) અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદની રિવાયતથી અલ્કમાએ ઉપરની (૧૯૫ નંબર) હદીસ બયાન કરી છે.

(૧૯૮/૬૧૯૦) અબૂ જુહૈફા કહે છે

કે, રસૂલુલ્લાહ (સલ.)એ લોહી અને કુતરાની કીમતની, વ્યાજ લેનાર અને વ્યાજ આપનારના કામની અને છુંદણા પડાવનારીના કામની મનાઈ ફરમાવી છે.

## છુંદણા પડાવનારી

(૧૯૯/૬૧૯૧) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, એક છુંદણા પાડનારી ઓરતને હઝરત ઉમર (રદિ.) સામે રજૂ કરવામાં આવી. હઝરત ઉમરે ઉભા થઈને કહ્યું કે, હું તમને ખુદાની કસમ આપીને પૂછું છું કે, કોણે છુંદણા પાડવા વિષે (મનાઈનો) હુકમ સાંભળ્યો છે ? અબૂ હુરૈરાએ કહ્યું : મેં ઉભા થઈને કહ્યું : મેં સાંભળ્યું છે. હઝરત ઉમરે કહ્યું કે, તમે શું સાંભળ્યું છે ? મેં કહ્યું કે, મેં પોતે સાંભળ્યું છે કે, હુઝૂર ફરમાવતા હતા : ઓરતો, શરીર પર છુંદણા પાડો નહીં અને પડાવો નહીં.

(૨૦૦/૬૧૯૨) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ વાળ લગાડનારી, વાળ લગાડાવનારી, છુંદણા પાડનારી અને છુંદણા પડાવનારી પર લઅનત કરી છે.

(૨૦૧/૬૧૯૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.)એ કહ્યું : ખુદાએ લઅનત કરી છે શરીર પર છુંદણા પાડનારીઓ પર, છુંદણા પડાવનારીઓ પર, ચહેરા પરથી વાળ ખેંચનારીઓ પર, ખૂબસુરતી માટે દાંતોમાં ગાળા બનાવનારીઓ પર. એ બધી ખુદાએ પેદા કરેલી સૂરતને બગાડે છે. જેના પર રસૂલુલ્લાહ (સલ.)એ લઅનત કરી છે તેના પર હું શા માટે લઅનત ન કરૂં, જો કે રસૂલુલ્લાહ (સલ.)ની તાબેદારીનો હુકમ કુર્આનમાં છે.

## તસ્વીરો (ફોટાઓ-છબીઓ)

(૨૦૨/૬૧૯૪) અબૂ તલહા કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું : જે ઘરમાં કુતરો અથવા તસ્વીરો હોય છે તેમાં (રહમતના) ફરિશ્તાઓ દાખલ થતા નથી.

## કિયામતના દિવસે છબીકારોને શું અઝાબ હશે ?

(૨૦૩/૬૧૯૫) હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદાની નજરમાં સૌથી વધુ સખ્ત અઝાબને પાત્ર છબીકારો છે.

(૨૦૪/૬૧૯૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જે લોકો આ છબીઓ બનાવે છે તેમને કિયામતના દિવસે અઝાબ આપવામાં આવશે. તેમને કહેવામાં આવશે કે, જે વસ્તુઓ તમે બનાવી છે તેમાં જીવ પણ નાખો.

## તસ્વીરો તોડી નાખવી

(૨૦૫/૬૧૯૭) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, જે વસ્તુમાં ક્રોસ



(સલીબ)ની તસ્વીરો હોય તેને રસૂલુલ્લાહ (સલ.) રહેવા દેતા ન હતા, તોડી નાખતા હતા.

(૨૦૬/૬૧૯૮) અબૂ ઝુરઆ કહે છે : હઝરત અબૂ હુરૈરાની સાથે હું મદીનામાં એક ઘરમાં દાખલ થયો. અબૂ હુરૈરાએ મકાનની છત પર જોયું કે, એક છબીકાર છબી બનાવી રહ્યો છે. તેઓ કહેવા લાગ્યા કે, મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે, આપ કહેતા હતા કે, અલ્લાહ તઆલા ફરમાવે છે : એનાથી વધારે ઝાલિમ કોણ છે જે મારી બનાવેલી તસ્વીરો જેવી તસ્વીર બનાવવા માગે છે. તે એક દાણો જ બનાવે, એક રજકણ જ બનાવે. તે પછી હઝરત અબૂ હુરૈરાએ પાણીનું એક વાસણ મંગાવ્યું અને બગલો સુધી પોતાના હાથ ધોયા. મેં કહ્યું કે, અબૂ હુરૈરા, આ શું વાત છે ? (તમે બગલો સુધી હાથ કેમ ધોયાં ?) શું એ અંગે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી કોઈ હદીસ સાંભળી છે ? તેમણે કહ્યું : આ જગ્યા સુધી જન્નતના ઘરેણાં પહોંચે છે. (હદીસમાં આવ્યું છે કે, વુઝૂના કારણે કિયામતના દિવસે હાથ પગ રોશન અને ચમકદાર રહેશે).

## તસ્વીરોને પાયમાલ કરવી જોઇએ

(૨૦૭/૬૧૯૯) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એક સફરમાંથી પાછા આવ્યા. મેં તસ્વીરવાળો પરદો ઘરના દરવાજા પર લટકાવ્યો હતો. હુઝૂરે તેને જોયો તો ફાડી નાખ્યો. આપે કહ્યું : સૌથી વધારે અઝાબ તે લોકોને થશે જેઓ અલ્લાહે પેદા કરેલી વસ્તુની બરાબરી કરે છે. હઝરત આઇશા કહે છે : છેવટે અમે તેને ફાડીને એક અથવા બે તકિયા બનાવ્યા.

(૨૦૮/૬૨૦૦) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલે પાક (સલ.) એક વાર સફરમાંથી પાછા આવ્યા. મેં એક તસ્વીરવાળો પરદો દરવાજા પર લટકાવ્યો હતો. હુઝૂરે મને તે ઉતારવાનો હુકમ આપ્યો. મેં તેને ઉતારી નાખ્યો. હું અને રસૂલુલ્લાહ (સલ.) એક વાસણમાંથી ગુસ્લ કરતાં હતાં.

## તસ્વીરો પર બેસવું મકરૂહ છે

(૨૦૯/૬૨૦૧) હઝરત આઇશા કહે છે : મેં તસ્વીરોવાળો એક ગાદલો ખરીદયો હતો. રસૂલુલ્લાહ (ગાદલો જોઈને) દરવાજા પાસે ઉભા રહ્યા. અંદર દાખલ થયા નહીં. મેં કહ્યું કે, મારાથી જે ગુનોહ થયો હોય તેનાથી હું તૌબા કરૂં છું. આપે કહ્યું : આ ગાદલો કેવો છે ? મેં કહ્યું કે, હુઝૂરના બેસવા અને ટેકો લગાડવા માટે મેં એને ખરીદયો છે. આપે કહ્યું : એ તસ્વીરો બનાવનારાઓને કિયામતના દિવસે અઝાબ આપવામાં આવશે. તેમને કહેવામાં આવશે કે, જે વસ્તુ તમે બનાવી છે તેને જીવંત પણ કરો. જે ઘરમાં એ

તસ્વીરો હોય છે તેમાં ફરિશ્તાઓ દાખલ થતા નથી.

(૨૧૦/૬૨૦૨) અબૂ તલહા કહે છે : હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, ફરિશ્તાઓ તે ઘરમાં દાખલ થતા નથી જ્યાં તસ્વીરો હોય છે. બુસ્ર (રાવી)નું બયાન છે કે, ઝેદ બીમાર પડયા. અમે તેમની ખબર લેવા માટે ગયા ત્યારે અમે જોયું કે, તેમના દરવાજા પર તસ્વીરો-વાળો પરદો લટકે છે. મેં ઉબયદુલ્લાહને કહ્યું, આ ઉબૈદુલ્લાહ હઝરત મયમૂનાના દત્તક હતા, શું ઝેદે પહેલા દિવસે આપણને તસ્વીરો વિષે હદીસ સંભળાવી ન હતી ? ઉબૈદુલ્લાહે કહ્યું : શું તમે સાંભળ્યું નહીં કે, તેમણે કપડાની ડીઝાઇનને બાકાત રાખી હતી ?

**તસ્વીરો સામે હોય તો નમાઝ મકરૂહ છે**

(૨૧૧/૬૨૦૩) હઝરત અનસ કહે છે કે, હઝરત આઇશા (રદિ.) પાસે એક પરદો હતો, જે તેમણે ઘરમાં એક બાજુએ લટકાવ્યો હતો. રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું : મારી સામેથી એને દૂર હઠાવો. નમાઝમાં એની તસ્વીરો મારી સામે આવે છે.

**જે ઘરમાં તસ્વીરો હોય છે તેમાં ફરિશ્તાઓ દાખલ થતા નથી**

(૨૧૨/૬૨૦૪) હઝરત ઇબ્ને ઉમર કહે છે : (એક વાર) હઝરત જિબ્રઇલ (અલ.)એ રસૂલુલ્લાહ (સલ.)ને (ચોક્કસ સમયે) આવવાનો વાયદો કર્યો, પરંતુ વાર લાગી અને ન આવ્યા. રસૂલુલ્લાહ (સલ.)ને તેમનું ન આવવું ખરાબ લાગ્યું. જ્યારે બહાર નીકળ્યા અને હઝરત જિબ્રઇલ (અલ.) સાથે મુલાકાત થઇ ત્યારે હુઝૂરે તેમને ફરિયાદ કરી. હઝરત જિબ્રઇલે કહ્યું કે, જે ઘરમાં સજીવ વસ્તુની છબી અથવા કુતરો હોય છે તેમાં અમે દાખલ થતા નથી.

**જે ઘરમાં તસ્વીર હોય તેમાં દાખલ થવું નહીં**

(૨૧૩/૬૨૦૫) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, મેં એક તસ્વીરવાળો ગાદલો ખરીદયો. રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે એને જોયો ત્યારે દરવાજા પાસે ઉભા થઇ ગયા. અંદર દાખલ થયા નહીં. મેં મુબારક ચહેરા પર નાપસંદગીના ચિહ્નો જોઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારાથી જે કંઇ કસુર થયો હોય તેનાથી હું ખુદા અને રસૂલ સામે તૌબા કરૂં છું. આપે કહ્યું કે, આ ગાદલો કેવો છે ? મેં કહ્યું : હુઝૂરને બેસવા અને ટેકો લગાડવા માટે મેં ખરીદયો છે. આપે કહ્યું : આ તસ્વીરો બનાવનારાઓને કિયામતના દિવસે અઝાબ દેવામાં આવશે. તેમને કહેવામાં આવશે કે, જે વસ્તુઓ



તમે બનાવી હતી તેને જીવતી પણ કરો. હુઝૂરે કહ્યું કે, જે ઘરમાં તસ્વીરો હોય છે તેમાં ફરિશ્તાઓ દાખલ થતા નથી.

**તસ્વીરકાર પર લઅનત છે**

(૨૧૪/૬૨૦૬) અબૂ જુહૈફા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ લોહી અને કુતરાની કીમતની અને વ્યભિચારી સ્ત્રીની ફી ખાવાની મનાઇ ફરમાવી છે. વ્યાજ લેનાર, વ્યાજ આપનાર, શરીર પર છુંદણા પાડનારી, છુંદણા પડાવનારી અને તસ્વીરકાર પર લઅનત કરી છે.

(૨૧૫/૬૨૦૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસે દુનિયામાં કોઇ તસ્વીર બનાવી હશે તેને કિયામતના દિવસે મજબુર કરવામાં આવશે કે, તેમાં જીવ પણ નાખે અને તે જીવ નાખી શકશે નહીં.

**ચારપગા પર આગળ-પાછળ સવાર થવું**

(૨૧૬/૬૨૦૮) હઝરત ઉસામા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એક ગધેડા પર સાજ મૂકાવીને તેના પર "ફદકી ચાદર" મૂકાવીને સવાર થયા અને મને પોતાની પાછળ સવારી પર બેસાડી દીધો.

**ત્રણ માણસોનું એક ચારપગા પર સવાર થવું**

(૨૧૭/૬૨૦૯) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે મક્કામાં આવ્યા ત્યારે અબ્દુલ મુત્તલિબ ખાનદાનના છોકરાઓની સામેથી આવ્યા. હુઝૂરે એકને પોતાની આગળ અને બીજાને પોતાની પાછળ સવારી પર બેસાડયો.

**સવારીવાળો બીજાને પોતાની આગળ બેસાડી શકે છે. કેટલાક લોકો કહે છે કે, સવારીનો માલિક આગળ બેસવાનો વધારે હકદાર છે. હા, જો તે રજા આપે તો બીજો માણસ આગળ બેસી શકે છે**

(૨૧૮/૬૨૧૦) અય્યૂબ કહે છે કે, હઝરત ઇકરિમા સામે વાત નીકળી કે, જો એક સવારી પર ત્રણ માણસો સવાર હોય તો તેમાંથી એક ઝાલિમ છે. હઝરત ઇકરિમાએ કહ્યું : ઇબ્ને અબ્બાસ મને કહેતા હતા કે, હું રસૂલુલ્લાહ (સલ.) પાસે ગયો. હુઝૂરે કુસમને પોતાની આગળ અને ફઝલને પોતાની પાછળ સવારી પર બેસાડયો અથવા કુસમને પાછળ અને ફઝલને પોતાની આગળ બેસાડયો. ઇકરિમાએ કહ્યું : હવે બતાવો કે, એમાંથી કયો માણસ ખરાબ હતો અને કયો સારો હતો ?

(૨૧૯/૬૨૧૧) હઝરત મુઆઝ ઇબ્ને જબલ કહે છે કે, એકવાર હું

રસૂલુલ્લાહ (સલ.)ની સાથે સવાર હતો. મારી અને હુઝૂરની વચ્ચે કાઠડાની છેલ્લી લાકડી સિવાય બીજું કંઇ અવરોધરૂપ ન હતું, એવામાં હુઝૂરે કહ્યું : મુઆઝ ! મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હાજર છું, હાજર છું. (આ પ્રમાણે બોલીને હુઝૂર ચુપ થઇ ગયા) થોડીવાર ચાલ્યા પછી ફરી કહ્યું : મુઆઝ ! મેં કહ્યું કે, જી હાજર છું; સેવામાં હાજર છું. (ફરી હુઝૂર ચુપ થઇ ગયા) થોડીવાર ચાલ્યા પછી ફરી કહ્યું : મુઆઝ ઇબ્ને જબલ ! મેં કહ્યું કે હુઝૂર, હાજર છું, સેવામાં હાજર છું. આપે કહ્યું : શું તમે જાણો છો કે, ખુદાનો હક તેના બંદાઓ પર શું છે ? મેં કહ્યું કે, ખુદા અને રસૂલ જ સારી રીતે જાણે છે. ખુદાનો બંદાઓ પર એ જ હક છે કે, તેની ઇબાદત કરવામાં આવે. તેની સાથે કોઇને ભાગીદાર ન બનાવે. પછી થોડીવાર ચાલ્યા પછી ફરમાવ્યું : મુઆઝ ઇબ્ને જબલ ! મેં કહ્યું કે, હાજર છું, સેવામાં હાજર છું. આપે કહ્યું : શું તમને ખબર છે કે, ખુદા પર બંદાઓનો હક શું છે, એ શરતે કે તેઓ કામ (ખુદાની ઇબાદત) કરે ? મેં કહ્યું કે, ખુદા અને રસૂલ જ સારી રીતે જાણે છે. આપે કહ્યું : ખુદા પર બંદાઓનો હક એ છે કે, તેમને અઝાબ ન આપે.

## પુરૂષની પાછળ સ્ત્રીનું સવાર થવું

(૨૨૦/૬૨૧૨) હઝરત અનસ કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ખૈબરથી પાછા ફર્યા. હું અબૂ તલહાની પાછળ હતો. અબૂ તલહા આગળ હતા. રસૂલુલ્લાહ (સલ.)ની સાથે આપના એક પત્ની સવાર હતાં. એવામાં હુઝૂરની ઊંટણીને ઠોકર વાગી. મેં કહ્યું કે, ઓરતને સંભાળો. આમ કહીને હું તરત ઉતરી પડયો. હુઝૂરે કહ્યું : એ તમારી માં છે. છેવટે મેં કાઠડો બાંધ્યો. હુઝૂર સવાર થઇ ગયા. જ્યારે મદીનાની નજીક પહોંચ્યા ત્યારે આપે ફરમાવ્યું : **આઇબૂન તાઇબૂન આબિદૂન લિરબ્બિના હામિદૂન** અમે સફરમાંથી પાછા ફર્યા. તૌબા કરીએ છીએ. ખુદાની ઇબાદત કરીએ છીએ અને અમારા પાલનહારના વખાણ કરીએ છીએ.

## ચતાપાટ સૂવું અને એક પગને બીજા પગ પર મૂકવો

(૨૨૧/૬૨૧૩) અબ્બાદ ઇબ્ને તમીમના કાકા કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને મસ્જિદમાં સૂતેલા જોયા કે હુઝૂરે એક પગ બીજા પગ પર મૂક્યો હતો.

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## અદબ (સંસ્કાર)

**આયત વ વસ્સયનલ ઇન્સાન બિવાલિદયહિ**

(૨૨૨/૬૨૧૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને પૂછયું કે, ખુદા તઆલાને કયો અમલ વધારે પસંદ છે ? આપે કહ્યું : સમયસર નમાઝ પઢવી. મેં કહ્યું કે, એના પછી ? આપે કહ્યું : માં-બાપ સાથે સદ્‌વર્તાવ કરવો. મેં કહ્યું કે, એના પછી ? આપે કહ્યું : અલ્લાહના રસ્તામાં જિહાદ કરવી. હુઝૂરે મને બસ આટલું જ કહ્યું. જો હું વધારે પૂછત તો આપ વધારે બયાન કરત.



## સારા વર્તાવનો સૌથી વધારે હકદાર કોણ છે ?

(૨૨૩/૬૨૧૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, એક માણસે મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારી પાસેથી સારા વર્તાવનું સૌથી વધારે હકદાર કોણ છે ? આપે કહ્યું : તારી માં. તેણે કહ્યું કે, તે પછી ? આપે કહ્યું કે, તારી માં. તેણે કહ્યું કે, તે પછી ? આપે કહ્યું : તારી માં. તેણે કહ્યું : પછી ? આપે કહ્યું : તારા પિતા.

## માંબાપની રજા વગર જિહાદ ન કરે

(૨૨૪/૬૨૧૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર કહે છે : એક માણસે રસૂલુલ્લાહ (સલ.)ને પૂછયું કે, જિહાદ કરું ? આપે કહ્યું કે, તારા માંબાપ છે ? તેણે કહ્યું : હા. આપે કહ્યું : તેમની જ જિહાદ કર (સેવા કર).

## કોઇ માણસ પોતાના માંબાપને ગાળ ન આપે

(૨૨૫/૬૨૧૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : મોટા ગુનાહોમાં ભયંકર ગુનોહ એ છે કે, કોઇ માણસ પોતાના માંબાપ પર લઅનત કરે. પૂછવામાં આવ્યું કે, યા રસૂલલ્લાહ ! માણસ પોતાના માંબાપ પર કેવી રીતે લઅનત કરી શકે છે ? આપે કહ્યું : એક માણસ બીજાના બાપને ગાળ આપે છે અને તે એના બાપને ગાળ આપે છે. આ તેની માંને ગાળ આપે છે. તે એની માંને ગાળ આપે છે.

## માંબાપ સાથે સારો વર્તાવ કરવાથી દુઆ કબૂલ થાય છે

(૨૨૬/૬૨૧૮) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, ત્રણ માણસો જઇ રહ્યા હતા. (રસ્તામાં) તેમના પર વરસાદ વરસ્યો. તેઓ પહાડની એક ગુફામાં ચાલ્યા ગયા. અચાનક ગુફાના મુખ પર પહાડમાંથી એક પત્થર તૂટીને આવી પડયો અને મુખ બંધ થઇ ગયું. એક માણસ બીજાઓને કહેવા લાગ્યો કે, જુઓ, જે નેક અમલો તમે માત્ર ખુદાના માટે કર્યા છે તેને રજૂ કરીને ખુદા પાસે દુઆ માંગો. આશા છે

કે, ખુદા એ પત્થરને હઠાવી દેશે. જેથી એક માણસે કહેવાનું શરૂ કર્યું : એય અલ્લાહ ! મારા માંબાપ ખૂબ વૃધ્ધ હતાં. મારા નાના નાના બાળકો પણ હતાં. જેમની દેખરેખ હું જ રાખતો હતો. સાંજે જ્યારે હું પાછો આવતો અને દૂધ દોહતો ત્યારે બાળકો પહેલાં મારા માંબાપને પીવડાવતો હતો. એક દિવસ અચાનક હું કામ અંગે દૂર ચાલ્યો ગયો અને સાંજ પહેલાં પાછો આવી શકયો નહીં. પાછો આવ્યો ત્યારે જોયું કે, બંને સૂઇ ગયા છે. મેં નિયમ અનુસાર દૂધ દોહ્યું અને દૂધ લઇને માંબાપના શિર પાસે ઉભો થઇ ગયો. તેમને જગાડવાનું પણ ઠીક લાગતું ન હતું. બાળકો મારા પગ પાસે ટળવળી રહ્યાં હતાં. હું તેમને પ્રથમ આપવાનું પસંદ કરતો ન હતો. સવાર સુધી મારી અને બાળકોની આ જ હાલત રહી. એય અલ્લાહ ! જો તું જાણે છે કે, મેં તને ખુશ કરવા માટે આ કામ કર્યું છે તો તું અમારા માટે એટલું ખોલી દે કે અમે આસ્માન જોઇ શકીએ. અલ્લાહ તઆલાએ એટલું ખોલી દીધું કે તેમને આસ્માન દેખાવા લાગ્યું. બીજાએ કહ્યું કે, એય અલ્લાહ ! મારા કાકાની એક પુત્રી હતી. મને તેના પ્રત્યે અસીમ પ્રેમ હતો. જેટલો કે પુરૂષોને સ્ત્રીઓ પ્રત્યે હોઇ શકે છે. મેં તેની સાથે સંભોગની માંગણી કરી. તેણે સો અશરફી લીધા વગર ઇન્કાર કર્યો. મેં કોશિશ કરીને સો અશરફી ભેગી કરી. અશરફીઓ લઇને હું તેને મળ્યો. તેના બંને પગો વચ્ચે બેઠો જ હતો, એવામાં તેણે કહ્યું કે, ખુદાના બંદા ! ખુદાથી ડર. મહોર ન તોડ. હું આ સાંભળીને તરત ઉભો થઇ ગયો. એય અલ્લાહ ! જો તારી જાણ મુજબ મેં આ કામ તારી ખુશી માટે કર્યું છે તો અમારા માટે આ પત્થરને હઠાવી દે. ખુદા તઆલાએ કંઇક હઠાવી દીધો. ત્રીજાએ કહ્યું કે, એય અલ્લાહ ! મેં ધાનના એક માપની મજુરીથી એક માણસને મજુર રાખ્યો. જ્યારે મજુર કામ કરી ચુકયો ત્યારે તેણે કહ્યું : મારો હક્ક આપી દો. મેં તેનો હક્ક તેને આપવાનો ઇરાદો કર્યો, પરંતુ તે મોં ફેરવીને છોડીને ચાલ્યો ગયો. મેં તેનાથી ખેતી કરવાનું શરૂ કર્યું. અહીં સુધી કે, તે ધાનમાંથી જ બળદ અને ગોવાળ પણ મારી પાસે થઇ ગયો. અચાનક એક દિવસ તે મારી પાસે આવ્યો. તે કહેવા લાગ્યો કે, ખુદાથી ડર અને મારો હક્ક મારીને મારા પર ઝુલ્મ ન કર. મેં કહ્યું કે, જઇને આ ગાય, બળદ અને ગોવાળને લઇ લે. તેણે કહ્યું કે, ખુદાથી ડર અને મજાક ન કર. મેં કહ્યું કે, હું તારી મજાક કરતો નથી. તું જઇને આ ગાય, બળદ અને ગોવાળને લઇ લે. તે માણસ બધી વસ્તુઓ લઇને ચાલ્યો ગયો. એય અલ્લાહ ! તારી જાણ મુજબ મેં આ કામ જો તારી ખુશી મેળવવા માટે કર્યું છે તો જેટલો પત્થર બાકી રહી ગયો



છે તેને પણ હઠાવી દે. અલ્લાહ તઆલાએ તે પત્થર હઠાવી દીધો.

## માંબાપની નાફરમાની મોટો ગુનોહ છે

(૨૨૭/૬૨૧૯) મુગીરાથી રિવાયત છે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ તમારા માટે માંબાપની નાફરમાની કરવાનું, કંજુસાઇ કરવાનું, ભીખ માંગવાનું અને છોકરીઓને જીવતી દાટી દેવાનું હરામ ઠેરવ્યું છે અને નકામી ચર્ચા, અતિશય પૂછપરછ અને માલ બરબાદ કરવાને મકરૂહ ઠેરવ્યું છે.

(૨૨૮/૬૨૨૦) હઝરત અબૂબક્રહ કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : શું હું તમને બતાવું કે સૌથી વધુ મોટો ગુનોહ કયો છે ? અમે કહ્યું કે, બતાવો. આપે કહ્યું : ખુદાની સાથે કોઇને ભાગીદાર બનાવવો. માંબાપની નાફરમાની કરવી. આ વાત કરતી વખતે હુઝૂર ટેકો લગાડીને બેઠા હતા. તેને હઠાવીને બેસીને બે વાર કહ્યું : અને જુઠી સાક્ષી આપવી. આ શબ્દો હુઝૂર ઘણી વાર સુધી બોલતા રહ્યા. અહીં સુધી કે, અમે વિચાર કર્યો કે, આપ ચુપ નહીં રહે.

(૨૨૯/૬૨૨૧) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને મોટા ગુનાહો પૂછવામાં આવ્યા. આપે કહ્યું : ખુદાની સાથે ભાગીદાર બનાવવો. કોઇને કત્લ કરવો. માંબાપની નાફરમાની કરવી. તે પછી કહ્યું : હું તમને સૌથી મોટો ગુનોહ બતાવું છું, જુઠી સાક્ષી આપવી (સૌથી મોટો ગુનોહ છે).

## કાફિર પિતા સાથે સારો વર્તાવ કરવો

(૨૩૦/૬૨૨૨) હઝરત અસ્મા બિન્તે સિદ્દીકે અકબર (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં મારી માં મારી પાસે કંઇક લેવા માટે આવ્યાં. મેં રસૂલે પાક (સલ.)ને પૂછ્યું કે, હું એમની સાથે સારો વર્તાવ કરૂં ? આપે કહ્યું : હા.

## પોતાના પતિની હાજરીમાં ઓરતનો પોતાની માં સાથે સારો વર્તાવ કરવો

(૨૩૧/૬૨૨૩) હઝરત અસ્મા કહે છે : જે સમયે કુરૈશીઓ સાથે રસૂલુલ્લાહ (સલ.)ના કરાર હતા તે સમયે મારી મુશ્રિક માં આવ્યાં (અને મારી પાસે કંઇક માંગણી કરી). મેં હુઝૂરને પૂછ્યું કે, મારી માં આવ્યાં છે અને કંઇક સારા વર્તાવની આશા રાખે છે. શું હું તેની સાથે સારો વર્તાવ કરૂં ? આપે કહ્યું : હા, તારી માં સાથે સારો વર્તાવ કર.

(૨૩૨/૬૨૨૪) અબૂ સુફયાનનું બયાન છે કે, મને હિરકલે બોલાવ્યો હતો. મેં તેને કહ્યું હતું કે, તે ડિંવા નબી અમને નમાઝ પઢવાનો, ખૈરાત કરવાનો, ચારિત્ર્યવાન રહેવાનો અને કૌટુંબિક

સંબંધો જાળવવાનો હુકમ આપે છે.

## મુશ્રિક ભાઇ સાથે સારો વર્તાવ કરવો

(૨૩૩/૬૨૨૫) ઇબ્ને ઉમર કહે છે : હઝરત ફારૂકે આઝમે એક જોડ રેશમી કપડાં વેચાતા જોયા. તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપ એને ખરીદી લો. જુમ્આના દિવસે અને તે દિવસે એને પહેરો જે દિવસે કોમોના પ્રતિનિધિઓ આવે. આપે કહ્યું : એને તે માણસ પહેરે છે જેનો આખિરતમાં કોઇ હિસ્સો નથી. પછી હુઝૂરની સેવામાં તેમાંથી થોડાક જોડ કપડાં રજૂ કરવામાં આવ્યા. હુઝૂરે હઝરત ઉમરને એક જોડ કપડાં મોકલ્યાં. હઝરત ઉમરે કહ્યું કે, આપે જે કંઇ ફરમાવ્યું છે તેને સાંભળ્યા પછી હવે હું એને કેવી રીતે પહેરી શકું છું ? આપે કહ્યું : મેં તમને પહેરવા નથી આપ્યાં, બલ્કે એટલા માટે આપ્યાં છે કે, કયાં તો એને વેચી દો અથવા કોઇને પહેરવા આપી દો. હઝરત ઉમરનો એક ભાઇ મુસલમાન થતા પહેલાં મક્કામાં રહેતો હતો, તેને તેમણે તે કપડાં મોકલી આપ્યાં.

## બિરાદરી સાથે સદ્‌વર્તાવ કરવાનો સવાબ

(૨૩૪/૬૨૨૬) હઝરત અબૂ અય્યૂબ અન્સારી કહે છે કે, એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મને કોઇ એવો અમલ બતાવો જેનાથી હું જન્નતમાં દાખલ થઇ જાઉં. આ સાંભળીને લોકો કહેવા લાગ્યા કે, એને શું થઇ ગયું છે ? હુઝૂરે કહ્યું કે, એને જરૂર છે. પછી આપે કહ્યું કે, ખુદાની ઇબાદત કર. એની સાથે કોઇને ભાગીદાર ન બનાવ. બરાબર નમાઝ પઢ. ઝકાત આપ. બિરાદરી સાથે સારો વર્તાવ કર. ઊંટણીની લગામ છોડી દે. ઇમામ બુખારી કહે છે. (છેલ્લા વાકય પરથી) એવું લાગે છે કે, હુઝૂર તે વખતે ઊંટણી પર સવાર હતા.

## સગાઇ તોડવાનો ગુનોહ

(૨૩૫/૬૨૨૭) હઝરત જુબેર ઇબ્ને મુતઇમ કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, સગાઇ તોડનાર જન્નતમાં નહીં જાય.

## સગાઓ સાથે સદ્‌વર્તાવ કરવાથી રોજીમાં વધારો થાય છે

(૨૩૬/૬૨૨૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસને બહોળી રોજી અને લાંબી ઉમર આનંદજનક લાગતી હોય તે બિરાદરી સાથે સારો વર્તાવ કરે.

(૨૩૭/૬૨૨૯) હઝરત અનસ કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસને બહોળી રોજી અને લાંબી ઉમર આનંદજનક લાગતી હોય તે બિરાદરી સાથે સારો વર્તાવ કરે.



## જે માણસ બિરાદરી સાથે સંબંધ જાળવી રાખે છે તેને ખુદા પોતાની સાથે કરી લે છે

(૨૩૮/૬૨૩૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે અલ્લાહ તઆલાએ મખ્લૂકને પેદા કરી ત્યારે માનવીઓ વચ્ચેની પરસ્પરની સગાઇએ કહ્યું કે, એય અલ્લાહ ! શું આ દરજ્જો તે માણસનો છે જે સગાઇ તોડવાથી તારી પનાહ માગે છે ? ખુદાએ કહ્યું કે, હા, શું તું એ વાતથી ખુશ નથી કે, હું તેની સાથે સંબંધ રાખું જે તારી સાથે સંબંધ રાખે અને તેની સાથે સંબંધ તોડું જે તારી સાથે સંબંધ તોડે ? સગાઇએ કહ્યું કે, હું રાજી છું. ખુદા તઆલાએ કહ્યું : બસ એ હુકમ તારા માટે છે. આ હદીસ બયાન કરીને રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : જો તમે (એનો પુરાવો) ઇચ્છતા હોય તો આ આયત પઢો : **ફહલ અસય્તુમ ઇન તવલ્લયતુમ અન તુફસિદૂ ફીલ અર્દિ વ તુકત્તિઊ અરહામકુમ.**

(૨૩૯/૬૨૩૧) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, 'રહમ' શબ્દ 'રહમાન'થી બન્યો છે. એટલે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે, જે તારી સાથે સંબંધ રાખશે તેની સાથે હું સંબંધ રાખીશ અને જે તારી સાથે સંબંધ તોડશે તેની સાથે હું તોડીશ.

(૨૪૦/૬૨૩૨) હઝરત આઇશા કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, 'રહમ' 'રહમાન'માંથી બન્યો છે. એટલે (ખુદાએ ફરમાવ્યું છે કે,) જે એની સાથે સંબંધ જોડશે તેની સાથે હું જોડીશ અને જે એની સાથે તોડશે તેની સાથે હું તોડીશ.

## બિરાદરીનો હક્ક અદા કરવામાં આવે

(૨૪૧/૬૨૩૩) હઝરત અમ્ર ઇબ્ને આસ કહે છે કે, હુઝૂર (સલ.)એ કંઇ પણ છુપાવ્યા વગર ખુલ્લમ ખુલ્લા ફરમાવ્યું કે, મારા પિતાના ખાનદાન-વાળાઓ મારા સગા અને દોસ્ત નથી, બલ્કે મારો દોસ્ત તો ખુદા અને નેક મુસલમાન છે, બલ્કે ફકત તેમની સગાઇ છે, એટલે હું તેને લીલીછમ રાખીશ ડિવા તેનો હક્ક અદા કરતો રહીશ.

## બદલો ચુકવનાર કુટુંબપોષક નથી

(૨૪૨/૬૨૩૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઉપકારનો બદલો ઉપકારથી આપનાર બિરાદરીનો હક્ક અદા કરનાર નથી, બલ્કે બિરાદરીનો હક્ક અદા કરનાર તે માણસ છે કે જ્યારે તેની સાથે સંબંધ તોડી નાખવામાં આવે ત્યારે તે તેને જોડે.

**જે માણસે શિર્કની હાલતમાં બિરાદરી સાથે સદ્‌વર્તાવ કર્યો હોય, પછી તે મુસલમાન થઇ જાય તો શું હુકમ છે ?**

(૨૪૩/૬૨૩૫) હકીમ ઇબ્ને હિઝામ કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અંધકાર યુગમાં હું જે નેકીઓ (કિંવા કુટુંબપોષણ, ગુલામોને આઝાદ કરવા અને ખૈરાત-સદકો (વગેરે) કરતો હતો તેનો સવાબ શું મને મળશે ? આપે કહ્યું : આગલા સારા કામોના કારણે તો તમે મુસલમાન થયા છો.

**બીજાના બાળકો સાથે રમવું, તેમને પ્યાર કરવો અને તેમની સાથે દિલ્લગી કરવી જાઇઝ છે**

(૨૪૪/૬૨૩૬) હઝરત ઉમ્મે ખાલિદ કહે છે : હું મારા પિતાની સાથે મુબારક સેવામાં હાજર થઇ. તે વખતે મેં પીળો કુર્તો પહેર્યો હતો. હુઝૂરે કહ્યું : વાહ, વાહ. હું નુબુવ્વતની મહોર સાથે રમત રમવા લાગી, પરંતુ મારા પિતાએ મને ધમકાવી. હુઝૂરે કહ્યું કે, એને રહેવા દો. પછી ત્રણ વાર કહ્યું : જુનું થઇને ફાટે (કિંવા તારી ઉમર લાંબી થાય) જેમકે ઉમ્મે ખાલિદની ઉમર લાંબી થઇ.

**બાળક પ્રત્યે નરમ વલણ દાખવવું, તેને પ્યાર કરવો અને ગળે લગાડવું**

(૨૪૫/૬૨૩૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પુત્ર ઇબ્રાહીમને લઇને પ્યાર કર્યો અને સુંઘ્યો હતો.

(૨૪૬/૬૨૩૮) ઇબ્ને અબી નુઅમ કહે છે : હું હાજર હતો, એવામાં હઝરત ઇબ્ને ઉમરને એક માણસે મચ્છર મારવાનો હુકમ પૂછયો. તેમણે કહ્યું : તું કયાંનો રહેવાસી છે ? તેણે કહ્યું કે, ઇરાકનો. તેમણે કહ્યું : જુઓ, આ માણસ મને મચ્છર મારવાનો હુકમ પૂછે છે, જો કે રસૂલુલ્લાહ (સલ.)ના પુત્રને આ લોકોએ શહીદ કરી દીધો. મેં પોતે સાંભળ્યું કે, હુઝૂર ફરમાવતા હતા કે, એ બંને દુનિયામાં મારાં ખુશ્બુદાર ફુલ છે.

(૨૪૭/૬૨૩૯) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક ઓરત પોતાની બે છોકરીઓને લઇને મારી પાસે કંઇક માંગવા આવી, પરંતુ એક ખજૂર સિવાય મારી પાસેથી તેને કંઇ મળ્યું નહીં. મેં તેને તે જ આપી દીધું. તેણે પોતાની બંને છોકરીઓને વહેંચી દીધું. પછી ઉઠીને ચાલી ગઇ. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) આવ્યા ત્યારે મેં બીના કહી. આપે કહ્યું : જે માણસ એ છોકરીઓના કારણે તકલીફમાં પડે અને તેમની સાથે સારો વર્તાવ કરે તો છોકરીઓ તેના માટે દોઝખથી બચાવ (નું સાધન) બની જશે.

(૨૪૮/૬૨૪૦) હઝરત અબૂ કતાદા



(રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અબુલ આસની પુત્રી ઉમામાને મુબારક ખભા પર બેસાડીને બહાર નીકળ્યા અને એ જ હાલતમાં નમાઝ પઢાવી. જ્યારે હુઝૂર રૂકૂઅ કરતા હતા ત્યારે ઉતારીને મૂકી દેતા હતા અને શિર ઉઠાવતા હતા ત્યારે ફરી તેને પણ ઉંચકી લેતા હતા.

(૨૪૯/૬૨૪૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત હસન ઇબ્ને અલીને પ્યાર કર્યો. અકરઅ ઇબ્ને હાબિસ તે વખતે હુઝૂર પાસે બેઠા હતા. તેઓ કહેવા લાગ્યા કે, મારા દસ પુત્રો છે, પરંતુ મેં કોઇને પ્યાર કર્યો નથી. હુઝૂરે તેમના તરફ જોઇને કહ્યું કે, જે માણસ રહમ કરતો નથી તેના પર રહમ કરવામાં આવતી નથી.

(૨૫૦/૬૨૪૨) હઝરત આઇશા કહે છે કે, એક ગામડીયાએ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું કે, તમે લોકો બાળકોને પ્યાર કરો છો. અમે તો કરતા નથી. આપે કહ્યું : જ્યારે ખુદા તઆલાએ તારા દિલમાંથી રહમ કાઢી નાખી છે ત્યારે હું શું કરી શકું ?

(૨૫૧/૬૨૪૩) હઝરત ઉમર ફારૂક કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પાસે કેટલાક કેદીઓને લાવવામાં આવ્યા. તેમાં એક ઓરત પણ હતી. ઓરતની છાતીમાં દૂધ ભરેલું હતું. કેદીઓમાં તેને તેનું બાળક મળી આવ્યું. તરત તેણે બાળકને લઇને પેટ સાથે લગાડયું. તેને દૂધ પીવડાવ્યું. આ જોઇને હુઝૂર (સલ.)એ કહ્યું : શું તમારા ખયાલ મુજબ આ ઓરત પોતાના બાળકને આગમાં નાખી દેશે ? અમે કહ્યું : ના, જો કે તે એ વાતની શકિત ધરાવે છે કે બાળકને ફેંકી દે. આપે કહ્યું : એ જેટલો પોતાના બાળક પ્રત્યે પ્રેમ ધરાવે છે તેના કરતાં વધારે અલ્લાહ પોતાના બંદાઓ પ્રત્યે પ્રેમ રાખે છે.

(૨૫૨/૬૨૪૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ રહમતના સો ભાગ કર્યા. તેમાંથી નવ્વાણું ભાગ તો પોતાની પાસે રહેવા દીધા અને એક ભાગ જમીન પર ઉતાર્યો. તે એક ભાગમાંથી મખ્લૂક (સજીવ વસ્તુઓ) એકબીજા પર રહમ કરે છે. અહીં સુધી કે, ઘોડી પોતાના બાળક પરથી પોતાની ખરી ઉંચકી લે છે, જેથી તેને તકલીફ ન પડે.

**પોતાના ભૂખ્યા રહેવાના ભયે પોતાના બાળકને મારી નાખવું**

(૨૫૩/૬૨૪૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! સૌથી મોટો ગુનોહ કયો છે ? આપે કહ્યું કે, તમે ખુદાની સાથે કોઇને ભાગીદાર બનાવો, જો કે તેણે જ તમને પેદા કર્યા છે. મેં કહ્યું કે, એ પછી કયો ? આપે કહ્યું કે, તમે એ ભયથી તમારા બાળકને મારી નાખો કે તે તમારી

સાથે ખાવામાં ભાગીદાર બની જશે. મેં કહ્યું કે, એ પછી કયો ? આપે કહ્યું : પડોશીની પત્ની સાથે વ્યભિચાર કરવો. અલ્લાહ તઆલાએ પોતાના રસૂલનું સમર્થન આ આયતથી કર્યું : **વ લ્લઝીન લાયદઊન મઅ લ્લાહિ ઇલાહન આખર.....**

## બાળકને ગોદમાં લેવું

(૨૫૪/૬૨૪૬) હઝરત આઇશા કહે છે : રસૂલે પાક (સલ.)એ એક બાળકને ગોદમાં લઇને તેની 'તહનીક' કરી. બાળકે હુઝૂર પર પેશાબ કર્યો. આપે પાણી મંગાવીને તેના પર વહેવડાવ્યું.

## બાળકને જાંઘ પર મૂકવું

(૨૫૫/૬૨૪૭) ઉસામા ઇબ્ને ઝૈદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મને લઇને પોતાની જાંઘ પર બેસાડતા હતા. બીજી જાંઘ પર હઝરત હસનને બેસાડતા હતા. પછી બંને જાંઘોને સાથે કરીને કહેતા હતા : એય અલ્લાહ ! તું આ બંને પર રહમ કર. હું પણ એમના પર રહમ કરૂં છું.

## સામેની વ્યકિતનું માન જાળવવું અને ખયાલ કરવો ઇમાનનો ભાગ છે

(૨૫૬/૬૨૪૮) હઝરત આઇશા કહે છે : મને કોઇ ઓરતની એટલી સુઇર્ષા થઇ નહીં જેટલી હઝરત ખદીજાની થઇ, જો કે મારી શાદીના ત્રણ વરસ પહેલાં તેમનું અવસાન થઇ ગયું હતું. એનું કારણ એવું હતું કે, હું હુઝૂરે પાક (સલ.) પાસેથી સાંભળતી હતી કે, આપ તેમને યાદ કરતા હતા. અલ્લાહ તઆલાએ હુઝૂરને હુકમ આપ્યો હતો કે, ખદીજાને ખુશખબરી આપી દો કે તેમના માટે જન્નતમાં મોતીઓનું મકાન છે. રસૂલુલ્લાહ (સલ.) બકરી ઝબ્હ કરીને તેનો ગોશ્ત ખદીજાની સખીઓ (સહેલીઓ)ને મોકલતા હતા.

## યતીમની પરવરિશ કરનારનો સવાબ

(૨૫૭/૬૨૪૯) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) કલિમાની આંગળી અને વચ્ચેની આંગળીને સાથે રાખીને ફરમાવતા હતા કે, હું અને યતીમનો સરપરસ્ત જન્નતમાં આ પ્રમાણે સાથે હોઇશું.

## વિધવાઓની જરૂરતો પૂરી કરનારનું વર્ણન

(૨૫૮/૬૨૫૦) સફવાન ઇબ્ને સુલૈમે મરફૂઅન બયાન કર્યું છે કે, વિધવાઓ અને મિસ્કીનોની ઝરૂરતો પૂરી કરવાની કોશિશ કરનાર અલ્લાહના રસ્તામાં જિહાદ કરનાર, હંમેશા રોઝા રાખનાર અને આખી રાત નમાઝ પઢનાર જેવો છે.

(૨૫૯/૬૨૫૧) હઝરત અબૂ હુરૈરાએ પણ ઉપરોક્ત હદીસ મરફૂઅન બયાન કરી છે.



## મિસ્કીનોની હાજત પૂરી કરવાની કોશિશ કરનાર

(૨૬૦/૬૨૫૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, વિધવાઓ અને મિસ્કીનોની હાજત પૂરી કરવાની કોશિશ કરનાર અલ્લાહના રસ્તામાં જિહાદ કરનાર, હંમેશા રોઝા રાખનાર અને હંમેશા આળસ વગર આખી રાત નમાઝ પઢનારના જેવો છે.

## માણસો અને ચારપગાંઓ પર રહમ કરનાર

(૨૬૧/૬૨૫૩) માલિક ઇબ્ને હુવયરિસ કહે છે : અમે બધા સરખી વયના યુવાનો હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા અને ૨૦ દિવસ સુધી હુઝૂર પાસે રહ્યા. હુઝૂરને વિચાર આવ્યો કે, અમને અમારા ઘરવાળાંઓને મળવાની ઇચ્છા થઇ છે. એટલે હુઝૂરે અમારા ઘરવાળાઓની હાલત પૂછી. અમે કહી દીધી. હુઝૂર નરમદિલ અને મહેરબાન હતા એટલે ફરમાવ્યું કે, ઘરવાળાંઓ પાસે ચાલ્યા જાઓ. તેમને મસ્અલાઓ શીખવો અને (શરીઅતના) હુકમો આપો. જેવી રીતે તમે મને નમાઝ પઢતાં જોયો છે તેવી રીતે નમાઝ પઢો. જ્યારે નમાઝનો વખત થઇ જાય ત્યારે તમારામાંથી કોઇ અઝાન આપે અને જે મોટો હોય તે ઇમામત કરે.

(૨૬૨/૬૨૫૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, એક માણસ રસ્તામાં જઇ રહ્યો હતો. તેને ખૂબ તરસ લાગી. ત્યાં એક કૂવો મળ્યો. તે માણસ કુવામાં ઉતરીને પાણી પીને બહાર નીકળ્યો. તે નીકળ્યો એવો જ એક કુતરો જીભ કાઢીને તરસના કારણે માટી ચાટતો દેખાયો. તે માણસ કહેવા લાગ્યો કે, તરસના કારણે જે તકલીફ મને થઇ હતી તે જ આ કુતરાને હશે. આમ વિચારીને તરત કુવામાં ઉતર્યો અને મોઝામાં પાણી ભરીને મોં વડે પકડીને (બહાર નીકળીને) કુતરાને પીવડાવ્યું. ખુદા તઆલાએ તેની કદર કરી. તેને બખ્શી દીધો. સહાબાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું ચારપગાંઓ સાથે સદ્‌વર્તાવ કરવાથી પણ અમને સવાબ મળશે ? આપે કહ્યું : દરેક તરસ્યા જીવને પાણી પીવડાવવામાં સવાબ છે.

(૨૬૩/૬૨૫૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) નમાઝમાં ઉભા હતા. અમે પણ હુઝૂરની સાથે નમાઝ પઢી રહ્યા હતા, એવામાં એક ગામડીયાએ નમાઝ પઢતી વખતે કહ્યું કે, એય અલ્લાહ ! મારા પર અને મુહમ્મદ પર રહમ કર. અમારી સાથે

બીજા કોઇ પર રહમ ન કર. સલામ ફેરવ્યા પછી હુઝૂરે ગામડીયાને કહ્યું : (તેં અલ્લાહની) વિશાળ (રહમત)ને તંગ બનાવી.

(૨૬૪/૬૨૫૬) હઝરત નુઅમાન ઇબ્ને બશીર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમે મુસલમાનોને પરસ્પર રહમ, પ્રેમ અને દોસ્તી કરવામાં એક શરીર સમાન જોશો કે જો શરીરનું કોઇ ખાસ અવયવ બીમાર હોય છે તો બાકીનું શરીર પણ જાગરણ અને તાવમાં સાથે હોય છે.

(૨૬૫/૬૨૫૭) હઝરત અનસ કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : જે માણસ કોઇ ઝાડ વાવે અને તેમાંથી કોઇ માણસ અથવા પશુ કંઇક ખાય તો તે માણસને ખૈરાત (કરવાનો સવાબ) મળે છે.

(૨૬૬/૬૨૫૮) હઝરત જરીર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ રહમ કરતો નથી તેના પર રહમ કરવામાં આવતી નથી.

## પડોશી સાથે સદ્‌વર્તાવ કરવાની નસીહત અને આયત 'વ અ્બુદૂ લ્લાહ વ લાતુશ્રિકૂ બિહિ શયઅન વ બિલ વાલિદયનિ ઇહસાના'ની તફસીર

(૨૬૭/૬૨૫૯) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જિબ્રઇલ મને પડોશી વિષે સતત નસીહત કરતા રહ્યા. અહીં સુધી કે મને વિચાર આવ્યો કે (કદાચ) વારસામાં એને ભાગીદાર બનાવી દેશે.

(૨૬૮/૬૨૬૦) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જિબ્રઇલ મને પડોશી વિષે સતત નસીહત કરતા રહ્યા. અહીં સુધી કે મને વિચાર આવ્યો કે, (કદાચ) વારસામાં તેને ભાગીદાર બનાવશે.

## જે માણસના ત્રાસથી તેનો પડોશી સુરક્ષિત ન હોય તેનો ગુનોહ

(૨૬૯/૬૨૬૧) અબૂ શુરૈહ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ખુદાની કસમ ! મુઅમિન નથી; ખુદાની કસમ ! મુઅમિન નથી; ખુદાની કસમ ! મુઅમિન નથી. આપને પૂછવામાં આવ્યું કે, યા રસૂલલ્લાહ ! કોણ ? આપે ફરમાવ્યું : તે માણસ જેનો પડોશી તેના ત્રાસથી સુરક્ષિત ન હોય.

## કોઇ ઓરત પોતાની પડોશણને તુચ્છ ન સમજે

(૨૭૦/૬૨૬૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એય મુસ્લિમ ઓરતો ! કોઇ



પડોશણ પોતાની પડોશણને તુચ્છ ન સમજે, ભલેને બકરીની એક ખરી (ભેટ રૂપે) મોકલે.

## જે માણસનું ઇમાન ખુદા અને કિયામતના દિવસ પર હોય તે પોતાના પડોશીને તકલીફ ન આપે

(૨૭૧/૬૨૬૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન ધરાવતો હોય તે પોતાના મહેમાનની સરભરા કરે. જે માણસ અલ્લાહ અને કિયામતના દિવસ પર ઇમાન રાખતો હોય તે પોતાના પડોશીને તકલીફ ન આપે. જે માણસ ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન ધરાવતો હોય તે ભલાઇની વાત કરે અથવા ચુપ રહે.

(૨૭૨/૬૨૬૪) અબૂ શુરૈહ અદવી કહે છે કે, જ્યારે રસૂલે પાક (સલ.)એ વાત કરી હતી ત્યારે મેં મારા બંને કાન વડે સાંભળી હતી અને આંખોથી જોઇ હતી. હુઝૂરે ફરમાવ્યું હતું જે માણસનું ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન હોય તે પોતાના પડોશીની સરભરા કરે. જે માણસ ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન ધરાવતો હોય તે પોતાના મહેમાનની સુંદર સરભરા કરે. સહાબાએ પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! સુંદર સરભરાનો શું અર્થ ? આપે કહ્યું : એક રાત-દિવસ અને ત્રણ દિવસ મહેમાનદારી છે. એ પછી ખૈરાત છે. જે માણસનું ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન હોય તે ભલાઇની વાત કરે અથવા ચુપ રહે.

## પડોશ અંગે દરવાજાઓની નિકટતા ગણનાપાત્ર છે

(૨૭૩/૬૨૬૫) હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા બે પડોશીઓ છે. હું કોને ભેટ મોકલું ? આપે ફરમાવ્યું : જેનો દરવાજો વધારે નઝદીક હોય.

## દરેક નેક વાત ખૈરાત છે

(૨૭૪/૬૨૬૬) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, દરેક નેક વાત ખૈરાત છે.

(૨૭૫/૬૨૬૭) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, દરેક મુસલમાન પર ખૈરાત કરવી વાજિબ છે. સહાબાએ કહ્યું કે, જો માલ ન હોય તો ? આપે કહ્યું : પોતાના હાથે મહેનત-મજૂરી કરે. પોતાના કામમાં પણ લે અને ખૈરાત કરે. સહાબાએ કહ્યું કે, જો એની શકિત ન હોય તો ? આપે કહ્યું : તો મઝલૂમ (પીડિત) અને મોહતાજને મદદ કરે. સહાબાએ કહ્યું કે, જો તે એવું ન કરી શકે તો ? આપે કહ્યું : તે નેક કામ કરવાનો

હુકમ આપે. સહાબાએ કહ્યું કે, જો એવું પણ ન કરી શકે તો ? આપે કહ્યું : તો બુરાઇ ન કરે. એ જ તેની ખૈરાત છે.

### મીઠી વાત કહેવી

(૨૭૬/૬૨૬૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, મીઠી વાત કરવી ખૈરાત છે.

(૨૭૭/૬૨૬૯) હઝરત અદી ઇબ્ને હાતિમ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ દોઝખનો ઉલ્લેખ કર્યો. તેનાથી પનાહ માંગી અને મોં ફેરવી લીધું. ફરી દોઝખનો ઉલ્લેખ કર્યો. તેનાથી પનાહ માંગી અને મોં ફેરવી લીધું. પછી આપે કહ્યું : દોઝખથી બચો, ભલેને ખજૂરનો એક ટુકડો આપીને હોય અને એ પણ ન મળે તો મીઠી વાત કરીને જ બચે.

### દરેક કામમાં નરમી કરવી

(૨૭૮/૬૨૭૦) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, કેટલાક યહૂદીઓ મુબારક સેવામાં હાજર થયા. તેમણે કહ્યું : **અસ્સામુ અલયકુમ** (તમે નાશ પામો) હું સમજી ગઇ. એટલે મેં જવાબ આપ્યો : **વ અલયકુમુ સ્સામુ વ લ્લઅનતુ** (તમારા પર મૃત્યુ અને લઅનત પડે) હુઝૂરે કહ્યું : આઇશા ! નરમી કરો. અલ્લાહ તઆલા દરેક કામમાં નરમી પસંદ કરે છે. મેં કહ્યું : શું હુઝૂરે તેમના શબ્દો સાંભળ્યા નહીં ? આપે કહ્યું : મેં પણ તો અલયકુમ કહ્યું હતું.

(૨૭૯/૬૨૭૧) હઝરત અનસ કહે છે : એક આદિવાસીએ મસ્જિદમાં પેશાબ કર્યો. લોકો તેને મારવા ઉઠયા. હુઝૂરે કહ્યું કે, એનો પેશાબ બંધ ન કરો. પછી એક ડોલ પાણી મંગાવીને તેના પર વહેવડાવી દીધું.

### એક મુસલમાન બીજાની મદદ કરે

(૨૮૦/૬૨૭૨) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એક મુસલમાન બીજા મુસલમાન માટે એવો છે જેમકે ઇમારતનો પાયો. જેનો દરેક ભાગ એકબીજાને મજબૂત બનાવે છે. પછી હુઝૂરે આંગળામાં આંગળા નાખીને બતાવ્યું. હુઝૂરનો નિયમ હતો કે, જ્યારે બેઠેલા હોય અને કોઇ સવાલ કરનાર આવતો ત્યારે આપ અમારા તરફ મોં કરીને ફરમાવતા કે, ભલામણ કરો, સવાબ મળશે. અલ્લાહ તઆલા પોતાના નબીની જીભે જે ચાહે છે તે ફેંસલો કરાવી દે છે.

✪ ભાગ-૨૪ સમાપ્ત ✪



# બુખારી શરીફ

## ભાગ-૨૫

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'મંય્યશ્ફઅ શફાઅતન હસનતં ય્યકુ લ્લ હુ નસીબુ મ્મિન્હા.....' જે સારી ભલામણ કરશે તેને પણ તેના સવાબમાંથી એક ભાગ મળશે. 'કિફલ'નો અર્થ છે ભાગ. અબૂ મૂસા કહે છે : હબસી ભાષામાં 'કિફલયનિ'નો અર્થ છે બેવડો સવાબ**

(૧/૬૨૭૩) હઝરત અબૂ મૂસા (રદિ.) કહે છે કે, હુઝૂરે પાક (સલ.) પાસે જ્યારે કોઇ સવાલ કરનાર અથવા મોહતાજ આવતો ત્યારે આપ કહેતા કે, ભલામણ કરો, તમને પણ સવાબ આપવામાં આવશે. અલ્લાહ તઆલા પોતાના રસૂલની જીભે જે ચાહે તે ફેંસલો કરાવે છે.

**રસૂલુલ્લાહ (સલ.) ન પોતે ગાળ આપતા હતા અને ન ગાળનો જવાબ મોટેભાગે આપતા હતા**

(૨/૬૨૭૪) મસ્રૂક કહે છે કે અમે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર (રદિ.) પાસે ગયા જ્યારે કે અમીર મુઆવિયા સાથે કુફામાં દાખલ થયા. તે વખતે રસૂલુલ્લાહ (સલ.)ની વાત નીકળી. હઝરત અબ્દુલ્લાહ કહેવા લાગ્યા કે, હુઝૂરે ન પોતે ગાળ આપતા હતા, ન ગાળનો જવાબ મોટેભાગે આપતા હતા. હુઝૂરે ફરમાવ્યું છે કે, તમારામાં સૌથી સારો તે માણસ છે જે સૌથી સારી આદતવાળો હોય.

(૩/૬૨૭૫) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, કેટલાક યહૂદીઓ મુબારક સેવામાં હાજર થયા. તેમણે કહ્યું : **અસ્સામુ અલયકુમ** તમારૂં મૃત્યુ થાય. મેં કહ્યું : **અલયકુમ વ લઅનકુમુ લ્લાહુ વ ગદિબુ લ્લાહિ અલયકુમ** તમારૂં મૃત્યુ થાય અને ખુદાની લઅનત અને ગઝબ પડે. હુઝૂરે સાંભળીને કહ્યું કે, આઇશા, નરમી કર. કડક વાત અને બેહુદા બકવાસથી બચ. મેં કહ્યું : શું હુઝૂરે તેમની વાત સાંભળી નથી ? આપે કહ્યું : શું તમે મારો જવાબ સાંભળ્યો નથી ? મેં જે જવાબ આપ્યો હતો તે તેમની બાબતમાં કબૂલ થશે અને તેમની બદદુઆ મારા વિષે કબૂલ નહીં થાય.

(૪/૬૨૭૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ગાળો આપનાર, બુરૂં બોલનાર અને લઅનત કરનાર ન હતા. નારાજ થાય ત્યારે (બસ) એટલું કહી દેતા હતા કે, એને શું થઇ ગયું છે, એની શિકલ પર માટી પડે.

(૫/૬૨૭૭) હઝરત આઇશા કહે છે કે, એક માણસે સેવામાં હાજર થવાની રજા માંગી. હુઝૂરે તેને જોઇને કહ્યું કે, આ માણસ એની કોમમાં ખરાબ ભાઇ છે અને એના કબીલામાં ખરાબ પુત્ર છે, પરંતુ જ્યારે તે હુઝૂર પાસે આવીને બેઠો ત્યારે હુઝૂર હસતા મુખે અને સારી રીતે વર્ત્યા. તે માણસ જ્યારે ચાલ્યો ગયો ત્યારે મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જ્યારે તમે એ માણસને જોયો હતો ત્યારે આવું આવું કહ્યું હતું. પછી આપ હસતા મુખે અને સારી રીતે તેની સાથે વર્ત્યા. આપે કહ્યું : આઇશા, તમે મને ક્યારે બેહુદા બકનાર જોયો હતો ? ખુદાની નજરમાં કિયામતના દિવસે દરજ્જામાં સૌથી ખરાબ માણસ તે હશે જેની બુરાઇથી બચવા માટે લોકોએ તેને પડતો મૂકયો હોય.

## સદ્‌ગુણ અને સખાવતનો હુકમ અને કંજુસાઇની બુરાઇ

(૬/૬૨૭૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સૌથી વધારે સખી હતા અને રમઝાનમાં તો અસાધારણ સખી બની જતા હતા.

(૭/૬૨૭૯) જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ના નબી હોવાની હઝરત અબૂઝરને ખબર મળી ત્યારે પોતાના ભાઇને કહેવા લાગ્યા કે, સવાર થઇને મક્કા જાઓ. તેમની વાતો સાંભળીને આવો. અબૂઝરના ભાઇએ (મક્કાથી) પાછા આવીને કહ્યું : મેં તેમને જોયા કે સારી આદતો અપનાવવાનો હુકમ આપે છે.

(૮/૬૨૮૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સૌથી વધુ ખૂબસૂરત, સૌથી વધુ સખી અને સૌથી વધુ બહાદુર હતા. એક રાત્રે મદીના-વાસીઓ (દુશ્મનના આગમનથી) ગભરાઇ ગયા. તેઓ અવાજની દિશામાં ગયા. સામેથી રસૂલુલ્લાહ (સલ.) આવતા દેખાયા. જેઓ સૌ પ્રથમ (ભયંકર) અવાજની દિશામાં ગયા હતા (અને પાછા આવી રહ્યા હતા) આપ કહેવા લાગ્યા કે, ગભરાઓ નહીં; ગભરાઓ નહીં. તે વખતે હુઝૂર અબૂ તલહાના ઘોડા પર સવાર હતા. ઘોડા પર જીન ન હતું. હુઝૂરની ગરદન સાથે તલવાર બાંધેલી હતી. હુઝૂરે કહ્યું હતું કે, આ ઘોડો તો એક સમુદ્ર છે.

(૯/૬૨૮૧) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, હુઝૂર પાસે જ્યારે પણ કંઇ માંગવામાં આવ્યું ત્યારે આપે કદી ના કહ્યું નહીં.



(૧૦/૬૨૮૨) મસ્રૂક કહે છે : અમે અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર પાસે એવા સમયે બેઠા હતા જ્યારે તેમણે કહ્યું હતું કે, રસૂલુલ્લાહ (સલ.) ગાળ આપનાર અથવા ગાળનો જવાબ વધારીને આપનાર ન હતા. આપ કહેતા હતા કે, તમારામાં શ્રેષ્ઠ લોકો તે જ છે જેમની આદતો સૌથી સારી છે.

(૧૧/૬૨૮૩) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, એક ઓરત કિનારી-વાળી ચાદર લઇને મુબારક સેવામાં હાજર થઇ. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું આ ચાદર આપને પહેરાવીશ. હુઝૂરને જરૂરત હતી, એટલે પહેરી લીધી. એક સહાબીએ પહેરેલી જોઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આ ઘણી જ ખૂબસુરત છે. મને પહેરવા માટે આપો. આપે કહ્યું : વારૂ. જ્યારે હુઝૂર ઉઠીને ચાલ્યા ગયા ત્યારે સહાબીઓએ તે માણસને ઠપકો આપ્યો કે જ્યારે તને ખબર હતી કે, હુઝૂરને એની જરૂર છે અને એ પણ તને ખબર હતી કે, હુઝૂર કોઇ માંગનારને પાછો કાઢતા નથી છતાં, તેં ચાદર માંગી. આ સારૂં કર્યું નહીં. તે માણસે જવાબ આપ્યો : જ્યારે હુઝૂરે એને પહેરી લીધી ત્યારે મને એના બરકતવાળી હોવાનો ખયાલ આવ્યો. બનવાજોગ છે કે, મારૂં કફન એનું જ બને.

(૧૨/૬૨૮૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, યુગ નજીક થઇ જશે કિંવા બેબરકત બની જશે. ઇલ્મ ઓછો થઇ જશે. લોકો પર કંજૂસાઇ લાદવામાં આવશે અને ખૂનામરકી વ્યાપક થઇ જશે.

(૧૩/૬૨૮૫) હઝરત અનસ (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ની દસ વરસ સેવા કરી. હુઝૂરે મને કદી ઉફ કહ્યું નથી અને કદી એમ પણ કહ્યું નહીં કે, તે આ કામ કેમ કર્યું ? અને કેમ ન કર્યું ?

(૧૪/૬૨૮૬) અસ્વદ કહે છે : મેં ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.)ને પૂછ્યું કે, હુઝૂર (સલ.) ઘરમાં શું કરતા હતા ? તેમણે કહ્યું કે, ઘરવાળાંઓની સેવામાં પ્રવૃત્ત રહેતા હતા, પરંતુ જ્યારે નમાઝનો વખત થઇ જતો ત્યારે ઉઠીને નમાઝ માટે ચાલ્યા જતા હતા.

## મુહબ્બતની શરૂઆત ખુદાના તરફથી થાય છે

(૧૫/૬૨૮૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે ખુદા કોઇ બંદા પ્રત્યે મુહબ્બત રાખે છે ત્યારે જિબ્રઇલને અવાજ દે છે કે, અલ્લાહ તઆલા ફલાણા બંદા પ્રત્યે મુહબ્બત રાખે છે. તું પણ એના પ્રત્યે મુહબ્બત રાખ. હુકમ અનુસાર જિબ્રઇલ પણ તેના પ્રત્યે મુહબ્બત રાખે છે. પછી જિબ્રઇલ બધા આસ્માન-

વાળાઓને અવાજ દે છે કે, ખુદા તઆલા ફલાણા માણસ પ્રત્યે મુહબ્બત રાખે છે તમે પણ તેના પ્રત્યે મુહબ્બત રાખો. હુકમ અનુસાર આસ્માનવાળાઓ પણ તેના પ્રત્યે મુહબ્બત રાખે છે. ત્યાર પછી જમીન પર તે માણસોને લોકપ્રિય બનાવવામાં આવે છે.

## ખુદાના માટે મુહબ્બત રાખવી

(૧૬/૬૨૮૮) હઝરત અનસ કહે છે : હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું : કોઇ પણ માણસને ઇમાનની મજા ત્યાં સુધી આવતી નથી જ્યાં સુધી કોઇ માણસ પ્રત્યે મુહબ્બત રાખે તો ફક્ત ખુદાના માટે રાખે. ખુદાએ જ્યારે તેને કુફ્રમાંથી છુટકારો આપ્યો ત્યારે ફરી કુફ્ર તરફ પાછા ફરવા કરતાં આગમાં દાખલ થવાનું આસાન સમજે. ખુદા અને રસૂલ તેની નઝરમાં આખી દુનિયા કરતાં વધારે પ્રિય હોય.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યા અય્યુહ લ્લઝીન આમનૂ લા યસ્ખરૂ કવમુ મ્મિન કવમિન અસા અંય્યકૂનૂ ખયર મ્મિન્હુમ....'** કિંવા **એય મુસલમાનો ! તમારામાંથી કોઇ કોમ બીજી કોમની ઠેકડી ન ઉડાવે. શક્ય છે કે, તે કોમ ઠેકડી ઉડાવનારી કોમ કરતાં સારી હોય**

(૧૭/૬૨૮૯) અબ્દુલ્લાહ ઇબ્ને ઝમ્આ કહે છે કે, હુઝૂર (સલ.)એ લોકોના હવા છોડવાના કારણે હસવાની મનાઇ ફરમાવી છે. આપે એમ પણ કહ્યું છે કે, તમારામાંથી કેટલાક લોકો પોતાની પત્નીઓને ઢોરની જેમ મારે છે અને પછી તેમની સાથે આલિંગન કરવાનો પણ વિચાર આવે છે.

(૧૮/૬૨૯૦) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : રસૂલે પાક (સલ.)એ મિનામાં ફરમાવ્યું હતું : શું તમે જાણો છો કે, આ કયો દિવસ છે ? સહાબાએ કહ્યું કે, ખુદા અને તેના રસૂલ જ સારી રીતે જાણે છે. આપે કહ્યું : આ હુરમતવાળો (માનપ્રદ) દિવસ છે. પછી કહ્યું શું તમે જાણો છો કે, આ કયું શહેર છે ?

(૧૫/૬૨૮૭) અલ્લાહ તઆલા જે માણસને પસંદ કરે છે, તેને લોકપ્રિય બનાવી દે છે એટલે લોકો જે માનવી પ્રત્યે પ્રેમ ધરાવે છે, તે એ વાતની નિશાની છે કે, અલ્લાહ તઆલા તેના પ્રત્યે પ્રેમ ધરાવે છે, પરંતુ આ વાત મુસ્લિમ અને સાચા ઇમાનદારને લાગુ પડે છે.

જો કોઇ કાફિર પ્રત્યે લોકો મુહબ્બત ધરાવતા હોય તો તે શયતાનના તરફથી છે. જે શયતાનને પ્રિય હશે તેના પ્રત્યે એવા લોકો પ્રેમ દાખવશે જેમનો સંબંધ શયતાન સાથે હશે. એ જ પ્રમાણે શયતાનના કારણે જ ગુમરાહ અને જાહિલ પ્રત્યે ક્યારેક લોકોના દિલમાં પ્રેમ ઉભરાય છે.

અલ્લાહવાળો હોવાની નિશાની એ છે કે, અલ્લાહ તઆલાના હુકમોનો તાબેદાર હોય અને નબીએ કરીમ (સલ.)ની સુન્નતો પર અમલ કરતો હોય. આલિમો અને દીનદાર લોકો જેના તરફ મુહબ્બત ધરાવતા હોય, તે ખરા અર્થમાં લોકપ્રિયતાનો માપદંડ છે.



સહાબાએ કહ્યું કે, ખુદા અને રસૂલ જ સારી રીતે જાણે છે. આપે કહ્યું : આ હુરમતવાળું (માનપ્રદ) શહેર છે. પછી કહ્યું : શું તમને ખબર છે કે આ કયો મહીનો છે ? સહાબાએ કહ્યું કે, ખુદા અને રસૂલ જ સારી રીતે જાણે છે. આપે કહ્યું : આ હુરમતવાળો માનપ્રદ મહીનો છે. જેવી રીતે આજનો દિવસ આ મહીના અને આ શહેરમાં હુરમતવાળો છે તેવી જ રીતે અલ્લાહ તઆલાએ તમારી અંદર પરસ્પર એકબીજાના જાનમાલ અને આબરૂ એકબીજા પર હરામ કરી દીધા છે.

## ગાળ દેવાની અને લઅનત કરવાની મનાઇ

(૧૯/૬૨૯૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મુસલમાનને ગાળ દેવી એ ખુદાની નાફરમાની છે અને તેને જાનથી મારી નાખવો એ કુફ્ર છે.

(૨૦/૬૨૯૨) હઝરત અબૂઝર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઇ માણસ કોઇના ઉપર ફાસિક અથવા કાફિર હોવાનો આરોપ મૂકે અને હકીકતમાં તે એવો ન હોય તો એ આરોપ તેના પર પાછો ફરે છે.

(૨૧/૬૨૯૩) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) બિભત્સ બોલનાર, લઅનત કરનાર અને ગાળો આપનાર ન હતા. ગુસ્સામાં બસ એટલું કહી દેતા હતા કે, તેના શિર પર માટી, તેને શું થઇ ગયું છે ?

(૨૨/૬૨૯૪) હઝરત સાબિત ઇબ્ને ઝહહાક (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ઇસ્લામ સિવાય બીજા કોઇ મઝહબની કસમ ખાશે તો તે એવો જ હશે જેવું તેણે કહ્યું અને જે વસ્તુનો માણસ માલિક ન હોય તે વસ્તુની ભેટ આપવી પણ ખરી નથી. જે વસ્તુથી કોઇ આપઘાત કરશે, કિયામતમાં તેને તે જ વસ્તુથી અઝાબ આપવામાં આવશે. કોઇ મુઅમિન પર લઅનત કરવી કત્લ કરવાના હુકમમાં છે અને કોઇ મુસલમાનને કાફિર કહેવો પણ કત્લ કરવા બરાબર છે.

(૨૩/૬૨૯૫) સુલયમાન ઇબ્ને સુરદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સામે બે માણસોની ગાળ ગલોચ થઇ. એક માણસને એટલો ગુસ્સો આવ્યો કે, ચહેરો લાલ થઇ ગયો અને ગરદનની નસો ફુલી ગઇ. હુઝૂરે કહ્યું કે, મને એવી વાતની

(૨૦/૬૨૯૨) કોઇ મુસ્લિમને કાફિર કહેવું, બહુ ખરાબ વાત ગણાય. કારણ કે, એનાથી પોતાને જ કાફિર કહેવાનું પુરવાર થાય છે, એટલા માટે કે પોતે મુસ્લિમ છે.

(૨૨/૬૨૯૪) કસમ તેની ખાવામાં આવે છે, જેના પ્રત્યે મહાનતાનો ભાવ હોય. મુસ્લિમની નજરમાં અલ્લાહ સિવાય કોઇ મહાન નથી. દરેક વસ્તુ નાશવંત છે, માત્ર અલ્લાહ જ અમર છે, બાકી રહેનાર છે, એટલે કસમ માત્ર અલ્લાહની જ ખાઇ શકાય છે.

ખબર છે કે જો આ માણસ તે વાત કહી દે તો એનો ગુસ્સો ચાલ્યો જશે. હુઝૂરનું આ ફરમાન બીજા એક માણસે તે માણસને જઇને કહી દીધું અને તેને કહ્યું કે, શયતાનથી ખુદાની પનાહ માંગ. તે કહેવા લાગ્યો કે, ચાલતો થા. શું મને કોઇ બીમારી છે અથવા હું પાગલ છું (કે અઊઝુ બિલ્લાહ પઢું).

(૨૪/૬૨૯૬) હઝરત ઉબાદા ઇબ્ને સામિત (રદિ.) કહે છે કે, એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) લોકોને લયલતુલ કદ્રની ખબર આપવા માટે બહાર નીકળ્યા. બે મુસલમાનો પરસ્પર ઝઘડી રહ્યા હતા. હુઝૂરે કહ્યું : હું તમને (લયલતુલ કદ્રની) ખબર આપવા માટે નીકળ્યો હતો, પરંતુ ફલાણા ફલાણા માણસો ઝઘડતા હતા. હવે લયલતુલ કદ્ર ઉઠાવી લેવામાં આવી. કદાચ તમારા માટે એ જ સારૂં છે. હવે તમે નવમી, સાતમી અને પાંચમી તારીખોએ એની શોધખોળ કરો.

(૨૫/૬૨૯૭) મઅરૂર કહે છે : મેં અબૂઝર ગિફારી (રદિ.)ને એક ચાદર પહેરેલી હાલતમાં જોયા. તેમના ગુલામને પણ એક ચાદર પહેરેલી હાલતમાં જોયો. મેં કહ્યું કે, જો તમે આ ચાદર પણ લઇને પહેરી લેત તો તમારી પૂરી જોડ થઇ જાત અને એને બીજું કોઇ કપડું પહેરાવી દેત. તેઓ કહેવા લાગ્યા : (રસૂલુલ્લાહના સમયમાં) મારી એક માણસ (બિલાલ) સાથે દલીલબાજી થઇ. તેની માં બિનઅરબ હતી. મેં તેને માંની ગાળ આપી હતી. તેણે જઇને હુઝૂર (સલ.)ને એ વાત કરી. હુઝૂરે મને કહ્યું : શું તેં ફલાણા માણસોને ગાળ આપી હતી ? મેં કહ્યું : હા. આપે કહ્યું : શું માંની ગાળ આપી હતી ? મેં કહ્યું : હા. આપે કહ્યું : તારામાં હજુ સુધી અંધકાર યુગની આદત છે. મેં કહ્યું કે અત્યારે ઘડપણમાં પણ ? આપે કહ્યું : હા. આ ગુલામ તમારા ભાઇ છે. અલ્લાહ તઆલાએ એમને તમારા કબજામાં સોંપ્યા છે. એટલે જે માણસના કબજામાં ખુદા તઆલાએ તેનો ભાઇ સોંપ્યો હોય તેણે જોઇએ કે, જે વસ્તુ પોતે ખાય છે તે તેને પણ ખવડાવે અને જે પોતે પહેરે છે તે તેને પણ પહેરાવે. એટલું ભારે કામ તેના પર ન નાખે જેનાથી તે દબાઇ જાય અને જો એવું કામ તેને બતાવે જેનાથી તેના પર ભાર પડતો હોય તો પોતે પણ તેની મદદ કરે.

## શું લોકોને લાંબો અથવા ઠીંગણો વગેરે કહેવું જાઇઝ છે ?

## રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું હતું કે, 'ઝૂલયદૈન' (લાંબા હાથવાળો) શું કહી રહ્યો હતો ? એનાથી તેમની બુરાઇ કરવાનો હેતુ ન હતો

(૨૬/૬૨૯૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, એકવાર હુઝૂરે અમને ઝુહરની બે રકઅત પઢાવી. સલામ ફેરવીને મસ્જિદના આગળના ભાગમાં એક લાકડીના ટેકે ઉભા થઇ ગયા. હાજર-જનોમાં અબૂબક્ર અને ઉમર પણ હતા, પરંતુ ભયના કારણે હુઝૂર સાથે વાતચીત કરી શક્યા નહીં. જે લોકો ઉતાવળીયા હતા તેઓ નીકળીને જવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે, નમાઝમાં કસ્ર થઇ ગઇ છે. હાજરજનોમાં એક માણસ હતો, જેને રસૂલુલ્લાહ (સલ.) ઝૂલયદૈન કહેતા હતા. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું આપ ભૂલી ગયા કે નમાઝ ખરેખર ઓછી થઇ ગઇ ? આપે કહ્યું : ન હું ભૂલ્યો અને ન જ નમાઝમાં કસ્ર થઇ છે. તેણે કહ્યું : ના, હુઝૂર ભૂલી ગયા છે. આપે કહ્યું : ઝૂલયદૈને સાચું કહ્યું. આ પ્રમાણે કહ્યા પછી ઉભા થઇને બે રકઅત પઢી. સલામ ફેરવીને અલ્લાહુ અકબર કહ્યું અને સાધારણ સજદાની જેમ અથવા તેના કરતાં કંઇક લાંબો સજદો કર્યો. પછી શિર ઉઠાવીને અલ્લાહુ અકબર કહ્યું અને સાધારણ સજદાની જેમ અથવા તેના કરતાં કંઇક લાંબો સજદો કર્યો. પછી શિર ઉઠાવીને અલ્લાહુ અકબર કહ્યું.

## નિંદાનું વર્ણન અને આયત 'વલાયગતબ બઅદુકુમ બઅદન....'ની તફસીર

(૨૭/૬૨૯૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) બે કબરો પાસેથી પસાર થયા. આપે કહ્યું : એ બંનેને અઝાબ થઇ રહ્યો છે અને કોઇ મોટી વાતના કારણે અઝાબ થઇ રહ્યો નથી. એક માણસ તો પેશાબથી બચવાની કાળજી રાખતો ન હતો અને બીજો ચાડીઓ કરતો રહેતો હતો. પછી આપે ખજૂરીની લીલી ડાળી મંગાવીને વચ્ચેથી ચીરીને એક ટુકડો એક કબર પર અને બીજો ટુકડો બીજી કબર પર ખોસી દીધો. આપે કહ્યું : આશા છે કે, જ્યાં સુધી એ સૂકાય નહીં ત્યાં સુધી તેમને ઓછો અઝાબ થશે.

## હદીસ 'ખયરૂ દુવરિલ અનસાર'નું સ્પષ્ટીકરણ

(૨૮/૬૩૦૦) હઝરત અબૂ ઉસૈદ સાઇદી કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અનસારના ખાનદાનોમાં બની નજ્જારનું ખાનદાન શ્રેષ્ઠ છે.

## તોફાનીઓ અને તહોમત મૂકનાર લોકોની નિંદા (ગીબત) જાઇઝ છે

(૨૯/૬૩૦૧) હઝરત આઇશા (રદિ.) કહે છે : એક માણસે મુબારક સેવામાં હાજર થવાની રજા માંગી. હુઝૂરે કહ્યું કે, રજા આપો, પરંતુ એ પોતાની કોમમાં ખરાબ ભાઇ છે. તે માણસ અંદર દાખલ થયો. હુઝૂરે તેની સાથે ખૂબ નરમીથી વાત કરી. મેં કહ્યું કે, યા

રસૂલલ્લાહ ! હુઝૂરે પહેલાં તો જે વાત કરી હતી તે કરી હતી. હવે તેની સાથે નરમીથી વર્ત્યા ! આપે કહ્યું, આઇશા, તે માણસ સૌથી ખરાબ માણસ છે. એની દુષ્ટ વાણીના ભયથી લોકોએ એને પડતો મૂક્યો છે.

### ચાડી ખાવી મોટો ગુનોહ છે

(૩૦/૬૩૦૨) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મદીનાના એક બાગની બહાર નીકળ્યા ત્યારે કબરોમાં બે માણસોનો અવાજ સાંભળ્યો, જેમને અઝાબ થઇ રહ્યો હતો. આપે કહ્યું : એમને અઝાબ થઇ રહ્યો છે અને કોઇ મોટી વાતના કારણે અઝાબ થઇ રહ્યો નથી, પરંતુ તે વાત બુરી છે. એક માણસ તો પોતાના પેશાબથી બચતો ન હતો અને બીજો ચાડીઓ ખાતો ફરતો હતો. ત્યાર પછી હુઝૂરે પાંદડાં વગરની એક ડાળી મંગાવીને બે ટુકડા કરીને એક ટુકડી એક કબરમાં અને બીજો ટુકડી બીજી કબરમાં ખોસી દીધો. આપે કહ્યું : સંભવ છે કે, જ્યાં સુધી એ સૂકાય નહીં ત્યાં સુધી એમના જ અઝાબમાં ઘટાડો થશે.

### ચાડી ખાવી હરામ છે

**અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'હમ્માઝિન મશ્શાઇન બિનમીમિન'** કિવા **ચાડી ખાનાર જે ચાડીઓ ખાતો ફરે છે**

**બીજી આયતમાં છે : 'વયલુન લિકુલ્લિ હુમઝતિન લુમઝતિન'** કિવા **દરેક ચાડી ખાનાર, એબ ઢુંઢનાર માટે ખરાબી છે**

(૩૧/૬૩૦૩) હમ્મા કહે છે : અમે હઝરત હુઝયફા સાથે હતા. તેમને કહેવામાં આવ્યું કે, ફલાણો માણસ હઝરત ઉસ્માન પાસે જઇને ચાડી ખાય છે. તેમણે કહ્યું : મેં પોતે હુઝૂરે પાક પાસેથી સાંભળ્યું છે કે, ચાડી ખાનાર જન્નતમાં નહીં જાય.

### અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વજતનિબૂ કવલઝ ઝૂરિ' જુઠી વાતથી બચો

(૩૨/૬૩૦૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ જૂઠું બોલવાનું, તે મુજબ વર્તવાનું અને જહાલત (અજ્ઞાનતા)ને છોડતો નથી તો પછી અલ્લાહને તેના ખાનપાન છોડવાની જરૂર નથી.

### બેધારી નીતિવાળો માણસ

(૩૩/૬૩૦૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતના દિવસે ખુદાની પાસે સૌથી ખરાબ તમે તે બેધારી નીતિવાળા માણસને જોશો જે આ લોકો પાસે એક મોં લઇને આવે છે અને બીજા લોકો પાસે બીજું મોં લઇને જાય છે.



### પોતાના મિત્રને એવી વાતની ખબર આપવી જે તેના વિષે કોઇએ કહી હોય

(૩૪/૬૩૦૬) હઝરત ઇબ્ને મસ્ઊદ કહે છે કે, રસૂલે પાક (સલ.)એ એકવાર થોડોક માલે ગનીમત વહેંચ્યો. એ પરથી એક અનસારીએ કહ્યું કે, મુહમ્મદ (સલ.)એ આ વહેંચણીમાં ખુદાને ખુશ રાખવાની કાળજી રાખી નથી. મેં જઇને હુઝૂરને આ વાત કહી દીધી. સાંભળતાં જ હુઝૂરનો ચહેરો લાલ થઇ ગયો. આપે કહ્યું : ખુદા મૂસા પર રહમ કરે. તેમને આના કરતાં પણ વધારે તકલીફ આપવામાં આવી હતી, પરંતુ તેમણે સંયમ જાળવ્યો.

### કોઇના હદ ઉપરાંત વખાણ કરવા મકરૂહ છે

(૩૫/૬૩૦૭) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક માણસને બીજા માણસના પુષ્કળ વખાણ કરતાં સાંભળ્યા. આપે કહ્યું : તમે તે માણસને તબાહ કરી દીધો.

(૩૬/૬૩૦૮) હઝરત અબૂબક્રહ (રદિ.) કહે છે કે, એકવાર હુઝૂર (સલ.) સામે એક માણસની વાત નીકળી. એક માણસે તેની પ્રશંસા કરી. હુઝૂર (સલ.)એ અનેકવાર કહ્યું : અરે ! તેં તારા મિત્રની ગરદન કાપી નાખી. જો કોઇ કોઇના જરૂરી વખાણ કરે અને એવો ખ્યાલ હોય કે, તેમાં આવા ગુણો છે તો કહે કે, હું તેને આવો આવો જાણું છું. હા, સાચી હકીકત જાણનાર અલ્લાહ જ છે. એ ખુદાની સામે તેને બેએબ ન કહે.

### પોતાની માહિતી પ્રમાણે કોઇની પ્રશંસા કરવી

(૩૭/૬૩૦૯) સઅદે કહ્યું હતું : મેં સાંભળ્યું નથી કે, રસૂલે પાક (સલ.)એ અબ્દુલ્લાહ ઇબ્ને સલામ સિવાય બીજા કોઇ જમીન પર ચાલનાર (જીવંત) માનવી માટે કહ્યું હોય કે, એ જન્નતી છે.

(૩૮/૬૩૧૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે તેહબંદનો હુકમ બયાન કર્યો ત્યારે હઝરત અબૂબક્રે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારૂં તેહબંદ એક બાજુથી પડી જાય છે. આપે કહ્યું : તમે એવા લોકોમાંથી નથી (જેઓ ગર્વના કારણે એવું કરે છે).

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્નલ્લાહ યઅમુરૂ બિલ અદલિ વલ ઇહસાનિ' અલ્લાહ તઆલા ઇન્સાફ અને નેકી કરવાનો હુકમ આપે છે. 'ઇન્નમા બગ્યુકુમ અલા અન્ફુસિકુમ' બળવાની મુસીબત ખુદ તમારી જાત પર પડશે. 'મન બુગિય અલયહિ લયન્સુરૂન્નહુ**

**લ્લાહ' જેના પર ઝુલ્મ કરવામાં આવે છે તેને ખુદા મદદ કરે છે. ફિત્નાખોરી છોડવી જોઇએ, ભલેને મુસલમાન અંગે હોય કે કાફિરો અંગે**

(૩૯/૬૩૧૧) હઝરત આઇશા (રદિ.) કહે છે : એટલી વાર સુધી હુઝૂર (સલ.) થંભી જતા કે આપને વિચાર આવતો કે, હું મારી પત્નીઓના ઘરે જઇ આવ્યો છું, જો કે આપ જઇ આવ્યા ન હતા. એક દિવસ મને કહ્યું કે, આઇશા, અલ્લાહ તઆલાને મેં એક બનાવ પૂછ્યો હતો. હવે ખુદાએ મને તે બતાવ્યો. બે માણસો (સ્વપ્નમાં) મારી પાસે આવ્યા હતા. એક પગ પાસે બેસી ગયો અને બીજો માથા પાસે. પગ પાસે બેસનારાએ માથા પાસે બેસનારાને કહ્યું કે, આ માણસની શી સ્થિતી છે ? તેણે કહ્યું કે, એના પર જાદુ કરવામાં આવ્યો છે. પહેલાએ કહ્યું : કોણે કર્યો છે ? બીજાએ કહ્યું : લબીદ ઇબ્ને અઅસમે. પહેલાએ કહ્યું : કઇ વસ્તુમાં કર્યો છે ? બીજાએ કહ્યું કે, તાજા ખજૂરના કણસલાના ગિલાફમાં, કાંસકી અને કાંસકીથી ખરેલા વાળમાં રઊફાના નીચાણવાળા ભાગ ઝીઅરવાનના કુવામાં. જેથી હુઝૂર ત્યાં ગયા અને જાદુની વસ્તુઓ કાઢવાનો હુકમ આપ્યો. તે વસ્તુઓ કાઢવામાં આવી. પછી કહ્યું કે, આ તે જ કુવો છે જે મને સ્વપ્નમાં બતાવવામાં આવ્યો હતો જેની ખજૂરીઓની ઉપરનો ભાગ જિન્નાતના માથાઓ જેવો લાગતો હતો અને તેનું પાણી મહેંદીના પાણી જેવું હતું. હઝરત આઇશા કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! તમે એની જાહેરાત કેમ કરી દીધી નહીં (કે તે જાદુગર લોકોમાં બદનામ થઇ જાત.) આપે કહ્યું : આઇશા, અલ્લાહ તઆલાએ મને તંદુરસ્તી આપી દીધી. હવે હું લોકોમાં ફિત્નો જગાડવાનું ખરાબ ગણું છું. હઝરત આઇશા કહે છે : લબીદ ઇબ્ને અઅસમ બની ઝુરૈક કબીલાનો હતો. આ કબીલો યહૂદીઓનો મિત્ર હતો.

**પરસ્પર ઇર્ષા કરવી અને એકબીજા તરફ પીઠ ફેરવીને બેસવાની મનાઇ છે**

**અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'વ મિન શર્રિ હાસિદિન ઇઝા હસદ' ઉંવા હું પનાહ માંગું છું ઇર્ષાખોરની બુરાઇથી જ્યારે તે ઇર્ષા કરે**

(૪૦/૬૩૧૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું : શંકાથી બચો. શંકા ઘણી જૂઠી વાત હોય છે. લોકોની એબ ન શોધો. પરસ્પર ઇર્ષા ન કરો. પરસ્પર દ્વેષ ન રાખો. એક બીજા તરફ પીઠ ફેરવીને ન બેસો. બધા ખુદાના બંદાઓ ભાઇ ભાઇ બની જાઓ.



(૪૧/૬૩૧૩) હઝરત અનસ કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, પરસ્પર દ્વેષ ન રાખો. ઇર્ષા ન કરો. બીજાના તરફ પીઠ ફેરવીને ન બેસો. બધા ખુદાના બંદાઓ ભાઇ ભાઇ બની જાઓ. કોઇ મુસલમાન માટે જાઇઝ નથી કે, પોતાના ભાઇને ત્રણ દિવસથી વધારે છોડી દે.

**ખુદા તઆલા ફરમાવે છે : 'યા અય્યુહ લ્લઝીન આમનૂજ તનિબૂ કસીરન મિનઝ ઝન્નિ......' હે મુસલમાનો ! ઘણી કુશંકાઓથી બચો**

(૪૨/૬૩૧૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, કુશંકાથી બચો. કુશંકા ઘણી જૂઠી વાત છે. કોઇની એબ અને સ્થિતિની શોધખોળ ન કરો. કોઇને છેતરવા માટે ભાવ ન વધારો. પરસ્પર ઇર્ષા ન કરો. દ્વેષ ન રાખો. પરસ્પર કોઇની તરફ પીઠ ફેરવીને ન બેસો._ખુદાના બંદાઓ ભાઇ ભાઇ બની જાઓ.

**કયા પ્રકારનો ખ્યાલ (શંકા) કરવો જાઇઝ છે ?**

(૪૩/૬૩૧૫) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, મને લાગતું નથી કે, ફલાણા ફલાણા માણસો આપણા મઝહબની કોઇ વાત જાણતા હોય. લૈસ કહે છે : તે બંને માણસો મુનાફિક હતા.

(૪૪/૬૩૧૬) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક દિવસ રસૂલે પાક (સલ.) અમારી પાસે આવ્યા. આપે કહ્યું : આઇશા, મને લાગતું નથી કે, ફલાણા ફલાણા માણસો આપણા આ દીનને જાણતા હોય, જેના પર આપણે છીએ.

**મુસલમાને પોતાની એબ ઢાંકવી જોઇએ**

(૪૫/૬૩૧૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મારી બધી ઉમ્મતના ગુનાહો માફ થશે, પરંતુ તે લોકોના નહીં થાય જેઓ પોતાના છુપાયેલા ગુનાહો જાહેર કરે છે. આ વાત પણ જાહેર કરવામાં દાખલ છે કે, માણસ રાત્રે કોઇ કામ કરે. ખુદા તેને છુપાવે, પરંતુ સવારે તે કહી દે કે, મેં રાત્રે આવું આવું કર્યું છે. ખુદાએ તો તેનો ગુનોહ આખી રાત છુપાવ્યો અને સવારે એ પોતે ખુદાએ નાખેલા પરદાને ચીરે છે.

(૪૬/૬૩૧૮) સફવાન ઇબ્ને મુહરિઝ કહે છે કે, એક માણસે હઝરત ઇબ્ને ઉમરને ગુપસુપવાળી હદીસ પૂછી. ઇબ્ને ઉમરે કહ્યું : મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે, આપ ફરમાવતા હતા કે, તમારામાંથી કેટલાક લોકો પોતાના પાલનહારની એટલા નજીક થઇ જશે કે, અલ્લાહ તઆલા પોતાની રહમતનો

પરદો તેમના પર નાખશે અને બે વાર કહેશે : તે આવું આવું કર્યું હતું ? બંદો કહેશે : જી હા. જ્યારે અલ્લાહ તઆલા તેની પાસે કબૂલ કરાવી લેશે ત્યારે કહેશે : દુનિયામાં મેં તારા ગુનાહો ઢાંકયા અને આજે હું તને માફ કરૂં છું.

## ઘમંડનું વર્ણન

**મુજાહિદ કહે છે : 'સાનિય ઇત્ફિહિ'માં 'ઇત્ફ'થી ગરદન મુરાદ છે** યાને **ઘમંડથી ગરદન ફેરવનાર**

(૪૭/૬૩૧૯) હારિસા ઇબ્ને વહબ ખુઝાઇ કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું : હું તમને બતાવું છું કે, જન્નતી માણસો કોણ હશે ? તે ગરીબ લોકો જન્નતી હશે, જેઓ લોકોની નજરમાં તુચ્છ હશે, પરંતુ જો તેઓ ખુદાના ભરોસા પર કસમ ખાઇ બેસે તો ખુદા તેમની કસમ સાચી ઠેરવે છે અને દોઝખી માણસો તે છે જેઓ ઉધ્ધત, હરામખોર અને ઘમંડ-વાળા છે.

(૪૮/૬૩૨૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, મદીનાની કેટલીક લોંડીઓ હુઝૂર (સલ.)નો હાથ પકડીને જ્યાં ઇચ્છતી ત્યાં લઇ જતી હતી.

## વાતચીત અને સલામ છોડી દેવી

(૪૯/૬૩૨૧) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.)ને ખબર મળી કે, કોઇ વેચાણ અથવા ભેટ વિષે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેરે કહ્યું કે, તે એનાથી દૂર રહે, નહીં તો હું તેમને એની વ્યવસ્થા કરતાં અટકાવીશ. આ સાંભળીને હઝરત આઇશાએ કહ્યું : શું ખરેખર તેણે આ પ્રમાણે કહ્યું છે ? લોકોએ કહ્યું : હા. તેમણે કહ્યું : હું કસમ ખાઉં છું કે, ઇબ્ને ઝુબેર સાથે કદાપિ વાત નહીં કરૂં. જ્યારે જુદાઇની મુદત ખૂબ લાંબી થઇ ગઇ ત્યારે ઇબ્ને ઝુબેરે હઝરત આઇશા પાસે ભલામણ મોકલી, પરંતુ ઉમ્મુલ મુઅમિનીને ભલામણ સ્વીકારી નહીં. તેમણે કહ્યું : ખુદાની કસમ ! હું એના માટે કદી ભલામણ સ્વીકારૂં નહીં અને મારી કસમ તોડું નહીં. ઇબ્ને ઝુબેરે નાછુટકે મિસ્વર મખ્રમા અને અબ્દુર્રહમાન ઇબ્ને અસ્વદને કહ્યું કે, હું તમને ખુદાની કસમ આપું છું, તમે મને તેમની પાસે અંદર લઇ જાઓ. કારણ કે, તેમના માટે જાઇઝ નથી કે, મારૂં સગપણ તોડવાની કસમ ખાઇ બેસે. મિસ્વર અને અબ્દુર્રહમાન, ઇબ્ને ઝુબેરને પોતાની ચાદરોમાં છુપાવીને લઇ ગયા અને હઝરત આઇશા પાસે અંદર દાખલ થવાની રજા માંગી. તેમણે કહ્યું કે, અસ્સલામુ અલયકિ વ રહમતુ લ્લાહિ વ બરકાતુહુ, શું અમે અંદર આવીએ ? હઝરત આઇશાએ કહ્યું : આવો. તેમણે કહ્યું : અમે બધા આવીએ ? હઝરત આઇશાએ કહ્યું : બધા આવી જાઓ. હઝરત આઇશાને ખબર ન હતી કે, ઇબ્ને ઝુબેર પણ તેમની સાથે છે. ખેર, જ્યારે અંદર ગયા ત્યારે ઇબ્ને ઝુબેર ઉમ્મુલ મુઅમિનીન પાસે પરદામાં ચાલ્યા ગયા અને ગળે વળગીને કસમો દેવા લાગ્યા અને રડવા લાગ્યા. હઝરત મિસ્વર અને અબ્દુર્રહમાન પણ ઉમ્મુલ મુઅમિનીનને કસમો દેવા લાગ્યા કે, ઇબ્ને ઝુબેર સાથે વાત કરો. એમની મજબૂરીનો સ્વીકાર કરો. તમને ખબર છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સંબંધો તોડી નાખવાની મનાઇ ફરમાવી છે. આપ (સલ.)એ ફરમાવ્યું છે કે, કોઇ મુસલમાન માટે જાઇઝ નથી કે પોતાના મુસલમાન ભાઇ સાથે ત્રણ દિવસથી વધારે સલામ-કલામ છોડી દે. જ્યારે બંને સજ્જનોએ સગાઇ સંબંધની ખૂબ યાદ અપાવી અને આગ્રહ કર્યો ત્યારે હઝરત આઇશા પણ તેમને સગાઇ-સંબંધની યાદ દેવડાવવા લાગ્યાં અને રડવા લાગ્યાં. તેઓ કહેવા લાગ્યાં : મેં મન્નત માની છે અને મન્નત ખૂબ સખ્ત છે, પરંતુ બંને સજ્જનો સતત વિનવતા રહ્યા. અહીં સુધી કે, ઉમ્મુલ મુઅમિનીને ઇબ્ને ઝુબેર સાથે વાતચીત કરી અને પોતાની મન્નત માટે ૪૦ જેટલા ગુલામો આઝાદ કર્યા, પરંતુ પાછળથી પોતાની મન્નતને યાદ કરતાં હતાં અને એટલા રડતાં હતાં કે ઓઢણી ભીંજાઇ જતી હતી.

(૫૦/૬૩૨૨) હઝરત અનસ કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું છે : પરસ્પર દ્વેષ ન રાખો. ઇર્ષા ન કરો. એકબીજાના તરફ પીઠ ફેરવીને ન બેસો. ખુદાના બંદાઓ ભાઇ ભાઇ બનીને રહો. કોઇ મુસલમાન માટે જાઇઝ નથી કે, ત્રણ દિવસ કરતાં વધારે સંબંધ તોડેલા રાખે.

(૫૧/૬૩૨૩) હઝરત અબૂ અય્યૂબ અનસારી (રદિ.) કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું છે કે, કોઇ માણસ માટે જાઇઝ નથી કે, પોતાના ભાઇને ત્રણ દિવસ કરતાં વધારે છોડી દે કે જેથી જ્યારે બંને સામસામે આવે ત્યારે આ તેના તરફથી મોં ફેરવી લે અને તે એના તરફથી. બંનેમાં સારો માણસ તે છે જે સલામની શરૂઆત કરે છે.

## નાફરમાન અને ગુનેહગાર માણસ સાથેના સંબંધો તોડી નાખવા જાઇઝ છે

(૫૨/૬૩૨૪) જ્યારે કઅબ ઇબ્ને માલિક રસૂલુલ્લાહ (સલ.) સાથે (તબૂકની લડાઇમાં) જઇ શકયા નહીં ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ મુસલમાનોને તેમની સાથે વાતચીત કરવાની મનાઇ ફરમાવી. કઅબ (રદિ.)એ આ વાતચીત છોડી દેવાની મુદત પચાસ દિવસ બતાવી છે.

(૫૩/૬૩૨૫) હઝરત આઇશા કહે

છે : રસૂલે પાક (સલ.)એ મને કહ્યું : હું તમારી ખુશી અને નાખુશીની હાલત જાણું છું. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપ કેવી રીતે જાણો છો ? આપે કહ્યું કે, જ્યારે ખુશ હોવ છો ત્યારે કહો છો, મુહમ્મદના પાલનહારની કસમ ! અને નાખુશ હોવ છો ત્યારે કહો છો, ઇબ્રાહીમના પાલનહારની કસમ ! મેં કહ્યું : બેશક, હું આપનું નામ છોડી દઉં છું.

**શું પોતાના મિત્ર સાથે દરરોજ એક વાર મુલાકાત કરવી જોઇએ કે સવાર-સાંજ બે વાર મુલાકાત કરવી જોઇએ ?**

(૫૪/૬૩૨૬) હઝરત આઇશા (રદિ.) કહે છે : હું જ્યારથી સમજતી થઇ ત્યારથી મારા માંબાપને આ જ ધર્મ પર જોયાં. કોઇ દિવસ એવો પસાર થતો ન હતો કે, રસૂલે પાક (સલ.) સવાર-સાંજ બે વાર અમારા ઘેર ન આવતા હોય. એક દિવસ અમે હઝરત અબૂબક્ર (રદિ.)ના કમરામાં બપોરની સખ્ત ગરમીમાં બેઠા હતાં, એવામાં એક કહેનારાએ કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) આવ્યા, પરંતુ આ સમય એવો હતો કે નિયમ અનુસાર હુઝૂર આ સમયે આવતા ન હતા. હઝરત અબૂબક્રે કહ્યું : હુઝૂર અત્યારે કોઇ કામ અર્થે આવ્યા છે. જેમકે હુઝૂરે કહ્યું કે, મને અહીંથી ચાલ્યા જવાની રજા મળી ગઇ.

**કોઇની મુલાકાત માટે જવું અને તેની પાસે ખાણું ખાવું**

**રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં હઝરત સલમાન ફારસી હઝરત અબૂ દરદાની મુલાકાત માટે ગયા અને તેમની પાસે જ ખાણું ખાધું**

(૫૫/૬૩૨૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એક અનસારીના કુટુંબની મુલાકાત માટે ગયા. તેમને ત્યાં જ ખાણું ખાધું. જ્યારે પાછા ફરવાનો ઇરાદો કર્યો ત્યારે મકાનમાં એક ખાસ જગ્યાએ છંટકાવ કરવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર ત્યાં એક ચટાઇ બીછાવીને તેના પર પાણી છાંટવામાં આવ્યું. હુઝૂરે તેના પર નમાઝ પઢી અને તે લોકો માટે દુઆ કરી.

**કોમોના પ્રતિનિધિઓના આગમન વખતે પોતાનો ઠાઠમાઠ જાહેર કરવો**

(૫૬/૬૩૨૮) યહ્યા ઇબ્ને અબૂ ઇસ્હાક કહે છે કે, સાલિમે મને પૂછયું કે, 'ઇસ્તબ્રક' કયું કપડું હોય છે ? મેં કહ્યું : જે 'દિબાજ' કરતાં જાડું અને સારૂં હોય છે. કારણ કે, અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહેતા હતા કે, એક માણસ પાસે હઝરત ઉમર (રદિ.)એ 'ઇસ્તબ્રક'ના એક જોડ કપડાં જોયાં. તે હુઝૂર પાસે લાવ્યા અને



કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એને ખરીદી લો. જે દિવસે કોમોના પ્રતિનિધિઓ હુઝૂરની સેવામાં આવે તે દિવસે એને પહેરો. આપે કહ્યું કે, રેશમ તે જ માણસ પહેરે છે જેનો આખિરતમાં કોઇ હિસ્સો નથી. આ વાત એમ જ વીતી ગઇ. ત્યાર પછી હુઝૂરે હઝરત ઉમરને એક જોડ કપડાં મોકલ્યાં. હઝરત ઉમર તે કપડાં લઇને આવ્યા. તેમણે કહ્યું : તે દિવસે આપે તો મને તે વાત કહી હતી અને હવે મને આ મોકલ્યાં છે ? આપે કહ્યું : મેં તમારી પાસે એ એટલા માટે મોકલ્યાં છે કે, એને વેચીને તમે કીમત લઇ લો. ઇબ્ને ઉમર આ હદીસના કારણે જ ડીઝાઇનવાળાં કપડાં પસંદ કરતાં હતાં.

**ભાઇચારો અને પરસ્પર કોલ-કરાર કરવા**

(૫૭/૬૩૨૯) અબૂ જુહૈફા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સલમાન ફારસી અને અબૂ દરદા વચ્ચે ભાઇચારો કરાવ્યો હતો.

(૫૮/૬૩૩૦) અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ (રદિ.) કહે છે : જ્યારે અમે મદીના આવ્યા ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ મારી અને સઅદ ઇબ્ને રબીઅ વચ્ચે ભાઇચારો કરાવ્યો.

(૫૯/૬૩૩૧) હઝરત અનસ કહે છે કે, જ્યારે અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ અમારી પાસે (મક્કાથી) આવ્યા ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ તેમની અને સઅદ ઇબ્ને રબીઅની વચ્ચે ભાઇચારો કરાવ્યો. (જ્યારે તેમણે નિકાહ કર્યા ત્યારે તેમને) આપે કહ્યું : વલીમો કરો, ભલેને એક જ બકરીનો હોય.

(૬૦/૬૩૩૨) આસિમ કહે છે : મેં હઝરત અનસને પૂછયું કે, તમને આ હદીસ મળી છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું કે, ઇસ્લામમાં કોલ-કરાર નથી ? તેમણે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)એ મારા મકાનમાં કુરૈશીઓ અને અનસારીઓ વચ્ચે કોલ-કરાર કરાવ્યા હતા.

**સ્મિત અને હસવાનું વર્ણન**

**હઝરત ફાતિમા (રદિ.)એ કહ્યું હતું કે, રસૂલુલ્લાહ (સલ.)એ ચુપચાપ મને એક વાત કહી હતી જેના કારણે હું હસી પડી**

**ઇબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, ખુદા જ હસાવે છે અને રડાવે છે**

(૬૧/૬૩૩૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રિફાઆએ પોતાની પત્નીને તલાકે બાઇન આપી દીધી. તેણે અબ્દુર્રહમાન ઇબ્ને ઝુબેર સાથે નિકાહ કરી લીધા. પછી તેણે હુઝૂર પાસે આવીને કહ્યું કે, હું રિફાઆ પાસે હતી. તેણે મને ત્રણ તલાકો આપી દીધી. ત્યાર પછી મેં

અબ્દુર્રહમાન ઇબ્ને ઝુબેર સાથે નિકાહ કર્યા. તે ઓરતે પોતાની ચાદરનો છેડો પકડીને બતાવ્યું, યા રસૂલલ્લાહ ! તેની પાસે તો આના સિવાય કંઇ નથી. તે વખતે હઝરત અબૂબક્ર રસૂલુલ્લાહ (સલ.) પાસે બેઠા હતા. ખાલિદ ઇબ્ને સઇદ ઇબ્ને આસ દરવાજા પાસે અંદર આવવાની રજાની રાહ જોતા હતા. ખાલિદે હઝરત અબૂબક્રને કહ્યું કે, તમે એ ઓરતને રોકતા નથી કે જે રસૂલુલ્લાહ (સલ.) સામે આવી વાતો જોરજોરથી કહી રહી છે, પરંતુ રસૂલુલ્લાહ (સલ.) સ્મિત ફરકાવવા સિવાય બીજું કંઇ કહી રહ્યા ન હતા. છેલ્લે હુઝૂરે કહ્યું : કદાચ તું એવું ઇચ્છે છે કે, રિફાઆ પાસે પાછી ફરે. એવું બની શકે નહીં, જ્યાં સુધી કે તું તેની મીઠાશ અને તે તારી મીઠાશ ચાખી ન લે.

(૬૨/૬૩૩૪) હઝરત સઅદ કહે છે કે, હઝરત ઉમર ફારૂક (રદિ.)એ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થવાની રજા માંગી. તે વખતે હુઝૂરની પાસે કુરૈશીની થોડીક ઓરતો (ઉમ્મહાતુલ મુઅમિનીન) બેઠી હતી અને મોટા સાદે હુઝૂર પાસે વધારે ખર્ચ માંગી રહી હતી, પરંતુ જ્યારે હઝરત ઉમરે હાજર થવાની રજા માંગી ત્યારે બધી જલદી જલદી પરદામાં ચાલી ગઇ. હુઝૂરે હઝરત ઉમરને રજા આપી. હઝરત ઉમર દાખલ થયા ત્યારે હુઝૂર હસી રહ્યા હતા. હઝરત ઉમરે કહ્યું કે, મારા માં-બાપ કુરબાન, ખુદા આપને હસતા રાખે. રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : મને તે ઓરતો અંગે નવાઇ લાગી જે હમણા મારી પાસે હતી, પરંતુ તમારો અવાજ સાંભળીને જલદી જલદી પરદામાં ચાલી ગઇ. હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! તેમણે તમારાથી વધુ ડરવું જોઇએ. ત્યાર પછી ઓરતો તરફ વાતનું રૂખ ફેરવીને કહેવા લાગ્યા કે, તમારી જાત સાથે દુશ્મની રાખનારીઓ ! તમે મારાથી ડરો છો, રસૂલુલ્લાહ (સલ.)થી ડરતી નથી ? ઓરતોએ જવાબ આપ્યો : તમે રસૂલુલ્લાહ (સલ.) કરતાં વધારે સખ્ત અને ઉગ્ર સ્વભાવવાળા છો. હુઝૂરે કહ્યું : ઇબ્ને ખત્તાબ ! તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, જ્યારે પણ રસ્તામાં તમને શયતાન મળ્યો ત્યારે તેણે તમારો રસ્તો છોડીને બીજો રસ્તો પકડયો.

(૬૩/૬૩૩૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે તાઇફમાં હતા ત્યારે આપે કહ્યું : કાલે સવારે ઇન્શાઅલ્લાહ આપણે પાછા ચાલ્યા જઇશું. કેટલાક સહાબીઓએ કહ્યું : અમે તો જીત્યા વગર નહીં જઇએ. હુઝૂરે કહ્યું : અચ્છા, તો સવારે લડાઇ માટે ચાલો. જેથી સવારે લડાઇ માટે ગયા. ભારે લડાઇ થઇ. ઘણા ઘાયલ થયા. હુઝૂરે કહ્યું : ઇન્શાઅલ્લાહ



આપણે કાલે પાછા જઇશું. આ સાંભળીને સહાબીઓ ચુપ રહ્યા. સહાબાની ચુપકીદી જોઇને હુઝૂર (સલ.) હસી પડયા.

(૬૪/૬૩૩૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, એક માણસે મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું તબાહ થઇ ગયો. રમઝાનમાં મારી પત્ની પાસે જઇ પડયો. આપે કહ્યું : કોઇ ગુલામ આઝાદ કરી દે. તેણે કહ્યું કે, મારી પાસે તો નથી. આપે કહ્યું : બે મહીનાના સળંગ રોઝા રાખ. તેણે કહ્યું કે, મારામાં એની શકિત નથી. આપે કહ્યું : તો સાઠ મિસ્કીનોને ખાણું ખવડાવ. તેણે કહ્યું : મારી એ શકિત નથી. એવામાં હુઝૂર પાસે ખજૂરનો એક કરંડિયો લાવવામાં આવ્યો. આપે કહ્યું : મસ્અલો પૂછનાર કયાં છે ? આ ખૈરાત કરી દે. તેણે કહ્યું : મારાં કરતાં વધારે મોહતાજ માણસને આપું ? ખુદાની કસમ ! મદીનાના બંને પથરાળ છેડાઓ વચ્ચે કોઇ કુટુંબ અમારા કરતાં ગરીબ નથી. આ સાંભળીને હુઝૂર હસી પડયા, અહીં સુધી કે, મુબારક દાંત દેખાયા. આપે કહ્યું : તો આવી સ્થિતિમાં તમે જ ખાઇ લો.

(૬૫/૬૩૩૭) હઝરત અનસ (રદિ.) કહે છે : એકવાર હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે પગપાળા જઇ રહ્યો હતો, તે વખતે રસૂલુલ્લાહ (સલ.)એ જાડી કિનારવાળી નજરાની ચાદર ઓઢી હતી. એવામાં એક આદિવાસી આવી પહોંચ્યો. તેણે ચાદર પકડીને જોરથી ખેંચી. જેથી મુબારક ગરદનની એક બાજુએ ચાદરના છેડાની નિશાની પડી ગઇ. પછી કહેવા લાગ્યો કે, મુહમ્મદ, તમારી પાસે ખુદાનો જે માલ છે તેમાંથી મને થોડોક આપવાનો હુકમ કરો. હુઝૂરે તેના તરફ મોં ફેરવીને જોયું. હસીને તેને કંઇક બખ્શિશ આપવાનો હુકમ આપ્યો.

(૬૬/૬૩૩૮) હઝરત જરીર કહે છે : જ્યારથી હું મુસલમાન થયો ત્યારથી હુઝૂરે મને કદી પાસે જતાં અટકાવ્યો નહીં. જ્યારે પણ મને જોયો ત્યારે મારા તરફ જોઇને હસ્યા. એકવાર મેં કહ્યું કે, હું ઘોડા પર બરાબર બેસી શકતો નથી. હુઝૂરે મારી છાતી પર મુબારક હાથ ફેરવ્યો. આપે કહ્યું : એય અલ્લાહ ! એને બરાબર બેસાડ અને એને સારી સમજ ધરાવનાર આગેવાન બનાવ.

(૬૭/૬૩૩૯) હઝરત ઉમ્મે સલમહ (રદિ.) કહે છે : ઉમ્મે સુલૈમે કહ્યું : યા રસૂલલ્લાહ ! ખુદા સાચી વાતથી શરમાતો નથી, જો ઓરતને સ્વપ્નદોષ થાય તો શું તેના પર ગુસ્લ વાજિબ છે ? આપે કહ્યું : હા, એ શરતે કે પાણી જોવામાં આવે. મેં હસીને કહ્યું : શું ઓરતને પણ સ્વપ્નદોષ થાય છે ? હુઝૂરે કહ્યું : (જો એવું ન થાત તો) બાળક એના જેવી શિકલનું કેમ થાય છે ?

(૬૮/૬૩૪૦) હઝરત આઇશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.) હસતા હતા. મેં કદી જોયું નથી કે, આપ ખડખડાટ હસતા હોય અને ગળામાંનો કાકડો દેખાયો હોય.

(૬૯/૬૩૪૧) હઝરત અનસ કહે છે : જુમ્આના દિવસે રસૂલુલ્લાહ (સલ.) મદીનામાં ખુત્બો પઢી રહ્યા હતા, એવામાં એક માણસે હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! દુકાળ પડયો. આપ અલ્લાહ તઆલા પાસે વરસાદની દુઆ માંગો. તે વખતે આકાશમાં અમને કોઇ વાદળ દેખાતું ન હતું. હુઝૂરે આસમાન તરફ નજર ઉઠાવી અને વરસાદની દુઆ માંગી. તરત વાદળ ઘેરાયું. એક ટુકડી બીજા ટુકડા સાથે જોડાયો અને એટલો વરસાદ પડયો કે મદીનાના નાળાં ઉભરાઇ ગયાં. આગામી જુમ્આ સુધી સળંગ વરસાદ વરસતો રહ્યો. બિલકુલ બંધ પડયો નહીં. આગામી જુમ્આના ફરી તે જ માણસે અથવા બીજા કોઇ માણસે ઉભા થઇને કહ્યું : તે વખતે પણ હુઝૂર ખુત્બો પઢી રહ્યા હતા, યા રસૂલલ્લાહ ! અમે ડુબી ગયા. ખુદા પાસે દુઆ કરો કે, વરસાદ બંધ પડે. આ સાંભળીને હુઝૂર હસ્યા. આપે બે-ત્રણ વાર કહ્યું : એય અલ્લાહ ! અમારી આસપાસ વરસાવ, અમારા ઉપર ન વરસાવ. તરત વાદળ ફેલાઇને જમણે-ડાબે જવા લાગ્યું. આજુબાજુ વરસતું હતું અને મદીના પર વરસતું ન હતું. આ રસૂલુલ્લાહ (સલ.)નો મુઅજિઝો હતો, જે અલ્લાહ તઆલાએ લોકોને બતાવ્યો હતો.

## જુઠું બોલવાની મનાઇ છે

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇત્તકુ લ્લાહ વ કૂનૂ મઅ સ્સાદિકીન' ખુદાથી ડરો અને સાચાઓ સાથે રહો**

(૭૦/૬૩૪૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે : હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, સાચું બોલવું એ નેકીનો રસ્તો બતાવે છે અને નેકી જન્નતમાં પહોંચાડી દે છે. માણસ સાચું બોલતાં બોલતાં સિદીક બની જાય છે. જુઠું બોલવું એ નાફરમાનીનો રસ્તો બતાવે છે. નાફરમાની દોઝખમાં લઇ જાય છે. માનવીને જુઠું બોલતાં બોલતાં ખુદાને ત્યાં કઝઝાબ લખી દેવામાં આવે છે.

(૭૧/૬૩૪૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું : મુનાફિકની ત્રણ નિશાનીઓ છે. વાત કરે ત્યારે જુઠું બોલે. વાયદો કરે ત્યારે તેને પૂરો ન કરે. જો તેની પાસે અમાનત મૂકવામાં આવે તો તેમાં ખયાનત કરે.

(૭૨/૬૩૪૪) હઝરત સમુરા ઇબ્ને જુન્દુબ (રદિ.) કહે છે : હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું : મેં આજે રાત્રે (સ્વપ્નમાં) બે માણસો જોયા હતા. જેમણે મને કહ્યું કે, જે માણસના હોઠ તમે



ચીરાયેલા જોયા તે જુઠો માણસ હતો. તે જુઠી વાત કહેતો હતો. તે જુઠી વાત તેની પાસેથી ફેલાઇને આખી દુનિયામાં પહોંચી જતી હતી. તેની સાથે આવું કૃત્ય કિયામત સુધી કરવામાં આવશે.

## નેક રસ્તો

(૭૩/૬૩૪૫) હઝરત હુઝયફા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સાથે સૌથી વધુ વાતચીત, ચાલ-ઢાલ અને ઇસ્લામી રીતમાં સામ્ય ધરાવનાર ઇબ્ને ઉમ્મે અબ્દ છે. જયારથી ઘરમાંથી નીકળે છે ત્યારથી લઇને ઘરમાં પાછા ફરતા સુધી હુઝૂરની રીત-રસમ સાથે સૌથી વધુ સામ્ય ધરાવે છે. હવે અમને એ ખબર નથી કે જ્યારે ઘરવાળાઓમાં એકલો હોય છે ત્યારે શું કરે છે.

(૭૪/૬૩૪૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે : સૌથી શ્રેષ્ઠ વાત કુર્આન છે અને સૌથી શ્રેષ્ઠ રીત રસૂલુલ્લાહની રીત છે.

## તકલીફ વખતે સબ્ર કરવું

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્નમા યુવફફ સ્સાબિરૂન અજરહુમ બિગયરિ હિસાબ'** ઉવા **સબ્ર કરનારાઓને તેમનો સવાબ બેહિસાબ પૂરેપૂરો આપવામાં આવશે**

(૭૫/૬૩૪૭) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા કરતાં વધારે કોઇ માણસ તકલીફ વખતે સબ્ર કરનાર હોય શકતો નથી. લોકો કહે છે કે, ખુદા તઆલાનો પુત્ર છે, પરંતુ અલ્લાહ તઆલા તેમને રાહત અને રોજી આપે છે.

(૭૬/૬૩૪૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે : એક વાર હુઝૂર (સલ.)એ નિયમ અનુસાર થોડોક માલે ગનીમત વહેંચ્યો. એ પરથી એક અનસારી કહેવા લાગ્યો : ખુદાની કસમ ! આ વહેંચણીનો હેતુ ખુદાને ખુશ કરવાનો નથી. મેં કહ્યું : આ વાત હું હુઝૂર પાસે જઇને જરૂર કહીશ. જેથી હું મુબારક સેવામાં ગયો. હુઝૂર તે વખતે સહાબાઓની સાથે બેઠા હતા. મેં ધીમેથી બનેલી બીના કહી દીધી. હુઝૂરને તે ખબર ગમી નહીં. ચહેરો બદલાઇ ગયો અને રોષે ભરાયા. મેં વિચાર કર્યો, જો મેં ન કહ્યું હોત તો સારૂં થાત. પછી આપે કહ્યું : મૂસા (અલ.)ને એના કરતાં પણ વધારે તકલીફ આપવામાં આવી, પરંતુ તેમણે ધીરજ રાખી.

## લોકોને પરંપરાગત (નામ લઇને) ધુત્કારવા નહીં

(૭૭/૬૩૪૯) હઝરત આઇશા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ એક કામ કર્યું. લોકોને પણ એની રજા

આપી, પરંતુ કેટલાક લોકો એનાથી દૂર રહ્યા. હુઝૂરને ખબર પડી તો પ્રવચન કર્યું. ખુદાના વખાણ કર્યા પછી કહ્યું : લોકોને શું થઇ ગયું છે કે, જે કામ હું કરૂં છું તેનાથી અળગા રહે છે. ખુદાની કસમ ! હું ખુદાને તેમના કરતાં વધારે જાણું છું અને તેમના પ્રમાણમાં ખુદાથી વધારે ડરૂં છું.

(૭૮/૬૩૫૦) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પરદાનશીન છોકરી કરતાં પણ વધારે શરમાળ હતા. જો કોઇ અણગમતી વસ્તુ જોતા તો મુબારક ચહેરો જોઇને અમે સમજી જતા હતા.

**જે માણસ મુસલમાનને અર્થઘટન વગર કાફિર કહે તે પોતે કાફિર થઇ જાય છે**

(૭૯/૬૩૫૧) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ પોતાના ભાઇને કહે કે, એય કાફિર ! તો બંનેમાંથી એકને કુફ્ર લાગુ પડે છે.

(૮૦/૬૩૫૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ પોતાના ભાઇને કાફિર કહે તો બેમાંથી એકને કુફ્ર લાગુ પડે છે.

(૮૧/૬૩૫૩) હઝરત સાબિત ઇબ્ને ઝહહાક કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ ઇસ્લામ સિવાય બીજા કોઇ મઝહબની જુઠી કસમ ખાશે તો તે તેવો જ થઇ જશે જેવું તેણે કહ્યું. જે માણસ કોઇ વસ્તુથી આપઘાત કરશે તેને દોઝખની આગમાં તે જ વસ્તુથી અઝાબ દેવામાં આવશે. મુઅમિન પર લઅનત કરવી તેને કત્લ કરવા બરાબર છે. જે માણસ કોઇ મુઅમિનને કાફિર કહે છે તે જાણે કે તેને કત્લ કરે છે.

**જે માણસ કોઇને કોઇ ખાસ કારણસર અથવા પોતાની અજ્ઞાનતાના કારણે કાફિર કહી દે તેને કાફિર કહી શકતા નથી**

(૮૨/૬૩૫૪) હઝરત ઉમર (રદિ.)એ હાતિબ વિષે કહ્યું હતું કે, એ મુનાફિક છે. હુઝૂરે કહ્યું : તમને શું ખબર ? બનવાજોગ છે કે, અલ્લાહ તઆલા બદરવાળાઓની હાલતથી માહિતગાર હોય. એટલે તેણે કહ્યું હોય કે, મેં તમને બખ્શી દીધા.

(૮૩/૬૩૫૫) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, મુઆઝ ઇબ્ને જબલ રસૂલુલ્લાહ (સલ.) સાથે નમાઝ પઢીને પોતાની કોમને નમાઝ પઢાવતા હતા. એક વાર (ઇશાની) નમાઝમાં તેમણે સૂરએ બકરહ પઢી. એક માણસે (જમાઅતથી અલગ થઇને) ટૂંકી





નમાઝ પઢી લીધી. હઝરત મુઆઝે કહ્યું : એ મુનાફિક છે. તે માણસને પણ ખબર પડી. તેણે મુબારક સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! અમે લોકો અમારા હાથે કારભાર કરીએ છીએ અને પાણી વહન કરનાર ઊંટો વડે પાણી સિંચીએ છીએ, પરંતુ મુઆઝે રાત્રે નમાઝમાં સૂરએ બકરહ પઢી. મેં અલગ થઇને મારી ટૂંકી નમાઝ પઢી લીધી ત્યારે એમણે કહ્યું કે, તું મુનાફિક છે. હુઝૂર (સલ.)એ આ સાંભળીને ત્રણ વાર કહ્યું : મુઆઝ, શું તું ફિત્નાખોરી કરે છે. તમે લોકો સૂરએ **વ શ્શમ્સિ** અને **સબ્બિહિ સ્મ રબ્બિક** વગેરે પઢો.

(૮૪/૬૩૫૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો તમારામાંથી કોઇ માણસ કસમ ખાય અને કસમ ખાતી વખતે 'લાત' અને 'ઉઝઝા'ની કસમ ખાવા ચાહે તો તે **'લા ઇલાહ ઇલ્લ લ્લાહ'** કહી દે. જે માણસ પોતાના સાથીને કહે કે, આવો, જુગાર રમીએ તો તેણે જોઇએ કે (જુગાર રમવાના બદલે) ખૈરાત કરે.

(૮૫/૬૩૫૭) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હઝરત ઉમર (રદિ.) કાફલામાં હતા. તેઓ પોતાના પિતાની કસમ ખાઇ રહ્યા હતા. હુઝૂરે ઊંચા સાદે કહ્યું કે, ખબરદાર ! અલ્લાહ તઆલા બાપ-દાદાની કસમો ખાવાની મનાઇ ફરમાવે છે. એટલે જે માણસ કસમ ખાવા માંગે તે ખુદાની કસમ ખાય અથવા ચુપ રહે.

**ખુદાની બાબતમાં ગુસ્સો અને સખ્તી કરવી જાઇઝ છે**

**ખુદા તઆલા ફરમાવે છે : 'જાહિદિલ કુફ્ફાર વલ મુનાફિકીન વ ગ્લુઝ અલયહિમ......' કાફિર અને મુનાફિકો સાથે જિહાદ કરો અને તેમના પર સખ્તી કરો**

(૮૬/૬૩૫૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક દિવસ હુઝૂર (સલ.) મારી પાસે આવ્યા. તે વખતે ઘરમાં એક પરદો લટકતો હતો, જેના પર તસ્વીરો હતી. તે જોઇને મુબારક ચહેરાનો રંગ બદલાઇ ગયો. પરદો લઇને ફાડી નાખ્યો. આપે કહ્યું કે, કિયામતના દિવસે સૌથી સખ્ત અઝાબ તે લોકોને થશે જેઓ આ તસ્વીરો બનાવે છે.

(૮૭/૬૩૫૯) હઝરત અબૂ મસઊદ (રદિ.) કહે છે કે, એક માણસ મુબારક સેવામાં હાજર થયો. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ફલાણો માણસ કિર્અત લાંબી પઢે છે એટલે હું ફજરની નમાઝથી વંચિત રહું છું (શામિલ થતો નથી). આ સાંભળીને હુઝૂરને એટલો બધો ગુસ્સો આવ્યો કે એનાથી વધારે ગુસ્સાની હાલતમાં મેં હુઝૂરને કોઇ વખત વખતે જોયા નથી. આપે કહ્યું : લોકો !

તમારામાંથી કેટલાક લોકો (ઇસ્લામ પ્રત્યે) નફરત જન્માવે છે. જે માણસ લોકોને નમાઝ પઢાવતો હોય તે ટૂંકી નમાઝ પઢે. કારણ કે, મુકતદીઓમાં બીમાર, વૃધ્ધ અને હાજતમંદ પણ હોય છે.

(૮૮/૬૩૬૦) હઝરત અબ્દુલ્લાહ કહે છે : રસૂલુલ્લાહ (સલ.) નમાઝ પઢી રહ્યા હતા, એવામાં આપે મસ્જિદમાં કિબ્લા તરફ થૂંક જોયું. મુબારક હાથ વડે તેને ખુરચીને રોષે ભરાયા. આપે કહ્યું : જ્યારે તમે લોકો નમાઝમાં હોય ત્યારે અલ્લાહ મોંની સામે હોય છે એટલે કોઇ માણસ નમાઝમાં મોંની સામે ન થૂંકે.

(૮૯/૬૩૬૧) ઝેદ ઇબ્ને ખાલિદ જુહની કહે છે કે, એક માણસે રસૂલુલ્લાહ (સલ.)ને પડેલી વસ્તુનો હુકમ પૂછયો. આપે કહ્યું : એક વરસ સુધી એની જાહેરાત કરો. પછી તેની થેલી અને બંધનને ઓળખી રાખો. વરસ પૂરૂં થયા પછી તેને ઉપયોગમાં લો. (એ દરમ્યાન) જો તેનો માલિક આવી પડે તો તેને આપી દો. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખોવાયેલી બકરીઓનો શું હુકમ છે ? આપે કહ્યું કે, તેમને પકડી લો. કારણ કે, તે કયાં તો તમારા માટે છે અથવા તમારા ભાઇ માટે અથવા વરૂ માટે. તેણે કહ્યું કે, હુઝૂર, ખોવાયેલા ઊંટોનો શું હુકમ છે ? આ વાત સાંભળીને હુઝૂર રોષે ભરાયા. મુબારક ચહેરો લાલ થઇ ગયો. પછી કહ્યું : તને તેમની શું પડી છે, તેમની મશક અને જોડી તેમની પાસે છે. (તેમને પકડવાની જરૂરત નથી) અહીં સુધી કે તે પોતે માલિકને મળી જાય.

(૯૦/૬૩૬૨) હઝરત ઝેદ ઇબ્ને સાબિત (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક વરસે રમઝાનમાં ચટાઇનો એક નાનકડો રૂમ બનાવ્યો. તેમાં નમાઝ પઢવા માટે (ઘરમાંથી) બહાર નીકળ્યા. નમાઝ પઢવામાં મશગૂલ હતા, એવામાં ઘણા માણસો આવીને પાછળ નમાઝમાં શામિલ થઇ ગયા. પછી એક રાત્રે બધા લોકો (મસ્જિદમાં) આવ્યા, પરંતુ હુઝૂરે વિલંબ કર્યો અને બહાર આવ્યા નહીં. લોકોએ અવાજ દીધો. દરવાજા પર કાંકરીઓ મારી. છેવટે હુઝૂર ગુસ્સામાં બહાર નીકળ્યા. આપે કહ્યું કે, તમે લોકો તમારા અમલ પર બરાબર કાયમ રહ્યા. (તમારો શોખ જોઇને) મને વિચાર આવ્યો કે, તમારા પર (તરાવીહની નમાઝ) ફર્ઝ થઇ જશે એટલે તમારે તમારા ઘરમાં નમાઝ પઢવી જોઇએ. કારણ કે, માનવી માટે ફર્ઝ નમાઝ સિવાય શ્રેષ્ઠ નમાઝ ઘરમાં હોય છે.

## ગુસ્સાથી બચવું

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લ્લઝીન યજતનિબૂન કબાઇરલ ઇસ્મિ વલ ફવાહિશ વ ઇઝા મા ગદિબૂહુમ યગફિરૂન. અલ્લઝીન યુન્ફિકૂન ફી સ્સરાઇ વ દ્દરાઇ વલ કાઝિમીનલ ગયઝ વલ આફિન અનિ ન્નાસિ વ લ્લાહુ યુહિબ્બુલ મુહસિનીન....'**

(૯૧/૬૩૬૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું : પહેલવાન તે નથી જે લોકોને પછાડે છે, બલ્કે પહેલવાન તે છે જે ગુસ્સા વખતે પોતાના પર કાબુ રાખે છે.

(૯૨/૬૩૬૪) હઝરત સુલયમાન ઇબ્ને સુરદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સામે બે માણસો વચ્ચે ગાળગલોચ થઇ. અમે પણ હુઝૂરની પાસે બેઠા હતા. એકને એટલો ગુસ્સો આવ્યો કે, તેનો ચહેરો લાલ થઇ ગયો. તેણે બીજાને ગાળ આપી. હુઝૂરે કહ્યું કે, મને એક એવા શબ્દની ખબર છે કે જો આ માણસ તે શબ્દ કહી દે તો એનો ગુસ્સો ઉતરી જશે. લોકોએ તે માણસને કહ્યું : જે રસૂલુલ્લાહ (સલ.) કહી રહ્યા છે તે શું તું સાંભળી રહ્યો નથી ? તે કહેવા લાગ્યો : હું પાગલ નથી (કે અઊઝુ બિલ્લાહિ મિન શ્શયતાનિ ર્રજીમ પઢું).

(૯૩/૬૩૬૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, એક માણસે હુઝૂરને કહ્યું કે, મને કંઇક નસીહત કરો. આપે કહ્યું કે, ગુસ્સે ન થાઓ. તેણે વારંવાર આ જ



માંગણી કરી, પરંતુ હુઝૂરે દરેકવાર એમ જ કહ્યું કે, ગુસ્સે ન થા.

## લજ્જા અને શરમ કરવી

(૯૪/૬૩૬૬) હઝરત ઇમ્રાન ઇબ્ને હુસેન કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : લજ્જાથી ભલાઇ જ પેદા થાય છે. બુશૈર ઇબ્ને કઅબે કહ્યું કે, હિકમતમાં લખ્યું છે કે, લજ્જાથી પ્રભાવ અને સંતોષ જન્મે છે. ઇમ્રાન ઇબ્ને હુસેને કહ્યું કે, હું તમને રસૂલુલ્લાહ (સલ.)ની હદીસ સંભળાવું છું અને તમે તમારી કિતાબની વાત સંભળાવો છો !

(૯૫/૬૩૬૭) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂરે પાક (સલ.) કોઇક સ્થળેથી પસાર થઇ રહ્યા હતા. એક માણસ (પોતાના ભાઇ પર) ગુસ્સે થયો હતો. તે કહી રહ્યો હતો કે, તું શરમ અનુભવે છે ! જાણે તે કહેવા માંગતો હતો કે આ શરમે તને નુકસાન પહોંચાડયું. હુઝૂરે કહ્યું : બસ કર, શરમ ઇમાનનો ભાગ છે.

(૯૬/૬૩૬૮) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પરદાનશીન છોકરી કરતાં પણ વધારે શરમાળ હતા.

## જ્યારે શરમ ન રહે ત્યારે જે મન ફાવે તે કર

(૯૭/૬૩૬૯) હઝરત અબૂ મસઊદ

(રદિ.)એ કહ્યું હતું કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું : આગળના નબીઓની વાતોમાંથી જે વાતો લોકો સુધી પહોંચી છે તેમાંથી એક વાત એ પણ છે કે, જ્યારે શરમ ન રહે ત્યારે મને ફાવે તે કર.

## દીનના મસ્અલાઓ સમજવામાં સાચી વાતથી શરમાવું ન જોઇએ

(૯૮/૬૩૭૦) હઝરત ઉમ્મે સલમહ (રદિ.) કહે છે કે, ઉમ્મે સુલૈમે મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદા સાચી વાતથી શરમાતો નથી, જો સ્ત્રીને સ્વપ્નદોષ થઇ જાય તો શું તેના પર ગુસ્લ વાજિબ છે ? આપે કહ્યું : હા, એ શરતે કે પાણી દેખાય.

(૯૯/૬૩૭૧) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એકવાર રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, મુઅમિન એવા લીલાછમ ઝાડ જેવો છે જેના પાંદડાં ખરતાં નથી. લોકો કહેવા લાગ્યા કે, ફલાણું ઝાડ છે, ફલાણું ઝાડ છે. મેં ઇરાદો કર્યો કે, બતાવી દઉં કે તે ખજૂરનું ઝાડ છે, પરંતુ હું ઉગતી વયનો છોકરો હતો. મને શરમ આવી. હુઝૂરે કહ્યું કે, તે ખજૂરનું ઝાડ છે.

(૧૦૦/૬૩૭૨) હઝરત અનસ (રદિ.) કહી રહ્યા હતા કે, એક ઓરત પોતાની જાતના અધિકારો ભેટ આપવા માટે રસૂલુલ્લાહ (સલ.) પાસે આવી. તેણે કહ્યું : શું હુઝૂરને મારી જરૂર છે ? આ સાંભળીને હઝરત અનસની છોકરીએ કહ્યું : તે ઘણી બેશરમ ઓરત હતી. હઝરત અનસે કહ્યું : તે તારા કરતાં સારી હતી કે, તેણે પોતાની જાતના અધિકારો રસૂલુલ્લાહ (સલ.)ને ભેટ આપવાનો ઇરાદો કર્યો હતો.

## રસૂલુલ્લાહ (સલ.) લોકો પર ઓછો બોજ નાખવાનું અને તેમના માટે આસાની પેદા કરવાનું પસંદ કરતા હતા. આપે કહ્યું હતું કે, આસાની કરો, સખ્તી ન કરો

(૧૦૧/૬૩૭૩) હઝરત અનસ કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, આસાની કરો, સખ્તી ન કરો. આશ્વાસન અને દિલાસો આપો. નફરત ન જન્માવો.

(૧૦૨/૬૩૭૪) હઝરત અબૂ મૂસા કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)એ મને અને હઝરત મુઆઝને યમનના ગવર્નર બનાવીને મોકલ્યા ત્યારે અમને કહ્યું કે, નરમી કરજો. સખ્તી ન કરશો. લોકોને ખુશખબરી આપજો. નફરત ન જન્માવશો. પરસ્પર મેળ રાખજો. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે એવી ભૂમિ તરફ જઇ રહ્યા છે જ્યાં મધની શરાબ બનાવવામાં આવે છે. તેને 'બિત્અ' કહેવામાં આવે છે. જવની શરાબ થાય



છે તેને 'મિઝર' કહેવામાં આવે છે. આપે કહ્યું : દરેક નશો લાવનારી વસ્તુ હરામ છે.

(૧૦૩/૬૩૭૫) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને જ્યારે પણ બે વાતોમાંથી એક વાત પસંદ કરવાનો અધિકાર આપવામાં આવ્યો આપે તે જ વાત પસંદ કરી જે બંનેમાંથી આસાન હોય, એ શરતે કે તેમાં ગુનોહ ન હોય. જો તેમાં ગુનોહ હોય તો આપ તેનાથી દૂર રહેતા હતા. હુઝૂરે પોતાની જાત માટે કદી કોઇ વસ્તુનો બદલો લીધો નહીં. હા, જો અલ્લાહે હરામ ઠેરવેલી વસ્તુનો પરદો ચીરવામાં આવતો તો આપ તેનો બદલો જરૂર લેતા હતા.

(૧૦૪/૬૩૭૬) અઝરક ઇબ્ને કૈસ કહે છે કે, અહવાઝમાં એક નહેરનું પાણી સૂકાઇ ગયું હતું. અમે તેના કિનારા પર હતા, એવામાં અબૂ બર્ઝા અસ્લમી ઘોડા પર સવાર થઇને આવ્યા. ઘોડો છોડી મૂકયો અને પોતે નમાઝ પઢવા લાગ્યા. ઘોડો છુટીને ચાલ્યો ગયો. અબૂ બર્ઝા નમાઝ છોડીને તેની પાછળ ગયા. તેને પકડી લાવીને ફરી નમાઝ પઢી. અમારામાં એક માણસ એવો પણ હતો જેનું વલણ (ખારજીઓ તરફ ઢળતું) હતું. તે કહેવા લાગ્યો : આ વૃધ્ધને જુઓ, ઘોડાના કારણે નમાઝ છોડી દીધી. અબૂ બર્ઝાએ આગળ વધીને કહ્યું કે, જ્યારથી હું રસૂલુલ્લાહ (સલ.)થી અલગ થયો છું ત્યારથી કોઇએ મારી સાથે સખ્તી અને ઉગ્રતા બતાવી નથી. મારૂં મકાન દૂર છે. જો હું નમાઝ પઢતો રહેત અને ઘોડાને છોડી દેત તો સાંજ સુધી ઘેર ન પહોંચી શકત. ત્યાર પછી અબૂ બર્ઝાએ કહ્યું : મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) સરળતા પસંદ કરનાર હતા.

(૧૦૫/૬૩૭૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક આદિવાસીએ મસ્જિદમાં પેશાબ કર્યો. લોકો તેને ધમકાવવા ઉઠયા. રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, એને જવા દો અને પેશાબ પર એક ડોલ પાણી નાખી દો. કારણ કે, તમને આસાની અને સરળતા ઉભી કરવા માટે પેદા કરવામાં આવ્યા છે, સખ્તી કરવા માટે પેદા કરવામાં આવ્યા નથી.

## લોકોને હસતા મુખે મળવું

**ઇબ્ને મસઉદ (રદિ.)એ કહ્યું હતું : લોકો સાથે હળતા મળતા રહો, પરંતુ તમારા દીનને સુરક્ષિત રાખો. એને ઘાયલ ન કરો. ઘરવાળાઓ સાથે દિલ્લગી કરવી**

(૧૦૬/૬૩૭૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અમને મળતા રહેતા હતા. અહીં સુધી કે, મારા નાના ભાઇને કહેતા હતા કે, અબૂ ઉમૈર, તમારા બુલબુલનું શું થયું ?

(૧૦૭/૬૩૭૯) હઝરત આઇશા (રદિ.) કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.) પાસે છોકરીઓ સાથે રમ્યા કરતી હતી. મારી સખીઓ (સહેલીઓ) મારી સાથે રમતી હતી. જ્યારે હુઝૂર અંદર આવતા હતા ત્યારે તે છુપાઇ જતી હતી, પરંતુ હુઝૂર તેમને મારી પાસે મોકલી આપતા હતા. તે મારી સાથે રમતી હતી.

## લોકો સાથે નરમી કરવી અને સુલેહ જાળવવી

**અબૂ દરદા કહેતા હતા કે, અમે કેટલાક લોકોને હસતા મુખે મળીએ છીએ, જો કે અમારાં દિલ તેમના પર લઅનત કરે છે**

(૧૦૮/૬૩૮૦) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક માણસે મુબારક સેવામાં હાજર થવાની રજા માંગી. હુઝૂરે કહ્યું : એ પોતાની કોમનો ખરાબ ભાઇ છે, પરંતુ રજા આપી દો. જ્યારે તે માણસ અંદર દાખલ થયો ત્યારે હુઝૂરે તેની સાથે નરમીથી વાત કરી. મેં કહ્યું કે, હુઝૂરે પહેલાં તો તે વાત કરી હતી, પછી તેની સાથે નરમીથી વાતચીત કરી ! આપે કહ્યું : આઇશા, ખુદાને ત્યાં સૌથી ખરાબ દરજ્જો તે માણસનો છે જેની દુષ્ટ વાણીથી બચવા લોકો તેને છોડી દે.

(૧૦૯/૬૩૮૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબી મૂલૈકા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં 'દીબાજ' કાપડના કેટલાક ઝભ્ભાઓ ભેટરૂપે રજૂ કરવામાં આવ્યા, જેના બટન સોનાના હતા. હુઝૂરે તે ઝભ્ભાઓ સહાબાઓને વહેંચી દીધા, પરંતુ મખ્રમા માટે એક ઝભ્ભો અલગ કાઢી લીધો. જ્યારે મખ્રમા મુબારક સેવામાં હાજર થયા ત્યારે આપે કહ્યું : મેં તમારા માટે આ અલગ કાઢી લીધો હતો. અય્યૂબ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ તેમને તે ઝભ્ભો બતાવ્યો. મખ્રમા કંઇક કડક સ્વભાવના માનવી હતા.

## મુઅમિન માણસને એક દરમાંથી બે વાર કરડી શકાતો નથી

**મુઆવિયાનું કથન છે કે, અનુભવ પછી સહનશીલતા આવે છે**

(૧૧૦/૬૩૮૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઇમાનદાર માણસને એક દરમાંથી બે વાર કરડી શકાતો નથી.

## મહેમાનનો હક્ક

(૧૧૧/૬૩૮૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ (રદિ.) કહે છે : મારી પાસે રસૂલુલ્લાહ (સલ.) આવ્યા અને કહ્યું કે, મને ખબર મળી છે કે, તમે આખી રાત નમાઝ પઢો છો અને દિવસના રોઝા રાખો છો, શું આ સાચું નથી ? મેં કહ્યું : જી, સાચું છે. આપે



કહ્યું : એ પ્રમાણે ન કરો. નમાઝ પણ પઢો અને સૂવો પણ. રોઝા પણ રાખો અને છોડી પણ દો. કારણ કે, તમારા શરીરનો પણ તમારા ઉપર હક્ક છે. તમારી આંખોનો પણ તમારા ઉપર હક્ક છે. તમારા મહેમાનનો પણ તમારા પર હક્ક છે અને તમારી પત્નીનો પણ તમારા પર હક્ક છે. શકય છે કે, તમારી ઉમર લાંબી હોય અને ઉમરની છેલ્લી અવસ્થામાં તમે એવું ન કરી શકો. તમારા માટે આટલું બસ છે કે, દરેક મહીનામાં ત્રણ દિવસ રોઝા રાખો. કારણ કે, દરેક નેકીનો દસ ગણો સવાબ મળે છે. આ હિસાબે હંમેશાના રોઝા થઇ જશે. હઝરત અબ્દુલ્લાહ કહે છે : પરંતુ મેં પોતે સખ્તી અપનાવી. એટલે મારા પર સખ્તી કરવામાં આવી. મેં કહ્યું કે, હુઝૂર, મારામાં એના કરતાં વધારે શકિત છે. આપે કહ્યું : તો દર અઠવાડિયે ત્રણ દિવસના રોઝા રાખો. તેઓ કહે છે કે, મેં સખ્તી કરી તો મારા પર સખ્તી કરવામાં આવી. મેં કહ્યું કે, હુઝૂર, મારામાં એના કરતાં વધારે શકિત છે. આપે કહ્યું : તો અલ્લાહના નબી હઝરત દાઉદ (અલ.)ના રોઝા રાખો. હઝરત દાઉદ (અલ.)ના રોઝા કેવા હતા ? આપે ફરમાવ્યું : તેઓ અડધો સમય રોઝા રાખતા હતા કિંવા એક દિવસ રોઝો અને એક દિવસ રોઝા વગર.

## મહેમાનની સરભરા અને સેવાચાકરી પોતે કરવી

**અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : દયફિ ઇબ્રાહીમલ મુકરમીન**

(૧૧૨/૬૩૮૪) હઝરત અબૂ શુરૈહ કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસનું ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન હોય તે મહેમાનની સેવા-ચાકરી કરે. એક દિવસ-રાત સારી વાનગી આપે. પછી ત્રણ દિવસ સુધી મહેમાની છે તે પછી ખૈરાત છે. મહેમાન માટે જાઇઝ નથી કે, તેની પાસે એટલો સમય થોભે કે તેને અકળાવી નાખે. કેટલીક રિવાયતોમાં એટલું વધુ છે કે, જે માણસનું ઇમાન ખુદા અને કિયામતના દિવસ પર હોય તે નેકીની વાત કહે અથવા ચુપ રહે.

## જે માણસ ખુદા અને કિયામત પર ઇમાન ધરાવતો હોય તે પોતાના પડોશીને તકલીફ ન આપે

(૧૧૩/૬૩૮૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન ધરાવતો હોય તે પોતાના મહેમાનની સેવા-ચાકરી કરે. જે માણસ ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન ધરાવતો હોય તે સારી વાત કહે અથવા ચુપ રહે.

(૧૧૪/૬૩૮૬) હઝરત ઉકબા ઇબ્ને આમિર કહે છે કે, અમે એક દિવસ કહ્યું

કે, યા રસૂલલ્લાહ ! આપ અમને (જિહાદમાં) મોકલો છો. અમે કેટલાક લોકો પાસે જઇને ઉતરીએ છીએ, પરંતુ તેઓ અમારી મહેમાનદારી કરતા નથી. અમારા માટે શું હુકમ છે ? આપે કહ્યું : જો તમે કોઇ કોમ પાસે ઉતરો અને તે તમારા માટે બધી વસ્તુઓ આપવાનો હુકમ આપે જે મહેમાન માટે યોગ્ય છે તો સ્વીકારી લો. નહીં તો તેમની પાસેથી મહેમાનદારીનો જરૂરી હક્ક વસૂલ કરો.

(૧૧૫/૬૩૮૭) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન ધરાવતો હોય તે મહેમાનની સેવા-ચાકરી કરે અને જે માણસ ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન રાખતો હોય તે બિરાદરી સાથે સદ્‌વર્તાવ કરે. જે માણસ ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન રાખતો હોય તે નેક વાત કહે અથવા ચુપ રહે.

## ખાણું બનાવવું અને મહેમાન માટે સારી વાનગી તૈયાર કરવી

(૧૧૬/૬૩૮૮) હઝરત અબૂ જુહેફા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સલમાન ફારસી અને અબૂ દરદા વચ્ચે ભાઇચારો કરાવી દીધો હતો. એક દિવસ હઝરત સલમાન અબૂ દરદાની મુલાકાત માટે ગયા. તેમણે જોયું કે, ઉમ્મે દરદાએ મેલાં કપડાં પહેર્યાં છે. તેમને પૂછવામાં આવ્યું કે, શું ખબર છે ? ઉમ્મે દરદા કહેવા લાગ્યાં : તમારા ભાઇ અબૂ દરદાને દુનિયાની જરૂરત નથી. એવામાં અબૂ દરદા પણ આવી ગયા. ખાણું તૈયાર કરાવ્યું. હઝરત સલમાનને કહ્યું કે, તમે ખાઓ. મારો રોઝો છે. હઝરત સલમાને કહ્યું કે, જ્યાં સુધી તમે નહીં ખાઓ ત્યાં સુધી હું નહીં ખાઉં. અબૂ દરદાએ પણ ખાણું ખાધું. રાત પડી ત્યારે અબૂ દરદા નમાઝ પઢવા માટે ઉભા થયા. સલમાને કહ્યું : સૂઇ જાઓ. અબૂ દરદા સૂઇ ગયા, પરંતુ ફરી નમાઝ પઢવા માટે ઉભા થયા. સલમાને કહ્યું કે, સૂઇ જાઓ. જ્યારે પાછલી રાત થઇ ત્યારે હઝરત સલમાને કહ્યું કે, હવે ઉઠો. બંનેએ નમાઝ પઢી. પછી હઝરત સલમાને કહ્યું કે, તમારા ખુદાનો પણ તમારા પર હક્ક છે. તમારી જાતનો પણ તમારા પર હક્ક છે. તમારી પત્નીનો પણ તમારા પર હક્ક છે. દરેકને તેનો હક્ક આપો. હઝરત અબૂ દરદાએ મુબારક સેવામાં હાજર થઇને બીના કહી. આપે કહ્યું : સલમાને સાચું કહ્યું.

## મહેમાનની સામે ગુસ્સો કરવાની અને બેચેની વ્યકત કરવાની મનાઇ છે

(૧૧૭/૬૩૮૯) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને સિદ્દીકે અકબર (રદિ.) કહે છે કે, હઝરત અબૂબક્રે થોડાક માણસોને મહેમાન બોલાવ્યા. તેમણે મને કહ્યું : હું



રસૂલુલ્લાહ (સલ.) પાસે જઇ રહ્યો છું. તમે મહેમાનોની સારસંભાળ રાખજો અને ખાણું ખવડાવી દેજો. હું મહેમાનો પાસે ગયો. જે કંઇ હાજર હતું તે તેમની પાસે લઇ ગયો. તેમને કહ્યું કે, તમે ખાણું ખાઇ લો. મહેમાનોએ કહ્યું કે, અમારો યજમાન (મેઝબાન) ક્યાં છે ? મેં કહ્યું કે, તમે ખાણું ખાઇ લો. તેઓ કહેવા લાગ્યા કે, જ્યાં સુધી ઘરમાલિક નહીં આવે ત્યાં સુધી અમે નહીં ખાઇએ. મેં કહ્યું કે, આપ મહેમાનદારીનું ખાણું કબુલ કરો. કારણ કે, જો તમે ખાવાનું નહીં ખાઓ અને તેઓ આવી પડશે તો અમારાથી નારાજ થઇ જશે. મહેમાનોએ વાત માની નહીં. મેં વિચાર કર્યો કે, સિદ્દીકે અકબર મારા પર ગુસ્સે થશે. જેથી જ્યારે હઝરત અબૂબક્ર આવ્યા ત્યારે હું એક તરફ હટી ગયો. તેમણે આવીને પૂછ્યું, તમે શું કર્યું ? ઘરવાળાંઓએ હકીકત કહી. તેમણે અવાજ દીધો, અબ્દુર્રહમાન ! હું ચુપ રહ્યો. ફરી અવાજ દીધો, અબ્દુર્રહમાન ! હું ફરી પણ ચુપ રહ્યો. ત્રીજી વાર કહ્યું : એય જાહિલ ! હું તને કસમ આપું છું, જો તું મારો અવાજ સાંભળી રહ્યો હોય તો ચાલ્યો આવ. હું નીકળીને ગયો. મેં કહ્યું : મહેમાનોને પૂછી લો. મહેમાનોએ કહ્યું કે, એ સાચું કહે છે. અમારી પાસે ખાવાનું લાવ્યો હતો. હઝરત અબૂબક્રે કહ્યું : તમે લોકોએ મારી રાહ જોઇ. ખુદાની કસમ ! હું આજે રાત્રે ખાણું જ નહીં ખાઉં. મહેમાનો કહેવા લાગ્યા : ખુદાની કસમ ! જો તમે નહીં ખાઓ તો અમે પણ નહીં ખાઇએ. હઝરત અબૂબક્રે કહ્યું કે, આજ કરતાં વધારે ખરાબ રાત્રિ મેં જોઇ નથી. છેવટે તમે લોકો તમારૂં મહેમાનદારીનું ખાણું અમારા તરફથી કેમ સ્વીકારતા નથી ? (અબ્દુર્રહમાન) તારૂં ખાણું લાવ. (હું ખાણું લઇને હાજર થયો) હઝરત અબૂબક્રે તેમાં હાથ નાખીને કહ્યું કે, બિસ્મિલ્લાહ. આગલી હાલત શયતાનના કારણે હતી. છેવટે હઝરત અબૂબક્રે ખાણું ખાધું. મહેમાનોએ પણ ખાણું ખાધું.

## મહેમાન યજમાન (મેજબાન)ને કહી શકે છે કે, જ્યાં સુધી તમે નહીં ખાઓ ત્યાં સુધી હું પણ નહીં ખાઉં

(૧૧૮/૬૩૯૦) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને અબૂબક્ર કહે છે કે, સિદ્દીકે અકબર (રદિ.) થોડાક મહેમાનોને લઇને આવ્યા, પરંતુ પોતે સાંજથી રસૂલુલ્લાહ (સલ.) પાસે રહ્યા. જ્યારે ઘેર આવ્યા ત્યારે મારી માંએ કહ્યું કે, આજે રાત્રે તમે મહેમાનોની ખબર પણ ન લીધી. તેમણે કહ્યું : શું તમે તેમને ખાણું ખવડાવ્યું નહીં ? માંએ કહ્યું : અમે તેમને ખાવા માટે તો કહ્યું હતું. પરંતુ તેઓ માન્યા નહીં. આ સાંભળીને હઝરત અબૂબક્રને ગુસ્સો આવ્યો. મને ઠપકો આપ્યો. નાક કપાવેલો

અને કાન કપાયેલો કહ્યો. તેમણે કસમ ખાધી કે ખાણું નહીં ખાઉં. હું એક તરફ છુપાઇ ગયો. તેમણે અવાજ દીધો. એય જાહિલ ! આ બાજુ આવ. મારી માંએ પણ કસમ ખાધી કે, હું પણ ખાણું નહીં ખાઉં. મહેમાનોએ પણ કસમ ખાઇ લીધી કે, અમે પણ નહીં ખાઇએ. છેવટે હઝરત અબૂબક્રે કહ્યું કે, આ વાત શયતાન તરફથી છે. ખાણું મંગાવ્યું. પોતે પણ ખાધું અને મહેમાનોએ પણ ખાધું. તે વખતે મહેમાનો જે કોળીયો (દસ્તરખ્વાન પરથી) ઉઠાવતા હતા તેનાથી વધારે ખાણું નીચેથી ઉપર આવતું હતું. હઝરત અબૂબક્ર પત્નીને કહેવા લાગ્યા કે, એય બની ફિરાસના પુત્રી ! આ શું વાત છે ? માં કહેવા લાગ્યાં : મારી આંખોની ઠંડકની કસમ ! ખાણું તો પહેલા કરતાં પણ વધારે છે. હઝરત અબૂબક્રે તે ખાણું રસૂલુલ્લાહ (સલ.) પાસે મોકલી આપ્યું. હુઝૂરે પણ તેમાંથી ખાધું.

## મોટાને માન આપવું અને એ વાત જાહેર કરવી કે, પહેલાં મોટા માણસે વાતચીત શરૂ કરવી જોઇએ

(૧૧૯/૬૩૯૧) રાફિઅ ઇબ્ને ખદીજ અને સહલ કહે છે કે, અબ્દુલ્લાહ ઇબ્ને સહલ અને મુહય્યિસા ઇબ્ને મસઊદ ખૈબર ગયા. ખૈબર જઇને ખજુરીઓની વાડીમાં અલગ અલગ થઇ ગયા. અચાનક કોઇએ અબ્દુલ્લાહ ઇબ્ને સહલને મારી નાખ્યા. અબ્દુર્રહમાન ઇબ્ને સહલ, હુવય્યિસા અને મુહય્યિસા રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યા અને પોતાના સાથી (અબ્દુલ્લાહ) અંગે વાતચીત કરી. અબ્દુર્રહમાન સૌથી નાની વયના હતા, પરંતુ વાતચીત તેમણે જ શરૂ કરી. હુઝૂરે કહ્યું કે, મોટાઓને મોટા ગણો કિંવા જે મોટો હોય તે વાતચીત કરે. જેથી બધાએ પોતાના સાથી અંગે વાતચીત કરી. હુઝૂરે કહ્યું કે, જો તમારામાંથી પચાસ માણસો કસમ ખાશે તો તમે તમારા માર્યા ગયેલા માણસના બદલાના હકદાર બનશો. તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આ બનાવ અમે અમારી આંખથી તો જોયો નથી. આપે કહ્યું : જો યહૂદીઓમાંથી પચાસ માણસો કસમ ખાશે તો તેઓ નિર્દોષ પુરવાર થશે. તેમણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એ લોકો કાફિર છે. (કસમ ખાઇ લેશે) છેવટે રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના તરફથી તેમને વળતર આપ્યું. હઝરત સહલ કહે છે : આ ઊંટણીઓમાંથી એક ઊંટણીએ મને લાત મારી હતી.

(૧૨૦/૬૩૯૨) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, મને એવું ઝાડ બતાવો જે મુસલમાન જેવું હોય. દરેક વખતે ખુદાના હુકમથી તેમાં ફળો આવતાં હોય અને તેના પાંદડાં ખરતાં ન હોય. મારા મનમાં વિચાર આવ્યો કે, તે ખજુરનું ઝાડ છે, પરંતુ



હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર મજલિસમાં હતા. તેમણે કંઇ કહ્યું નહીં. એટલે મને પણ બોલવાનું ઠીક લાગ્યું નહીં. હુઝૂરે કહ્યું કે, તે ખજુરનું ઝાડ છે. જ્યારે હું મારા પિતા સાથે નીકળીને આવ્યો ત્યારે મેં તેમને કહ્યું કે, અબ્બા, મારા દિલમાં વિચાર આવ્યો હતો કે તે ખજુરનું ઝાડ છે. હઝરત ઉમરે કહ્યું : પછી તમે શા માટે કહ્યું નહીં ? જો તમે કહી દેત તો મને આટલા આટલા (માલ)થી પણ સારૂં લાગત. મેં જવાબ આપ્યો : હું ફક્ત એટલા માટે બોલ્યો નહીં કે તમને અને હઝરત અબૂબક્રને મેં બોલતા જોયા નહીં. એટલે મને પણ બોલવાનું ઠીક લાગ્યું નહીં.

## શે'ર, રજઝ (યુદ્ધગીત) અને હુદા (ઊંટને શૌર્ય ચઢાવવાનું ગીત) વગેરે કયા પ્રકારના જાઇઝ અને કયા પ્રકારના મકરૂહ છે ?

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ શ્શુઅરાઉ યત્તબિ ઉહુમુલ ગાવૂન.....'**

**હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ 'ફી કુલ્લિ વાદિં ય્યહીમૂન'નો એવો અર્થ કર્યો છે કે, તેઓ દરેક નિરર્થક વાત અંગે ચર્ચા કરે છે**

(૧૨૧/૬૩૯૩) ઉબય ઇબ્ને કઅબ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કેટલાક શે'ર હિકમત (સમાન) હોય છે.

(૧૨૨/૬૩૯૪) જુન્દુબ કહે છે કે, હુઝૂર (સલ.) એકવાર પગપાળા જઇ રહ્યા હતા. પગ લપસ્યો અને એક પત્થર વાગ્યો. આંગળી ઘાયલ અને લોહીલુહાણ થઇ ગઇ. હુઝૂરે આ શે'ર કહ્યો :

***હલ અન્તિ ઇલ્લા ઇસ્બઉન દમીતિ***
***વ ફી સબીલિ લ્લાહિ મા લકીતિ***

અર્થાત્ : તું ફક્ત એક આંગળી છે જે લોહીલુહાણ થઇ છે અને અલ્લાહના રસ્તામાં મને તકલીફ થઇ છે.

(૧૨૩/૬૩૯૫) હઝરત અબૂ હુરૈરાએ કહ્યું : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અત્યંત સાચી વાત જે શાઇર લબીદે કહી છે :

***અલા કુલ્લુ શયઇન મા ખલ લ્લાહુ બાતિલુન***
***વ કાદ ઉમય્યતુબ્નુ અબી સ્સલ્ત અંય્યુસ્લિમ***

અર્થાત્ : અલ્લાહ સિવાય દરેક વસ્તુ નાશવંત છે અને આશા છે કે, ઉમય્યા ઇબ્ને અબીસલ્ત ઇસ્લામ સ્વીકારી લે.

(૧૨૪/૬૩૯૬) હઝરત સલમહ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની સાથે અમે ખૈબર તરફ ગયા. એક દિવસ અમે રાત્રિના સમયે જઇ રહ્યા હતા, એવામાં કોઇએ આમિર ઇબ્ને અકવઅને કહ્યું કે, તમારૂં કોઇ ગીત તો સંભળાવો. આમિર

શાઇર હતા. આમિર ઉતરીને લોકોની આગળ આગળ આ શે'ર બોલતા ચાલ્યા :

*અલ્લાહુમ્મ લવ લા અન્ત મહતદૈના*
*વ લા તસદ્દકના વ લા સલ્લયના*

અર્થાત્ : એય અલ્લાહ ! જો તારી રહમત ન હોત તો અમે હિદાયત પામ્યા ન હોત અને ન અમે ખેરાત કરત ન નમાઝ પઢત.

*ફગ્ફિર ફિદન લક મક્તફૈના*
*વ સબ્બિતિલ અકદામ ઇન લાકયના*

અર્થાત્ : અમે તારા પર કુરબાન, અમે ગુમરાહીનું જે અનુકરણ કર્યું તેને માફ કર અને કાફિરોના સામના વખતે અમારા પગ અડગ રાખ.

*વ અલ્કીયન સકીનતન અલયના*
*ઇન્ના ઇઝા સીહ બિના અતયના*
*વ બિસ્સયાહિ અવ્વલૂ અલયના*

અર્થાત્ : અમને આત્મસંતોષ અર્પણ કર. અમને જ્યારે લડાઇ માટે બોલાવવામાં આવ્યા ત્યારે અમે હાજર થઇ ગયા, પરંતુ કાફિરોએ અમારી સામે ચીચીયારીઓનો શોર મચાવી દીધો.

હુઝૂર (સલ.)એ શે'રો સાંભળીને કહ્યું : આ ઊંટોનો હાંકનાર કોણ છે ? સહાબાએ કહ્યું કે, આમિર ઇબ્ને અકવઅ છે. આપે કહ્યું : ખુદા એના પર રહમ કરે. એક માણસે કહ્યું : એના માટે (શહાદત) વાજિબ થઇ ગઇ. હુઝૂરે આપણને તેની હયાતીમાં લાભ ઉઠાવવાની તક કેમ આપી નહીં ? રાવી કહે છે : છેવટે અમે ખૈબર જઇને ઘેરો ઘાલ્યો, અહીં સુધી કે, અમે ખૂબ ભૂખ્યા રહેવા લાગ્યા. છેવટે અલ્લાહ તઆલાએ ખૈબર જીતાવી દીધું. જે દિવસે જીતની સાંજ પડી ત્યારે લોકોએ ઘણી જગ્યાઓએ આગ સળગાવી. હુઝૂરે કહ્યું કે, આ આગ કેવી છે અને કઇ વસ્તુના નીચે સળગાવી રહ્યા છે ? મેં કહ્યું કે, ગોશ્ત રાંધી રહ્યા છે. આપે કહ્યું : કેવો ગોશ્ત ? કહેવામાં આવ્યું કે, ખાનગી ગધેડાઓનો ગોશ્ત. આપે કહ્યું : હાંડલીઓ ઉંધી વાળી દો અને તોડી નાખો. એક માણસે કહ્યું કે, હુઝૂર હાંડલીઓ ઉંધી વાળીને ધોઇ ન લઇએ ? આપે કહ્યું : એવું કરી લો. રાવી કહે છે કે જે વખતે યુધ્ધના મોરચા ગોઠવાયેલા હતા તે વખતે આમિરે પોતાની તલવારથી એક યહૂદીને મારવાનો ઇરાદો કર્યો, પરંતુ તલવાર કંઇક નાની હતી. તે ઘુમીને આમિરના ઘુંટણ પર વાગી. એ જ તકલીફથી આમિરની શહાદત થઇ. જ્યારે પાછા ફર્યા ત્યારે હુઝૂર (સલ.)એ મારા ચહેરાનો રંગ બદલાયેલો જોઇને કહ્યું : શું વાત છે ? મેં કહ્યું કે, મારા માંબાપ કુરબાન, લોકોનો ખ્યાલ છે કે, આમિરનું બધું કર્યું-કરાવ્યું બરબાદ થઇ ગયું (કારણ કે, તે પોતાના હાથે માર્યો ગયો). આપે કહ્યું : એવું કોણે કહ્યું ? મેં કહ્યું : ઉસૈદ ઇબ્ને હુદૈર અનસારી વગેરે



વગેરેએ. આપે કહ્યું : જે માણસ એવું કહે છે તે ખોટું કહે છે. હુઝૂરે બે આંગળીઓ સાથે રાખીને કહ્યું : તેને બેવડો સવાબ મળશે. તે મહેનતુ ગાઝી હતો. લડાઇમાં એવા અરબો ઓછા પેદા થયા છે.

(૧૨૫/૬૩૯૭) હઝરત અનસ કહે છે કે, એક વાર હુઝૂર (સફર દરમ્યાન) પોતાની અમુક પત્નીઓ પાસે આવ્યા. ઉમ્મે સુલૈમ પણ તેમની પાસે હતાં. હુઝૂરે કહ્યું : એય અન્જશા ! (ઊંટ હાંકનાર હબસી ગુલામનું નામ) ધીમે હાંક. એવી રીતે ઊંટોને હાંક જેવી રીતે કાચ (ના વાસણો)થી ભરેલા ઊંટોને હાંકવામાં આવે છે. અબૂ કિલાબા કહે છે : હુઝૂરે આ એવી વાત કરી કે, જો તમારામાંથી કોઇ કહેત તો તમે તેને દોષિત ગણત.

## મુશ્રિકોની નાલેશી કરવી

(૧૨૬/૬૩૯૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હુસ્સાન ઇબ્ને સાબિત (રદિ.)એ હુઝૂર (સલ.) પાસે મુશ્રિકોની (કુરૈશીઓની) નાલેશી કરવાની રજા માંગી. હુઝૂરે કહ્યું : તમે મારા વંશને શું કરશો ? (કિંવા કુરૈશીઓમાં હું પણ દાખલ છું) હસ્સાને જવાબ આપ્યો : હું આપને તેમનામાંથી એવી રીતે કાઢી લઇશ જેવી રીતે કે આટામાંથી વાળ નીકળી જાય છે. ઉરવા કહે છે : હું હઝરત આઇશા સામે હસ્સાનની નાલેશી કરવા લાગ્યો ત્યારે હઝરત આઇશાએ કહ્યું : તેની નાલેશી ન કરો. તે રસુલુલ્લાહ (સલ.) તરફથી કાફિરોને જવાબ આપતો હતો.

(૧૨૭/૬૩૯૯) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ કહ્યું : તમારો ભાઇ કિંવા ઇબ્ને રવાહા બેહુદા બકવાસ કરતો નથી. ઇબ્ને રવાહા (નીચેના શે'રો) કહે છે :

*વ ફીના રસૂલુલ્લાહિ યત્લૂ કિતાબહુ*
*ઇઝા ન્શક્ક મઅરૂફુન મિનલ ફજ્રિ સાતિઉ*

અર્થાત્ : અમારી વચ્ચે ખુદાના રસૂલ છે. જે સવારની ચમકદાર પો ફાટતી વખતે ખુદાની કિતાબ પઢે છે.

*અરાનલ હુદા બઅદલ અમા ફકુલૂબુના*
*બિહિ મૂકિનાતુન અન્ન મા કાલ વાકિઉ*

અર્થાત્ : તેમણે ગુમરાહી પછી અમને સીધો રસ્તો બતાવ્યો. એટલે અમને વિશ્વાસ છે કે, તેમણે જે કંઇ કહ્યું તે થઇને રહેશે.

*યબીતુ યુજાફી જંબહુ અન ફિરાશિહિ*
*ઇઝા સ્તસકલત બિલ મુશ્રિકીનલ મદાજિઉ*

અર્થાત્ : તેઓ આખી રાત પડખાને બિસ્તરાથી દૂર રાખે છે, જ્યારે કે કાફિરોના ભારથી બિસ્તરા ભારેખમ થઇ જાય છે.

(૧૨૮/૬૪૦૦) અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ કહે છે કે, હસ્સાન ઇબ્ને સાબિત

અબૂ હુરૈરાને ગવાહ રાખીને કહેતા હતા કે, અબૂ હુરૈરા, હું તમને કસમ આપીને પૂછું છું કે, શું તમે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી આવું ફરમાન સાંભળ્યું હતું કે, હસ્સાન, રસૂલુલ્લાહ (સલ.)ના તરફથી જવાબ આપ. એય અલ્લાહ ! જિબ્રાઈલ મારફતે એની મદદ કર. હઝરત અબૂ હુરૈરાએ કહ્યું : જી હા.

(૧૨૯/૬૪૦૧) હઝરત બરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હસ્સાનને કહ્યું હતું : એમની નાલેશી કર, જિબ્રાઈલ તારી સાથે છે.

## માનવી પર શે'ર કહેવાની એવી ઘેલછા છવાઇ જાય કે તેને અલ્લાહની યાદથી, ઇલ્મ શીખવાથી અને કુર્આનની તિલાવતથી પણ ગાફિલ બનાવી દે, એની મનાઇ છે

(૧૩૦/૬૪૦૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, માનવીના પેટમાં પરૂનું ભરાઇ જવું, એ તેના કરતાં સારૂં છે કે, તેના પેટમાં શે'ર ભરાયા હોય.

(૧૩૧/૬૪૦૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, માણસના પેટમાં એટલું પરૂ ભરાઇ જાય કે તેના પેટને ખાઇ જાય, એ એના કરતાં સારૂં છે કે, શે'રોથી પેટ ભરાયું હોય.

## હદીસ 'તરિબત યમીનુક વ અકરા વ હલકા'ની તફસીર

(૧૩૨/૬૪૦૪) હઝરત આઇશા કહે છે કે, પરદાનો હુકમ ઉતર્યા પછી અબૂલ કુએસના ભાઇ અફલહે અંદર આવવાની રજા માંગી. મેં કહ્યું : ખુદાની કસમ ! જ્યાં સુધી હું રસૂલુલ્લાહ (સલ.)ને પૂછી નહીં લઉં ત્યાં સુધી રજા નહીં આપું. કારણ કે, અબૂલ કુએસના ભાઇએ મને દૂધ પીવડાવ્યું નથી, બલ્કે અબૂલ કુએસની પત્નીએ પીવડાવ્યું છે. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) આવ્યા ત્યારે મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! તેણે તો મને દૂધ પીવડાવ્યું નથી, બલ્કે એની પત્નીએ પીવડાવ્યું છે. આપે કહ્યું કે, તેને રજા આપો. તે તમારા કાકા છે. તમારા હાથ ધુળવાળા થાય. ઉરવા કહે છે : આ જ કારણે હઝરત આઇશા કહેતાં હતાં કે, રઝાઅતની દૃષ્ટિએ પણ તે સગાઇઓ હરામ સમજો જે વંશની દૃષ્ટિએ હરામ છે.

(૧૩૩/૬૪૦૫) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે હજ્જ પછી મક્કાથી કૂચ કરવાનો ઇરાદો કર્યો ત્યારે તંબુના દરવાજા પાસે હઝરત સફિય્યાને ગમગીન અને ચિંતામગ્ન ઉભેલાં જોયાં. કારણ કે, તેમને માસિકના દિવસો શરૂ થઇ ગયા હતા. આપે કહ્યું : અરે ! તું અમને અટકાવશે. તેં તવાફે ઝિયારત



કરી લીધો ? હઝરત સફિય્યાએ જવાબ આપ્યો : હા. આપે કહ્યું : તો પછી ચાલ્યા કર.

## શબ્દ 'ઝઅમૂ'નું સ્પષ્ટીકરણ

(૧૩૪/૬૪૦૬) હઝરત ઉમ્મે હાની બિન્તે અબૂ તાલિબ કહે છે : હું મક્કાના વિજય પછી રસૂલુલ્લાહ (સલ.) પાસે ગઇ ત્યારે હુઝૂરને ગુસ્લ કરતા જોયા. હઝરત ફાતિમાએ પરદો કર્યો હતો. મેં સલામ કરી. આપે કહ્યું : કોણ છે ? મેં જવાબ આપ્યો : હું છું, ઉમ્મે હાની બિન્તે અબૂ તાલિબ. આપે કહ્યું : આવો, ખુશીથી આવો. પછી ગુસ્લથી પરવારીને હુઝૂર નમાઝ માટે ઉભા થઇ ગયા. એક કપડામાં લપેટાઇને આઠ રકઅત પઢયા. નમાઝમાંથી પરવાર્યા ત્યારે મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મેં ઇબ્ને હુબયરાને મારા ઘરમાં આશ્રય આપ્યો છે, પરંતુ મારી માંનો પુત્ર કહે છે કે, હું એને મારી નાખીશ. આપે કહ્યું : ઉમ્મે હાની, જેને તમે આશ્રય આપ્યો છે તેને અમે પણ આશ્રય આપ્યો. ઉમ્મે હાની કહે છે કે, તે ચાશ્તનો સમય હતો.

## શબ્દ 'વય્લક'નું સ્પષ્ટીકરણ

(૧૩૫/૬૪૦૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જોયું કે, એકવાર એક માણસ કુરબાનીના ઊંટો હાંકીને લઇ જઇ રહ્યો છે. આપે કહ્યું કે, એના પર સવાર થઇ જા. તેણે કહ્યું કે, એ કુરબાનીનું ઊંટ છે. આપે કહ્યું કે, સવાર થઇ જા. તેણે કહ્યું કે, કુરબાનીનું ઊંટ છે. આપે કહ્યું કે, અરે ! એના પર સવાર થઇ જા.

(૧૩૬/૬૪૦૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક માણસને કુરબાનીનું ઊંટ હાંકીને લઇ જતા જોયો. આપે કહ્યું કે, એના પર સવાર થઇ જા. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એ કુરબાનીનું ઊંટ છે. હુઝૂરે બીજી અથવા ત્રીજી વખતે કહ્યું : અરે ! એના પર સવાર થઇ જા.

(૧૩૭/૬૪૦૯) હઝરત અનસ કહે છે કે, રસૂલે પાક (સલ.) એક સફરમાં હતા, એવામાં એક હબસી ગુલામ, જેનું નામ અન્જશા હતું તે ઊંટોને શૌર્ય ચઢાવનારા ગીત ગાઇ રહ્યો હતો. આપે કહ્યું : અરે ! અન્જશા ! કાચને લઇને ધીમે ધીમે ચાલ.

(૧૩૮/૬૪૧૦) હઝરત અબૂબક્ર કહે છે કે, એક માણસે હુઝૂરની સામે બીજા માણસના વખાણ કર્યા. હુઝૂર (સલ.)એ ત્રણ વાર કહ્યું : અરે ! તેં તારા ભાઇની ગરદન કાપી નાખી. જો કોઇ માણસ કોઇના જરૂરી વખાણ કરે તો કહે કે, હું ફલાણા માણસને આ પ્રમાણે જાણું છું. સાચી હકીકત ખુદા જાણે છે. હું ખુદાની સામે તેને બેએબ (નિર્દોષ) કહી શકતો નથી.

(૧૩૯/૬૪૧૧) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે કે, એક દિવસ હુઝૂર (સલ.) થોડોક માલે ગનીમત વહેંચી રહ્યા હતા. ઝૂલખુવયસિરા તમીમીએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ઇન્સાફ કરો. આપે કહ્યું : જો હું ઇન્સાફ નથી કરતો તો બીજું કોણ ઇન્સાફ કરી શકે છે. હઝરત ઉમરે કહ્યું કે, હુઝૂર મને રજા આપો કે હું એની ગરદન ઉડાવી દઉં. આપે કહ્યું કે, ના. એના કેટલાક સાથીઓ એવા હશે કે તમારામાંથી દરેક માણસ પોતાની નમાઝ, રોઝાને તેમની નમાઝ, રોઝાની સરખામણીમાં તુચ્છ સમજશે, પરંતુ તે લોકો ઇસ્લામમાંથી એવા નીકળી ગયેલા હશે જેમ કે તીર નિશાનમાંથી પાર થઇ જાય છે. જેનું સ્ટીલનું પાનું જો તમે જોશો તો લોહીનું કોઇ ચિન્હ નહીં દેખાય. ફાંસીના ફંદાને જુઓ તો તેના પર કોઇ નિશાની નહીં દેખાય. તેના લાકડાને જુઓ તો તે પણ સ્વચ્છ હોય. પાંખને જુઓ તો તેના ઉપર પણ લોહીનો ડાઘ ન હોય, બલ્કે પેટના આંતરડા વગેરેમાંથી બિલકુલ સ્વચ્છ નીકળી ગયું હોય. એ લોકો એવા સમયે જાહેર થશે જ્યારે લોકોમાં પરસ્પર ફાટફૂટ પડી હશે. તે લોકોની ઓળખ એ છે કે, તેમનામાં એક માણસ હશે જેનો એક હાથ ગોશ્તના લોચાની જેમ હલતો હશે. હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે : હું સાક્ષી આપું છું કે, આ હદીસ મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળી હતી અને એવી પણ સાક્ષી આપું છું કે, હઝરત અલીએ જ્યારે (ખારજીઓ સાથે) લડાઇ કરી હતી ત્યારે હું પણ તેમની સાથે હતો. કત્લ થયેલાઓની તપાસ કરવામાં આવી તો એક માણસ એવી જ શરીરાકૃતિ-વાળો મળ્યો જેવી કે રસૂલુલ્લાહ (સલ.)એ વર્ણન કરી હતી.

(૧૪૦/૬૪૧૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, એક માણસ મુબારક સેવામાં હાજર થયો. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હું તબાહ થઇ ગયો. આપે કહ્યું : અરે ! શું થઇ ગયું ? તેણે કહ્યું : હુઝૂર, રમઝાનમાં મારી પત્ની પાસે જઇ પહોંચ્યો. આપે કહ્યું કે, એક ગુલામ આઝાદ કરી દે. તેણે કહ્યું કે, હુઝૂર, મારી પાસે નથી. આપે કહ્યું કે, બે મહીનાના સળંગ રોઝા રાખ. તેણે કહ્યું કે, મારામાં એની શકિત નથી. આપે કહ્યું : તો સાઠ મોહતાજોને ખાણું ખવડાવ. તેણે કહ્યું કે, તે પણ મારી પાસે નથી. એવામાં હુઝૂર પાસે ખજુરનો એક કરંડિયો આવ્યો. આપે કહ્યું : આ લઇને ખૈરાત કરી દે. તેણે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા સ્ત્રી-બાળકો સિવાય બીજા કોઇને ખવડાવું ? તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, મદીનાના બે કિનારાઓ વચ્ચે મારાથી વધારે કોઇ મોહતાજ નથી. આ સાંભળીને રસૂલુલ્લાહ (સલ.) હસ્યા, જેથી મુબારક દાંત દેખાયા. પછી કહ્યું કે, તું જ લઇ લે.



(૧૪૧/૬૪૧૩) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મને હિજરતનો હુકમ કરો. આપે કહ્યું : અરે ! હિજરતની વાત તો ભારે સખ્ત છે. શું તારી પાસે ઊંટો છે ? તેણે કહ્યું : જી હા. આપે કહ્યું : શું તું તેની ઝકાત આપે છે ? તેણે કહ્યું : હા. આપે કહ્યું : તું દરિયા-પારથી જ અમલ કર. કારણ કે, અલ્લાહ તઆલા તારા અમલોમાં ઘટાડો નહીં કરે.

(૧૪૨/૬૪૧૪) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અરે ! મારા પછી ફરી કાફિર ન બની જશો કે જેથી એકબીજાની ગરદન કાપવા લાગો.

(૧૪૩/૬૪૧૫) હઝરત અનસ કહે છે કે, એક આદિવાસીએ મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! કિયામત કયારે આવશે ? આપે કહ્યું : અરે ! તેં તેના માટે શું તૈયારી કરી છે ? તેણે જવાબ આપ્યો : મેં બીજી તો કંઇ તૈયારી કરી નથી. ફકત ખુદા અને રસૂલ સાથે મુહબ્બત કરૂં છું. આપે કહ્યું : તો તેની સાથે જ હોઇશ જેની સાથે તને મુહબ્બત છે. અમે કહ્યું : શું અમે પણ એવા જ હોઇશું ? આપે કહ્યું : હા. આ સાંભળીને તે દિવસે અમને ઘણી ખુશી થઇ. એવામાં મુગીરાનો છોકરો ત્યાંથી પસાર થયો. હુઝૂરે કહ્યું કે, જો એ જીવતો રહ્યો તો એને ઘડપણ આવતા પહેલાં કિયામત આવી જશે. હઝરત અનસ કહે છે કે, તે છોકરો મારો સમવયસ્ક હતો.

## અલ્લાહ સાથે મુહબ્બત કરવાની નિશાની

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન કુન્તુમ તુહિબ્બૂન લ્લાહ ફત્તબિઊની યુહબિબકુમુ લ્લાહ'** (કિવા) **જો તમે અલ્લાહ સાથે મુહબ્બત રાખો છો તો મારી તાબેદારી કરો, અલ્લાહ તમારી સાથે મુહબ્બત રાખશે.**

(૧૪૪/૬૪૧૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, માણસ તેની જ સાથે હશે જેના પ્રત્યે તેને મુહબ્બત હશે.

(૧૪૫/૬૪૧૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! જો કોઇ માણસ કોઇ કોમ પ્રત્યે મુહબ્બત રાખતો હોય અને તેમને મળ્યો ન હોય તો આપે તેના વિષે શું કહો છો ? આપે કહ્યું : માનવી તેની જ સાથે હશે જેની સાથે તેને મુહબ્બત છે.

(૧૪૬/૬૪૧૮) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, મુબારક

સેવામાં પ્રશ્ન કરવામાં આવ્યો કે, જો કોઇ માણસ કોઇ કોમ પ્રત્યે મુહબ્બત રાખતો હોય, પરંતુ તેને મળ્યો ન હોય તો શું હુકમ છે ? આપે કહ્યું : માણસ તેની જ સાથે હશે જેના પ્રત્યે તેને મુહબ્બત હશે.

(૧૪૭/૬૪૧૯) હઝરત અનસ કહે છે કે, એક માણસે હુઝૂર (સલ.)ને પૂછ્યું કે, કિયામત ક્યારે આવશે ? આપે કહ્યું : તેં તેના માટે શું તૈયારી કરી છે ? તેણે કહ્યું કે, મેં કંઇ વધારે નમાઝ, રોઝા અને ખૈરાત તો એની તૈયારી માટે કરી નથી, બલ્કે ખુદા અને રસૂલ પ્રત્યે મુહબ્બત રાખું છું. આપે કહ્યું કે, જેની સાથે તને મુહબ્બત છે તેની જ સાથે તું હશે.

## એક માણસનું બીજા માણસને આ પ્રમાણે શબ્દો કહેવું કે, ચુપ રહે

(૧૪૮/૬૪૨૦) ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઇબ્ને સાઇદને કહ્યું હતું કે, મેં દિલમાં કંઇક છુપાવ્યું છે. બોલ, તે શું છે ? ઇબ્ને સાઇદે કહ્યું : ધુમાડા છે. આપે કહ્યું : ચુપ રહે.

(૧૪૯/૬૪૨૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, ઉમર ફારૂક (રદિ.) રસૂલુલ્લાહ (સલ.)ની સાથે અમુક સહાબાઓને લઇને ઇબ્ને સય્યાદ તરફ ગયા. આપે જોયું કે, ઇબ્ને સય્યાદ છોકરાઓ સાથે બની મગાલાના ટેકરા પર રમી રહ્યો છે. તે સમયે ઇબ્ને સય્યાદ કિશોરાવસ્થામાં હતો. અચાનક રસૂલુલ્લાહ (સલ.)એ જઇને તેની પીઠ પર હાથ માર્યો અને કહ્યું : શું તું ગવાહી આપે છે કે, હું ખુદાનો રસૂલ છું ? ઇબ્ને સય્યાદે કહ્યું કે, હું ગવાહી આપું છું કે, તમે અભણ લોકો માટે રસૂલ છો. પછી કહ્યું : શું તમે ગવાહી આપો છો કે, હું ખુદાનો રસૂલ છું ? હુઝૂરે તેને ધક્કો માર્યો અને કહ્યું : હું ખુદા અને તેના રસૂલો પર ઇમાન લાવી ચૂક્યો છું. ત્યાર પછી ઇબ્ને સય્યાદને કહ્યું : તને શું લાગે છે ? ઇબ્ને સય્યાદે કહ્યું કે, મારી પાસે જુઠી અને સાચી બંને પ્રકારની ખબરો આવે છે. હુઝૂરે કહ્યું : અસલ હકીકત તારા પર ભેળસેળ થઇ ગઇ. અચ્છા, મેં મનમાં કંઇક છુપાવ્યું છે. બોલ, તે શું છે ? ઇબ્ને સય્યાદે કહ્યું કે, ધુમાડા છે. હુઝૂરે કહ્યું : દૂર હઠ, તું તારા દરજ્જા કરતા આગળ વધી શકતો નથી. હઝરત ઉમરે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મને રજા આપો, હું એની ગરદન ઉડાવી દઉં. આપે કહ્યું : જો આ તે જ (દજ્જાલ) છે તો તમારૂં એની આગળ કંઇ નહીં આવે, નહીં તો એને કત્લ કરવામાં કંઇ ભલાઇ નથી. તે પછી રસૂલુલ્લાહ (સલ.) અને ઉબય ઇબ્ને કઅબ અનસારી તે ખજૂરીની વાડીના ઇરાદાથી નીકળ્યા જેમાં ઇબ્ને સય્યાદ હતો. હુઝૂર જ્યારે અંદર દાખલ થયા ત્યારે ખજૂરોની આડમાં લપાતા છુપાતા ગયા, જેથી ઇબ્ને સય્યાદની નઝર



પડતા પહેલાં આપ ચુપચાપ તેની કંઇક વાતો સાંભળી શકે. તે વખતે ઇબ્ને સય્યાદ પોતાના બિસ્તરા પર કામળો ઓઢીને સૂતો સૂતો કંઇક ગણગણી રહ્યો હતો. હુઝૂરને ઝાડોની આડમાં ઇબ્ને સય્યાદની માંએ જોઇ લીધા. તેણે અવાજ દઇને કહ્યું : સાફ ! આ મુહમ્મદ આવી પહોંચ્યા. ઇબ્ને સય્યાદ ચુપ થઇ ગયો. હુઝૂરે કહ્યું કે, જો તેની માં ન બોલી હોત તો તે કંઇક બોલી દેત. હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, એક દિવસ ઉભા થઇને અલ્લાહના યોગ્ય વખાણ કર્યા પછી રસૂલુલ્લાહ (સલ.)એ દજ્જાલનો ઉલ્લેખ કર્યો. આપે કહ્યું : હું તમને તેનાથી ડરાવું છું. કોઇ નબી એવો થયો નથી જેણે પોતાની ઉમ્મતને તેનાથી ન ડરાવી હોય. નૂહે પણ પોતાની ઉમ્મતને તેનાથી ડરાવી હતી, પરંતુ હું તમને એવી વાત કહી દઉં છું જે કોઇ નબીએ પોતાની ઉમ્મતને કહી નથી. તમે જાણો છો કે, તે કાણો હશે અને ખુદા કાણો નથી.

## 'ખુશીથી આવો' કહેવું

**હઝરત આઇશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ફાતિમાને કહ્યું હતું : બેટી ! ખુશીથી આવો. ઉમ્મે હાની કહે છે : હું રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇ ત્યારે હુઝૂરે કહ્યું : ઉમ્મે હાની, ખુશીથી આવો**

(૧૫૦/૬૪૨૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, જ્યારે અબ્દુલ કૈસ કબીલાના પ્રતિનિધિઓ મુબારક સેવામાં હાજર થયા ત્યારે હુઝૂરે કહ્યું : આવનારા પ્રતિનિધિઓ ખુશીથી આવો. ખુદા કરે કે, તમે ઝલીલ અને પરેશાન ન થાઓ. પ્રતિનિધિઓએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે રબીઆ કબીલાની કોમમાંથી છીએ. અમારી અને આપની વચ્ચે મુદર(ના કાફિરો) અવરોધરૂપ છે. એટલે અમે હરામ મહીનાઓ (રજબ, ઝીલકદ, ઝીલ્હજ અને મુહર્રમ) સિવાય અન્ય સમયે હાજર થઇ શકતા નથી. આપ અમને એવા નિર્ણાયક કામનો હુકમ આપો જેના પર અમલ કરીને અમે પોતે પણ જન્નતમાં ચાલ્યા જઇએ અને તે બાજુના લોકોને પણ એનું આમંત્રણ આપી દઇએ. આપે કહ્યું : ચાર ચાર વાતો છે. નિયમિત નમાઝ પઢો. ઝકાત આપો. રમઝાનના રોઝા રાખો અને માલે ગનીમતનો પાંચમો ભાગ આપો અને દૂધીની તામ્બડી, લીલી બરણી, ખજૂરનો કુહલો અને ચીકણા વાસણનો પીવામાં ઉપયોગ ન કરો.

## (કિયામતના દિવસે) લોકોને પિતાઓના નામો સાથે પોકારવામાં આવશે

(૧૫૧/૬૪૨૩) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું

કે, કિયામતના દિવસે દગાખોરનો ઝંડો લહેરાવવામાં આવશે અને કહેવામાં આવશે કે, આ ફલાણાના પુત્ર ફલાણાની દગાખોરી (નો ઝંડો) છે.

(૧૫૨/૬૪૨૪) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલેપાક (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતના દિવસે દગાખોરનો ઝંડો ફરકાવવામાં આવશે અને કહેવામાં આવશે કે, આ ફલાણાના પુત્ર ફલાણાની દગાખોરી (નો ઝંડો) છે.

**કોઇ માણસ એવું ન બોલે કે, મારૂં મન ખબીસ થઇ ગયું છે**

(૧૫૩/૬૪૨૫) હઝરત આઇશા કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : કોઇ માણસ એવું ન કહે કે, મારૂં મન ખબીસ થઇ ગયું છે, બલ્કે એવું કહે કે, મારૂં મન દીનની બાબતોમાં આળસુ અને સુસ્ત થઇ ગયું છે.

(૧૫૪/૬૪૨૬) હઝરત સહલ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કોઇ માણસ એવું ન બોલે કે, મારૂં મન બદમાશ થઇ ગયું, બલ્કે એમ કહે કે, મારૂં મન દીનની બાબતોમાં આળસુ બની ગયું.

**સમયને ન વગોવો**

(૧૫૫/૬૪૨૭) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા ફરમાવે છે કે, માણસ સમયને વગોવે છે. જો કે સમય (નો માલિક) હું છું. રાત-દિવસ મારા કબજામાં છે.

(૧૫૬/૬૪૨૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : દ્રાક્ષનું નામ 'કર્મ' ન રાખો અને એવું ન બોલો કે સમયનું બુરૂં થાય. કારણ કે, અલ્લાહ જ સમય (નો માલિક) છે.

**રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, 'કરમ' હકીકતમાં મુઅમિનનું હૃદય છે. હુઝૂરે એવું પણ ફરમાવ્યું છે કે, મુફલિસ તો તે છે જે કિયામતના દિવસે નાદાર હોય**

**એવી જ રીતે હુઝૂરે ફરમાવ્યું કે, પહેલવાન તો ફક્ત તે છે જે ગુસ્સાના વખતે પોતાના મનને કાબુમાં રાખે**

**બીજી જગ્યાએ હુઝૂરે ફરમાવ્યું છે : ખુદાના સિવાય બીજો કોઇ બાદશાહ નથી. મતલબ કે સૌથી મોટો બાદશાહ ખુદા છે. કારણ કે, આયતમાં આવ્યું છે : 'ઇન્નલ મુલૂક ઇઝા દખલૂ કરયતન અફસદૂહા'** કિંવા **બાદશાહ જયારે કોઇ વસતિમાં દાખલ થાય છે ત્યારે તેને બરબાદ કરી નાખે છે**

(૧૫૭/૬૪૨૯) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : લોકો (દ્રાક્ષને) કર્મ કહે છે. જો કે કર્મ તો ફક્ત મુઅમિનનું જ હૃદય છે.



**'મારા માં-બાપ કુરબાન' બોલવું જાઇઝ છે**

(૧૫૮/૬૪૩૦) હઝરત અલી કહે છે : મેં સાંભળ્યું નથી કે, હુઝૂર (સલ.)એ સઅદ સિવાય બીજા કોઇ માણસ વિષે કહ્યું હોય કે, મારા માં-બાપ તારા પર કુરબાન. હુઝૂર (સલ.)એ ફક્ત સઅદને કહ્યું હતું કે, મારા માંબાપ તારા પર કુરબાન, (તીર માર) લગભગ ઉહદના દિવસે હુઝૂરે આ પ્રમાણે કહ્યું હતું.

**એક માણસ બીજા માણસને કહી શકે છે કે, ખુદા મને તારા પર કુરબાન કરે**

**હઝરત અબૂબકે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું હતું કે, અમે અમારા માંબાપ હુઝૂર પર કુરબાન કરીએ છીએ**

(૧૫૯/૬૪૩૧) હઝરત અનસ (રદિ.) કહે છે : હું અને અબૂ તલહા રસૂલુલ્લાહ (સલ.)ની સાથે આવી રહ્યા હતા. હુઝૂરે હઝરત સફિય્યાને પોતાના ઊંટ પર પાછળ બેસાડયાં હતાં. અચાનક ઊંટને ઠોકર વાગી. રસૂલુલ્લાહ (સલ.) પત્ની સાથે પડી ગયા. અબૂ તલહા લગભગ તરત પોતાના ઊંટ પરથી કુદીને જઇ પહોંચ્યા. તેમણે કહ્યું : યા રસૂલલ્લાહ ! ખુદા મને આપ પર કુરબાન કરે, કંઇ વાગ્યું તો નથી ? આપે કહ્યું : ના, પરંતુ તમે ઓરતની ખબર લો. અબૂ તલહા મોં પર કપડું નાખીને હઝરત સફિય્યા તરફ ગયા અને હઝરત સફિય્યા પર કપડું નાખી દીધું. તે ઉભાં થઇ ગયાં. અબૂ તલહાએ કાઠડો બાંધી દીધો. રસૂલુલ્લાહ (સલ.) પત્ની સાથે તેના પર સવાર થઇ ગયા. ત્યાર પછી બધા લોકો રવાના થયા. જ્યારે મદીનાની નજીક પહોંચ્યા ત્યારે હુઝૂરે કહ્યું કે, અમે સફરમાંથી પાછા ફર્યા. ખુદાના તરફ રજુ થઇએ છીએ. તેની ઇબાદત કરીએ છીએ. અમારા પાલનહારની જ પ્રશંસા કરીએ છીએ. આ શબ્દો હુઝૂર મદીનામાં દાખલ થતાં સુધી બોલતા રહ્યા.

**ખુદાને કયું નામ સૌથી વધુ પ્યારૂં છે અને શું એક માણસ બીજાને બેટો કહીને બોલાવી શકે છે ?**

(૧૬૦/૬૪૩૨) હઝરત જાબિર કહે છે કે, અમારામાંથી એક માણસને ત્યાં છોકરો પેદા થયો. તેણે તેનું નામ કાસિમ રાખ્યું. અમે કહ્યું કે, અમે તારી કુન્નિયત અબુલ કાસિમ રાખી શકતા નથી અને ન જ માન આપી શકીએ છીએ. તેણે હુઝૂરને જઇને આ વાતની ખબર આપી. આપે કહ્યું : તમારા પુત્રનું નામ અબ્દુર્રહમાન રાખો.

**હુઝૂર (સલ.)એ કહ્યું છે કે, મારા નામ પ્રમાણે નામ રાખો, પરંતુ મારી કુન્નિયત ન રાખો**

(૧૬૧/૬૪૩૩) હઝરત જાબિર (રદિ.) કહે છે : અમારામાંથી એક માણસને ત્યાં છોકરો પેદા થયો. તેણે છોકરાનું નામ કાસિમ રાખ્યું. અમે કહ્યું કે, જ્યાં સુધી રસૂલુલ્લાહ (સલ.)ને પૂછી ન લઇએ ત્યાં સુધી તેને અબૂલ કાસિમ નહીં કહીએ. હુઝૂરે કહ્યું કે, મારા નામ પ્રમાણે નામ રાખો, પરંતુ મારી કુન્નિયત પ્રમાણે કુન્નિયત ન રાખો.

(૧૬૨/૬૪૩૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, મારા નામ પ્રમાણે નામ રાખો અને મારી કુન્નિયત પ્રમાણે કુન્નિયત ન રાખો.

(૧૬૩/૬૪૩૫) હઝરત જાબિર કહે છે કે, અમારામાંથી એક માણસને ત્યાં છોકરો પેદા થયો. તેણે તેનું નામ કાસિમ રાખ્યું. અમે કહ્યું કે, અમે તારી કુન્નિયત અબૂલ કાસિમ કહી શકતા નથી અને ન જ આ કુન્નિયત રાખીને તારી આંખ ઠંડી થવા દઇશું. તે માણસ હુઝૂર પાસે ગયો અને હકીકત કહી. આપે કહ્યું કે, તમારા પુત્રનું નામ અબ્દુર્રહમાન રાખો.

**'હઝન' (સખ્ત) નામ રાખવું કેવું છે ?**

(૧૬૪/૬૪૩૬) મુસય્યિબ કહે છે કે, મારા પિતા હુઝૂર પાસે ગયા. હુઝૂરે કહ્યું : તમારૂં શું નામ છે ? પિતાએ કહ્યું કે, હઝન. હુઝૂરે કહ્યું : તમારૂં નામ સહલ (નરમ) હોવું જોઇએ. પિતાએ કહ્યું કે, હું પિતાએ રાખેલું નામ બદલી શકતો નથી. રાવી કહે છે કે, ત્યાર પછી આ જ કારણસર અમારામાં ઉગ્ર સ્વભાવ રહ્યો.

**નામ બદલીને બીજું સારૂં નામ રાખવું**

(૧૬૫/૬૪૩૭) હઝરત સહલ કહે છે કે, અબૂ ઉસૈદનો પુત્ર મુન્ઝિર પેદા થતાં તેને રસૂલુલ્લાહ (સલ.) પાસે લાવવામાં આવ્યો. તેને હુઝૂરની જાંઘ પર મુકવામાં આવ્યો. અબૂ ઉસૈદ પણ બેઠા હતા. તે વખતે હુઝૂર સામેની બાજુએ કંઇક કામમાં મશગૂલ હતા. આ જોઇને અબૂ ઉસૈદે બાળકને ઉંચકી લેવાનો હુકમ આપ્યો. બાળકને હુઝૂરની જાંઘ પરથી ઉંચકી લેવામાં આવ્યો. જ્યારે હુઝૂરને ખ્યાલ આવ્યો ત્યારે કહ્યું કે, બાળક ક્યાં ગયો ? અબૂ ઉસૈદે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે તેને પાછો મોકલી દીધો. આપે કહ્યું કે, તેનું શું નામ છે ? અબૂ ઉસૈદે કંઇ નામ બતાવ્યું. આપે કહ્યું : ના, તેનું નામ મુન્ઝિર છે. અબૂ ઉસૈદે તે દિવસથી તેનું નામ મુન્ઝિર રાખ્યું.

(૧૬૬/૬૪૩૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હઝરત ઝેનબનું નામ બર્રા



(નેક) હતું. હુઝૂરને ખબર મળી કે તે પોતાની જાતને બેએબ ગણે છે એટલે આપે તેમનું નામ ઝેનબ રાખ્યું.

(૧૬૭/૬૪૩૯) સઇદ ઇબ્ને મુસય્યિબ કહે છે કે, મારા દાદા હઝરત રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા. હુઝૂરે કહ્યું કે, તમારૂં શું નામ છે ? દાદાએ કહ્યું કે, મારૂં નામ હઝન છે. હુઝૂરે કહ્યું : ના, તમારૂં નામ સહલ હોવું જોઇએ. દાદાએ કહ્યું કે, હું મારા પિતાએ રાખેલું નામ તો બદલી શકતો નથી. સઇદ કહે છે : ત્યાર પછી આ જ કારણસર અમારી અંદર ઉગ્ર સ્વભાવ કાયમ રહ્યો.

**પયગમ્બરોના નામ પ્રમાણે નામ રાખવું**

(૧૬૮/૬૪૪૦) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પુત્ર ઇબ્રાહીમને ચુંબન કર્યું હતું.

(૧૬૯/૬૪૪૧) ઇસ્માઇલ કહે છે : મેં ઇબ્ને અબી ઔફાને કહ્યું : શું તમે હુઝૂર (સલ.)ના ફરઝંદ ઇબ્રાહીમને જોયો હતો ? ઇબ્ને અબી ઔફાએ કહ્યું કે, તેમનું બાળપણમાં અવસાન થઇ ગયું. જો ખુદાનો હુકમ હોત કે હુઝૂર પછી કોઇ નબી થાય તો હુઝૂરના ફરઝંદ જીવંત રહ્યા હોત, પરંતુ હુઝૂર (સલ.) પછી કોઇ નબી નથી.

(૧૭૦/૬૪૪૨) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, જ્યારે ઇબ્રાહીમનું અવસાન થઇ ગયું ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, જન્નતમાં તેમનું દૂધ પીવાનું મોજુદ છે.

(૧૭૧/૬૪૪૩) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : મારા નામ પ્રમાણે નામ રાખો, પરંતુ મારી કુન્નિયત પ્રમાણે કુન્નિયત ન રાખો. કારણ કે, કાસિમ હું જ છું. તમારામાં વહેંચણી કરૂં છું.

(૧૭૨/૬૪૪૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મારા નામ પ્રમાણે નામ રાખો, પરંતુ મારી કુન્નિયત પ્રમાણે કુન્નિયત ન રાખો. જે માણસે મને સ્વપ્નમાં જોયો, તેણે ખરેખર મને જોયો. કારણ કે, શયતાન મારૂં રૂપ ધારણ કરી શકતો નથી. જે માણસ ઇરાદાપૂર્વક મારી સાથે જૂઠને સાંકળે તે પોતાનું ઠેકાણું દોઝખમાં બનાવી લે.

(૧૭૩/૬૪૪૫) હઝરત અબૂ મૂસા અશઅરી કહે છે કે, મારે ત્યાં છોકરો પેદા થયો ત્યારે હું તેને લઇને હુઝૂર પાસે

(૧૬૬/૬૪૩૮) આ હદીસમાં ખરાબ અથવા અયોગ્ય અર્થ ધરાવતા નામો ન રાખવાની તેમજ જે નામોમાં વ્યક્તિની પોતાની મહાનતાનો અર્થ નીકળતી હોય એવા નામો ન રાખવાની મનાઇ છે. એ પ્રકારનું નામ રાખવું મકરૂહે તન્ઝીહી છે, એવું નામ રાખવું અયોગ્ય છે.

ગયો. આપે તેનું નામ ઇબ્રાહીમ રાખ્યું. તેના તાળવા પર ખજુર લગાડયું અને બરકતની દુઆ માંગીને મને આપ્યો. આ છોકરો હઝરત અબૂ મુસાની ઔલાદમાં સૌથી મોટો હતો.

(૧૭૪/૬૪૪૬) મુગીરા ઇબ્ને શુઅબા (રદિ.) કહે છે : જે દિવસે ઇબ્રાહીમનું અવસાન થયું તે દિવસે સૂર્ય-ગ્રહણ થયું હતું.

## વલીદ નામ રાખવું

(૧૭૫/૬૪૪૭) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ રૂકૂઅમાંથી શિર ઉઠાવીને કહ્યું કે, એય અલ્લાહ ! વલીદ ઇબ્ને વલીદ, સલમા ઇબ્ને હિશામ, અય્યાશ ઇબ્ને અબી રબીઆ અને મક્કાના કમજોર મુસલમાનોને મુકિત આપ. એય અલ્લાહ ! મુદરને સખ્તીપૂર્વક પાયમાલ કરી દે. એય અલ્લાહ ! યુસુફ (અલ.)ના સમય જેવા દુકાળમાં એમને સપડાવ.

## બીજા માણસને તેના નામનો કોઇ અક્ષર ઘટાડીને બોલાવવો

(૧૭૬/૬૪૪૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ મને કહ્યું : એય અબા હર્રિન !

(૧૭૭/૬૪૪૯) હઝરત આઇશા કહે છે : હુઝૂર (સલ.)એ મને કહ્યું કે, એય આઇશા ! આ જિબ્રઇલ તમને સલામ કહે છે : મેં કહ્યું : 'વ અલયહિસ્સલામુ વ રહમતુ લ્લાહિ વ બરકાતુહુ.' હઝરત આઇશા કહે છે : રસુલુલ્લાહ (સલ.)ને એવી વસ્તુ દેખાતી હતી જે મને દેખાતી ન હતી.

(૧૭૮/૬૪૫૦) હઝરત અનસ કહે છે કે, ઉમ્મે સુલૈમ ઊંટ પર સવાર થયેલી ઓરતોમાં હતાં અને રસૂલુલ્લાહ (સલ.)નો ગુલામ અન્જશા ઊંટોને હાંકી રહ્યો હતો. હુઝૂરે કહ્યું : એય અન્જશા ! કાચના વાસણોથી ભરેલા ઊંટોની જેમ ધીમે ધીમે હાંક.

## છોકરાની કુન્નિયત મુકર્રર કરવી અને તેના પેદા થતા પહેલાં તેના પિતાની કુન્નિયત રાખવી

(૧૭૯/૬૪૫૧) હઝરત અનસ કહે છે કે, રસુલુલ્લાહ (સલ.) સૌથી વધુ સારી આદતોવાળા હતા. મારો એક ભાઇ અબૂ ઉમૈર હતો. હુઝૂર અમારા ઘેર આવતા તો કહેતા કે, અબૂ ઉમૈર, તમારા બુલબુલનું શું થયું ? અબૂ ઉમૈર પાસે એક બુલબુલ હતું, જેની સાથે તે રમ્યા કરતા હતા. હુઝૂર અમારા ઘરમાં જ હોય કે ઘણી વાર નમાઝનો વખત થઇ જતો હતો. હુકમ અનુસાર તે ચટાઇ પર જે હુઝૂરની નીચે રહેતી હતી, ઝાડુ દઇને પાણી છાંટવામાં આવતું હતું. પછી આપ તેના પર નમાઝ પઢાવવા ઉભા થઇ જતા.



અમે પાછળ ઉભા થઇ જતા અને હુઝૂર અમને નમાઝ પઢાવી દેતા.

## ભલે બીજી કુન્નિયત હોય, પરંતુ અબૂ તુરાબ કુન્નિયત રાખવી

(૧૮૦/૬૪૫૨) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, હઝરત અલીને અબૂ તુરાબ નામ સૌથી પ્યારૂં લાગતું હતું. જો એ નામથી તેમને બોલાવવામાં આવતા તો ખૂબ ખુશ થતા હતા. કારણ એ હતું કે, રસુલુલ્લાહ (સલ.)એ તેમનું નામ અબૂ તુરાબ રાખ્યું હતું. એક દિવસ હઝરત અલી હઝરત ફાતિમાથી નારાજ થઇને બહાર ચાલ્યા ગયા. મસ્જિદમાં જઇને દીવાલના ટેકે સૂઇ ગયા. રસુલુલ્લાહ (સલ.) પણ તેમની તપાસ અર્થે જઇ પહોંચ્યા. આપે જોયું કે, મસ્જિદમાં દીવાલ પાસે સૂઇ રહ્યા છે. પીઠ માટીથી ભરાઇ ગઇ છે. હુઝૂર પાસે જઇને તેમની પીઠ પરથી માટી સાફ કરવા લાગ્યા. આપ કહેવા લાગ્યા કે, અબૂ તુરાબ ઉઠો.

## ખુદાની નજરમાં કયું નામ સૌથી ખરાબ છે ?

(૧૮૧/૬૪૫૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું : કિયામતના દિવસે ખુદાની નજરમાં સૌથી વધુ તુચ્છ નામ તે માણસનું હશે જેણે પોતાનું નામ શહેનશાહ રાખ્યું હશે.

(૧૮૨/૬૪૫૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : કિયામતના દિવસે સૌથી વધુ ઝલીલ નામ તે માણસનું હશે જેનું નામ શહેનશાહ હશે.

## મુશ્રિકની કુન્નિયત

(૧૮૩/૬૪૫૫) મિસ્વર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : હા, જો અબૂ તાલિબનો પુત્ર (ફાતિમાને તલાક) દેવા ચાહે તો (તલાક દઇને અબૂ જહલની પુત્રી સાથે નિકાહ કરી લે).

(૧૮૪/૬૪૫૬) હઝરત ઉસામા ઇબ્ને ઝૈદ (રદિ.) કહે છે કે, બદરની લડાઇ પહેલાં રસૂલુલ્લાહ (સલ.) એક ગધેડા પર કાઠડી મૂકીને તેના પર ફદકી ચાદર નાખીને સવાર થઇને સઅદ ઇબ્ને ઉબાદાની ખબર લેવા માટે બની હારિસ મહોલ્લામાં ગયા. હું હુઝૂરની પાછળ બેઠો હતો. રસ્તામાં એક જલસા (સભા) પાસેથી પસાર થયા જેમાં અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય, મુસલમાનો, મુશ્રિકો, મૂર્તિપૂજકો અને યહૂદીઓ હાજર હતા. મુસલમાનોમાં અબ્દુલ્લાહ ઇબ્ને રવાહા પણ હતા. હુઝૂરના ગધેડાના પગની ઉડેલી ધૂળ જ્યારે સભાજનો સુધી ગઇ ત્યારે ઇબ્ને ઉબયે ચાદરથી પોતાનું નાક ઢાંક્યું. તેણે કહ્યું કે, અમારી ઉપર ધૂળ ન ઉડાવો. હુઝૂરે જઇને સલામ કરી અને થોભીને ગધેડા પરથી ઉતરીને ઇસ્લામનું આમંત્રણ

આપ્યું. હાજરજનો સામે કુર્આન પઢયા. ઇબ્ને ઉબયે કહ્યું : હે માનવી ! જે કંઇ તું કહી રહ્યો છે, જો એ સાચું છે તો એનાથી સારૂં કંઇ નથી, પરંતુ અમારી સભાઓમાં આવીને એનાથી તકલીફ ન પહોંચાડ. જે માણસ તારી પાસે આવે તેને સંભળાવ્યા કર. અબ્દુલ્લાહ ઇબ્ને રવાહાએ કહ્યું : ના, યા રસૂલલ્લાહ ! અમારી સભાઓમાં આવ્યા કરો. અમે દિલથી એવું ઇચ્છીએ છીએ. છેવટે મુસ્લિમો, મુશ્રિકો અને યહૂદીઓ વચ્ચે ગાળગલોચ થઇ. સંભવ હતો કે, પરસ્પર મારામારી કરી બેસે. હુઝૂર સતત તેમનો જુસ્સો ઠંડો કરી રહ્યા હતા. અહીં સુધી કે, લોકો ચુપ થઇ ગયા. હુઝૂર પોતાના જાનવર પર સવાર થઇને સઅદ ઇબ્ને ઉબાદા પાસે ગયા. આપે કહ્યું : સઅદ, શું તમે અબૂ હુબાબની વાત સાંભળી નથી ? હઝરત સઅદે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા પિતા કુરબાન, આપ તેને માફ કરી દો. તે ખુદાની કસમ છે જેણે આપ પર કુર્આન ઉતાર્યું. જે સમયે અલ્લાહ તઆલાએ આપને સાચો મઝહબ આપીને તેને મરદૂદ ઠેરવ્યો તે સમયથી તે ઇર્ષાખોર થઇ ગયો. એ જ કારણસર તેણે એ કૃત્ય કર્યું જે આપે જોયું. હુઝૂરે આ નિવેદન સાંભળીને ઇબ્ને ઉબયને માફ કરી દીધો. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.) અને આપના સહાબાઓ મુશ્રિકો અને અહલે કિતાબને ખુદાના હુકમથી માફ કરી દેતા હતા. તેમની તકલીફ અંગે સબ્ર કરતા હતા. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું હતું : **વ લતસ્મઉન્ન મિન લ્લઝીન ઊતૂલ કિતાબ......** બીજી આયતમાં છે : **વદ્દ કસીરૂમ મિન અહલિલ કિતાબિ.....** અલ્લાહ તઆલાએ હુઝૂરને માફ કરવાનો હુકમ આપ્યો હતો એટલે આપ માફ કરતા હતા. અહીં સુધી કે, હુઝૂરને કાફિરો સાથે યુધ્ધ કરવાની રજા મળી ગઇ. જેમકે જ્યારે હુઝૂરે બદરની લડાઇ કરી અને કુરૈશના સરદારો અને કાફિરોના આગેવાનો તેમાં કત્લ થયા ત્યારે હુઝૂર સહાબાઓ સાથે વિજેતા બનીને કાફિરોના આગેવાનો અને કુરૈશના સરદારોને પકડીને સાથે લાવ્યા. ઇબ્ને ઉબય અને બીજા મૂર્તિપૂજકો કહેવા લાગ્યા કે, આ બાબત (ઇસ્લામ) તો વિજયી નીવડી. હવે રસૂલુલ્લાહની બૈઅત કરી લો જેથી લોકોએ બૈઅત કરી લીધી.

(૧૮૫/૬૪૫૭) હઝરત અબ્બાસ કહે છે : મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપે અબૂ તાલિબને પણ કંઇ લાભ પહોંચાડયો ? તેઓ તો આપનું રક્ષણ કરતા હતા. આપના માટે (અન્યો પર) રોષે ભરાતા હતા. આપે કહ્યું : હા, તેઓ પગ સુધીની આગમાં છે. હું ન હોત તો દોઝખના નીચેના તબક્કામાં હોત.

## કટાક્ષ જુઠથી અલગ અને દૂર હોય છે



(૧૮૬/૬૪૫૮) હઝરત અનસ કહે છે કે, અબૂ તલહાના પુત્રનું અવસાન થયું ત્યારે (સીરિયાથી પાછા આવીને) અબૂ તલહાએ પૂછયું કે, છોકરાને કેમ છે ? ઉમ્મે સુલૈમે કહ્યું કે, મને લાગે છે કે, હવે તેને આરામ છે. કારણ કે, તેનો શ્વાસ શાંત છે. અબૂ તલહાને લાગ્યું કે, ઉમ્મે સુલૈમ સાચું કહી રહી છે.

(૧૮૭/૬૪૫૯) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એક સફરમાં હતા, એવામાં શૌર્ય ગીત ગાનારાએ ઊંટોને હાંકવા માટે લલકારવાનું શરૂ કર્યું. હુઝૂરે કહ્યું : અરે ! અન્જશા ! ધીમે હાંક, કાચ ફુટી ન જાય. લલકારવામાં અવાઝને ધીમી કર કે કાચ ફુટી ન જાય.

(૧૮૮/૬૪૬૦) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એક સફરમાં હતા. હુઝૂરનો ગુલામ અન્જશા ઓરતોના ઊંટોની આગળ આગળ રાગ અલાપતો જઇ રહ્યો હતો. હુઝૂરે કહ્યું કે, અન્જશા ! ધીમે ધીમે ચલાવ, જેવી રીતે કાચથી ભરેલા ઊંટોને ધીમેથી ચલાવવામાં આવે છે.

(૧૮૯/૬૪૬૧) હઝરત અનસ કહે છે કે, હુઝૂર (સલ.)નો એક હુદી (ઊંટને ઝડપથી દોડાવવા માટેનું ગીત) ગાનાર હતો જેનું નામ અન્જશા હતું. તે મધુર કંઠવાળો (ગુલામ) હતો. હુઝૂરે કહ્યું હતું : અન્જશા ! ધીમે ધીમે, ક્યાંક કાચને તોડી ન નાખતો.

(૧૯૦/૬૪૬૨) હઝરત અનસ કહે છે કે, એક વાર મદીનામાં ભય પ્રસરી ગયો. રસૂલુલ્લાહ (સલ.) અબૂ તલહાના ઘોડા પર સવાર થઇને બહાર ગયા. પાછા આવીને કહ્યું : અમે તો કંઇ જોયું નહીં. આ ઘોડો સમુદ્ર (જેવો) લાગ્યો.

## કોઇ વસ્તુ માટે એમ કહેવું કે તે કંઇ નથી. તેનો ઇરાદો એવો હોય કે તે બહુ મોટી નથી

(૧૯૧/૬૪૬૩) ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બે કબરોને જોઇને કહ્યું હતું કે, મોટા ગુનાહ વગર તેમને અઝાબ થઇ રહ્યો છે, જો કે મોટા ગુનાહ (ચાડી ચુગલી વગેરે)ના કારણે અઝાબ થઇ રહ્યો હતો.

(૧૯૨/૬૪૬૪) હઝરત આઇશા કહે છે : સહાબાએ રસૂલુલ્લાહ (સલ.)ને જ્યોતિષીઓનો હુકમ પૂછયો. આપે કહ્યું : (તેમની ખબર) કંઇ પણ નથી. સહાબાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! કદી તેઓ કંઇ ખબર આપે છે અને તે સાચી નીકળે છે. આપે કહ્યું : તે વાત જિન્નાત તરફથી હોય છે. કોઇ જિન્નાત (ફરિશ્તાઓ પાસેથી સાંભળીને) કોઇ ખબર લઇ નાસે છે અને મરઘાના અવાજની જેમ પોતાના મિત્રના કાનમાં

લાવીને નાખે છે. જ્યોતિષ તેમાં સૌથી વધુ જુઠ ભેળવે છે.

**આસ્માન તરફ નજર ઉઠાવવી**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અફલા યન્ઝુરૂન ઇલલ ઇબિલિ કયફ ખુલિકત વ ઇલ સ્સમાઇ કયફ રૂફિઅત' શું તેઓ ઊંટને જોતા નથી કે તે કેવી રીતે પેદા કરવામાં આવ્યું છે અને આસ્માનને જોતા નથી કે કેવી રીતે ઉંચું કરવામાં આવ્યું છે**

(૧૯૩/૬૪૬૫) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મુબારક શિર (આંખ) આસ્માન તરફ ઉઠાવ્યું હતું.

(૧૯૪/૬૪૬૬) હઝરત જાબિર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ફરમાવી રહ્યા હતા : પછી વહી મારા પર બંધ થઇ ગઇ. અહીં સુધી કે, એક દિવસ હું જઇ રહ્યો હતો, એવામાં આસ્માન તરફથી અવાજ સંભળાયો. મેં આસ્માન તરફ નજર ઉઠાવીને જોયું ત્યારે આસ્માન અને જમીનની વચ્ચે તે જ ફરિશ્તો ખુરશી પર બેસેલો દેખાયો કે જે હિરા નામે ગુફામાં મારી પાસે આવ્યો હતો.

(૧૯૫/૬૪૬૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, એક રાત્રે હું મયમૂના (રદિ.)ના મકાનમાં રહ્યો. તે રાત્રે રસૂલુલ્લાહ (સલ.) પણ તેમની પાસે જ હતા. જ્યારે રાત્રીનો છેલ્લો ત્રીજો ભાગ શરૂ થયો ત્યારે હુઝૂર ઉઠયા. આસ્માન તરફ જોઇને આયત **ઇન્ન ફી ખલ્કિ સ્સમાવાતિ વલ અર્દિ વ ખ્તિલાફિ લ્લયલિ વ ન્નહારિ.....** પઢી.

**પાણી અને કાદવમાં લાકડી મારવી**

(૧૯૬/૬૪૬૮) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે : એક દિવસ હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે મદીનાના એક બાગમાં હતો. હુઝૂરના મુબારક હાથમાં તે વખતે એક લાકડી હતી, જેને આપ પાણી અને કાદવમાં મારી રહ્યા હતા. એવામાં એક માણસે (બાગના દરવાજા પર) ટકોરા માર્યા. હુઝૂરે કહ્યું : ખોલો અને એને જન્નતની ખુશખબરી આપો. હુકમ અનુસાર મેં જઇને દરવાજો ખોલ્યો તો હઝરત અબૂબક્ર હતા. મેં જન્નતની ખુશખબરી આપી. થોડીવાર પછી બીજા એક માણસે દરવાજો ખખડાવ્યો. હુઝૂરે કહ્યું : ખોલો અને એને જન્નતની ખુશખબરી આપો. મેં ખોલ્યો તો હઝરત ઉમર હતા. મેં જન્નતની ખુશખબરી આપી. થોડીવાર પછી બીજા એક માણસે દરવાજો ખખડાવ્યો.



હુઝૂર તે વખતે ટેકો લગાડીને સૂતા હતા. તરત બેઠા થઇ ગયા અને કહ્યું કે, ખોલી નાખો. એને જન્નતની ખુશખબરી આપો. (પરંતુ એમ પણ કહી દો કે,) ફિત્ના અને તોફાનની મુસીબત એને નડતરરૂપ બનશે. મેં જઇને દરવાજો ખોલ્યો તો હઝરત ઉસ્માન હતા. મેં જન્નતની ખુશખબરી આપી અને જે હુઝૂરે કહ્યું હતું તે કહી દીધું. હઝરત ઉસ્માને કહ્યું : ખુદા પાસે જ મદદની વિનંતી છે.

**લાકડી વગેરેથી જમીન ખોતરવી**

(૧૯૭/૬૪૬૯) હઝરત અલી કહે છે કે, અમે હુઝૂરની સાથે એક જનાઝામાં શામિલ હતા. હુઝૂરે એક લાકડીથી જમીન ખોતરતા કહ્યું : તમારામાંથી દરેક માણસનું જન્નત અથવા દોઝખમાં મકાન નક્કી કરી દેવામાં આવ્યું છે. સહાબાએ કહ્યું : તો પછી હુઝૂર અમે તેના પર જ (લખાયેલા ભાગ્ય પર જ) ભરોસો ન કરી લઇએ. આપે કહ્યું કે, અમલ કરતા રહો. કારણ કે, દરેક માણસને તે જ વસ્તુ આસાન લાગશે જેના માટે તેને પેદા કરવામાં આવ્યો છે. પછી હુઝૂરે આ આયત પઢી : **ફઅમ્મા મન અઅતા વત્તકા.....**

**નવાઇ પામે ત્યારે 'અલ્લાહુ અકબર', 'સુબ્હાનલ્લાહ' બોલવું**

(૧૯૮/૬૪૭૦) હઝરત ઉમર કહે છે : મેં હુઝૂર (સલ.)ને કહ્યું : શું તમે પત્નીઓને તલાક આપી દીધી ? આપે કહ્યું : ના, મેં કહ્યું : અલ્લાહુ અકબર.

(૧૯૯/૬૪૭૧) હઝરત ઉમ્મે સલમા કહે છે કે, હુઝૂરે (એક રાત્રે) જાગીને કહ્યું : સુબ્હાનલ્લાહ ! આજે રાત્રે કેટલા બધા રહમતના ખજાના ઉતરી રહ્યા છે અને કેટલા ફિત્ના અને ઝઘડા ઉતરી રહ્યા છે ! કોઇ આ ઓરડાઓવાળીઓને જગાડે કે ઉઠીને નમાઝ પઢે. કારણ કે, દુનિયામાં ઘણી પોષાક પહેરનારીઓ કિયામતમાં નગ્ન હશે.

(૨૦૦/૬૪૭૨) ઉમ્મુલ મુઅમિનીન હઝરત સફિય્યા કહે છે : રસૂલુલ્લાહ (સલ.) રમઝાનના છેલ્લા દાયકામાં ઇઅતિકાફમાં હતા. હું મળવા માટે ગઇ. ઇશા વખતે વાતચીત કરીને પાછા ફરવા માટે ઉભી થઇ. હુઝૂર પણ મને વિદાય કરવા માટે ઉભા થયા. હઝરત ઉમ્મે સલમાના રહેઠાણ પાસે મસ્જિદના દરવાજા નજીક જ્યારે હું પહોંચી ત્યારે ત્યાંથી બે અનસારીઓ પસાર થયા. હુઝૂરને સલામ કરી અને આગળ નીકળી ગયા. હુઝૂરે કહ્યું કે, થોભી

જાઓ. આ સફિય્યા બિન્તે હુયય (મારી પત્ની છે, કોઇ પારકી સ્ત્રી નથી). અનસારીઓએ કહ્યું : સુબ્હાનલ્લાહ ! યા રસૂલલ્લાહ (અમને એવો વિચાર કયાંથી આવી શકે) અનસારીઓને હુઝૂરનું ફરમાન કંઇક વસમું લાગ્યું. આપે કહ્યું : માણસના શરીરમાં જ્યાં જ્યાં લોહી પહોંચે છે ત્યાં શયતાન પણ પહોંચે છે. મને વિચાર આવ્યો કે, શયતાન તમારા દિલોમાં કોઇ (ખોટો) વહેમ ન નાખે.

### ઘીકરી મારવી

(૨૦૧/૬૪૭૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મુગફ્ફલ કહે છે કે, હુઝૂરે થીકરી મારવાની મનાઇ ફરમાવી છે. આપે ફરમાવ્યું છે કે, એનાથી ન શિકાર કત્લ થાય છે ન દુશ્મન ઘાયલ થાય છે, બલ્કે આંખ ફુટી જાય છે અને દાંત તૂટી જાય છે.

### છીંકનાર 'અલ્હમ્દુ લિલ્લાહ' કહે

(૨૦૨/૬૪૭૪) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની સામે બે માણસોને છીંક આવી. હુઝૂરે એક માણસની છીંકનો જવાબ આપ્યો. બીજાની છીંકનો જવાબ આપ્યો નહીં. કારણ પૂછવામાં આવ્યું ત્યારે આપે કહ્યું : તેણે 'અલ્હમ્દુ લિલ્લાહ' કહ્યું હતું. એણે કહ્યું ન હતું.

### જો છીંકનાર 'અલ્હમ્દુ લિલ્લાહ' બોલે તો 'યરહમુક લ્લાહ' બોલે

(૨૦૩/૬૪૭૫) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, અમને હુઝૂર (સલ.)એ સાત કામો કરવાનો અને સાત કામો ન કરવાનો હુકમ આપ્યો છે. હુઝૂરે અમને હુકમ આપ્યો છે બીમારની ખબર લેવાનો, જનાઝાની સાથે જવાનો, છીંકનારની છીંકનો જવાબ આપવાનો, દઅવત આપનારની દઅવત કબૂલ કરવાનો, સલામનો જવાબ આપવાનો, મઝલૂમની મદદ કરવાનો અને કસમ પૂરી કરવાનો. અમને સાત કામોની મનાઇ ફરમાવી છે. સોનાની વીંટી, રેશમ, 'દીબાજ', 'સુન્દુસ' અને 'મયાસિર'નો ઉપયોગ કરવાની.

### છીંક મુસ્તહબ અને બગાસું ખાવું મકરૂહ છે

(૨૦૪/૬૪૭૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદા તઆલા બગાસાને નાપસંદ કરે છે અને છીંકને પસંદ કરે છે. એટલે જે માણસને છીંક આવે તે **અલ્હમ્દુ લિલ્લાહ** કહે તો જે મુસલમાન સાંભળે તેના માટે જરૂરી છે કે, તેનો જવાબ આપે. (કિંવા **યરહમુક લ્લાહ** બોલે) હા, બગાસું



ખાવાનું શયતાન તરફથી હોય છે, જ્યાં સુધી શકય હોય ત્યાં સુધી એને રોકવામાં આવે. કારણ કે, માણસ (બગાસું ખાતી વખતે) જ્યારે 'હા....' બોલે છે ત્યારે શયતાન હસે છે.

### છીંકનો જવાબ કેવી રીતે આપવામાં આવે

(૨૦૫/૬૪૭૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે છીંકનારને છીંક આવે ત્યારે **'અલ્હમ્દુ લિલ્લાહ'** બોલે અને બીજો માણસ **'યરહમુક લ્લાહ'** બોલે. જ્યારે એ માણસ **'યરહમુક લ્લાહ'** બોલે ત્યારે છીંકનાર **'યહદીકુમુ લ્લાહુ વ યુસ્લિહુ બાલકુમ'** બોલે.

### જો છીંકનાર 'અલ્હમ્દુ લિલ્લાહ' ન બોલે તો 'યરહમુક લ્લાહ' બોલવામાં ન આવે

(૨૦૬/૬૪૭૮) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સામે બે માણસોને છીંક આવી. હુઝૂરે એકની છીંકનો જવાબ આપ્યો. બીજાની છીંકનો જવાબ ન આપ્યો. તે માણસે કહ્યું કે, હુઝૂરે તેને જવાબ આપ્યો અને મને જવાબ ન આપ્યો ? આપે કહ્યું : તેણે 'અલ્હમ્દુ લિલ્લાહ' કહ્યું હતું અને તેં 'અલ્હમ્દુ લિલ્લાહ' કહ્યું ન હતું.

### બગાસું આવે તો મોં પર હાથ મૂકે

(૨૦૭/૬૪૭૯) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદા તઆલા છીંકવાનું પસંદ કરે છે અને બગાસું ખાવાનું નાપસંદ કરે છે. એટલે જો કોઇ માણસને છીંક આવે અને તે 'અલ્હમ્દુ લિલ્લાહ' બોલે તો જે મુસલમાન સાંભળે તેના માટે જરૂરી છે કે, 'યરહમુક લ્લાહ' બોલે. હા, બગાસું શયતાનના તરફથી આવે છે. જો કોઇને બગાસું આવે તો બનતી કોશિશે રોકે. કારણ કે, જો કોઇને બગાસું આવે છે તો શયતાન તેના પર હસે છે.

---

(૨૦૪/૬૪૭૬) છીંકના કારણે દિમાગ હલકું થઇ જાય છે. મગજમાંથી ખરાબ વાયુ તથા ન પચેલા ખોરાકનો કચરો નીકળી જાય છે. છીંક આવવાથી શરીરમાં સ્ફુર્તિ તથા ચેતના આવે છે એ તંદુરસ્તીની નિશાની છે, એટલા માટે અલ્હમ્દુ લિલ્લાહ કહેવામાં આવે છે.

વધુ પડતું ખાવાથી તથા શરીરમાં ખરાબ વાયુ ભરાઇ જવાથી બગાસું આવે છે. જે શરીરના આળસુ હોવાની નિશાની છે. નબીઓને બગાસું આવતું નથી. જેને એવું લાગે કે, બગાસું આવી રહ્યું છે ત્યારે એવું વિચારે કે, અલ્લાહના નબીઓને બગાસું આવતું નથી, તો આશા છે કે, બગાસું આવતું અટકી જશે.

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## પરવાનગી લેવી

### સલામ કરવાનો હુકમ ક્યારથી છે ?

(૨૦૮/૬૪૮૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : ખુદા તઆલાએ આદમ (અલ.)ને પોતાની શિકલ પ્રમાણે પેદા કર્યા. તેમનું કદ સાઠ હાથ હતું. પેદા કર્યા પછી કહ્યું કે, જઇને ફરિશ્તાઓની તે ટુકડીને સલામ કરો જે બેસેલી છે અને ધ્યાનથી સાંભળો કે, તેઓ શું જવાબ આપે છે. કારણ કે, સલામના જવાબમાં તેઓ દુઆ આપશે. તે તમારી ઔલાદ માટે અને તમારા માટે દુઆ હશે. હઝરત આદમ (અલ.)એ જઇને સલામ કરી. તેમણે કહ્યું : 'અસ્સલામુ અલયક' ફરિશ્તાઓએ કહ્યું : 'અસ્સલામુ અલયક વ રહમતુલ્લાહ'. જાણે ફરિશ્તાઓએ શબ્દ 'રહમતુલ્લાહ' વધારે કહ્યો. હઝરત આદમ (અલ.)ના સમયથી લઇને આજ સુધી માનવીના કદમાં ઘટાડો થતો રહ્યો, પરંતુ જન્નતમાં જે લોકો દાખલ થશે તે હઝરત આદમ (અલ.)ના સ્વરૂપ પ્રમાણે હશે.

**નીચેની આયતની તફસીર**

**'યા અય્યુહ લ્લઝીન આમૂન લા તદખુલૂ બુયૂતન ગયર બુયૂતિકુમ હત્તા તસ્તઅનિસૂ વ તુસલ્લિમૂ અલા અહલિહા ઝાલિકુમ ખયરૂ લ્લકુમ લઅલ્લકુમ તઝક્કરૂન. ફઇ લ્લમ તજિદૂ ફીહા અહદન ફલાતદખુલૂહા હત્તા યુઅઝન લકુમ વ ઇન કીલ લકુમુ જિઊ ફર્જિઊ હુવ અઝકા લકુમ વ લ્લાહુ બિમા તઅમલૂન અલીમ. લયૂસ અલયકુમ જુનાહુન અન તદખુલૂ બુયૂતન ગયર મસ્કૂનતિન ફીહા મતાઉ લ્લકુમ વલ્લાહુ યઅલમુ મા તુબ્દૂન વ મા તકતુમૂન'** ઉંવા હે **મુસલમાનો ! પોતાના ઘરો સિવાય બીજાઓના ઘરોમાં પરવાનગી લીધા વગર અને ઘરવાળાંઓને સલામ કર્યા વગર ન જાઓ. તમારા માટે એ જ સારૂં છે. કદાચ તમે એને યાદ રાખો. હવે જો તમને તે મકાનોમાં કોઇ ન મળે તો જ્યાં સુધી તમને રજા ન મળે ત્યાં સુધી અંદર ન જાઓ. જો તમને કહેવામાં આવે કે પાછા ચાલ્યા જાઓ તો પાછા ચાલ્યા આવો. કારણ કે, તમારા માટે એ જ પવિત્ર છે. અલ્લાહ તમારા અમલને સારી રીતે જાણે છે. હા, એમાં કંઇ ગુનોહ નથી કે, એવા વેરાન ઘરોમાં (રજા વગર) તમે દાખલ થાઓ, જેમાં તમારો કંઇ સામાન હોય. જે કંઇ તમે જાહેર કરો છો અથવા છુપાવો છો તેને ખુદા જાણે છે**

**સઇદ ઇબ્ને અબૂલ હસને હસન બસરીને કહ્યું : બિનઅરબ સ્ત્રીઓ માથું અને છાતી ખુલ્લી રાખે છે. તેમણે કહ્યું : તમારી નજર ફેરવી લો**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કુલ લિલમુઅમિનીન યગુદ્દુ મિન અબ્સારિહિમ વ યહફઝૂ ફુરૂજહુમ' કતાદા કહે છે કે, એનો અર્થ એ છે કે, મુસલમાનો તે ઓરતો માટે નીચી નજર રાખે જે તેમના માટે હલાલ નથી**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ કુલ લિલ મુઅમિનાતિ યગ્દુદ્દન મિન અબ્સારિહિન્ન વ યહફઝન ફુરૂજહુન્ન'**

**આયત 'યઅલમુ ખાઇનતલ અઅયુનિ'માં આંખની ખયાનતથી તે વસ્તુ તરફ જોવું મુરાદ છે જેના તરફ જોવાની અલ્લાહ તઆલાએ મનાઇ ફરમાવી છે**

**ઝુહરી કહે છે કે, પુખ્તવયની ન હોય તેવી (નાબાલિગ) ઓરતો ભલેને નાની વયની હોય, પરંતુ જેમના તરફ જોવાની ઇચ્છા થતી હોય તેમના કોઇ અવયવને જોવું જાઇઝ નથી**

**અતાની નજરે ખરીદવાના ઇરાદા વગર તે લોંડીઓને જોવી મકરૂહ છે જેમને મક્કામાં વેચવામાં આવતી હતી**



(૨૦૯/૬૪૮૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઊંટણીના પાછળના ભાગ પર પોતાની પાછળ કુરબાનીના દિવસે ફઝલ ઇબ્ને અબ્બાસને સવાર કર્યા હતો. ફઝલ ખુબસુરત હતા. રસૂલુલ્લાહ (સલ.) જ્યારે મસ્અલાઓ શીખવવા માટે લોકોની સામે જઇને ઉભા થયા ત્યારે એક ખસ્અમી ઓરત રસૂલુલ્લાહ (સલ.)ને મસ્અલો પૂછવા માટે આવી. ફઝલને તે ઓરતનું સૌંદર્ય ગમ્યું. એટલે તેના તરફ જોવા લાગ્યા. હુઝૂરે ગરદન ફેરવીને જોયું કે, ફઝલ તે ઓરતને જોઇ રહ્યા છે. આપે મુબારક હાથ પાછળ લઇ જઇને ફઝલની દાઢી પકડીને ઓરત તરફથી તેમના ચહેરાને બીજી તરફ ફેરવી દીધો. તે ઓરતે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! બંદાઓ પર ખુદાની જે હજ્જ ફર્ઝ છે તે મારા પિતા પર એવા સમયે ફર્ઝ થઇ જ્યારે તેઓ ખૂબ વૃધ્ધ થઇ ગયા હતા. સવારી પર સંભાળીને બેસવાની તેમનામાં શકિત પણ ન હતી. જો હું તેમના તરફથી હજ્જ કરૂં તો ચાલશે ? આપે કહ્યું : હા.

(૨૧૦/૬૪૮૨) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : રસ્તા પર ન બેસો. સહાબાએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! અમે તો અમારી બેઠકો પર બેસીને વાતચીત કરવા માટે મજબૂર છીએ. (બેઠકો રસ્તા પર બનેલી

હતી) આપે કહ્યું : જો તમે બેસવાનું છોડતા નથી તો રસ્તાનો હક્ક અદા કરો. સહાબાએ કહ્યું કે, રસ્તાનો હક્ક શું છે ? આપે કહ્યું : આંખો નીચી રાખવી; તકલીફ આપનારી વસ્તુને દૂર કરવી; સલામનો જવાબ આપવો; સારા કામનો હુકમ કરવો અને ખરાબ કામની મનાઈ કરવી.

### સલામ ખુદાનું નામ છે

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇઝા હુય્યિયતુમ બિતહિય્યતિન ફહય્યૂ બિઅહસન મિન્હા અવ રુદ્દૂહા'**

(૨૧૧/૬૪૮૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, જ્યારે અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે નમાઝ પઢતા હતા ત્યારે બોલતા હતા : **'અસ્સલામુ અલ લ્લાહિ કબ્લ ઇબાદિહિ અસ્સલામુ અલા જિબ્રઇલ અલા મીકાઇલ અસ્સલામુ અલા ફુલાનિન'** ડિવા ખુદા પર તેના બધા બંદાઓ કરતાં પહેલાં સલામ, જિબ્રઈલ પર સલામ, મીકાઈલ પર સલામ, ફલાણાં પર સલામ. રસૂલુલ્લાહ (સલ.)એ નમાઝ પઢી રહ્યા પછી અમારા તરફ ફરીને કહ્યું : અલ્લાહ પોતે સલામ છે. એટલે તમારામાંથી જે માણસ નમાઝમાં કઅદામાં બેસે ત્યારે આ પ્રમાણે કહો : **અત્તહિય્યાતુ લિલ્લાહિ વ સ્સલવાતુ વ તય્યિબાતુ અસ્સલામુ અલયૂક અય્યુહ ન્નબિય્યુ વ રહમતુ લ્લાહિ વ બરકાતુહુ અસ્સલામુ અલયના વ અલા ઇબાદિ લ્લાહિ સ્સાલિહીન અશ્હદુ અલ્લા ઇલાહ ઇલ્લ લ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુહુ.** કારણ કે, જો આ પ્રમાણે કહેશે તો આસ્માન અને જમીનમાં દરેક નેક બંદાને આ દુઆ પહોંચી જશે. આ દુઆ પઢયા પછી જે ચાહે તે દુઆ માંગે.

### થોડા માણસો વધારે માણસોને સલામ કરે

(૨૧૨/૬૪૮૪) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, નાનો મોટાને સલામ કરે. રસ્તે ચાલનાર બેસેલા માણસને સલામ કરે. થોડા માણસો વધારે માણસોને સલામ કરે.

### સવાર પગપાળાને સલામ કરે

(૨૧૩/૬૪૮૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, સવાર પગપાળાને સલામ કરે. ચાલનાર માણસ બેસેલાને સલામ કરે અને થોડા માણસો વધારે માણસોને સલામ કરે.

### ચાલનાર માણસ બેસેલાને સલામ કરે

(૨૧૪/૬૪૮૬) હઝરત અબૂ હુરૈરા



કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સવાર પગપાળાને સલામ કરે. ચાલતો માણસ બેસેલાને સલામ કરે અને થોડા માણસો વધારેને સલામ કરે.

### નાના મોટાને સલામ કરે

(૨૧૫/૬૪૮૭) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, નાનો મોટાને સલામ કરે. ચાલતો બેસેલાને સલામ કરે અને થોડા માણસો વધારેને સલામ કરે.

### 'સલામુન અલયક'નો રિવાજ ચાલુ કરવો

(૨૧૬/૬૪૮૮) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમને સાત કામોનો હુકમ આપ્યો છે. બીમારની ખબર લેવાનો, જનાઝાઓની સાથે જવાનો, છીંકનારને 'યરહમુક-લ્લાહ' કહેવું, કમજોરને મદદ કરવી. મઝલૂમને છોડાવવો. સલામુન અલયકનો રિવાજ ફેલાવવો અને કસમ પૂરી કરવી. હુઝૂરે અમને મનાઈ કરી છે ચાંદીના વાસણમાં પાણી પીવાની, સોનાની વીંટી પહેરવાની, 'મયાસીર' પર સવાર થવાની, રેશમ, દીબાજ, કસી અને ઇસ્તબરક પહેરવાની.

### ઓળખાણ હોય કે ન હોય સલામ કરવામાં આવે

(૨૧૭/૬૪૮૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર કહે છે કે, એક માણસે હુઝૂર (સલ.)ને પૂછયું કે, ઇસ્લામની કઇ આદત સારી છે ? આપે કહ્યું : ખાણું ખવડાવો અને ઓળખાણ હોય કે ન હોય સલામ કરો.

(૨૧૮/૬૪૯૦) હઝરત અબૂ અય્યૂબ અનસારી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મુસલમાન માટે જાઇઝ નથી કે પોતાના ભાઈને ત્રણ દિવસથી વધારે સમય ન બોલાવે. બંને રસ્તામાં મળે. એ આ બાજુ મોં ફેરવી લે અને તે તે બાજુ મોં ફેરવી લે. બંનેમાં સારો માણસ તે છે જે પ્રથમ શરૂઆત કરે.

(૨૧૯/૬૪૯૧) હઝરત અનસ કહે છે : મદીનામાં હુઝૂર (સલ.)ના આગમન વખતે મારી વય દસ વરસની હતી. પછી દસ વરસ સુધી હુઝૂરની હયાતીમાં મેં આપની સેવા કરી. પરદાનો હુકમ હું સૌથી વધારે જાણું છું કે કયા વખતે એ હુકમ ઉતર્યો. ઉબય ઇબ્ને કઅબ પણ મને એ હુકમ પૂછતા હતા. જ્યારે એ હુકમ ઉતર્યો ત્યારે હુઝૂર ઝેનબ બિન્તે ઝહશના ઓરડામાં હતાં. જ્યારે સવારે હુઝૂર દુલહાના સ્વરૂપમાં ઉઠયા ત્યારે લોકોને દઅવત આપી. લોકોએ આવીને ખાણું ખાધું અને ચાલ્યા ગયા. થોડાક માણસો રસૂલુલ્લાહ (સલ.) પાસે બેસી રહ્યા. એટલી વાર સુધી બેસી રહ્યા કે હુઝૂર

અકળાઇને ઉભા થઇ ગયા અને મકાનમાંથી બહાર નીકળી ગયા જેથી લોકો ચાલ્યા જાય. હું પણ હુઝૂરની સાથે બહાર નીકળી ગયો. હુઝૂર ચાલીને હઝરત આઇશાના કમરાના ઉંબર સુધી ગયા. હું પણ સાથે હતો. પછી વિચાર આવ્યો કે, લોકો ચાલ્યા ગયા હશે એટલે આપ પાછા ફર્યા. હું પણ પાછો ફર્યો. અહીં સુધી કે, હુઝૂર હઝરત ઝેનબના કમરામાં દાખલ થયા. આપે જોયું કે લોકો બેસેલા છે, ગયા નથી. નાછુટકે હુઝૂર ફરી પાછા ફર્યા. હું પણ પાછો ફર્યો. હઝરત આઇશાના કમરાના ઉંબર સુધી જઇને ફરી ખ્યાલ આવ્યો કે, હવે તે લોકો ચાલ્યા ગયા હશે. આવો વિચાર કરીને હુઝૂર ફરી પાછા ફર્યા. હું પણ પાછો ફર્યો. આ વખતે જોયું કે, લોકો ચાલ્યા ગયા છે, તે વખતે પરદાની આયત ઉતરી. હુઝૂરે મારી અને પોતાની વચ્ચે પરદો નાખી દીધો.

(૨૨૦/૬૪૯૨) હઝરત અનસ કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઝેનબ સાથે નિકાહ કર્યા ત્યારે લોકો ખાણું ખાવા માટે આવ્યા. ખાણું ખાઇને બેસીને વાતો કરવા લાગ્યા. રસૂલુલ્લાહ (સલ.) ઉઠવા માટે કંઇક ખેંચાયા, પરંતુ તો પણ માણસો ઉઠયા નહીં. હુઝૂરે જ્યારે આ જોયું ત્યારે પોતે ઉભા થઇ ગયા. હુઝૂરને ઉઠતા જોઇને બીજા લોકો પણ ઉઠી ગયા, પરંતુ તે છતાં કેટલાક માણસો બેસી રહ્યા. રસૂલુલ્લાહ (સલ.) અંદર જવા માટે પાછા ફર્યા ત્યારે જોયું કે માણસો બેઠા છે, પરંતુ થોડીવાર પછી માણસો ઉઠીને ચાલ્યા ગયા. મેં જઇને હુઝૂરને ખબર આપી. આપ આવ્યા અને અંદર ચાલ્યા ગયા. મેં પણ અંદર ઘુસવાનો ઇરાદો કર્યો, પરંતુ હુઝૂરે મારી અને પોતાની વચ્ચે પરદો નાખી દીધો. અલ્લાહ તઆલાએ આયત **યા અય્યુહલ્લઝીન આમનૂ લા તદખુલૂ બુયૂતન્નબિય્યિ** ઉતારી.

(૨૨૧/૬૪૯૩) હઝરત ઉમર ઇબ્ને ખત્તાબ (રદિ.) રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યા કરતા હતા કે, હુઝૂર હરમ (ઝનાનખાના, મહિલારૂમ) માટે પરદો ઉભો કરે, પરંતુ હુઝૂર એવું કરતા ન હતા. નિયમ હતો કે, પવિત્ર પત્નીઓ રાત્રે હાજત માટે બહાર જતી હતી. એક રાત્રે હઝરત સૌદા બહાર ગયાં. લાંબા કદની સ્ત્રી હતાં. હઝરત ઉમરે જોઇને કહ્યું : સૌદા, મેં તમને ઓળખી લીધા. હઝરત ઉમરે આ એટલા માટે કહ્યું કે, પરદાના હુકમના ઉતરવાનો તેમને ઘણો શોખ હતો.

**રજા લઇને દાખલ થવાનો હુકમ ફકત જોવાથી અટકાવવા માટે છે**

(૨૨૨/૬૪૯૪) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, એક માણસે રસૂલુલ્લાહ (સલ.)ના ઓરડામાં બાકોરામાંથી ડોકિયું કર્યું. હુઝૂરના હાથમાં તે વખતે લોખંડની કાંસકી હતી, જેનાથી માથું ખંજવાળી રહ્યા હતા. આપે કહ્યું : જો મને ખબર પડી જાત કે તું જોઇ રહ્યો છે તો એ જ કાંસકી તારી આંખોમાં ભોંકી દેત. રજા લેવાનો હુકમ તો ફકત જોવાથી અટકાવવા માટે છે.

(૨૨૩/૬૪૯૫) હઝરત અનસ કહે છે : એક માણસે રસૂલુલ્લાહ (સલ.)ના કમરામાં ડોકિયું કર્યું. હુઝૂર તેના તરફ તીર લઇને ઉભા થયા, જે પરથી લાગતું હતું કે, ગફલતમાં જોઇને તેની આંખ ફોડી નાખશે.

**ગુપ્તભાગ સિવાય માનવીના બીજા અવયવોનો વ્યભિચાર**

(૨૨૪/૬૪૯૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ખુદાએ માનવી માટે હરામખોરીનો ભાગ મુકર્રર કરી દીધો છે, જેને તે જરૂર મેળવશે. જેમકે આંખનો વ્યભિચાર તો પારકી સ્ત્રી તરફ જોવું છે. જીભનો વ્યભિચાર નાજાઇઝ કામવૃત્તિથી વાત કરવી. દિલનો વ્યભિચાર હરામ-ખોરીની ઇચ્છા કરવી. પછી ગુપ્તભાગ કદી તેને સાચી ઠેરવે છે અને કદી જુઠી ઠેરવે છે.

**ત્રણવાર સલામ કરવી અને રજા માંગવી**



(૨૨૫/૬૪૯૭) હઝરત અનસ કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે જો સલામ કરે તો ત્રણવાર કરે અને કોઇ વાત કહે તો ત્રણવાર દોહરાવીને કહે.

(૨૨૬/૬૪૯૮) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે કે, હું અનસારીઓની એક મજલિસમાં બેઠો હતો, એવામાં અબૂ મૂસા ગભરાઇને આવ્યા. મેં પૂછ્યું કે શું છે ? તેઓ કહેવા લાગ્યા : મેં હઝરત ઉમર પાસે જવાની ત્રણવાર રજા માગી, પરંતુ મને રજા મળી નહીં. હું પાછો ફર્યો. પછી હઝરત ઉમરે મને બોલાવ્યો. હું પાછો ગયો. મને પૂછ્યું, તમે કેમ આવ્યા નહીં ? મેં જવાબ આપ્યો કે, ત્રણવાર મેં રજા માગી, પરંતુ જ્યારે રજા ન મળી ત્યારે પાછો ચાલ્યો ગયો. કારણ કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, જો કોઇ ત્રણવાર રજા માગે અને ન મળે તો પાછો ચાલ્યો જાય. હઝરત ઉમરે કહ્યું કે, ખુદાની કસમ ! તમારે એ માટે ગવાહ રજુ કરવા જોઇએ. એટલે હું આવ્યો છું કે, જો તમારામાંથી કોઇએ રસૂલુલ્લાહ (સલ.)ની આ હદીસ સાંભળી હોય તો ચાલો. ઉબય ઇબ્ને કઅબે કહ્યું : ખુદાની કસમ ! તમારી સાથે એવો માણસ ગવાહી આપશે જે સૌથી નાની વયનો છે. હઝરત અબૂ સઇદ કહે છે : હું સૌથી નાની વયનો હતો. તરત ઉભો થઇ ગયો. મેં અબૂ મૂસા સાથે જઇને હઝરત ઉમરને કહી દીધું કે, રસૂલુલ્લાહ (સલ.)એ

ઉપરોક્ત હદીસ કહી છે.

**જો કોઇ માણસને દઅવત આપવામાં આવે તો શું તેણે પણ રજા લઇને અંદર આવવું જોઇએ ?**

(૨૨૭/૬૪૯૯) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : દઅવત આપવી એ જ તેના માટે રજા છે.

(૨૨૮/૬૫૦૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : હું રસુલુલ્લાહ (સલ.)ની સાથે અંદર ગયો. હુઝૂરે અંદર એક પ્યાલામાં દૂધ મૂકેલું જોયું. આપે કહ્યું : અબૂ હુરૈરા, જઇને સુફફાવાસીઓને મારી પાસે બોલાવી લાવો. હુકમ અનુસાર હું તેમની પાસે જઇને બોલાવી લાવ્યો. તેઓ આવ્યા. અંદર આવવાની રજા માગી. રજા મળ્યા પછી તેઓ અંદર દાખલ થયા.

**બાળકોને સલામ કરવી**

(૨૨૯/૬૫૦૧) સાબિત બુનાની કહે છે કે, હઝરત અનસ બાળકો પાસેથી પસાર થયા. તેમને સલામ કરી. તેમણે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) પણ આ પ્રમાણે જ કરતા હતા.

**પુરૂષો સ્ત્રીઓને અને સ્ત્રીઓ પુરૂષોને સલામ કરે**

(૨૩૦/૬૫૦૨) અબૂ હાઝિમ કહે છે કે, હઝરત સહલે કહ્યું : અમે જુમ્આના દિવસ ખુશી મનાવતા હતા. મેં પૂછ્યું, શા માટે ? તેમણે કહ્યું : એક વૃધ્ધા કોઇને બુઝાઆના ખજૂરીઓના બાગ તરફ મોકલતી અને શલજમ લઇને એક હાંડલીમાં નાખીને થોડાક જવના દાણા વાટીને તેમાં ભેળવી દેતી હતી. અમે જુમ્આની નમાઝ પઢીને તેની પાસે જઇને સલામ કરતા હતા. તે ઉપરોક્ત ખાણું અમારી સામે લાવતી હતી. એ જ કારણે અમે ખુશ થતા હતા. જુમ્આના દિવસે અમે નમાઝ પછી જ 'કયલૂલા' (ભોજનોત્તર આરામ) પણ કરતા હતા. બપોરનું ખાણું પણ પાછળથી જ ખાતા હતા.

(૨૩૧/૬૫૦૩) હઝરત આઇશા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આઇશા, આ જિબ્રઇલ તમને સલામ કહે છે. મેં કહ્યું : 'વ અલયહિ સ્સલામુ વ રહમતુ લ્લાહ'. આપ જે વસ્તુ જોઇ શકો છો તે અમને દેખાતી નથી. કેટલીક રિવાયતોમાં 'વ બરકાતુહુ'નો શબ્દ વધુ છે.

**જો કોઇ માણસ પૂછે કે, કોણ છે ? તો જો જવાબ આપે કે, 'હું છું' તો એ મકરૂહ છે**

(૨૩૨/૬૫૦૪) હઝરત જાબિર કહે છે : મારા પિતા પર જે કર્ઝ (દેવું) હતું તે બાબત અંગે હું હુઝૂર પાસે ગયો.



દરવાજો ખખડાવ્યો. આપે કહ્યું : કોણ છે ? મેં કહ્યું કે, હું છું. હુઝૂરે નારાજ થઇને કહ્યું : હું હું !

**'સલામુન અલય્ક'ના જવાબમાં 'અલય્ક સ્સલામ' બોલવું**

(૨૩૩/૬૫૦૫) હઝરત આઇશાએ 'વ અલયહિ સ્સલામ વ રહમતુ લ્લાહિ વ બરકાતુહુ' (હઝરત જિબ્રઇલના સલામના જવાબમાં) કહ્યું હતું.

(૨૩૪/૬૫૦૬) રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, હઝરત આદમ (અલ.)ના સલામના જવાબમાં ફરિશ્તાઓએ **'અસ્સલામુ અલય્ક વ રહમતુ લ્લાહ'** કહ્યું હતું.

(૨૩૫/૬૫૦૭) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મસ્જિદના એક ખુણામાં બેઠા હતા, એવામાં એક માણસ અંદર આવ્યો. નમાઝ પઢીને હુઝૂરની સેવામાં હાજર થઇને સલામ કરી. હુઝૂરે કહ્યું : 'વ અલય્ક સ્સલામ' પાછા જાઓ અને નમાઝ પઢો. કારણ કે, તમે નમાઝ પઢી નથી. તે માણસે ફરી નમાઝ પઢી અને આવીને સલામ કરી. હુઝૂરે કહ્યું : 'વ અલય્ક સ્સલામ' પાછા જાઓ, નમાઝ પઢો, તમે નમાઝ પઢી નથી. તેણે નમાઝ પઢી. પછી આવીને સલામ કરી. આપે કહ્યું : 'વ અલય્ક સ્સલામ' પાછા જાઓ, નમાઝ પઢો. કારણ કે, તમે નમાઝ પઢી નથી. તેણે બીજી અથવા ત્રીજી વખતે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મને નમાઝ શીખવો. આપે કહ્યું : જ્યારે તમે નમાઝનો ઇરાદો કરો ત્યારે પૂરેપૂરૂં વુઝૂ કરો. પછી કિબ્લા તરફ મોં કરીને અલ્લાહુ અકબર કહો. પછી કુર્આનનો જે ભાગ તમને આસાન લાગે તે પઢો. પછી રૂકૂઅમાં જાઓ. જ્યારે બરાબર રૂકૂઅ કરી લો ત્યારે શિર ઉઠાવીને બિલકુલ સીધા ઉભા થઇ જાઓ. પછી સજદામાં જાઓ. જ્યારે બરાબર સજદો કરી લો ત્યારે શિર ઉઠાવીને બરાબર બેસી જાઓ. ફરી સજદામાં જાઓ. જ્યારે બરાબર સજદો કરી લો ત્યારે શિર ઉઠાવીને બેસી જાઓ. પછી પૂરી નમાઝમાં એ પ્રમાણે કરો.

(૨૩૬/૬૫૦૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂરે આ પ્રમાણે શબ્દો કહ્યા હતા. પછી શિર ઉઠાવીને અહીં સુધી કે જ્યારે શાંતિથી બેસી જાય.

**કોઇ માણસને આ પ્રમાણે કહેવું કે, ફલાણા માણસે તમને સલામ કહી છે**

(૨૩૭/૬૫૦૯) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું કે, જિબ્રઇલે તમને સલામ કહી છે. મેં કહ્યું : 'વ અલયહિ સ્સલામ વ રહમતુ લ્લાહ'.

**જે સભામાં મુસલમાનો અને**

## કાફિરો સાથે બેઠા હોય તેમને સલામ કરવી

(૨૩૮/૬૫૧૦) હઝરત ઉસામા ઇબ્ને ઝેદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ગધેડા પર ફદકી ચાદર મૂકાવીને તેના પર કાઠડી નાખીને સવાર થઇને સઅદ ઇબ્ને ઉબાદાની બીમારપુર્સી માટે ગયા. મને પાછળ બેસાડયો. આ બનાવ બદરની લડાઇ પહેલાંનો છે. રસ્તામાં એક સભા પાસેથી પસાર થયા. જેમાં મુસલમાનો, મુશ્રિકો, મૂર્તિપૂજકો અને યહૂદીઓ સાથે બેઠા હતા. સભાજનોમાં અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય અને હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને રવાહા પણ હતા. જ્યારે સવારીના કારણે ધૂળ ઉડીને સભાજનો પર પડી ત્યારે અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય ચાદર વડે પોતાનું નાક ઢાંકીને બોલ્યો કે, અમારા પર ધૂળ ન ઉડાવો. રસૂલુલ્લાહ (સલ.)એ સલામ કરી અને સવારીને થોભાવી. ઉતરીને સભાજનોને ઇસ્લામનું આમંત્રણ આપ્યું. બધાની સામે કુર્આનની તિલાવત કરી. ઇબ્ને ઉબયે કહ્યું : તું જે કંઇ કહી રહ્યો છે જો એ સાચું છે તો એનાથી સારી વસ્તુ કોઇ નથી, પરંતુ અમારી સભાઓમાં આવીને આવી રીતે અમને તકલીફ ન પહોંચાડ. તારા ઘેર પાછો ચાલ્યો જા. અમારામાંથી જે માણસ તારી પાસે આવે તેને નસીહત કર. આ સાંભળીને ઇબ્ને રવાહાએ કહ્યું : અમારી સભાઓમાં આવ્યા કરો. અમે એને પસંદ કરીએ છીએ. પરિણામ એ આવ્યું કે, મુસલમાનો, મુશ્રિકો અને યહૂદીઓમાં ગાળગલોચ થઇ. સંભવ હતો કે પરસ્પર મારામારી કરી બેસે, પરંતુ રસૂલુલ્લાહ (સલ.) સતત તેમના ગુસ્સાને ઠંડો કરી રહ્યા હતા. છેવટે હુઝૂર પોતાની સવારી પર સવાર થઇને સઅદ ઇબ્ને ઉબાદા પાસે ચાલ્યા ગયા. આપે કહ્યું કે, સઅદ, શું તમે અબૂ હુબાબની વાત સાંભળી નહીં ? તેણે આવી આવી વાતો કરી. સઅદે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! એને માફ કરો અને દરગુજર કરો. કારણ કે ખુદાની કસમ ! આ ટાપુવાળાઓએ સર્વાનુમતે એવું નક્કી કર્યું હતું કે એને તાજ પહેરાવીને બાદશાહ બનાવીશું. એ દરમ્યાન અલ્લાહ તઆલાએ આપને સાચો મઝહબ આપીને તેને મરદૂદ ઠેરવ્યો. એટલે તેને ઇર્ષા આવી. એ જ કારણે તેણે એવું વર્તન દાખવ્યું જે તમે જોયું. આ સાંભળીને હુઝૂરે ઇબ્ને ઉબયને માફ કરી દીધો.

## ગુનોહ કરનારને સલામ ન કરવી અને તેને સલામનો જવાબ ન આપવો જ્યાં સુધી કે તેની તૌબા ખુલ્લમખુલ્લી ન થાય. ગુનેહગારની તૌબા કેવી રીતે જાહેર થાય છે ?

ઇબ્ને ઉમરનું કથન છે કે,



## શરાબીઓને સલામ ન કરો

(૨૩૯/૬૫૧૧) હઝરત કઅબ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, જ્યારે હું તબૂકની લડાઇમાં ન જઇ શકયો અને રસૂલુલ્લાહ (સલ.)એ મુસલમાનોને અમારી સાથે વાતચીત કરવાની મનાઇ ફરમાવી ત્યારે હું હુઝૂરની પાસે જતો અને સલામ કરીને મનમાં વિચારતો હતો કે, હુઝૂરે સલામના જવાબ માટે હોઠ હલાવ્યા કે નહીં. અહીં સુધી કે આવી રીતે પચાસ દિવસ થઇ ગયા. ફજરની નમાઝ પઢયા પછી હુઝૂરે અમારી તૌબા કબૂલ થવાની જાહેરાત કરી.

## ઝિમ્મી કાફિરોને સલામનો જવાબ કેવી રીતે આપવામાં આવે ?

(૨૪૦/૬૫૧૨) હઝરત આઇશા કહે છે કે, કેટલાક યહૂદીઓ રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યા. તેમણે કહ્યું : 'અસ્સામુ અલયકુમ' તમારૂં મૃત્યુ થાય. હું તેમની વાત સમજી ગઇ. મેં જવાબ આપ્યો : 'અલયકુમુસ્સામુ વ લઅનતુ' હુઝૂરે કહ્યું કે, આઇશા, નરમ વલણ ધારણ કરો. ખુદા તઆલા બધી વાતોમાં નરમી પસંદ કરે છે. મેં કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું તમે તેમની વાત સાંભળી નહીં ? આપે કહ્યું : મેં પણ તો 'અલયકુમ' કહ્યું હતું.

(૨૪૧/૬૫૧૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે તમને યહૂદીઓ સલામ કરે છે ત્યારે તેમનામાંથી અમુક (અસ્સલામુ અલયકના બદલે) 'અસ્સામુ અલય્ક' બોલે છે. એટલે તમે પણ 'વ અલય્ક' કહો.

(૨૪૨/૬૫૧૪) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે 'અહલે કિતાબ' તમને સલામ કરે ત્યારે તમે 'વ અલયકુમ' કહો.

## જો કોઇના કાગળથી મુસલમાનોના નુકસાનનો ભય હોય તો તે કાગળને ખોલીને જોવો જાઇઝ છે

(૨૪૩/૬૫૧૫) હઝરત અલી મુર્તઝા કહે છે : મને, ઝુબેર ઇબ્ને અવ્વામને અને અબૂ મર્સદ ગનવીને રસૂલુલ્લાહ (સલ.)એ મોકલ્યા. આપે કહ્યું : તમે બધા ખાખ નામે બાગ સુધી જાઓ. ત્યાં એક મુશ્રિક ઓરત મળશે જેની પાસે મુશ્રિકોને લખવામાં આવેલો હાતિબ ઇબ્ને અબૂ બલ્તઆનો પત્ર હશે. હઝરત અલી કહે છે કે, અમે બધા ઘોડાઓ પર સવાર થઇને જઇ પહોંચ્યા. જે જગ્યા માટે રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું ત્યાં તે ઓરત ઊંટ પર સવાર થઇને જતી

મળી. અમે કહ્યું કે, તારી પાસે જે પત્ર હતો તે ક્યાં છે ? તે કહેવા લાગી : મારી પાસે કોઇ પત્ર નથી. અમે તેને અટકાવી અને કાઠડાની જડતી લીધી, પરંતુ કંઇ મળ્યું નહીં. મારા બંને સાથીઓ કહેવા લાગ્યા : અમને પત્ર મળતો નથી. મેં કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ જૂઠું કહ્યું નથી. તે ખુદાની કસમ છે જેના નામની કસમ ખાવામાં આવે છે, હું તારા કપડાં ઉતારીશ, નહીં તો પત્ર કાઢી આપ. જ્યારે તેણે મારા પ્રયાસ જોયા ત્યારે પોતાના તેહબંદની ગાંઠ તરફ હાથ લંબાવ્યો. કારણ કે તેણે કમર સાથે ચાદર લપેટી હતી. તેણે કાગળ કાઢીને આપ્યો. અમે કાગળ લઇને રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યા. હુઝૂરે કહ્યું : હાતિબ તમે આવું કામ કેમ કર્યું ? હાતિબે કહ્યું કે હુઝૂર મારૂં ઇમાન તો ખુદા અને તેના રસૂલ પર છે. મેં એમાં કોઇ પરિવર્તન કે ફેરફાર કર્યો નથી. વાત એમ હતી કે હુઝૂરના જેટલા સહાબીઓ છે તે બધાનો મક્કામાં કોઇ એવો સંબંધિત માણસ છે કે અલ્લાહ તઆલા તેની મારફતે તેમના માલ-ઓલાદને નુકસાન નહીં પહોંચવા દે. એટલે મને પણ થયું કે મારો પણ મુશ્રિકો ઉપર ઉપકાર થાય. જેથી તેની મારફતે અલ્લાહ તઆલા મારા સ્ત્રી-બાળકો અને માલને નુકસાનથી બચાવે. હુઝૂરે કહ્યું કે, તેણે સાચું કહ્યું. તમે એને સારી વાત સિવાય બીજું કંઇ કહો નહીં. હઝરત ઉમરે કહ્યું કે હુઝૂર, એણે ખુદા, રસૂલ અને મુસલમાનો સાથે દગો કર્યો હતો. મને રજા આપો કે, એની ગરદન ઉડાવી દઉં. આપે કહ્યું : ઉમર, તમને શું ખબર ? અલ્લાહ તઆલા બદરવાળાઓની હાલત જાણતો હોય. એટલે તેણે ફરમાવ્યું હોય કે, તમારૂં મન ફાવે તે કરો. જન્નત તમારા માટે જરૂરી બની ગઇ. આ સાંભળીને હઝરત ઉમરની આંખો અશ્રુભીની થઇ ગઇ. તેમણે કહ્યું કે, ખુદા અને રસૂલ જ સારી રીતે જાણે છે.

## અહલે કિતાબને કેવી રીતે કાગળ લખવામાં આવે ?

(૨૪૪/૬૫૧૬) ઇબ્ને અબ્બાસ કહે છે : અબૂ સુફયાને મને કહ્યું હતું કે, હિરકલે મને અને કુરેશની તે ટુકડીને બોલાવી જે સીરિયામાં વેપાર કરતી હતી. પછી રસૂલુલ્લાહ (સલ.)નો કાગળ મંગાવીને વંચાવ્યો. તેમાં લખ્યું હતું : બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ, આ કાગળ અલ્લાહના રસૂલ મુહમ્મદ ઇબ્ને અબ્દુલ્લાહ તરફથી રોમના સરદાર હિરકલના નામે છે. 'અસ્સલામુ અલા મનિ ત્તબઅલ હુદા અમ્મા બઅ્દ'.

## કાગળમાં કોનું નામ પહેલું



## લખવામાં આવે ?

(૨૪૫/૬૫૧૭) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બની ઇસ્રાઇલના એક માણસની વાત કરી. આપે કહ્યું : તેણે એક લાકડી લઇ પોલી બનાવીને એક હઝાર સોનામહોરો અને પોતાના તરફથી પોતાના મિત્રને નામે એક કાગળ લખીને તેમાં મૂકયો. કેટલીક રિવાયતોમાં આ પ્રમાણે શબ્દો આવ્યા છે કે, તેણે લાકડીને પોલી કરીને તેમાં માલ મૂકયો અને પોતાના મિત્રના નામે એક કાગળ લખ્યો. જેમાં લખ્યું કે, ફલાણા માણસ તરફથી ફલાણા માણસના નામે.

## હદીસ 'કૂમૂ ઇલા સચ્યિદિકુમ'નું સ્પષ્ટીકરણ

(૨૪૬/૬૫૧૮) હઝરત અબૂ સઇદ કહે છે કે, કુરૈઝાવાળાઓ સઅદના ચુકાદાથી રાજી થઇને પહાડ પરથી ઉતરી પડયા. રસૂલુલ્લાહ (સલ.)એ સઅદને બોલાવ્યા. જ્યારે સઅદ આવ્યા ત્યારે હુઝૂરે કહ્યું : **કૂમૂ ઇલા સચ્યિદિકુમ** ઉઠો તમારા સરદારના માનાર્થે ઉઠો. સઅદ આવીને રસૂલુલ્લાહ (સલ.) પાસે બેસી ગયા. આપે કહ્યું : આ લોકો તમારા ચુકાદા પ્રમાણે રાજી થઇને ઉતર્યા છે. હઝરત સઅદે કહ્યું : તો હું ચુકાદો આપું છું કે, એમનામાંથી લડનારા માણસોને કત્લ કરવામાં આવે. એમના સ્ત્રી-બાળકોને લૌંડી-ગુલામ બનાવવામાં આવે. હુઝૂરે કહ્યું : તમે ખુદાના હુકમ અનુસાર ચુકાદો આપ્યો.

## હસ્તધૂનન

(૨૪૭/૬૫૧૯) ઇબ્ને મસઊદ કહે છે કે, હુઝૂર (સલ.)એ જ્યારે મને તશહહુદ (અત્તહિય્યાત) શીખવ્યું હતું ત્યારે મારી હથેળી હુઝૂરની બંને હથેળીઓ વચ્ચે હતી.

(૨૪૮/૬૫૨૦) કઅબ ઇબ્ને માલિક કહે છે : હું મસ્જિદમાં દાખલ થયો ત્યારે રસૂલુલ્લાહ (સલ.) હતા. મને જોઇને તલહા ઇબ્ને ઉબૈદુલ્લાહ દોડીને આવ્યા. મારી સાથે હસ્તધૂનન કર્યું અને તૌબા કબૂલ થવાની મુબારકબાદી આપી.

(૨૪૯/૬૫૨૧) કતાદા કહે છે : મેં હઝરત અનસને પૂછ્યું કે, શું સહાબાઓમાં હસ્તધૂનન હતું ? હઝરત અનસે કહ્યું : હા.

(૨૫૦/૬૫૨૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને હિશામ કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતા. તે વખતે હુઝૂરે હઝરત ઉમરનો હાથ પકડયો હતો.

## બંને હાથે હસ્તધૂનન કરવું

(૨૫૧/૬૫૨૩) હમ્માદ ઇબ્ને ઝેદ

ઇબ્ને મુબારક સાથે બંને હાથે હસ્તધૂનન કર્યું હતું.

(૨૫૨/૬૫૨૪) ઇબ્ને મસ્ઊદ કહે છે : મારો હાથ હુઝૂર (સલ.)ના બંને હાથો વચ્ચે હતો, એવામાં હુઝૂરે મને એવી રીતે તશહહુદ શીખવ્યું જેવી રીતે કુર્આનની સૂરત શીખવતા હતા. તશહહુદ આ પ્રમાણે છે : **અત્તહિય્યાતુ લિલ્લાહિ વ સ્સલવાતુ વ ત્તિયબાતુ અસ્સલામુ અલયક અય્યુહ ન્નબિય્યુ વ રહમતુ લ્લાહિ વ બરકાતુહુ અસ્સલામુ અલયના વ અલા ઇબાદિ લ્લાહિ સ્સાલિહિન. અશ્હદુ અલ્લાઇલાહ ઇલ્લ લ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુહ** આ તશહહુદ અમે ત્યારે પઢતા હતા જ્યારે હુઝૂર અમારી વચ્ચે મૌજૂદ હતા, પરંતુ જ્યારે હુઝૂરની વફાત થઇ ત્યારે અમે (અસ્સલામુ અલય્ક અય્યુહ ન્નબિય્યુના બદલે) અસ્સલામુ અલા ન્નબિય્યિ પઢતા હતા.

(૨૫૨/૬૫૨૪) હસ્તધૂનન (હાથ મુલાકાત) બંને હાથો વડે થવું જોઇએ. ઇબ્ને મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે, મારો હાથ રસૂલુલ્લાહ (સલ.)ના બંને હાથો વચ્ચે હતો.

**✪ ભાગ–૨૫ સમાપ્ત ✪**